# આત્મકથા

## ભાગ ચોથો

## જીવનસંગ્રામ

ઇન્દુલાલ યાજ્ઞિક



# આત્મકથા

## ભાગ ચોથો

## જીવનસંગ્રામ

ઈન્દુલાલ યાજ્ઞિક

પ્રકાશક :
કાંતિલાલ ગોવિંદલાલ શાહ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
મહાત્મા ગાંધી માર્ગ : અમદાવાદ-૧



મુદ્રક :
ઠાકોરલાલ ગોવિંદલાલ શાહ
શારદા મુદ્રણાલય
પાનકોર નાકા : અમદાવાદ

અંગ્રેજ રાજકર્તાઓના દેશમાં
ભારતની સર્વાંગી આઝાદીની લડતમાં
ભારે બલિદાન આપી
જીવનભર ઝૂઝનાર
**નરવીર શાપુરજી સકલાતવાળાને**
અર્પણ

# -: અનુક્રમણિકા :-


| | | |
|---|---|---|
| **ખંડ-૧** | (૧૯૨૪-૧૯૨૬) | **પાન** |
| ૧. સેવક મટી એકાર | | ૩ |
| ૨. નોકરીની શોધમાં | | ૧૦ |
| ૩. નવી મંજિલમાં નવા રાહ | | ૨૬ |
| ૪. પાટેથી ઊતર્યો | | ૪૦ |
| ૫. ફરીથી ‘ક્રૉનિકલ’માં | | ૫૭ |
| **ખંડ-૨** | (૧૯૨૭-૧૯૨૯) | |
| ૬. ‘મારું પરિવર્તન’ | | ૭૧ |
| ૭. સિનેમાની દુનિયામાં | | ૯૧ |
| ૮. પાવાગઢનું પતન | | ૧૦૮ |
| ૯. કાશ્મીરનું ગુલાબ | | ૧૨૬ |
| **ખંડ-૩** | (૧૯૨૯-૧૯૩૧) | |
| ૧૦. વિલાયતને પંથે | | ૧૪૫ |
| ૧૧. મુંબઈથી લંડન-બર્લિન | | ૧૭૪ |
| ૧૨. બર્લિનમાં પ્રચાર | | ૨૦૬ |
| **ખંડ-૪** | (૧૯૩૧-૧૯૩૫) | |
| ૧૩. લંડનમાં ઉદ્દામ રાહ | | ૨૪૩ |
| ૧૪. ડબ્લીનમાં રાષ્ટ્રીય તાલીમ | | ૨૭૮ |
| ૧૫. પરદેશપ્રવાસની ફલશ્રુતિ | | ૩૧૭ |
| **પરિશિષ્ટ:-** | | |
| ૧. શક્તિની સાધના | | ૩૬૩ |
| ૨. બુદ્ધિનું બલિદાન | | ૩૭૦ |
| ૩. ઇન્દુલાલનો પત્ર | | ૩૭૩ |
| ૪. ,, ,, | | ૩૭૫ |
| ૫. ‘રણસંગ્રામ’ વગેરે નાટકોનો સાર | | ૩૭૭ |
| ૬. ઇન્દુલાલનો પત્ર | | ૩૮૫ |
| **સૂચિ** | | ૩૮૮ |

# પ્રસ્તાવના

**આત્મકથાનો** ત્રીજો ભાગ પ્રકટ થવાની તૈયારીમાં હતો, તેવામાં જ સન ૧૯૫૬ના આઠમી ઑગસ્ટને દિવસે મહાગુજરાતના બુલંદ પોકારો કરતા વિદ્યાર્થીઓનાં ટોળાં ઉપર ગોળીબાર થયા. તેના બીજા જ દિવસથી મેં તે લડતમાં ઝંપલાવ્યું. તેથી ચોથા ભાગની ઘણીય નોંધ તૈયાર કરેલી હતી, તોપણ દશ વરસ સુધી તેના સામું જોઈ શક્યો નહિ. સન ૧૯૬૦માં મહાગુજરાતની સ્થાપના થઈ તે પછી તે લડતને આવરી લેતી “ માયા ” નામની નવલકથા લખવામાં રોકાયો. તેથી ત્રીજા ભાગ પછી ચોથા ભાગનું પ્રકાશન બાર વરસ પછી થાય છે. આમ આ ભાગના પ્રકાશનમાં અણધાર્યો વિલંબ થયો તે માટે હું દિલગીર છું.

ત્રીજા ભાગમાં વર્ણવેલા મારા જીવનકાળ દરમ્યાન હું ઘણી માનસિક સંક્રાંતિમાંથી પસાર થયો હતો. મેં “ નવજીવન ”ના ઉપ-તંત્રીપદનું ને પ્રાંતિક સમિતિના મંત્રીપદનું રાજીનામું આપેલું, ગાંધીજીના કેટલાક સિદ્ધાંતોને વિષે મેં મતભેદ જાહેર કરેલો અને યરવડાની જેલમાં પણ ગાંધીજી સમક્ષ કાંઈક કાંઈક મતભેદ પ્રકટ કરતો ગયેલો. તોપણ એ બધાય કાળ દરમ્યાન હું અમદાવાદમાં જ અને ગાંધીજીના જૂના જ વર્તુલમાં સમાઈને રહ્યો હતો. પણ ત્રીજા ભાગના અંતમાં જણાવ્યું છે તે મુજબ ચરખાના મતાધિકારનો ગાંધીજીનો નવો

સિદ્ધાંત જ્યારે મને અસત્ય લાગ્યો ત્યારે તેમને અને ગુજરાતને તિલાંજલિ આપીને મેં મુંબઈનો માર્ગ લીધો.

સન ૧૯૨૪ની આખરમાં હું મુંબઈ આવીને ફરીવાર વસ્યો ત્યારે મારો ખરેખરો જીવનસંગ્રામ શરૂ થયો. પહેલાં તો વકીલાત કરતાં કરતાં હિન્દ સેવક સમાજના પરિચયમાં આવ્યો અને રાજકીય તાલીમ લેવા તેની દીક્ષા લીધી. પછી ગાંધીજીના સંસ્કાર પડ્યા એટલે તેમનો શ્રદ્ધાળુ અનુયાયી થઈને હું ગુજરાતમાં સંચર્યો. તેમના હાથ નીચે રાજકીય તાલીમ લીધી, અને સમાજસેવાનાં અનેક કાર્ય કર્યાં. પણ હવે જાણે મારો બધો ય ભૂતકાળ ભૂંસી નાખીને હું મુંબઈ પહોંચ્યો, ત્યારે ગાંધીજીના ટીકાકાર તરીકે મારી રાજકીય પ્રતિષ્ઠા ખલાસ થઈ, અને સામાજિક સેવા ભૂંસાઈ ગઈ. બત્રીસ પણ વરસની પાકી વયે હું સેવક મટીને દેવાદાર અને બેકાર બની ગયો. હવે ધડકતે હૈયે અને ધ્રૂજતે પગલે જિંદગીની નવી મજલ શરૂ કરવાનો વારો આવ્યો.

જીવનના આવા ગંભીર પલટાથી થોડોક જ વખત હું સ્તબ્ધ બની ગયો પણ જીવનના આરંભથી જે આધ્યાત્મિક સંસ્કારોને લીધે મારી આત્મશક્તિ ખીલી હતી તેના પ્રતાપે હું નવો સંગ્રામ ખેલવાને થોડી જ વારમાં તૈયાર થયો. પ્રતિકૂળ સંજોગોની વચ્ચે મેં પહેલાં અંગ્રેજી "મુંબઈ ક્રૉનિકલ" પત્રમાં અને પછી ગુજરાતી "હિન્દુસ્તાન"માં પગલાં માંડ્યાં. થોડા જ મહિનામાં "હિન્દુસ્તાન"ના તંત્રી અને વ્યવસ્થાપક તરીકે જરા ઊંચે ચડ્યો અને પાછો નીચે પટકાયો. જોતજોતામાં મારો પગાર રૂા. ૩૫૦ સુધી વધ્યો હતો, તે થોડા મહિનામાં રૂા. ૧૦૦ની સપાટીએ પહોંચી ગયો. જેમ પગાર બદલાતો ગયો તેમ મારા વાસ અને વેશ પણ પલટાતાં ગયાં. મારો

આર્થિક અસંતોષ વધતો ગયો તેમ સ્વદેશી મટીને આંતરરાષ્ટ્રીય માનસ જામતું ગયું. પાલવા બંદર પાસે રહેતાં અને પરદેશી વહાણો ઉપર મીટ માંડતાં ખાદી અને સુરવાલનો ત્યાગ કરીને પૂરી પરદેશી વેશભૂષામાં સજ્જ થયો. તે જ વખતે ભાવનાશાળી મટીને વાસ્તવવાદી બન્યો, અને સમાજવાદ અને સામ્યવાદના સાહિત્યનો રસિયો થયો.

વળી આ કાળ દરમ્યાન ગાંધીજી કેવળ રચનાત્મક પ્રવૃત્તિમાં લીન થયા. જે સ્વરાજ્ય પક્ષને તેમણે છુટ્ટો દોર આપ્યો હતો તે મોટા મૂડીપતિઓ સાથે ગંઠાઈ ગયો. આમ રાજકીય દુનિયા મને છેક નિરાશાજનક લાગી તેથી વીફરીને હું પૂરો વ્યક્તિવાદી બનીને વિહરતો ગયો.

'હિન્દુસ્તાન'ના માલિકે વળી મારો પગાર વધારવા માંડ્યો, તે જ વખતે 'કુમારનાં સ્ત્રીરત્નો'ની જે વાતો મેં જેલમાં લખી હતી તેના પુરસ્કારની રકમ મળતી ગઈ. વખત જતાં ફરી અંગ્રેજી "બોમ્બે ક્રોનિકલ"ના નવા માલિકોએ મને સારા પગારે ઉપતંત્રીપદે નિમ્યો ત્યારે વળી મોરોક્કોથી ચીન સુધીની દેશદેશાન્તરની લડતો વિષે કાંઈક ઠીક જાણવાની અને તેને છાપામાં ચમકાવવાની તક મળી. તે જ વખતે દેશના મૂડીપતિઓએ રૂપિયાના અવમૂલ્યનની સામે લડત ચલાવવાને જે મંડળ સ્થાપ્યું હતું તેના તરફથી મને કાંઈક પુરસ્કાર મળતો ગયો. તે જ કાળે સિનેમાની દુનિયામાં મેં પહેલાં પગલાં માંડ્યાં ત્યારે બુદ્ધ ભગવાન વિષે એક ફિલ્મના ટ્રાઈટલનું ભાષાન્તર કરવા માટે અને પછી પાવાગઢની ફિલ્મનું લખાણ તૈયાર કરવા માટે પણ રકમો મળતી ગઈ. પાછો "ક્રોનિકલ"માંથી "હિન્દુસ્તાન"માં તંત્રીપદે નિમાયો ત્યારે મારી કમાણીની કળા ચઢતી જ રહી.

જેમ હું પૂરો વ્યક્તિવાદી થતો ગયો તેમ મારા લોભનો થોભ

ન રહ્યો. ફિલ્મની રૂપેરી દુનિયામાં ફરતાં મેં મનસૂબો કર્યો કે હું કાંઈ ફિલ્મનું ઉત્પાદન ધંધાદારી રીતે કરું તો મારી બુદ્ધિ અને વ્યવસ્થાની શક્તિના આધારે સારી કમાણી શકું. એટલે પછી પ્રયોગ-રૂપે પાવાગઢની ફિલ્મ તૈયાર કરીને મેં વર્તમાનપત્રને તિલાંજલિ આપી અને ફિલ્મનો ઉત્પાદક બની ગયો. તેમાં થોડો વખત મારો સિતારો ચઢ્યો. વળી એક જર્મન સાથે ભાગીદારીમાં આંતરરાષ્ટ્રીય ફિલ્મ બનાવવાની તક મળી તે મેં ઝડપી લીધી. પણ તે સાહસ મને સદ્યું નહીં. તેમાં જે ભારે નુકસાન થયું તે પછી ગમે તેટલી અધ-કચરી ફિલ્મો બનાવતાં પણ ભરપાઈ ન થઈ શકયું. એક સ્ટુડિયોનો માલિક થઈને હું મોટરમાં ફરતો ખરો. પણ મારે ત્યાં મારા લેણ-દારોના તકાદા વધી ગયા, અને ઉઘાડે છોગ દેવાળું કાઢવાનું જ બાકી રહ્યું.

આમ કરતાં ૧૯૩૦ની સાલ આવી પહોંચી ત્યારે નવી રાજ-કીય લડતનાં દુંદુભી દેશમાં વાગી રહ્યાં. ગાંધીજીની મીઠાની યોજના પહેલી વાંચી ત્યારે તો મારા દિલ ઉપર તેની ઝાઝી અસર ન થઈ. પણ જ્યારે ગાંધીજી તેમના શિસ્તબદ્ધ સાથીઓની સાથે મીઠાનો સત્યાગ્રહ કરવાને સાબરમતીથી દાંડીને રસ્તે રવાના થયા અને પછી અસલાલી જેવા મારા પરિચિત ગામે હજ્જારોની મેદનીને લડતનો પેગામ આપીને ગાંધીજી રાતવાતો કરતા ગયા તેમ તેમ મારું દિલ વલોવાતું ગયું. છેવટે દાંડી પહોંચ્યા પછી થોડા દિવસમાં તેમની ધરપકડના સમાચાર મને મળ્યા ત્યારે કોઈ અગમ્ય પ્રેરણાને વશ થઈને હું ચોધાર આંસુએ રોઈ પડ્યો, અને સ્ટુડીઓમાં હડતાળ પાડી. ત્યારે મન થયું કે વચગાળાનાં ૭ વરસમાં મારી બુદ્ધિએ ગાંધીજીની સામે ગમે તેવું બંડ પોકાર્યું હતું તોપણ મારું દિલ તો તેમની સાથે જડાયેલું જ રહ્યું હતું.

હવે ફિલ્મનું કામ ચલાવવું મારે માટે મુશ્કેલ બની ગયું. જુલાઈ

માસમાં મુંબઈના આઝાદ મેદાનમાં સ્ત્રીઓના સરઘસ ઉપર લાઠી વિંઝાઈ ત્યારે વડોદરાથી સિનેમાનું બધું કામ બંધ કરીને હું મુંબઈ પાછો વળ્યો અને મારા ગીરોદાર શેઠને ફિલ્મના તંત્રનો પૂરો હવાલો સોંપીને હું કોંગ્રેસ હાઉસને રસ્તે પડ્યો.

હવે નવા પંથે મેં સપાટાબંધ પ્રગતિ કરવા માંડી. બંને અગ્રણી બંધુઓ વિઠ્ઠલભાઈ અને વલ્લભભાઈને હું મળ્યો. તેવામાં પ્રોફેસર કે. ટી. શાહે ગાંધીજીની આઝાદીની લડતનો પરદેશમાં પ્રચાર કરવાની સલાહ આપી. તે વિષે સરદારશ્રીની શુભેચ્છા લઈ ને અને વિઠ્ઠલભાઈનો અધિકારપત્ર લઈને હું પરદેશ જવાને તૈયાર થયો. મારા મિત્ર શ્રી મનસુખલાલ માસ્તરે આર્થિક સગવડ કરી આપી તેથી હું ઑગસ્ટમાં લંડન જવાને ઊપડી ગયો અને ઑક્ટોબરમાં વિદેશપ્રચારને માટે વધારેમાં વધારે અનુકૂળ લાગતા બર્લિનમાં પહોંચી ગયો. આ છ છ વરસ સુધી જે ગાંધીજીની મેં આકરી ટીકા કરેલી તેમના જ ગૌરવનો દુનિયાભરમાં પ્રચાર કરવાને માટે હું પરદેશ સંચર્યો.

બર્લિનમાં હિન્દી અને જર્મન મિત્રોના પ્રચારથી સારું પ્રચાર-કાર્ય થઈ શક્યું. પણ સન ૧૯૩૧ના માર્ચ માસમાં ગાંધીજીએ વાઈસરોય સાથે સમાધાન કર્યું ત્યારે બર્લિનના બધાય વિદ્યાર્થીઓ સાથે હું પાછો ગાંધીજીનો ટીકાકાર બન્યો.

સન ૧૯૩૧ના ઉનાળામાં હું લંડન પહોંચ્યો ત્યારે મારા સંઘર્ષનો મને પોતાને જ સાક્ષાત પરિચય થયો. સામ્યવાદી સકલાત-વાળાની આગેવાની નીચે ત્યાં જામેલાં હિન્દીઓના જૂથની સાથે ગાંધીજીની નીતિ સામે પ્રચાર કરવામાં હું ભળતો. પણ જ્યારે ગાંધીજીને પ્રત્યક્ષ મળવા ગયો, ત્યારે તેમના ઘરના દીકરાની માફક

પરગથ્થુ વાતચીત કરવામાં ગુંથાયો. બીજીવાર ગાંધીજીની સામે કડક લખાણુ લખતો હતો તે જ વખતે તેમને મળવા ગયો ત્યારે તેમના ચરણુમાં ઝૂકી પડ્યો. છતાં સમાજવાદીઓ સાથે મારી સોબત કાયમ રહી, અને ગાંધીજીએ સન ૧૯૩૨ની આખરે લંડન છોડયું તે પછી પણ મારો ઉદ્દામવાદ ચાલુ રહ્યો.

છેવટે સન ૧૯૩૨ના ઉનાળામાં હું ડબ્લીન ગયો ત્યારથી મારા દિલ પર નવા સંસ્કાર પડવા માંડ્યા. હું ડબ્લીન પહોંચ્યો તે જ દિવસે હરિજનોનાં અલગ મતદાર મંડળ રચવાની સરકારી યોજનાના વિરોધમાં ગાંધીજીના આમરણાંત ઉપવાસના ખબર વાંચ્યા. પછી રોજ ને રોજ આયર્લૅન્ડના આઝાદ પક્ષના આગેવાનોને મળતો ગયો અને તેમના સહકારથી હિન્દી-આઈરિશ સ્વાતંત્ર્ય સંઘની સ્થાપના કરી, ત્યારે જહાલ રાષ્ટ્રીયતાના પાઠ હું પઢતો ગયો. સન ૧૭૯૮ના સ્વતંત્ર આયર્લૅન્ડના લડાયક સરદાર વુલ્ફટોનથી માંડીને સન ૧૯૧૬ના શહીદો સુધીની આઝાદીની લડતની વાતો હું સાંભળતો ગયો તેમ હું ફરી પાછો પાકો રાષ્ટ્રવાદી બનતો ગયો. આ આઝાદીપરસ્ત જૂથમાં જે સાચા સમાજવાદીઓ હતા તેમની સાથે મારો સંપર્ક વધતો ગયો. તેથી હું પાકા સમાજવાદી પ્રજાસત્તાક રાજ્યનો હિમાયતી થયો.

સન ૧૯૩૩માં પાછો લંડન આવ્યો, ત્યારે આયર્લૅન્ડમાં ભેગું કરેલું સાહિત્ય બહુ જ શ્રદ્ધાથી વાંચતો ગયો. તેનાથી આઈરિશ ભાષા, સાહિત્ય, સંસ્કાર અને રમતગમત વિષે જે રાષ્ટ્રીય સંસ્કાર મારા દિલમાં પડ્યા હતા તે પાકા થયા. આયર્લૅન્ડના શહીદ શિરો-મણિ પેટ્રિક પિયર્સનાં છ પુસ્તકો મેં મેળવ્યાં. તેથી તેના લડાયક રાષ્ટ્રીયત્વના રંગથી હું રંગાતો ગયો. છેવટે આયર્લૅન્ડના કિસાનોની લડત વિષે તેના આગેવાન માઈકલ ડેવીડે લખેલું દળદાર પુસ્તક મેં

ધ્યાનથી વાંચ્યું ત્યારે ભારતમાં પણ કિસાનોનું સંગઠન અને તેમની લડત જમાવવાની પ્રબળ પ્રેરણા મને મળી ગઈ.

સન ૧૯૩૪–૩૫ દરમ્યાન આપણા ક્રાંતિકારી નેતા પંડિત શ્યામજી કૃષ્ણ વર્માનું જીવનચરિત્ર લખવાની તક મને મળી ત્યારે સન ૧૮૫૭થી તે પંજાબના ગદર પાર્ટીના શહીદો સુધીની બધી લડતોથી હું પરિચિત થયો. તેથી જ્યારે સન ૧૯૩૫ની દશેરાના દિવસે હું પાછો મુંબઈ બંદરે ઊતર્યો ત્યારે ગાંધીજીની સરદારી નીચે કામ કરતા વિશાળ રાષ્ટ્રીય પરિવારમાં ભળવાને તેમ જ કિસાનોનું લડાયક સંગઠન કરવાને હું થનગની રહ્યો.

આમ આ ભાગમાં આલેખેલાં અગિયાર વરસમાં અનેક જીવન-સંગ્રામ ખેલતો રહ્યો. વિચારમાં, જીવનના રાહમાં, ધંધારોજગારમાં અને પ્રચારની દિશામાં અનેક વળાંક લેતો રહ્યો, અને અનેક ચીલા કાપતો રહ્યો. સરવાળે સન ૧૯૧૫માં જે રાષ્ટ્રવાદથી પ્રેરાઈને મેં દેશસેવાની દિશા લીધી હતી, તે સન ૧૯૩૫માં વધારે ઊંડો, વ્યાપક, પાકટ અને સર્વાંગી બન્યો. તેની જ પ્રેરણાથી દેશસેવાની જે પ્રવૃત્તિ મેં શરૂ કરી તે આજ સુધી ચાલુ રહી છે.

આ પુસ્તકને માટે પ્રમાણમાં થોડી જ દસ્તાવેજી સામગ્રી મને સાંપડી છે. "હિન્દુસ્તાન" પત્રોની ફાઈલો તો પસ્તીમાં વેચાઈ ગઈ. માત્ર "બોમ્બે ક્રોનિક્લ"ની થોડીઘણી ફાઈલો રોયલ એશિયાટિક સોસાયટીની લાયબ્રેરીમાંથી મેળવી જોઈ શક્યો છું. કૉંગ્રેસના અહેવાલોનો અને ગાંધીસાહિત્યનો પણ થોડોઘણો લાભ લીધો છે. જર્મનીમાં છાપાની કાપલીઓની એક ફાઈલ મેં રાખેલી તે સદ્‌ભાગ્યે જડી આવી. પરદેશમાં મળેલા મિત્રોનાં શિરનામાંની થોડી ડાયરી હાથ લાગી અને થોડોક પત્રવ્યવહાર સાંપડ્યો. વળી લંડનમાં લખેલાં

નાટકોની અને પંડિત શ્યામજીના જીવનચરિત્રની નકલો સચવાઈ છે. આ બધાંનો બને તેટલો કસ કાઢીને આ ભાગનું વસ્તુ મેં તૈયાર કર્યું છે.

આ ભાગ પ્રકટ કરતાં બાર વર્ષ વીતી ગયાં છે. તેથી અત્રે રજૂ કરેલા અનુભવોથી વધારે દૂર વિચરી ગયો છું. અલબત્ત, ઘણાય પ્રસંગો વિષે મારી સ્મરણશક્તિ ધાર્યા કરતાં વધારે સતેજ નીવડી છે. છતાં કોઈ નાના મોટા પ્રસંગના વર્ણનમાં થોડીઘણી ભૂલ થવાનો સંભવ છે.

આ બધી ક્ષતિઓ દરગુજર કરીને સહૃદય વાંચકો ઘણા મોડા પ્રકટ થયેલા આ પુસ્તકને વધાવશે એવી આશા રાખું છું. તેમજ આત્મકથાના બાકી રહેલા બે ભાગ લખવાનું કામ હાથમાં લઈને વહેલા પૂરા કરવાની હું ખાતરી આપું છું.

અમદાવાદ
તા. ૯-૧-૧૯૬૯

ઇન્દુલાલ યાજ્ઞિક

# ખંડ ૧ લો
[ ૧૯૨૪–૨૬ ]

## ૧ : સેવક મટી બેકાર

**સન** ૧૯૨૪ના ઑગસ્ટ માસમાં હું અમદાવાદથી નીકળીને સવારમાં મુંબઈ સ્ટેશને ઊતર્યો ત્યારે મને ખબર નહોતી કે હું આજીવન સેવક મટીને સંસારસાગરને કિનારે નિરાધાર બેકાર બનીને ઊભો છું.

સન ૧૯૧૩માં એલએલ.બી.ની ડિગ્રી મેળવીને મેં વકીલાત શરૂ કરી ત્યારે મેં ખરું જોતાં અભ્યાસ પૂરો કરીને કમાવાની તાલીમ જ લેવા માંડેલી. માતુશ્રીની છત્રછાયા નીચે રહેતાં મેં જે કંઈ અનાયાસે મળ્યું તેથી સંતોષ માનીને કાયદાનાં અને બીજાં મનગમતાં વાંચનચિંતનમાં જ મન પરોવ્યું હતું. વળી, જેમ વિદ્યાર્થી કૉલેજ બદલે તેમ થોડા જ મહિનામાં હું મજબૂરીથી એસ્ટપ્લેનેડ પોલીસ કોર્ટમાં અને સ્મોલ કૉઝ કોર્ટથી હાઈકોર્ટમાં વિધવિધ અનુભવ મેળવવા પરવર્યો હતો. તેથી વિધવિધ ઝઘડાખોરો અને તેમના સાથીઓ, લહેણદારો અને દેવાદારોના તોફાની દુનિયામાં ડૂબકી મારી હતી. તેમ જ વિધવિધ સંસ્કાર અને કક્ષાના બોલકણા તેમ જ શાણા વકીલોનો પરિચય થયો હતો. વળી દીવાની–ફોજદારી કોર્ટના ઝડપી ચુકાદાનો અને હાઈકોર્ટના ધીર ગંભીર ન્યાયાધીશોના નિર્ણયોનો પણ અનુભવ થયો હતો.

અઢી વર્ષની આવી રસળતી વકીલાતને અંતે જ્યારે શ્રી કનૈયાલાલ મુનશીના સહકારથી મેં ‘નવજીવન’ માસિક ચલાવવા માંડ્યું ત્યારથી માસિકોમાં લખતાં અને જાહેરમાં બોલતાં કંઈક શીખ્યો હતો. વળી રાજકારણ, સાહિત્ય અને સમાજસેવાની પ્રવૃત્તિથી હું રંગાતો ગયો; માસિકના કામ અંગે અને ગુર્જર સભામાં હું અનેક સાક્ષરો અને વિચારકોના સંબંધમાં આવ્યો હતો. પછી ગાંધીજી સાથે પૂનાના હિન્દ સેવક સમાજની યાત્રા કરીને હિન્દ સેવક સમાજમાં જોડાયો ત્યારે મારી જીવનચર્યામાં ઝાઝો ફેર પડ્યો નહિ. તે વખતે મારા એક મિત્રે સમાજમાં જોડાવાથી અનેકરંગી અંગત જીવન પર છીણાં મુકાવાની મુસીબત મારી આગળ રજૂ કરી હતી, તેની મેં જરાયે કિંમત કરી નહોતી. પણ વકીલાતના ટૂંકા ગાળાના કોટ-પાટલૂનના વાઘા બાજુએ મૂકીને હું ધોતી-ચંપલમાં સજ્જ થયો અને જે રાજકારણનો અભ્યાસી હું ક્યારનોયે બન્યો હતો તેમાં સ્વૈર-વિહાર કરવાનો અણમોલ લહાવો લેવા માંડ્યો. અલબત્ત જે સાદું જીવન હું એક માળાની કોટડીમાં ગાળતો હતો, તે હવે સમાજના આલીશાન મકાનમાં સમભાવી સાથીઓના સંગાથમાં સ્વયંભૂ આનંદથી ગાળવા લાગ્યો.

સન ૧૯૧૭માં હિન્દ સેવક સમાજ છોડીને હું ગાંધીજીનો અનુયાયી બની અમદાવાદ આવ્યો ત્યારે વળી નવી પરિસ્થિતિમાં જાહેર જીવનના વિવિધરંગી અનુભવ અને સમાજસેવાની કડક તાલીમ મેળવતો ગયો. સાત વર્ષ સુધી મારું દિલ અને જીવન ગાંધીજી અને ગુજરાતની ધરતી સાથે જોડાયેલું રહ્યું. તે દરમ્યાન અને ખાસ કરીને યરોડાની જેલમાં દુનિયાના એક મહાપુરુષના નિકટ સત્સંગમાં રહેવાની અનુપમ તક મને મળી. પણ હમેશના આઝાદ વિદ્યાર્થી અને સત્યશોધકના મિજાજને લીધે જ્યારે ગાંધીજીની નવી નીતિ મને અસત્ય લાગી ત્યારે મેં ગુજરાતની મીઠી ધરતીને છોડીને જૂના અભ્યાસનગર મુંબઈનું શરણું લીધું અને જીવનમાં નવું પ્રસ્થાન શરૂ કર્યું.

આમ છેલ્લાં નવ વરસ સેવાવ્રતનો અચળો મેં ઓઢ્યો હતો. રાત-દિવસ સેવાકાર્યનું મનન, ચિંતન અને પાલન મેં કર્યું હતું. પૂનાના સેવક સમાજ તરફથી અને પછી ગાંધીજીના શ્રીમંત ભક્તો તરફથી જે કંઈ નાણાં મળ્યાં તેના પર સાદાઈથી નિર્વાહ કર્યો હતો. વળી મુંબઈમાં અને અમદાવાદમાં બીજા સેવકો અને સાથીઓ સાથે મસ્ત સમૂહજીવન ગાળ્યું હતું. તેથી સાદું ગૃહસ્થી ઘર છોડીને વિશાળ ભવનમાં સહધર્મીઓ સાથે રહેતાં મેં અનેરો આત્માનંદ માણ્યો હતો. અમારાં ભવન ક્વચિત્ ચર્ચાઓના સૂરથી તો ગાજતાં તો હમેશાં ચિંતન, અભ્યાસ અને લેખન-પ્રવૃત્તિથી તરબતર રહેતાં. વખતોવખત શહેર અને ગામડામાં પ્રવાસ અને પ્રચાર કરીને થાકયોપાકયો પાછો આવતો ત્યારે ખબરઅંતર અને જ્ઞાનનું જે નવું ભાથું ભરી લાવતો તેની સર્વ સાથીઓને લહાણી કરીને આનંદોત્સાહ અનુભવતો.

આ જીવનમાં સાત્ત્વિક આનંદ મળતો તેના પર સંયમની મર્યાદાઓ પણ હતી. કમાવાની સર્વ પ્રવૃત્તિ પર પ્રતિબંધ હતો. લેખન-પ્રકાશન સંસ્થા તરફથી કે શ્રીમંતોનાં દાનથી જે મળતું તેના પર જ સાદું જીવન અમે ગાળતા. અનેક ગૃહકુંજોમાં હું છૂટથી વિહરતો પણ તેનાથી ચિત્તમાં ક્વચિત્ કલ્પનાના કે લાગણીઓના જે તરંગો જાગે તેના પર અંકુશ રાખવો પડતો. કુટુંબી ઘરને છોડીને સ્ત્રી-પરિવારવિહીન જગતમાં વિહરવાનો બુદ્ધનો આદેશ ફરી ફરીને હું દિલમાં ઘૂંટતો.

ભરજુવાનીનાં આવાં નવ વર્ષ વિતાવીને ફરીથી મેં સન ૧૯૨૪ માં મુંબઈની ધરતી પર પગ માંડ્યો ત્યારે મારી આખી દુનિયા પલટાઈ ગઈ. હવે સંયોગોને આધીન થઈને મેં મારી પ્રિય ધરતીનો તેમ સેવાવ્રતનો ત્યાગ કર્યો. હવે મારે કોઈ આશ્રમમાં સમૂહજીવન ગાળવાનું નહોતું, પણ એકાદ ઘર કે ખંડમાં એકાકી જીવન ગુજા-રવાનું હતું. આજ સુધી પૈસાની ચિંતા નહોતી, પણ હવે મારા

જીવનનિર્વાહ માટે પૈસા કમાવાના હતા. આજ સુધી જે વિવિધરંગી સંસારથી હું એક આજીવન સેવકની અદાથી અલિપ્ત રહ્યો હતો તેમાં ઝુકાવ્યા સિવાય બીજો રસ્તો નહોતો. અને હવે સમૂહજીવનને લીધે વ્યક્તિજીવન પર જે અંકુશ રાખ્યો હતો, તે પણ કુદરતી રીતે સરી ગયો અને વધારે છૂટથી આનંદપ્રમોદ કરવાનો માર્ગ મોકળો થયો.

બત્રીસ વર્ષની પાકી વયે જ્યારે હું મુંબઈ ગયો ત્યારે મારી પાસે કંઈ પૈસા કે મિલકત નહોતાં. વારસામાં મળેલી મિલકતની તો મેં ફારગતી મારા નાના ભાઈને ક્યારનીયે લખી આપી હતી. કંઈ સરસામાનનો બોજો અમદાવાદથી લાવ્યો નહોતો. તેથી મારે કંઈ પૈસા કે સાધનસામગ્રી વિના જીવનસંગ્રામ એકલે હાથે જ ખેલવાનો હતો.

સંસારસાગરમાં તરવા માટે મારી પાસે એક જ મૂડી હતી અને તે મારો જાહેર જીવન અને રાજકારણનો લાંબો અનુભવ અને ગુજરાતી–અંગ્રેજીમાં છૂટથી લખવાની કેળવેલી શક્તિ. હવે જો હું પાકો ગાંધીવાદી રહ્યો હોત તો અનેક ઘરના અને પેઢીઓના દરવાજા મારી આગળ ખૂલી જાત અને ઘણાય ગાંધીભક્તો મને ફાળકે વધાવત. કેટલાંય છાપાં અને પ્રકાશનગૃહો ઉમળકાથી મારું ભરપૂર સન્માન કરત અને કંઈ લેખ કે પુસ્તક લખવા પેટે મને સારા પુરસ્કારથી નવાજત. પણ કમનસીબે હું રાજકારણમાં ગાંધીજીનો કટ્ટર ટીકાકાર બન્યો હતો તેથી સામાન્ય સમાજ મારો બહિષ્કાર કરે અને રાજપુરુષો મને અસ્પૃશ્ય ગણે. આમ ગુજરાતમાં તેમ મુંબઈમાં મારો એકલવાયો માર્ગ ઘણો કાંટાળો બની ગયો.

બીજી બાજુ મેં ગાંધીવાદનો ઇન્કાર કર્યો હતો, પણ ભારતની આઝાદીનો સાચો માર્ગ મારે શોધવાનો હતો. ભલે હું ચરખાપંથથી વિમુખ થાઉં પણ મારે દેશની નક્કર આર્થિક અને રાજકીય સ્થિતિનો અભ્યાસ કરીને સાચા સ્વરાજનું વાસ્તવિક ચિત્ર ઉપસાવવાનું

હતું અને તેને વાસ્તવિક બનાવવા માટે સાચી વૈજ્ઞાનિક વિચાર-સરણીની કડીઓ શોધવાની હતી. તે સારુ દેશના સમર્થ વિચારકો અને રાજપુરુષોનો સંપર્ક સાધવાની અને નવું સાહિત્ય વાંચવાની જરૂર હતી.

વળી, આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ વિષે તો અમદાવાદમાં ઝાઝું વાંચ્યું નહોતું. પણ ક્વચિત્ વિનયકુમાર સરકારનું એકાદ પુસ્તક હાથમાં આવતાં તે વિષે જિજ્ઞાસા થઈ હતી. પહેલા વિશ્વયુદ્ધ પછી જર્મનીએ અને ખાસ કરીને સોવિયેત રશિયાએ ભારે પ્રગતિ કર્યાની કંઈ જાણ હતી. પણ તે વિષે પાકું જ્ઞાન મેળવવાની ઘણી તાલાવેલી હતી. વળી, નવા જમાનાનું દેશનું અને પરદેશનું સાહિત્ય—વાર્તા, નાટક, નવલકથા—વાંચવાને દિલ તલસતું હતું. એકંદર મારે વિવિધરંગી નવા સાહિત્યથી મારી બુદ્ધિનું નવનિર્માણ કરવું હતું. હવે એકાકી જીવને આવી બધી સાધનસામગ્રી મેળવવાને પૈસા તો જોઈએ જ, એટલે 'વસુ વિના નર પશુ'–એ ઉક્તિનો મને મુંબઈમાં પગ માંડતાં જ સાક્ષાત્કાર થયો.

જે એકાકી જીવન હવે મારા નસીબમાં લખાયેલું હતું તેના નિર્વાહ માટે કંઈ ચોક્કસ આવક તો જોઈએ જ, અને તે માટે પહેલાં તો કંઈ નોકરી જ મેળવવી પડે. જ્યાં સુધી જીવન વિતાવવા માટે પોતાને કંઈ આધાર ન હોય ત્યાં સુધી શું થઈ શકે?

અમદાવાદમાં પણ મારે નામે ચાલતા 'યુગધર્મ' માસિક અને પ્રકાશનગૃહમાં ભારે ખોટ હતી. એ માસિક ચલાવવાની અને કંઈ પુસ્તકો પ્રકટ કરવાની જવાબદારી પણ મારે શિરે હતી. તે માટે પણ કંઈ કમાવાની તત્કાલ જરૂર હતી.

છતાં હું કાચો જુવાનિયો નહોતો અને મારા મગજ કે દિલની સ્લેટ સાવ કોરી નહોતી. મારું શરીર મુંબઈમાં હતું છતાં

છેલ્લાં નવ વર્ષના ગાંધીયુગના ગુજરાતના સંસ્કાર મારા મન પર જડેલા હતા. જે કડક જીવન મેં વિતાવ્યું હતું તેથી હું થાકેલો હતો. ગુજરાતના જીવનનાં દશ્યો મારા દિલમાં તાજાં જ હતાં અને તેનાં સ્મરણો હવે મુંબઈના સૂનકારમાં મારા અંતરમાં ઊભરાઈ ઊઠતાં, અને મને નિશ્ચયાત્મક વૃત્તિથી કંઈ નિર્ણય કરતાં કે એકધારું કામ કરતાં રોકતાં.

આમ મારો માર્ગ બહુ જ કઠણ હતો ત્યારે મારા મગજ પર ભૂતકાળનું ભારણ હતું. એક રીતે કહું તો મારું અંતર છેક માંદલું અને નબળું હતું. કરમ કઠણ અને કાયા ને મગજ સુંવાળાં એવી મારી હાલત હતી.

આ વખતે સન ૧૯૧૬માં પ્રો. બળવંતરાય ઠાકોરે ઉચ્ચારેલાં વચન યાદ આવ્યાં. હિન્દ સેવક સમાજમાં શ્રી. કેસરીપ્રસાદ ઠાકોર અને હું જોડાયા ત્યારે પૂનાની ગુજરાતી સમાજ તરફથી અમારું સ્વાગત કરવામાં આવેલું, ત્યાં સાક્ષર શ્રી. ઠાકોરે એવી ટકોર કરેલી કે શ્રી. કેસરીપ્રસાદ તો ગૃહસ્થાશ્રમમાંથી નિવૃત્ત થઈને આજીવન સેવક બને છે તે સુયોગ્ય છે પણ ઇન્દુલાલ તો નજીવી વકીલાત કરીને આજીવન સેવાનો ભેખ લે છે, એમાં ભારે સાહસ કરેલું લાગે છે. તેમ એક સન્મિત્રે પણ સેવાવ્રત લેતી વખતે મને અંગત ભાવજીવનના વિલોપનના ગંભીર જોખમનો નિર્દેશ કર્યો હતો. તે વખતે મારા દિલના ઉગ્ર આવેશને લઈને આ બંને શુભેચ્છકોનાં વેણની મેં કંઈ કિંમત નહોતી કરી, પણ હવે અણધાર્યા સંયોગોને લીધે હું સેવાવ્રત્તથી મુક્ત થઈને મુંબઈમાં રહેવા આવ્યો ત્યારે મારી આર્થિક ચિંતાનાં પડ ચીરીને રસિક જીવનની કંઈક આકાંક્ષાઓ દિલમાં સળવળવા લાગી અને એ મિત્રોનાં વચન સાર્થક લાગ્યાં.

આમ મુંબઈમાં હું ઊતર્યો ત્યારે મારું શરીર થાકેલું હતું ને દિલ નબળું હતું. કારની નિરાધારી અને બેકારીનાં ભૂત મારી સામે

લાલ આંખે ઘૂરકી રહ્યાં હતાં. ગાંધી-વિરોધી તરીકે સમાજમાં અને વહેવારમાં મારો માર્ગ વિકટ હતો. છતાં ગાંધીજી સાથે પ્રમાણિક મતભેદને લીધે જ હું તેમનાથી જુદો પડ્યો હતો તેથી મારા મનમાં કંઈ પાપ નહોતું. મેં કંઈ ક્ષુલ્લક લાલચને વશ થઈને કંઈ કર્યું નહોતું. મારી સત્યનિષ્ઠા અને દેશભક્તિ કાયમ હતાં. ખાસ કરીને મારા બાળપણના ધર્મસંસ્કારને લીધે જે આત્મશક્તિ મેં કેળવી હતી અને જેણે બધાયે વારાફેરામાં મને ચેતના આપી હતી, તેનો પ્રકાશ મારા અંતરમાં જલતો રહ્યો. તે કોઈ વાર કંઈક સૂસવાટાથી ઝાંખો પડતો પણ કદીયે બુઝાયો નહિ. હવે ઉપરથી તો ભારે હૈયે અને ધીમે પગલે મુંબઈની ધરતી પર ચાલતો દેખાયો. પણ જે આધ્યાત્મિક શક્તિનું ભાથું મેં ભરેલું હતું તેના અમોઘ પ્રભાવથી બધાયે દુર્ગમ પહાડોમાંથી કાંટાળો માર્ગ કાપવાને હું તૈયાર થયો.

## ૨ : નોકરીની શોધમાં

**મુંબઈમાં** ગ્રાંટ રોડ સ્ટેશને ઊતરીને હું સીધો ચોપાટી પર મારા મિત્ર શંકરલાલ બૅંકરને ઘેર ગયો. ત્યાં તેમના ભાઈ ધીરજલાલે મારા પર મીઠાશ વરસાવી. આ બંગલાની પાછળ આવેલા વિલ્સન કૉલેજના બગીચામાંથી અને સામેના દરિયામાંથી જે ઠંડો પવન નિરંતર વાતો તેથી મને શાંતિ વળી. વળી, આહારવિહારની સુખ-સગવડમાં તો કંઈ મણા જ નહોતી. પણ તેથી મારા દિલની આગ બુઝાઈ નહિ.

સન ૧૯૧૭માં અહીંયાં રહેલો અને છેક ૧૯૨૦માં અસહકારની ચળવળ શરૂ થઈ ત્યાં સુધી શંકરલાલની સાથે ઉમર સોબાની વગેરે મિત્રોનો સાથ અને સમાગમ રહેતો. તે વખતે એ ઘરમાં ભોંયતળિયે શ્રી. જમનાદાસ દ્વારકાદાસ ને તેમના ભાઈઓ કાનજીભાઈ અને ત્રિકમદાસ સોલિસિટર વગેરે મિત્રો રહેતા. હવે આ બધા ભાઈઓ દૂર રહીને પોતપોતાના ધંધા–રોજગારમાં રચ્યાપચ્યા રહેતા. વળી, મારા મિત્ર શંકરલાલ તો ગાંધીભક્ત બની અમદાવાદમાં ચરખાપ્રવૃત્તિ અને મજૂર મહાજન ચલાવતા. તેથી અહીંયાં એકંદરે આ ઘણો જ સુખી આવાસ મને જુગતી સોબતને અભાવે સૂનો લાગતો.

હું ગુજરાતભરની સેવાની દુનિયામાંથી ઊખડીને એક બેકાર એકલવાયો માનવી બન્યો હતો. આ ઉલ્કાપાતના દુ:ખથી મારું દિલ

તપેલું રહેતું. મુંબઈમાં ઘણા જૂના મિત્રો હતા, પણ ભાગ્યે જ કોઈ સાથી કે સહાયક હતા. કઈ દિશામાં જવું અને કેવી રીતે પહેલાં પગલાં માંડવાં એની કંઈ સૂઝ તરત ન પડી. તેથી થોડા દિવસ તો મુંબઈની વિરાટ નગરીથી ગભરાઈને ઘરમાં ને પાડોશમાં સમાઈ રહ્યો. પગમાં સીસું ભર્યું હોય એમ ક્યાંય જવાનું મન જ નહોતું થતું.

થોડા દિવસમાં અદમ્ય જિજ્ઞાસાને વશ થઈને પાસે રહેના પ્રો. કે. ટી. શાહને ઘેર જઈને તેમની દેશ-વિદેશની ચર્ચાઓ સાંભળવા માંડી. એ આજન્મ અભ્યાસી ને વિદ્વાન લેખકનું નાનું ઘર ગંભીર અને કંઈક હળવા સાહિત્યના ભંડાર જેવું હતું. દુનિયાભરના જ્ઞાની અને કુશાગ્ર બુદ્ધિના અધ્યાપકે જર્મની અને જાપાનના નવા ઉત્થાન વિષે મને કંઈક માહિતી આપી. ઝપાટાબંધ ફૂટતી મશીન-ગનની ત્વરાથી તેમની વાણીનો ધોધ વહેતો. તેથી જે કંઈ જાણ્યું તેથી વધારે જાણવાને આતુર થયો. તે માટે તેમનાં થોડાં પુસ્તક લઈ આવ્યો અને પૂરી નવરાશના વખતમાં તે ઝપાટાબંધ વાંચતો ગયો.

વળી, પાડોશમાં રહેતા વૈકુંઠરાય દેસાઈને[1] ઘેર ક્વચિત્ સવારે જતો ત્યારે તે મળતા અને મુંબઈના રાજતરંગોનો ખ્યાલ મને આપતા. ઘણુંખરું હું પાછલા પહોરે તેમને ઘેર જતો ત્યારે તેમનાં પત્ની અને પુત્રીઓ—શાંતિલા અને સરલા ને ભાઈ ઉપેન્દ્ર મળતાં. આ સર્વ અમદાવાદમાં ડૉ. સુમંતને ઘેર થોડાં વર્ષ પર આવેલાં ત્યારથી તેમનો પરિચય થયેલો. હું તો દેસાઈ કુટુંબની માયાથી મારા દુઃખમાં આશ્વાસન મેળવવા આવતો અને ગામગપાટા

૧. શ્રી. દેસાઈ તે વખતે મુંબઈની કોંગ્રેસ કમિટિના અગ્રગણ્ય કાર્યકર હતા. તેમના પુત્ર શ્રી. સુરેન્દ્ર દેસાઈ તે વખતે અમેરિકામાં અભ્યાસ કરતા હતા. હાલ તેઓ અમદાવાદમાં એચ. એલ. કૉમર્સ કૉલેજના પ્રિન્સિપાલ છે.

મારતો. રોજ માતુશ્રી ચા અને હળવો નાસ્તો આપતાં તો કોઈક વખત ચોપાટીના વીઓનલી ઉપહારગૃહમાંથી બટાટાની કાતરી અને ટમાટાનો સરકો મંગાવીને સર્વે સાદી મિજબાની ઉડાવતાં. મોટે ભાગે તો ત્યાં તેમના વિદ્યાર્થીજીવનની જ વાતો થતી. તેમાં મને ઘણો રસ પડતો. પણ જેવો આ ઘર છોડું કે તરત મારી એકલતા મને ઘેરી વળતી અને અનિશ્ચિત ભાવિનું ચિંતન કરતો હું પાછો વળતો.

થોડા દિવસમાં સાંતાક્રુઝમાં રહેતા માસ્તર, તેમનાં પત્ની તારાબહેન, તેમના સસરા ડૉ. ખાંડવાલા વગેરેના બહોળા પરિવારને મળવા જવા માંડ્યું. આ બહોળું કુટુંબ વર્ષો પહેલાં કલ્યાણમાં અને પછી વિલેપાર્લેમાં હતું .ત્યારથી પહેલાં હું મુંબઈ આવતો ત્યારે તેમને જ ઘેર રાતવાસો કરતો તેથી એ સારાય કુટુંબનો અંગત પરિચય હોવાથી એક કુટુંબી તરીકે જ હું ગણાતો. માત્ર આ વખતે હું મુંબઈ કાયમ રહેવા માટે આવ્યો, તેથી તે વિષે ઘણી પૂછપરછ થઈ. પણ જ્યારે મારી ઘોર બેકારીની મુસીબત તેમના જાણવામાં આવી ત્યારે સહાનુભૂતિ દાખવવા સિવાય બીજું તેઓ શું કરે?

માસ્તર તો હંમેશ મુજબ તેમની સિંધિયા સ્ટીમશીપ કંપનીના અને અંગ્રેજ કંપનીઓની કટ્ટર હરીફાઈની વાતો કરી મને જાગ્રત કરતા. ત્યારે તારાબહેન અને તેમનાં માતુશ્રીનાં હેત અને લાડથી મારા તપેલા દિલને કંઈક ઠારતાં. તેમની દીકરીઓ સાથે તો સંસારની અલક-મલકની વાત કરતાં મને કંઈક શાંતિ મળતી. તેમનું રસોડું તો હંમેશાં મારા માટે ખુલ્લું જ રહેતું અને ક્વચિત્ ત્યાં રાતવાસો પણ કરતો. પણ ત્યાંયે મારા દર્દનું કંઈ ઓસડ મળતું નહિ.

આમ અંગત મિત્રોને મળીને પાછો ઘેર આવતો ત્યારે અમદાવાદના કાગળો મારા દિલની હોળીમાં ઘી રેડતા. ત્યાં અમારા યુગધર્મ કાર્યાલયની સ્થિતિ વણસતી હતી અને પૈસાની ભારે તંગી



મનસુખલાલ ને તારાબહેન પાસ્તર

હતી. યુગધર્મ માસિકનું દેવું પણ વધતું જતું હતું, તેથી પૈસાનો તગાદો થતો.

થોડાં અઠવાડિયાં પહેલાં મુંબઈની ટૂંકી સફર કરતાં આ પાટનગરના અસંખ્ય વેપારઉદ્યોગની રંગબેરંગી પ્રવૃત્તિમાં મેં નવી નક્કર દુનિયાનું દર્શન કર્યું તે હવે છેક અકારી અને બેસૂરી લાગી. ચોપાટીની શાંતિમાંથી બસ અને ટ્રામની ધમાલમાં ચોપાસ ઊભરાતી વસ્તીની ગિરદીમાં તેમ જ હૉટેલો અને બજારોના કોલાહલમાં ઝંપલાવતાં હું જરા ખચકાયો. પણ જે પૈસો ને ધંધાને મેં આજ સુધી લાત મારી હતી તેની શોધમાં બહાર નીકળવાની મને ફરજ પડી. તેથી થડકતી છાતી પર પથ્થર મૂકીને મેં ટ્રામમાં બેસીને કોટની લાંબી સફર શરૂ કરી. ત્યાં અનેક મિત્રો ધીકતો ધંધો ચલાવતા હતા, હાઈકોર્ટમાં વકીલાત કરતા હતા અને છાપાંની નોકરી કરીને જીવનનિર્વાહ કરતા. નાની મોટી ઑફિસોમાં ઘણા મિત્રોને મળ્યો ત્યારે તેમણે ચાપાણીથી મારું સ્વાગત કર્યું. જૂના વકીલ મિત્રોએ પણ ઘણા ભાવથી મને વધાવી લીધો અને પોતાના ધંધાની મુસીબતો બતાવી. પણ મારે માટે ધંધો કે નોકરીની વાત કરતો ત્યારે તે નવાઈ પામતા. ઘણાખરા કહેતા: ‘અહીં તો બધેય કદર હરીફાઈ ચાલે છે. તમે તો ગાંધીવાદી દેશસેવક રહ્યા, તમારે લાયક અહીંયાં શું હોય?’

આમ ફરતે ફરતે છેવટે હું ‘બૉમ્બે ક્રૉનિકલ’ની[1] ઑફિસે ગયો ત્યારે મારા દિલને કંઈક ગોઠ્યું. હું વર્ષોથી જાહેર જીવનમાં હતો તે વિષે અંગ્રેજીમાં પણ લખી શકું. આ વિચારથી તે પત્રના તંત્રી અને મારા જૂના મિત્ર ભાઈ બ્રેલ્વીને મળ્યો ત્યારે તેમણે

૧. રાષ્ટ્રીય અંગ્રેજી દૈનિક સાથે મારે જૂનો સંબંધ હતો.

તરત જ મને તેમના પત્રમાં લખવાની બધી સગવડ કરી આપી. જો કામ ગોઠશે તો પછી પૈસાની વાત કરીશું—એમ વિચારીને હું થોડા જ દિવસમાં તંત્રીવિભાગમાં એક ટેબલ પર ગોઠવાયો અને તંત્રીની સૂચના મુજબ ચાલુ બનાવો કે સરકારી જાહેરાતો વિષે લાંબી-ટૂંકી નોંધ લખતો થયો.

એક-બે અઠવાડિયાં આ કામ માફક આવ્યા પછી હું કંઈક માસિક વેતન નક્કી કરવા ભાઈ બ્રેલ્વીને તેમની તાજમહાલ હોટેલમાં મળવા ગયો. આ આલીશાન હોટેલની ભવ્ય સજાવટ જોઈને હું ઘડીભર ડઘાઈ ગયો. છેવટે હું ઘણા ખંડ ખૂંદીને શ્રી. બ્રેલ્વી પાસે પહોંચ્યો ત્યારે તેમણે મને ભાવપૂર્વક આવકાર્યો. તેમણે મારા કામ વિષે સંતોષ બતાવ્યો, અને છાપા વિષે પરચૂરણ વાતો કરી. પણ જેવી મેં કંઈક પ્રતીકરૂપ દરમાયાની વાત છેડી કે તરત તેમણે કહ્યું: ‘તે વિષે મને કંઈ સત્તા નથી અને મારાથી કંઈ બની શકશે નહિ. તે માટે તો તમારે મેનેજિંગ ડિરેક્ટરને જ મળવું જોઈશે.’

આ શબ્દો સાંભળીને મારું કંઈક આશાભર્યું દિલ છેક જ ભાંગી ગયું. સન ૧૯૧૫માં દેશસેવાનું જીવનવ્રત લીધા પછી સતત નવ વર્ષ ગુજરાતની વિવિધ સેવા કર્યા પછી અને ગાંધીજીની રાહબરી નીચે તાલીમ લીધા પછી હું આવા અંગ્રેજી પત્રને માફક આવતું લખાણ લખી શકું છતાં તે માટે મને ફૂટી બદામ ન મળે? મેં આટલાં વર્ષ લક્ષ્મીદેવીની અવગણના કરી અને હવે મોડા મોડા તેની આરાધના કરવા જાઉં છું ત્યારે તે મને તરછોડીને ધૂળમાં રોળે?

હોટેલમાંથી પાછા ફરતાં, છેલ્લા દશકામાં મેળવેલાં બધી આત્મશ્રદ્ધા અને કીર્તિ પર ઝાટકો વાગ્યો હોય એમ લાગ્યું. ધરતી માગ આપે તો સમાઈ જવાનું મન થયું. મુંબઈની જે દુનિયામાંથી હું દેશસેવા માટે ગુજરાત સંચર્યો હતો ત્યાંથી પાછો અહીં ધકેલાઈ આવતાં આવું ભયંકર અપમાન થાય તે કેમ સહેવાય?

છતાં વખાનો માર્યો ક્રૉનિકલની ઑફિસમાં આવ્યો હતો ત્યાંથી જાઉં પણ ક્યાં? તેથી જીગરની બધીયે હિંમત જેમતેમ ભેગી કરીને એ પત્રની ખુરશીને ચીટકી રહ્યો, અને મારા લેખન-કાર્ય પર પૂરી શ્રદ્ધા રાખીને કંઈક સારા દિવસની વાટ જોતો રહ્યો.

થોડા વખતમાં ખબર પડી કે મારા જૂના મિત્ર ઉમર સોબાની જ આ પત્રના સંચાલક અને સર્વસત્તાધીશ છે. તેથી એક દિવસે સાંજે કામ પતાવીને તેમને મળવા ગયો. તેમણે જૂના ભાવથી મને પાસે બેસાડ્યો અને ગુજરાતની બધી ખબર પૂછી. જ્યારે મેં તેમની આગળ પત્રની મારી કામગીરી પેટે કંઈક વેતન મેળવવાની વાત કરી ત્યારે તે નવાઈ પામ્યા. ‘તમારે અહીં નોકરી જોઈએ છે, એમ?’ તેમણે પૂછ્યું. મેં મારા બધા સંયોગો તેમને ટૂંકમાં સમજાવ્યા ત્યારે તેમણે દિલસોજી દાખવીને કહ્યું કે, ‘હાલ એક માસ માટે (ઑક્ટોબરમાં) ઉપતંત્રીની જગ્યા ખાલી છે, તેથી તમે રૂપિયા ૩૦૦ના માસિક પગારે રહી શકો છો.’ હું એકદમ ખુશખુશાલ થઈ ગયો. એક વાર નસીબનો દરવાજો જરાક ખૂલ્યો તો પછી તેને પૂરો ખોલવાની આત્મશ્રદ્ધા દિલમાં ઝળકી રહી.

તે વખતે સોબાનીની વર્ષો પહેલાંની મુલાકાત યાદ આવી. ગાંધીજીની અસહકારની લડતમાં જોડાતી વખતે મારે મારી રાજકીય અને કેળવણીની સંસ્થાઓનાં દેવાં ચૂકવવાને રૂ.૧૫,૦૦૦ની જરૂર પડી હતી. તે વખતે શંકરલાલ સાથે એક દિવસ સવારે દશ વાગે ઉમર સોબાનીને તેમના આલીશાન બંગલા પર મળવા ગયો હતો. જરા વાત કરતાં જ તેમણે એ ભારે રકમ આપવાનું કબૂલ કર્યું હતું. આમ જે ગૃહસ્થે મને દેશસેવક તરીકે એકીસાથે રૂ. ૧૫,૦૦૦ની ભારે રકમ આપી હતી તેઓ આજે એક વર્તમાનપત્રના સંચાલક તરીકે મને માત્ર એક મહિના માટે રૂ. ૩૦૦ આપવાને તૈયાર થાય એ પણ વિધિની અજાયબી ગણાય!

છતાં મારી આત્મશ્રદ્ધામાં સપાટાબંધ ભરતી થવા માંડી. મુંબઈની નવી દુનિયામાં જે સ્થાનને હું ઝંખતો હતો તે મને થોડા વખત માટે પણ મળી ગયું. મારું પગલું નવી ધરતી પર ઠરવા લાગ્યું. મારા નવા જીવનસંગ્રામમાં મારો પહેલો વિજય થયો.

હવે દૈનિક પત્રનું કામ મારે નિયમિત કરવાનું હતું. તેના પ્રકાશન વિષે પૂરેપૂરું જ્ઞાન મેળવવાને હું પ્રવૃત્ત થયો. જે તંત્રી-વિભાગના ભાઈઓ બહારના તાર પરથી લખાણ તૈયાર કરતા, તેમના ખંડમાં બેસીને તેમના કામનો પરિચય મેળવવા માંડ્યો. પછી જે લાઈનોટાઈપ યંત્રો પર લખાણની આખી લીટીઓનાં જસતનાં બીબાં પડતાં તે જોવા ગયો અને ઉકળતા જસતના પીપમાંથી આ બીબાં કેમ ટપોટપ પડતાં હતાં તે મેં ચકિત નજરે નિહાળ્યું. છેવટે જે રોટરી યંત્ર પર છાપાનાં આખાં પાનાં છપાતાં અને બધાં ભેગાં થઈ વળાઈને બહાર પડતાં તે કેટલીય વાર ચારેબાજુથી ટગર ટગર જોઈ રહેતો. આમ કરતાં સવારના ત્રણ–ચાર વાગતાં પણ આવી નવી જહેમત ઉઠાવતાં મને મઝા પડતી.

હવે ઉપતંત્રીની બધી કામગીરી અણીશુદ્ધ પાર પાડવાને ચોપાટીથી કોટમાં રહેવા જવાની જરૂર લાગી. તરત જ કાળા ઘોડા સામે આવેલી જૂની વોટસન્સ હોટેલમાં એક અધમેડિયાની ઓરડી માસિક રૂા. ૭૫ ના ભાડાથી રાખી લીધી. તેથી સવારે ચાર વાગે છાપખાનામાંથી હોટેલમાં જઈને સૂઈ જતો. તેમ સવારે જરા મોડો ઊઠી નાસ્તો કરી અગિયારના સુમારે પાછો મારા કાર્યાલયમાં હાજર થતો. સાંજે ચાર–પાંચ વાગે ચોપાટીના કે સાંતાક્રુઝના મિત્રોને ઘેર જતો અને પાછો દશ–અગિયાર વાગે ઓફિસમાં હાજર થતો.

જીવનનો આવો નવો ક્રમ પાળતાં મારી અંગત રીતભાત

પર કંઈક કંઈક અસર થતી ગઈ. હવે દિવસભર ચા–પાઉં અને નાસ્તા પર જ રહેતો અને રાતે મિત્રોને ઘેર કે કોઈ વખત ભોજનાલયમાં જમતો. પણ તે જ વખતે સિગારેટ પીવાની નવી ટેવ મને પડી, તે વિષે મારે ખુલાસો કરવો જોઈએ.

અગાઉ કોઈ વખત વાંદરામાં વિઠ્ઠલભાઈ પટેલને ઘેર હું જમવા જતો ત્યારે તેમના બાળ ભત્રીજા ડાહ્યાભાઈ મસ્તીમાં મારા મોંમાં સિગારેટ મૂકતા અને પછી દિવાસળી ચાંપીને તે સળગાવતા પણ મને તે રુચતી નહિ તેથી ફૂંક મારીને તે ફેંકી દેતો. પછી કોઈક વાર મુંબઈથી અમદાવાદ જતાં ક્વચિત્ સિગારેટનું પાકીટ લેતો અને થોડીક ફૂંકીને કંટાળતો અને આખું પાકીટ ગાડીમાં છોડીને અમદાવાદ ઊતરી જતો. ત્યાં વલ્લભભાઈને ઘેર રહેતો. ત્યાં તેમને સિગારેટની ટેવ હતી તેથી કોઈકવાર એકલો ફરવા જતો ત્યારે તેમની એકાદ સિગારેટ સળગાવતો અને પછી અડધીપડધી પીને સંતોષ માનતો.

છતાં હું મુંબઈ આવ્યો ત્યારે સિગારેટનું જરાયે વ્યસન નહોતું. મારા ભાંગેલા દિલને તે માફક પણ નહોતી. પણ જ્યારે માસિક પગાર પર પત્રકારની જવાબદારી મેં સ્વીકારી ત્યારે નવી પરિસ્થિતિમાં મુકાયો. મારા તંત્રી મને કંઈક કાપલી કે સરકારી હેવાલ મોકલે અને તેના પર નિશ્ચિત સમયમાં મારી નોંધ માગે. હું લખવા બેસું અને જોતજોતામાં ગુજરાતનાં જે દૃશ્યો ને પ્રસંગો હું ભૂલવા મથતો હતો તેની ફિલ્મ મારી આંખ આગળ ફરવા માંડે. એટલામાં તંત્રીની ઘંટડી વાગે એટલે પાછો જાગૃત થઈ મારા કામમાં પ્રવૃત્ત થાઉં. મને થયું કે હવે ભૂતકાળને ભૂલવા માટે સિગારેટનો આશરો લીધા સિવાય છૂટકો નથી. તેથી પહેલાં તો એકાદ સિગારેટ મંગાવીને લખવા માંડ્યું. પણ વળી એ પૂરી થાય એટલે પાછાં ગુજરાતનાં

એનાં એ ચલચિત્રો મગજમાં ઝળકવા માંડે. તેથી છેવટે મારા નિયત કાર્ય પર એકાગ્ર થવાના એકમાત્ર ઉપાય તરીકે મેં સિગા-રેટનાં આખાં પાકીટ મંગાવવા માંડયાં. અને ત્યારથી જ તમાકુનો બંધાણી થયો.

વળી, મારા અંગત જીવનમાં બીજો એક ફેરફાર પણ થયો. મુંબઈની કોર્ટની કચેરીમાં કામ કરતાં અને અંગ્રેજી ઢબની હોટેલમાં રહેતાં ફડફડતુ ધોતિયું પહેરવાનું ઉચિત લાગ્યું નહિ. તરત જ ખાદીના પાયજામા અને પહેરણ સિવડાવીને પહેરવા માંડયાં. ભૂતકાળ-ના ભારણને ફગાવી દઈને નવા ચીલા કાપવા હું તૈયાર થયો.

મારા અંગત જીવનમાં આત્મવિશ્વાસ જામતો ગયો ત્યારે અમ-દાવાદના કંઈક કોયડા ઉકેલવા હું તૈયાર થયો. ત્યાં ઝાઝા પૈસા મોકલવાની સ્થિતિમાં તો હજી હું નહોતો. માંડમાંડ એ પાસાં જ સરખાં કરી શકતો. છતાં કોઈ મહિને થોડી રકમ મોકલતો અને વધારે રકમ ભવિષ્યમાં મોકલવાની આશા આપતો. આમ મારા જૂના કાર્યાલય સાથે મારો સંબંધ જરા તાજો કર્યો.

મારા અંગત જીવનનો ભાર જરા હળવો કરીને હું જ્યારે સવી સાંજે એકલો કોટના વિસ્તારમાં ફરવા લાગ્યો ત્યારે જે મુંબઈ થોડા માસ પહેલાં કંઈક મોહમયી લાગી હતી તે હવે નર્યા વાસ્ત-વિક સ્વરૂપે દેખાવા લાગી. જે કોઈ મળે તે પોતાના ધંધા, કમાણી અને કંપની કે શેરની વાત કરે. તે પરથી અહીં અસંખ્ય માણસો રાતદિવસ ઝપાટાબંધ કોઈ પણ રીતે વધારેમાં વધારે કમાણી કરવાને જ દોડધામ કરતાં દેખાયાં. દરેક જણ પોતાના ધંધાનું, માલનું કે શેરનું જ પાટિયું કે બિલ્લો કપાળ પર મારીને ફરતા હોય એમ લાગ્યું. બધા પરમાર્થ કે દેશની વાત તો નવરાશે ગપ્પાં મારતી વખતે જ કરતા અને ક્વચિત્ કોઈ જાહેર સભામાં બે હાથે તાળીઓ બજાવીને સંતોષ માનતા.

કોઈ પરિચિત અને વકીલો, ને બેરિસ્ટરો, વેપારીઓ અને વીમાના એજન્ટોને ક્વચિત્ મળવા જતો ત્યારે પહેલાં તો ઘણા ભાવથી મળતા. પણ જ્યારે જાણતા કે હું એક છાપામાં નોકરી કરું છું ત્યારે તેમની નજરે મારું પાણી છેક ઊતરી જતું. તેઓ દેશના કાર્ય માટે સારી રકમ પણ ગાંધીજીના કોઈ કાર્યકરોને આપતા અને તેમના મંડળમાં દેશભક્ત ગણાતા. છતાં મને નોકરીના બદલે કમાણીનો કંઈ રસ્તો બતાવવાની વાત થાય તો તે ટાળી જ દેતા. ત્યારે મને થતું કે આવી ધીકતી કમાણી કરતે કરતે દેશભક્ત થવાતું હોત તો કેવું સારું ?

દિવાળી પાસે આવતી હતી. અને કોટના રાજમાર્ગ પર મોટરોનો પ્રવાહ અસ્ખલિત વહેતો હતો. કોઈ મોટરમાં મણિલાલ વલ્લભજી કોનારી જેવા મારા જૂના સાથીને ને કોઈમાં જમનાલાલ બજાજ જેવા દેશભક્ત કુબેરભંડારીને પણ જોતો. તેમની મોટર સડસડાટ ચાલી જતી અને હું તો પગ ઘસતો મંદ ગતિથી ચાલ્યો જતો. ત્યારે મને થતું કે, હું પણ ગાંધીવાદ સાથે સમાધાન કરી શક્યો હોત ને શ્રીમંતોનો સાથ સાધી શક્યો હોત તો હું પણ રાતદિવસ છાપાની મજૂરી કરવાને બદલે મુંબઈમાં સહેલગાહ કરી શક્યો હોત અને જમનાલાલજી જેવાની મહેમાનગતી ચાખી શક્યો હોત. પણ વળી પાછી મારા આત્માની ઘોષણા મને સંભળાતી—आत्मार्थे पृथिवीं त्यजेत् सत्यं—આત્માની–સત્યની ખાતર પૃથ્વીને, ગુજરાતને અને શ્રીમંતોને પણ તજવા એ બહેતર છે. મનમાં આવી ગાંઠ વાળી નિશ્ચિત પગલે હું મધરાતે મારા છાપાના કામમાં લાગી જતો અને વહેલી સવારે હોટેલમાં જઈ પોઢતો.

જે ધનદોલત તરફ ઊંચું ટેરવું રાખીને હું મુંબઈના રાજમાર્ગો પર ફરતો હતો તેની આગળ દિવાળી પછી તરત જ મારે પછાડ ખાવાનો વખત આવ્યો. મારી નોકરીનો એક માસ પૂરો

થયો ત્યારે ઉમર સોબાનીએ સમાચારખાતામાં માસિક રૂા. ૧૫૦ની નોકરી મારી આગળ ધરી. મારે બીજો કંઈ તરણોપાય નહોતો તેથી તે તક મેં જરાયે સંકોચ વિના ઝડપી લીધી. અલબત્ત હોટેલની ઓરડીના માસિક રૂા. ૭૫ આપતાં ઘણી કરકસર કરવી પડે. પણ તેને માટે મેં કમર કસી.

પણ એવામાં જ મારી પ્રગતિનો એક નવો દરવાજો ખૂલ્યો. શ્રી. વિઠ્ઠલભાઈએ મને કાગળ લખીને આર્યભવનમાં તેમની ઑફિસે મળવા બોલાવ્યો. એકાદ દિવસમાં જ હું તેમની પાસે પહોંચી ગયો.

માસેક પહેલાં હું તેમને મળેલો ત્યારે ગાંધીજીના નવા ચરખાવાદની ટીકા કરવામાં અમે સહમત હતા. તેથી રાજકારણ વિષે અમારી વાત સડસડાટ આગળ ચાલી. દેખીતી રીતે ગાંધીજીને જે પ્રકટ પત્રો મેં લખ્યા હતા તે તેમના અને તેમના મિત્ર અને આર્યભવનના માલિક શ્રી. રણછોડદાસ લોટવાલાના પણ વાંચવામાં આવેલા અને તેમને ગમેલા. શ્રી. લોટવાલા પણ આ મુલાકાત વખતે હાજર હતા. અને તે અમારી વાતચીતમાં ટાપશી પૂરતા હતા.

ગાંધીજીની નીતિ વિષે સમાન્ય ચર્ચા કરીને હું ઊઠવા જતો હતો ત્યારે શ્રી. વિઠ્ઠલભાઈએ કહ્યું કે, 'શ્રી. લોટવાલાને તમારું ખાસ કામ છે.' પછી તેમણે કહ્યું કે. 'તેઓ જે દૈનિક 'હિંદુસ્તાન' પત્ર ચલાવે છે તેના જૂના ગાંધીવાદી તંત્રીને તેમણે રુખસદ આપી છે (નવેમ્બર ૧૯૨૪) અને હવે તેઓ મને નવા તંત્રી તરીકે નીમવા ધારે છે.' તરત જ મેં સાફ જણાવ્યું કે, તેમણે ઘણા તંત્રી બદલ્યા છે અને મેં પણ ઘણાં ઘર બદલ્યાં છે. તેથી તેમને ઠીક લાગે તો મને પ્રયોગરૂપે એક મહિના માટે તંત્રી તરીકે નીમે તો હું મારું કાર્ય પૂરી વફાદારીથી પાર પાડીશ; પછી અનુભવને અંતે નિરાંતે કાયમનો નિર્ણય કરી શકાશે. તરત જ એક

માસ માટે રૂા. ૨૦૦ના માસિક પગારથી 'હિન્દુસ્તાન'ના તંત્રી તરીકે તેમણે મારી નિમણૂક કરી. હું ઘણો ખુશી થઈને પાછો ફર્યો.

સાથે સાથે મહિનો માસ ક્રૉનિકલનું કામ પણ હું રાતે કરતો ગયો. તેથી મને કુલ રૂા. ૩૫૦ થોડો વખત મળ્યા. પણ એક મહિના પછી શ્રી. લોટવાલાએ રૂા. ૩૦૦ના માસિક પગારે મારી કાયમની નિમણૂક કરી ત્યારથી મેં ક્રૉનિકલની નોકરી છોડી દીધી અને 'હિન્દુસ્તાન' માં જ એકાગ્ર થયો.

નિમણૂકને બીજે જ દિવસે જ્યારે બૅંક સ્ટ્રીટમાં આવેલી હિન્દુસ્તાનની ઑફિસે ગયો ત્યારે મને વિચિત્ર અનુભવ થયો. ઉપર ચઢવાની સીડીનાં પગથિયાં જ ભાગેલાં-તૂટેલાં હતાં તેથી સમાલીને ચઢવાનું હતું. ઉપર ગયો ત્યારે બધા ઓરડા ક્રૉનિકલની સરખામણીમાં છેક નાના અને ટેબલ-ખુરશીઓ તેમજ છાપાં-ફાઈલોથી ભરચક ભરેલા લાગ્યા. તંત્રીવિભાગમાં અને આખી ઑફિસમાં માણસો જ બહુ ઓછા, પત્રની નકલો પણ ઓછી જાય અને જાહેર ખબર પણ ઓછી. એકંદરે પ્રમાણમાં ખખડી ગયેલા ગરીબડા પત્રના તંત્રી થયાનું ભાન સહેજમાં મને થયું.

પણ તેથી જરાયે ન ગભરાતાં પહેલે જ દિવસથી મને તંત્રી તરીકે જે સંપૂર્ણ સત્તા મળી તેનો ઉપયોગ મારા વિચારોના મુક્ત પ્રચાર માટે કરવા માંડ્યો. તરત જ ખંડુભાઈ દેસાઈ નામના એક મદદનીશને મારી પાસે બોલાવીને 'કામનો કર' એ વિષે અગ્રલેખ મેં લખાવ્યો. તેમાં માસિક ૨૦૦૦ વાર સુતર કાંતરનારને જ કૉંગ્રેસના સભાસદ ગણવાના ગાંધીજીના મતની સખત ટીકા કરી.

દરમ્યાન દેશની રાજકીય પરિસ્થિતિમાં નવો પલટો આવ્યો. ઑક્ટોબર માસમાં બંગાળમાં દમનનીતિનો નવો ફતવો બહાર પડ્યા

પછી સરકારે સુભાષબાબુ અને બીજા સ્વરાજ પક્ષના આગેવાનોની ધરપકડ કરી. તે પછી ગાંધીજી કલકત્તા જઈને સ્વરાજ પક્ષની વહારે ધાયા અને નવેમ્બરમાં દાસબાબુ અને મોતીલાલ નેહરુ સાથે સમાધાનના કરાર કર્યા. તે મુજબ વિદેશી માલના બહિષ્કાર સિવાયના ધારાસભા, કોર્ટ વગેરેનો તમામ બહિષ્કાર રદ કરવાનું અને કોંગ્રેસ તરફથી સ્વરાજવાદીઓને દિલ્હીની તેમ રાજ્યોની ધારાસભાની ચૂંટણી લડવાની છૂટ આપવાનું નક્કી થયું. આમ ચૂંટણી લડવામાં ગાંધીજી સ્વરાજવાદીઓને નૈતિક ટેકો આપવા કબૂલ થયા, ત્યારે સ્વરાજપક્ષે કોંગ્રેસના દરેક સભાસદ માટે ચરખો ચલાવવાની અને આગેવાનો માટે બધા જાહેર પ્રસંગોએ ખાદી પહેરવાની ફરજ સ્વીકારી લીધી. વળી બધા પક્ષો સાથે મળીને ખાદી કોમી ઐકય અને અસ્પૃશ્યતા-નિવારણનો ત્રિવિધ કાર્યક્રમ આગળ ધપાવવાની પૂરી છૂટ ગાંધીજીને આપવાનું પણ નક્કી થયું. આ સમાધાન થયા પછી તરત જ ગાંધીજીએ આવતી બેલગામની કોંગ્રેસના પ્રમુખપદનો સ્વીકાર કર્યો; અને તેમાં આ ગાંધી-દાસ સમાધાન સર્વાનુમતે મંજૂર કરવાનું નક્કી થયું.

આમ રાજકીય દૃષ્ટિથી ભલે સ્વરાજવાદીઓએ કામનો કર સ્વીકાર્યો; પણ શુદ્ધ બુદ્ધિથી તેમજ રાજકીય દૃષ્ટિથી મને તે ભૂલ ભરેલો અને અનર્થક લાગ્યો. ક્રોનિકલમાં તો હું ઉપતંત્રી હોવાથી મારા વિચારોને વાચા આપી શકતો નહોતો; પણ હિન્દુસ્તાનમાં તો શ્રી. લોટવાલાના પૂરા ઉત્તેજનથી મેં પહેલા જ દિવસથી મારી આઝાદ બુદ્ધિનો ઘોડો પૂરપાટ દોડાવવા માંડ્યો.

થોડા દિવસમાં ખાદીવાદને અનુલક્ષીને 'અક્કલનું અપમાન' એ મથાળા નીચે મેં બીજો અગ્રલેખ લખ્યાનું યાદ છે. તેમાં પણ હાથે કાંતેલી અને વણેલી ખાદી નવા જમાનાના અંગ્રેજી શાહીવાદને મહાત કરવામાં અસરકારક બનશે એમ દેશને સમજાવવામાં ગાંધીજી સર્વની અક્કલનું અપમાન કરે છે એમ મેં કડક શબ્દોમાં લખ્યું.

ડિસેમ્બરની આખરે બેલગામમાં કોંગ્રેસ મળી ત્યારે તેનો રાજ-રંગ નિહાળવા હું ત્યાં મારે ખર્ચે ગયો. ચોપાસ બધા કેમ્પમાં ફર્યો અને ઘણા પ્રતિનિધિઓ સાથે વાતો કરી. કોઈને ખાદી કે ચરખાના મતાધિકાર વિષે કંઈ શ્રદ્ધા હોય એવું દેખાયું નહિ. પછી કોંગ્રેસના મંડપમાં ગાંધીજીનું ભાષણ સાંભળવા ગયો. પણ તે પૂરું થાય તે પહેલાં જ તેમના અર્થહીન ઉપદેશોથી કંટાળીને હું પાછો મુંબઈ જવા ચાલી નીકળ્યો.

આખા ભાષણમાં એ જ સાચા રાજકીય પ્રશ્નોની ચર્ચા કરવામાં આવી હતી. બંગાળામાં મુખ્યત્વે સ્વરાજવાદી કાર્યકરો સાથે સરકારે ચલાવેલી દમનનીતિની કડક ટીકા કરવામાં આવી તેથીયે વધારે વિગતવાર ચર્ચા ગાંધીજીએ ભાવિ સ્વરાજની રૂપરેખાની કરી. આગલા ફેબ્રુઆરી માસમાં એની બેસંટે સર્વપક્ષીય પરિષદ બોલાવીને સ્વરાજ-ની યોજના ઘડવા એક પેટા કમિટી નીમી હતી. તેનામાં શ્રદ્ધા દર્શાવીને ગાંધીજીએ તેની આગળ કેટલાંક સૂચનો રજૂ કર્યાં પણ તેમાં કંઈ બંધારણીય સુધારા નહોતા; માત્ર વહીવટી સુધારા જ હતા. લશ્કરી ખર્ચમાં ને કરવેરામાં ઘટાડો, દમનરાજની નાબૂદી, સંપૂર્ણ દારૂબંધી, ભાષાવાર પ્રાંતરચના, સર્વોચ્ચ નોકરીઓમાં સમાન ધોરણે હિન્દીઓની નિમણૂક વગેરે મુદ્દા રજૂ કર્યા હતા. આ બધા તો સ્વરાજ પક્ષના આગેવાનોના ધ્યાનમાં જ હતા. તેથી ગાંધીજીની અસાધારણ પ્રતિભાના ફળરૂપે તેની કંઈ અસર દેશમાં પડી નહિ. એકંદરે મારી રાજકીય દૃષ્ટિથી ગાંધીજીની પ્રમુખ તરીકેની કાર્યવાહી છેક જ નિસ્તેજ અને નિષ્ફળ ગણીને તેની ટીકા હું કરતો રહ્યો.

આમ ગાંધીનીતિની ટીકા પેટ ભરીને કર્યે જતો હતો ત્યારે મને મારા અંતરમાં ઊંડા ઊતરવાની ફુરસદ નહોતી. જો શુદ્ધ બુદ્ધિથી મેં આત્મપરીક્ષા કરી હોત તો મને માલૂમ પડત કે દેશની આઝાદીના વિશાળ માર્ગ વિષે હું ગાંધીજી સાથે તે વખતે પણ સંમત હતો.

ચરખાની નીતિના એક નાના ક્ષેત્રના મારા મતભેદને વિરાટ સ્વરૂપ આપીને જ હું છાપામાં તીખાં લખાણ લખતો હતો. કલકત્તામાં અને બેલગામની કોંગ્રેસમાં દાસ–નેહરુ સાથે મુત્સદ્દીગીરીથી સમાધાન કરીને ગાંધીજીએ દેશની અને કોંગ્રેસની એકતા અણીશુદ્ધ સાચવી હતી, એ પણ કબૂલ કરવું પડત. આમ છતાં મારી વિમુક્ત બુદ્ધિથી ગાંધીવાદથી કોઈ અવનવા રાહે આઝાદી મેળવવા હું તલસતો હતો. તેથી છાપામાં રોજ તીખું લખાણ લખતો ગયો તેમ ગાંધી વિરોધી કેફ મને ચઢતો ગયો અને મારી વક્રદૃષ્ટિથી પ્રેરાયેલી દોટ વધારે તેજીલી બનતી ગઈ.

૧૯૨૪નું વર્ષ પૂરું કરતાં મારે એક અંગત કિસ્સાનો ઉલ્લેખ કર્યા વિના ચાલે એમ નથી. દિવાળી આવતી હતી ત્યારે ક્રૉનિકલની નોકરીમાં સ્થિર થયો હતો, અને હોટેલની ઓરડીમાં રહી એકાકી સખત જીવન ગાળતો હતો ત્યારે મારા દૂભાયેલા દિલે અચાનક એક અળવીતરું કર્યું તે રજૂ કરવું જોઈએ.

ગુજરાતમાં રહેતાં અને તેનાં ગૃહસ્થી કુટુંબોના પરિચય થતાં જે અનેક વિશુદ્ધ સત્ત્વોની છાપ મારા અંતરમાં પડી હતી; તેનું આબેહૂબ ચિત્ર મેં જેલમાં બેસીને 'કુમારનાં સ્ત્રીરત્નો' પુસ્તકમાં ઉતાર્યું હતું. વળી 'દેવીની સાધના' વિષે જે પ્રકરણ આગલા ભાગમાં લખ્યું છે તેમાં કોઈ આદર્શ સ્ત્રીરત્નોની જે ભાવિક છાપ મારા દિલમાં પડી હતી તેનું વિગતવાર વર્ણન મેં કર્યું છે. આ ઉપરથી જોઈ શકાશે કે, આગલા પુસ્તકમાં તેમ જ દેવીના પ્રસંગોમાં કયાંયે સ્ત્રી વિષે પ્રાકૃત વિષયવાસનાની જરાયે ઊંચી આંચ આવી નથી. જન્મથી જ સ્ત્રીજાતિના અંગત પરિચયના અભાવથી મારું ચિત્ત શરમાળ અને ભાવનાશાળી રહ્યું હતું. આદર્શ સ્ત્રીને ઊંચા આસને

બેસાડીને હું તેની આગળ લઘુગ્રંથિમય પૂજ્ય ભાવથી નમીને ચાલવાને ટેવાયેલો હતો; હું મારી સ્ત્રીથી અલગ થયો હતો છતાં કાયદા મુજબ બંધાયેલો હતો તેથી આ વૃત્તિ મારે માટે ધર્મરૂપ બની ગઈ હતી.

પરંતુ મારા દિલ પર જે અંકુશ અગાઉ જામેલા હતા તે મુંબઈના નિર્બંધ બેફાર જીવનથી કંઈક ફોરાવા લાગ્યા. દિવાળી આવી ત્યારે ચિત્તવૃત્તિએ આદર્શ સ્નેહપાત્રનો સીધો સંપર્ક સાધવાનો માર્ગ લીધો. મેં રૂપગુણથી ઝળકતી એક સુશિક્ષિત યુવતીને તદ્દન કવિત્વમય કાગળ લખ્યો. તેમાં આર્થિક વાસના કે અભિલાષાનો છાંટોય નહોતો. છતાં તે કાગળ અકસ્માતથી તેના વડીલોના હાથમાં આવ્યો, અને તેનાથી ગભરાઈને તેમણે ભારે ઉંગે વળતી ટપાલે તે પાછો મોકલ્યો. તેની સાથે મારા વર્તનની કડક ટીકાનો વરસાદ વરસ્યો અને ભવિષ્યના સંબંધ વિષે કડક શિસ્ત પાળવાનું ફરમાવવામાં આવ્યું.

હું માંદગીને બિછાને પડ્યો હતો ત્યારે આવો અણધાર્યો કાગળ મળ્યો તેથી મારી વેદનાનો પાર ન રહ્યો. તરત જ મારા દુષ્કૃત્ય માટે મેં ભારોભાર માફી માગી અને કડક શિસ્તના બધા નિયમો પાળવાની ખાતરી આપી. પણ આ બધી વાતની કંઈ ખબર એ યુવતીને ન પડી. તેથી તેનો કાગળ આવ્યો ત્યારે સંપૂર્ણ મૌન પાળવાને હું બંધાયેલો રહ્યો.

તબિયત સુધરતાં પાછો રોજિંદા કામે લાગી ગયો ત્યારે આ દર્દ વિસારે પડવા લાગ્યું. પણ તેની એક ઊંડી અસર મન પર જામી ગઈ. જેમ ગુજરાતના રાજકારણથી હું વિફર્યો હતો તેમ હવે તેના સંકુચિત સમાજજીવનથી હું છેક નિરાશ થયો. હવે અંગત જીવનને બહેલાવવાને માટે મે ગુજરાત પરથી નજર ઉઠાવીને મુંબઈની નવી નગરી પર અને દરિયાપાર આવેલા પરદેશ પર નજર ફેરવવા માંડી.

# ૩ : નવી મંજિલમાં નવા રાહ

સન ૧૯૨૫ની જાન્યુઆરીના આરંભમાં જ 'એડવોકેટ ઓફ ઇન્ડિયા' નામનું અંગ્રેજી દૈનિક પત્ર બંધ થવાનું હતું. તેની ખબર પડતાં તેના દલાલ સ્ટ્રીટના આલીશાન મકાનના માલિકો પાસેથી મારા પત્રના માલિક લોટવાલાએ તે લાંબા ભાડાપટાથી લઈ લીધું. વળી એ અંગ્રેજી પત્રના ભોંયતળિયામાં ચાલતા રોટરી મશીન અને પહેલા માળ પર ચાલતા લાઈનોટાઇપ સંચાથી માંડીને છેક ઉપલા માળ સુધી વસાવેલાં બધાંય ટેબલ–ખુરશીઓ, લાકડાના ઘોડા ને પડદા વગેરે તમામ સરસામાન તેમણે ખરીદી લીધો. તરત જ તેમણે 'બૉમ્બે ક્રૉનિકલ'ના જરીપુરાણા મકાનથી ઘણા વધારે સુઘડ અને સરસ મકાનમાં 'હિન્દુસ્થાન' પત્રનું કાર્યાલય તમામ ગુજરાતી ટાઇપ, સાંચા વગેરે રાચરચીલા સાથે ફેરવવાની વ્યવસ્થા કરી દીધી. તેથી આ ફેરબદલી થતાં હું જ્યારે જૂના અંગ્રેજી પત્રના તંત્રીના ટેલીફોનથી સજ્જ થયેલા ટેબલ આગળ ગોળ ફરતી ખુરશીમાં બેઠો ત્યારે મારા આનંદનો પાર ન રહ્યો.

તરત જ મને ગુજરાતી દૈનિકની સાથે 'એડવોકેટ'ના જૂના અંગ્રેજી દૈનિક માટે તંત્રીલેખ લખવાનું કહેવામાં આવ્યું. વળી તેની સાથે જોડાયેલું અંગ્રેજી સાપ્તાહિક પણ ચલાવવાનું હતું. આમ મારે માથે કામનો બોજ તો વધી ગયો; છતાં દલાલ સ્ટ્રીટ જેવા નવા રાજમાર્ગ પર નવા મકાનના સરસ હવાઉજાસવાળા ત્રણ માળના

મકાનમાં એ દૈનિક પત્રના તંત્રી તરીકે કામ કરવાની મને ખૂબ મઝા પડી. હું સવારે નવેક વાગે ઑફિસે જતો અને બપોરે મારા ટેબલ પર જ નાસ્તો લઈને પહેલાંના કરતાં વધારે વિશાળ તંત્ર પર દેખ-રેખ રાખતો અને મારું લેખનકાર્ય ઘણા ઉમળકાથી કરતો. વળી ત્યાં જૂના પત્રના ઉપતંત્રીઓ અને વ્યવસ્થાપકોના વિશાળ સમુદાય સાથે છાપાના ધંધાની અલકમલકની વાતો કરતો અને તેમની વહે-વારિક દુનિયામાં ડૂબકી મારતો ગયો તેમ મને સમજણ પડતી ગઈ કે વર્તમાનપત્ર એ એક ધંધાદારી વ્યવસાય છે અને તે ચલાવવાને માત્ર સારા તંત્રીલેખ લખવાની જ નહિ પણ વહેવારિક કુશળતાની પણ ઘણી જરૂર છે.

આગલી સાલમાં હું 'હિન્દુસ્થાન'નો તંત્રી થયો અને પછી નવા મકાનમાં ગુજરાતી સાથે અંગ્રેજીમાં પણ લખતો ગયો. પણ તે વખતની છાપાંની ફાઈલો ગુમ થઈ છે તેથી તે વખતના રાજકીય વળાંકનો ખ્યાલ 'યુગધર્મ'ના મારા લેખમાંથી જ મળી શકે. મુંબઈ આવ્યા પછી એક મહિનો મૌન રાખ્યા પછી નવેમ્બરના અંકમાં 'શક્તિની સાધના' વિષે લેખ[1] લખીને મેં નવપ્રસ્થાન શરૂ કર્યું. દેશમાં અને ખાસ કરીને બંગાળમાં શક્તિની ઉપાસના વિધવિધરૂપે થતી હતી. ત્યાંથી જ રાજા રામમોહન રાય, બંકિમ ચેટરજી, રામકૃષ્ણ, વિવેકાનંદ, અરવિંદ ઘોષ વગેરે મહાપુરુષોએ દેશને પ્રેરણા આપી છે. હવે નવા જમાનામાં આપણે ધર્મમાં સૌના શિરોમણિ હોવાનો દાવો કરીને પણ નવી વિદ્યા અને વિજ્ઞાનમાં આપણે પશ્ચિમ કરતાં ઘણા પછાત છીએ. નથી આપણામાં સૈનિકની શક્તિ કે શસ્ત્રસામગ્રીનું કલાવિજ્ઞાન. વેપાર-ઉદ્યોગ પરદેશીઓની હરીફાઈથી તૂટ્યા છે. આવાં અનેક વિધાનો કરીને માત્ર હૃદયનો પ્રેમભાવ અને આત્માની શક્તિ ખિલવ-વાના ગાંધીજીના આદેશને ચાલુ જમાના માટે અધૂરો ગણાવીને મેં લખ્યું:

---

૧. આખો લેખ પરિશિષ્ટ ૧માં આપ્યો છે.

'કેવળ દયાધર્મનું કે સમાજસેવાનું રચનાત્મક કામ કરીને નહિ પણ પ્રજાના શરીરને ને સૈનિકવૃત્તિને, બુદ્ધિને તેમજ વિચારશક્તિને, કલાને તેમજ કલ્પનાને, વ્યવહાર તેમજ વેપારને-પ્રજાની સૌએ શક્તિઓને શાંતિથી ને ચૂપકીથી કેળવીને...

આપણી હંડી પડી ગયેલી બુદ્ધિને સચેતન કરવાને જૂનાં અને નવાં જ્ઞાનવિજ્ઞાન સેવીએ, વેપાર-ઉદ્યોગ કેળવવાને પશ્ચિમમાંથી બને તેટલું શીખીને આપણી સ્થિતિ અનુસાર તેનો ઉપયોગ કરીએ અને આપણાં નબળાં-પાતળાં શરીરને અસલ કસવાને માટે આપણે અખાડા ઉઘાડવા જોઈએ. લાઠી અને સવારીના દાવ ખેલવા જ જોઈએ અને સરકારી સૈન્યમાં કે ખાનગી ટુકડીઓમાં સિપાઈગીરીની તાલીમ લેવી જ જોઈએ.'

પછી સરકારે તે વખતે બંગાળમાં ભયંકર દમનનો કોરડો ચલાવ્યો હતો તેનો ઉલ્લેખ કરી લખ્યું : 'જેવો ઘા વાગ્યો છે તેવો જ ઉપાય યોજવો જોઈએ. જેવું નાણું મળે તેવું જ વળતર આપવું જોઈએ. સરકારે છેલ્લા પાસા ફેંકીને નવા જમાનાનાં સ્ત્રી-પુરુષોને શરીર ને શાસ્ત્રની તેમજ બુદ્ધિ અને વ્યવસ્થાની શક્તિનો અદલ પરચો આપ્યો છે...સર્વ શક્તિના અભાવથી જ આપણે હાર્યા છીએ અને કચરાઈએ છીએ. માટે તે શક્તિઓની જ સાધના કરીને સરકારને ચેતવો અને હરાવો અને દુનિયામાં નામના કરો. उत्तिष्ठ परंतप । (ગીતાવાક્ય).'

આ લેખમાં મુંબઈના અનુભવની ઊંડી છાપ ચોખ્ખી દેખાય છે. ત્યાં આપણા દેશી લત્તામાં રહેતાં લાખો માણસો નબળાં ગરીબ ગભરુ બાળક જેવાં હતાં. તે લાગણીવશ બનીને ગમે તેવા પોકાર કરે કે કોઈ સત્યાગ્રહ કરી જેલમાં જાય, કોઈ ગાંધીવાદી ભજનકીર્તન કરે કે ચરખા ચલાવી સુતર કાંતે; પણ તેમની સામે બેંકોમાં, બંદર પર, હોટેલમાં અને લશ્કરી છાવણીમાં રહેતા બુદ્ધિશાળી અને સાધનસંપન્ન,

શિસ્તબદ્ધ ને શસ્ત્રસજ્જ અંગ્રેજોની લોખંડી દીવાલ પર કંઈ અસર નહોતી થતી. મારી આંખ આગળ આપણી નબળી રૂઢિચુસ્ત સમાજની સામે નવા જમાનાનાં જ્ઞાનવિજ્ઞાન અને શસ્ત્રસમૃદ્ધિથી સંપન્ન મુઠ્ઠીભર અંગ્રેજો હંમેશાં દેખાતા હતા. તેથી જ હવે ગાંધીજીના અહિંસા ધર્મને અપૂરતો ગણીને શરીરની લડાયક શક્તિ તેમજ બુદ્ધિ અને જ્ઞાનની તાલીમ તેમજ ઉદ્યોગ અને વેપારની રિદ્ધિસિદ્ધિ કેળવવા માટે મેં એલાન કર્યું.

એ જ અંકની નોંધમાં ફ્રેંચ તત્ત્વજ્ઞાની કૉમ્ટે સામાજિક પ્રગતિના જે ત્રણ યુગ વર્ણવ્યા હતા તેની સમજૂતી મેં આપી હતી. પહેલો ધર્મ અને ધર્મગુરુઓના સામ્રાજ્યનો પુરાણો યુગ હતો. બીજો તત્ત્વચિંતનનો—અર્થાત્ તાર્કિક કે કલ્પિત ધોરણે આચારવિચાર યોજવાનો મધ્યકાલીન યુગ હતો. અને ત્રીજો ઐહિક અને વાસ્તવિક જ્ઞાનવિજ્ઞાન પર રચાયેલો નવો જમાનો હતો. આમાં ગાંધીજીને ધર્મયુગના અને તત્ત્વજ્ઞાની યુગના પ્રણેતા ગણાવ્યા હતા. તેઓ અંતરના અવાજ મુજબ જ દેશને આદેશ આપતા; પણ ચાલુ જમાનો તો વાસ્તવિક પરિસ્થિતિનું પૂરું પૃથક્કરણ અને મૂલ્યાંકન કરીને તેને આધારે વહેવારિક નીતિ નક્કી કરવાનો હતો. ગાંધીના દિલ પર ભૂતકાળનું ભારે ભારણ હતું. તેથી તેમના ઉપદેશને અપૂરતો ગણીને દેશકાળની સમગ્ર પરિસ્થિતિને સમજીને તે મુજબ નવી નીતિ નક્કી કરવા મેં સૂચવ્યું હતું. આમાં કાંઈ ચોક્કસ સૂચના આપી નહોતી. માત્ર ધર્મથી રાજકારણને અલગ કરીને નવી વૈજ્ઞાનિક દૃષ્ટિથી અપનાવવાનું જ સૂચન કરવામાં આવ્યું હતું.

આ જ દૃષ્ટિથી કોમી એકતાના સવાલ પર એક નોંધ લખવામાં આવી હતી. બંગાળમાં દમનનો કોરડો વિંઝાયો તે પહેલાં જ કોહટના હિન્દુ–મુસલમાનો વચ્ચે કોમી રમખાણ થયું હતું. તેથી સંતપ્ત થઈને ગાંધીજીએ ૨૧ દિવસના ઉપવાસ કર્યા ત્યારે બધાયે

ધર્મના પ્રતિનિધિઓની એક ઐકય પરિષદ દિલ્હીમાં બોલાવવામાં આવી હતી. તેમાં સ્વાભાવિક રીતે બંને કોમના લોકોને પોતપોતાના ધાર્મિક હક્કો શાંતિમય વાટાઘાટોથી અને પરસ્પર સમજૂતીથી હાંસલ કરવાની સલાહ અપાઈ હતી.

તેના પર નોંધ લખતાં પ્રથમ તો પરિષદના વાતાવરણની સમીક્ષા કરતાં મેં જણાવ્યું :

'પરિષદનું વાતાવરણ ઘણા જૂના પ્રકારના ધર્મભાવથી વ્યાપેલું હતું. ગાંધીજી તુલસીદાસની શ્રદ્ધાને રટે ને માલવિયજી ભાગવતના ભક્તિભાવને જપે. શ્રદ્ધાનંદજીને વેદકાળ વર્તાવવો છે અને (મૌલાના) અબ્દુલ બારી સાહેબને હઝરત ઉમરની સાદાઈનો યુગ લાવવો છે... આ બધા ભાવ ગમે તેટલા સારા લાગે છતાં આ જમાનામાં નભી શકે એમ નથી.'

પછી કોમી સવાલનો ખરો ઉકેલ, ઐતિહાસિક દૃષ્ટિથી રજૂ કરવામાં આવ્યો : 'પશ્ચિમમાં મધ્યકાળમાં ધર્મભેદથી જે ખૂનરેજી ચાલતી હતી તે ધર્મની જૂની માન્યતાઓ શિથિલ થવાથી અને નવા જ્ઞાનનો ઉદય થવાથી જ બંધ પડી. આપણા રોગનો ખરો ઉપાય પણ એ ધાર્મિક ને માનસિક સુધારણામાં જ છે. તે સિવાય હૃદયની અસર નરમ પડશે એટલે બન્ને કોમના મનમાં એના એ જ જૂના વિચારો જાગી ઊઠે, અને તેથી તેમનો વિરોધ કંઈ કંઈ નવી નવી રીતે ફાટી નીકળે તો કાંઈ નવાઈ નહિ.'

આમાં પણ ધાર્મિક માન્યતામાં મૂળભૂત સુધારો અને માનસિક વિકાસની સાધનાનો જ રાહ દાખવ્યો છે. પણ તે સ્વીકારવામાં ન આવ્યો, તેથી થોડા મહિના બાદ નાનાં મોટાં કોમી તોફાન થતાં જ ગયાં, અને તેને ગાંધીજી રોકી શકયા નહિ.

પછી બેલગામની કોંગ્રેસ પછી પ્રસિદ્ધ થયેલા જાન્યુઆરીના અંકમાં ચરખાના મતાધિકાર વિષે તેમજ ગાંધીજી ને દેશબંધુ દાસ

વચ્ચે થયેલા કરાર વિષે જે વિગતવાર ટીકા પ્રકટ કરી હતી, તેની નોંધ તો ઉપર આપી છે. પણ તે જ માસમાં કાઠિયાવાડ રાજકીય પરિષદની બેઠક ગાંધીજીના પ્રમુખપણા નીચે રાજકોટમાં મળેલી તેના ઠરાવોની કડક ટીકા મેં કરી હતી. આ પરિષદ પાસે પણ ગાંધીજીએ ચરખાના મતાધિકાર વિષે બેલગામની કૉંગ્રેસ જેવો જ ઠરાવ પસાર કરાવ્યો, ત્યારે રજવાડાની જનતાનાં અસહ્ય દુ:ખદર્દ પર તો અંધારપછેડો નાખવામાં આવ્યો. તો પછી તેની સામે કોઈ લડતનો તો સુર ઉચ્ચારાયો જ નહિ. તેની ટીકા કરતાં મેં લખ્યું :

'મહાત્મા ગાંધીજીએ પોતે ઘણીવાર જણાવ્યું છે કે, દેશી રાજ્યોની પ્રજા બેવડી ગુલામી ભોગવે છે...પણ તેમણે પ્રમુખ તરીકેના ભાષણમાં તો બ્રિટિશ અને દેશી રાજ્યના મુલકની અરાજકતાનો એવી રીતે ઉલ્લેખ કર્યો છે અને રાજાઓની બદફેલીની એવી રીતે ચર્ચા કરી છે કે, માત્ર અંગ્રેજ સરકાર જ દેશી પ્રજાઓનાં બધાં દુ:ખનું કારણ હોય એમ લાગે.' આ વિધાન કેટલું બધું અવાસ્તવિક હતું અને કાઠિયાવાડના હજારો પ્રજાજનો તેમનો મુલક છોડીને મુંબઈ જેવા બ્રિટિશ મુલક તરફ કેવી દોટ મૂકતા હતા તે જણાવવાની જરૂર નથી.

પછી દેશી રાજ્યોની પ્રજાની લડતનો રાહ નીચે મુજબ મેં સૂચવ્યો : 'વડોદરા રાજ્યના અગ્રેસરોએ ચોખ્ખો માર્ગ બતાવ્યો છે. રાજાઓના અંગને અલગ વ્યક્તિ તરીકે રાખીને તેમણે નોકરશાહી જેવી ટીકા કરવા માંડી છે: અને તેને સુધારવાને પ્રજામંડળની અને જરૂર પડે તો સત્યાગ્રહની ચળવળ કરવા માંડી છે તેવી જ કાઠિયાવાડમાં પણ તરત આદરવી જોઈએ.'

આવી રીતે મારાં બંને છાપાંમાં ગાંધીજીના ધર્મવાદ અને ચરખાવાદની હું ટીકા કરતો ગયો અને વાસ્તવિક બુદ્ધિથી નવા જમાનાને અનુકૂળ નીતિ અપનાવવા આગ્રહ કરતો ગયો. તે વખતે

કોઈ પણ રાજકીય લડત ચાલતી ન હોવાથી આઝાદ બુદ્ધિથી ધારાસભાઓમાં સરકારનો મક્કમ મુકાબલો કરનાર સ્વરાજ પક્ષને જ હું પૂરો ટેકો આપતો રહ્યો. તેણે બંગાળ અને મધ્યપ્રાંતના પ્રધાનમંડળને તો પદભ્રષ્ટ કરાવ્યાં હતાં અને દિલ્હીની વડી ધારાસભામાં પણ સ્વરાજની દિશામાં બંધારણમાં સુધારા કરવા વિશે ઠરાવ વધુમતિથી પસાર કરાવ્યો હતો. તે પક્ષના ગુજરાતના અગ્રેસર શ્રી. વિઠ્ઠલભાઈને હું વખતોવખત મળી નવી સામગ્રી મેળવતો અને તેનો બંને પત્રમાં ભરપૂર ઉપયોગ કરતો.

આવી રીતે નવા ભભકાદાર કાર્યાલયમાં સ્થિર થઈને માનસિક ને સામાજિક, આર્થિક અને રાજકીય નીતિરીતિની સમીક્ષા કરતો ગયો અને રોજના વિવિધ વર્તમાન પર ટીકાટિપ્પણ કરતો ગયો. શરૂઆતના દિવસમાં તો એ બેવડો ભાર હોંશે હોંશે ઉપાડતો ગયો ને કોઈવાર તો વહેલી સવારથી મોડી રાત સુધી કામ પર એકાગ્ર રહ્યો. પછી શરૂઆતનો ઉત્સાહનો ઊભરો નીચે ઊતરતાં મેં અંગ્રેજી વિભાગ માટે કોઈ લાયક ઉપતંત્રી રોકવાની શ્રી. લોટવાલાને ભલામણ કરી. તેમની સંમતિથી મેં યોગ્ય લેખકની તપાસ શરૂ કરી ત્યારે મને માલૂમ પડ્યું કે મારા જૂના મિત્ર અને ખાદી-કાર્યકર ભાઈ સદાનંદ બોરી બંદર પાસે એક નાની કોટડીમાં બેસીને કાંઈ સમાચાર સંસ્થા ચલાવે છે. તેમને વાત કરતાં તે આ અંગ્રેજી તંત્રીલેખ લખવાને તરત કબૂલ થયા. થોડા જ દિવસમાં તેમણે શ્રી. લોટવાલા સાથે નિમણૂકની શરતો નક્કી કરી લીધી. ત્યારથી શ્રી. સદાનંદ મારી બાજુના ઓરડામાં અંગ્રેજી વિભાગના ઉપતંત્રી તરીકે સ્થિર થયા અને હું એ બોજામાંથી મુક્ત થયો.

હવે જરા રાહતનો દમ ખેંચીને મારી નાની કોટડીમાં રહેતો

ગયો તેમ તેમ મારા પહેરવેશમાં તરત સુધારો કરવાની જરૂર લાગી. હું જેવો ઢીલો પાયજામો પહેરતો હતો તેવો તો મારી હોટેલના લોકો રાતે જ પહેરતા—દિવસે આવાં ઢીલાં-પોલાં કપડાં પહેરવાનું અસભ્ય ગણાતું. તરત મેં પહેલાં તો ખાદીના ચૂડીદાર પાયજામા અને લાંબો કોટ સિવડાવી પહેરવા માંડ્યા. આવાં કપડાં શુદ્ધ દેશી રાજપૂત ઢબનાં ગણીને મેં પસંદ કરેલાં. પણ થોડા વખતમાં આ કપડાંથી પગની પિંડીઓ ખૂબ ભીંસાતી લાગી. વળી, ચોપાસ આવાં કપડાં કોઈક રજવાડી લોકો જ પહેરતા. ત્યારે કોટમાં ઘણાખરા લોકો તો પાટલૂન ને ટૂંકા કોટ જ પહેરતા. તેથી આ જ પહેરવેશ ભારતના ભણેલાનો જ નહિ પણ દુનિયાભરના પુરુષોનો છે એમ માનીને તરત જ ખાદીનાં કોટ-પાટલૂન મેં સિવડાવ્યાં. માત્ર કોલર-ટાઈ પહેરતો નહિ. બંધ કોલરના જ કોટ પહેરીને સંતોષ માનતો.

હજુ મેં ખાદીનુ જ સેવન કાયમ રાખ્યું. ચરખાવાદની ગમે તેટલી ટીકા કરતાં પણ મેં એ વાત તો સ્વીકારેલી જ હતી કે, દેશનાં લાખો ગરીબ સ્ત્રી-પુરુષોની બેકારી ટાળવાનું ખાદી જ ઉત્તમ સાધન છે. તેથી કપડાંની ઢબ ગમે તેટલી બદલાય પણ ખાદી પહેરવામાં તો હું અડગ જ રહ્યો.

માસિક રૂા. ૩૦૦ના પગાર પર હું કાયમ થયો ત્યારે વોટસન હોટેલની અધમેડિયા કોટડી મને ઠીક સાંકડી પડવા લાગી. છતાં આ શહેરનો હું ઝાઝો ભોમિયો નહિ તેથી મને વધારે સગવડવાળો આવાસ સહેલાઈથી મળે એમ નહોતો. તેવામાં એક ફિરંગી યુવક ભાઈ નોરોના અમારા કાર્યાલયમાં જાહેરખબરની દલાલી કરવાને આવતો અને મળતો ગયો. થોડા દિવસ પછી સાંજે તે મારી કોટડી પર આવ્યો ત્યારે મારી મુસીબત મેં તેને સમજાવી. તરત તેણે પાલવા બંદર પાસે આવેલા જૂના વોટસન્સ એનેકસમાં[1] બંદર તરફના

---

૧. પછી એ જૂનું મકાન તોડીને તેની જગ્યાએ ધનરાજગીર મેન્શન નામનું આલીશાન મકાન બંધાયું છે.

બીજા માળે આવેલો એક ખાલી આવાસ મને દેખાડયો. તેમાં દીવાનખાના ઉપરાંત બે ઓરડા, અગાશી, રસોડું વગેરે સગવડ હતી. માત્ર મારા એકલાને માટે તે ઘણું મોટું હતું. તેથી તેમાં નોરોનાએ સાથે રહી પોતાના ભાગનું ભાડું અને ખર્ચ આપવાનું અને રસોઇયો વગેરે લાવવાનું કબૂલ કર્યું. એટલે થોડાં ટેબલ-ખુરશી, ખાટલા વગેરે સરસામાન ભાડે લઈને હું ત્યાં રહેવા ગયો અને નવા જમાનાના ખ્રિસ્તી ઘરમાં રહેવાનો શોખ કરવા લાગ્યો.

સદ્‌ભાગ્યે તેવામાં જ મારા ભાગ્યનું પાંદડું જરા ફર્યું. શ્રી. લોટવાલા તેમની તબિયતના કારણસર વખતોવખત દેવલાલી રહેલા ત્યારે અમારા છાપખાના અને પત્રોનો કારભાર ચલાવવામાં અને જરૂરી ચેક વગેરે પર સહીઓ કરવામાં મુસીબત પડતી. એક દિવસ તેમણે મને તેમની ગેરહાજરીમાં સમગ્ર કાર્યાલયની તાકીદની વ્યવસ્થા કરવાની વાત કરી, ને તે પેટે ફક્ત રૂ. ૫૦) વધારે આપવાની ખુશી બતાવી. મારે આ કામ માટે પ્રમાણમાં થોડો જ વખત ગાળવાનો હતો તેથી માસિક રૂ. ૩૫૦) મળવાની આશાથી હું ઘણો ખુશી થઈ ગયો. તરત મારી સહીનો નમૂનો બૅન્કમાં મોકલાવ્યો અને તેમની ગેરહાજરીમાં સારા તંત્રનો વ્યવસ્થાપક બની ગયો.

વધારે પગારે હું નવા સુખવાસમાં રહેવા આવ્યો ત્યારથી પાલવા બંદરે રોજ ફરવાનો અને બાજુની ગ્રીન અને તાજમહાલ હૉટેલનું મધુર વિલાયતી સંગીત સાંભળવાનો રસિયો બન્યો. ત્યાં સુધીમાં તો આપણા સારાય દેશી સમાજને રૂઢીચુસ્ત અને જુનવાણી ગણીને તેનાથી અતડો બન્યો હતો. બીજી બાજુએ વિલાયતની જે ગોરી પ્રજાઓએ નવા જમાનાની રિદ્ધિસિદ્ધિ મેળવીને હજારો માઈલ દૂર આવેલા આપણા વિશાળ દેશને સર કર્યો હતો તેમની વિરાટ શક્તિનું રહસ્ય શોધવા હું ઘણો તલપાપડ થયો. આપણાથી ઘણાં ઊંચાં સ્તર પર વિચરતી અને ભવ્ય પુરુપાર્થ કરતી એ પ્રજાઓના જીવન-

વહેવારનો કંઈક પરિચય મેળવવા પણ હું તલસતો. વળી દરિયાકિનારે ઘણીય આગબોટોની બત્તીઓ રાતે ઝગારા મારતી અને કોઈ લોકો નૌકાવિહાર પણ કરતા. તેથી ધીમે ધીમે વિલાયતની શક્તિશાળી પ્રજાનો અંગત પરિચય મેળવવાને પરદેશ પ્રવાસ કરવાની પણ તાલાવેલી થતી ગઈ. દેશની ધરતી અને પ્રજા પરથી મારું દિલ તે વખતે ઊઠી ગયું હતું તેથી તે હવે વીજળીવેગે પરદેશ તરફ પૂરપાટ ધસવા લાગ્યું અને ત્યાંથી કંઈ જડીબુટ્ટી લઈને દેશનું ભાગ્ય સુધારવાનાં સ્વપ્નાં રચતો ગયો.

વિલાયતના મુલકમાં યંત્રતંત્રની શોધ થઈ, ઔદ્યોગિક ક્રાંતિ થઈ અને તેમનાં વહાણો અવનવો માલ લઈ દુનિયાભરની સફરે ગયાં. ત્યાં જ જ્ઞાનવિજ્ઞાનની વૃત્તિ ફૂલીફાલી તેમજ ત્યાં શસ્ત્રકળા અને સાહસવૃત્તિ ખીલી ઊઠયાં. દુનિયાભરમાં તેમના જ વાવટા ફરકવા લાગ્યા. ત્યાંથી દુનિયામાં નવો પ્રકાશ અને નવી શક્તિ ફેલાતાં ગયાં. તેથી આ નવી દુનિયામાં પગલાં માંડવા હું અધીરો થયો.

આ વખતે પૈસા તો ઝાઝા ખર્ચવાને નહોતા પણ પગે ચાલીને પાલવા બંદરથી બોરીબંદર સુધીના વિસ્તારને અને તેના લોકોને સમૃદ્ધ, શક્તિશાળી અને સત્તાશાળી ગણીને હું પસંદ કરતો. પણ ફરતે ફરતે બોરીબંદરથી ધોબીતળાવનો રસ્તો આવે એટલે હું અટકી જતો અને પાછો પાલવા બંદરનો રસ્તો લેતો.

જૂના ગેઇટી થિયેટર ( આજનું કેપિટોલ સિનેમા ) આગળ એક વાર એક મિત્ર મળ્યા. તેમણે કાલબાદેવી રોડ તરફ સાથે ફરવા કહ્યું. મેં તરત અક્કડ થઈને ના પાડી: ‘ અહીંયાં મારી હદ પૂરી થાય છે. તમારો માર્ગ જૂની દુનિયામાં જાય છે. હું તો નવી રોશનીથી ચળકતી નવી દુનિયામાં જ ફરું છું.’ પછી તેમને નમસ્કાર કરીને મારે રસ્તે વળ્યો.

આમ મારું મગજ રાષ્ટ્રીયને બદલે આંતરરાષ્ટ્રીય બનતું ગયું.

ત્યાં સુધીમાં ઇંગ્લૅન્ડ ને ફ્રાંસ, ઈટાલી અને જર્મનીનું જે સાહિત્ય વાંચ્યું હતું, તે દિલમાં ઊભળવા લાગ્યું. જાણે ભારતની ધરતીને છેડે ઊભો રહીને એ દૂરના શક્તિશાળી દેશનો સાદ અને સંગીત સાંભળતો ગયો અને તેનાથી મોહિત થતો ગયો. ઇંગ્લૅન્ડની આઝાદીપરસ્ત પ્રજાએ કેવાં રાજકીય પરિવર્તન કર્યાં અને લંડનને દુનિયાનું વધારે શ્રીમંત નગર બનાવ્યું? ફ્રેંચ લોકોની ભાષા અને સાહિત્ય સર્વોત્તમ અને આખા યુરોપને ધ્રુજાવતી ક્રાંતિનો જોટો જ ન મળે! ઈટાલીનું સંગીત સર્વોપરી ગણાય અને તેના ભાગ્યવિધાતા મેઝીની અને ગેરીબાલ્ડીએ હિન્દના વીરોને પણ કેવી પ્રેરણા આપેલી! જર્મનીએ કેવું રાક્ષસી બળ કેળવીને પહેલું વિશ્વયુદ્ધ જગાવ્યું અને તેમાં હારી ગયા પછી તેણે દેશનું અને વેપારઉદ્યોગનું કેવું નવનિર્માણ કર્યું? આ બધા દેશોની પાસે એવું કયું તત્ત્વ છે કે જેને લીધે તે પ્રગતિના પંથે આગળ ધસ્યે જ જાય છે? અને આપણાં ખમીરમાં એવું શું છે કે જેથી સદીની નિદ્રામાંથી જાગ્યા પછી એક મહાત્મા પર અંધશ્રદ્ધા રાખીને એક રેંટિયાના ચકરાવામાં ગોળ ગોળ ફર્યા જ કરીએ છીએ?

આમ મારી કલ્પના તેજ થતી ગઈ તેમ હિન્દના કિનારે જ નહિ પણ વિલાયતને કિનારે હું વિહરતો હોઉં એમ લાગ્યું. ખરું જોતાં મહાસાગર જ બધા દેશ ને ખંડને જોડે છે. તેથી આંતરરાષ્ટ્રીય બનેલું માનસ વીજળિક ગતિથી એશિયાથી યુરોપ કે અમેરિકાના કિનારા પર ઊડી શકે. આમ વિચારતાં હું એટલી હદે પહોંચી ગયો કે નરી રાષ્ટ્રીય ભાવના સંકુચિત લાગતી ગઈ. આંતરરાષ્ટ્રીય દૃષ્ટિ જ આધુનિક અને વૈજ્ઞાનિક લાગતી ગઈ. દેશ દેશના ભેદ ગમે તે અકસ્માતથી થયા હશે પણ મનુષ્યજાતિ તો એક જ છે, તો તેની આગેકૂચ કરતા વિભાગમાં ડૂબકી મારી તેનાં રતન શોધવામાં જ ખરેખરો પુરુષાર્થ નથી?

આટલી હદે પહોંચ્યો ત્યારે મારી ખાદી મને કરડવા લાગી.

ભલે તે દેશના ગરીબ માટે ઉપયોગી હોય પણ મારા જેવા આંતરરાષ્ટ્રીય માનવીને તેનાં કોઈ બંધન ન પોસાય. તેથી હવે ખાદીને બદલે ફ્રૉલ ને ટસરનાં કોટ-પાટલૂન પહેરવા માંડ્યાં. કૉલર-ટાઈ પણ ચઢાવ્યાં અને માથે સોલા હૅટ મૂકીને વિલાયતી ઠાઠમાં ફરતો થયો અને બંદર પર લટાર મારતાં વિલાયતના કોઈ દરિયાકિનારા પર લટાર મારવાનાં સ્વપ્નાં કરતો.

એક ખ્રિસ્તી મિત્રની સોબતમાં વિદેશી વાતાવરણમાં રહેતાં વિચારની સાથે આચારમાં પણ કંઈક ફરક પડ્યો. નોરોના પહેલાં વૉટસન હોટેલમાં આવેલા ત્યારે તેમણે લેમનની બાટલી મંગાવી તે બધાએ પીધેલી. પછી એકવાર તેમણે બિયર મંગાવ્યો. હું તો પરદેશના પ્રવાસ માટે જાણે તલપતો હતો તેથી આવાં છેક જ હળવાં પીણાંની મને તો સૂગ નહોતી—માત્ર તે મને ભાવશે કે નહિ તે જ શંકા હતી. તરત નોરોનાએ લેમનના પ્યાલામાં થોડો જ બિયર રેડીને મને ચાખવા આપ્યો. મને કંઈક ગમ્યો, એટલે તેમણે વધારે આપ્યો. એમ કરતાં થોડા દિવસમાં બિયરનો એકાદ ગ્લાસ પીવાનું ગમવા લાગ્યું

આ પીણાં-પાર્ટીમાં એકવાર મારે ઘેર અમારી ઑફિસના ખજાનચીને ખાસ બોલાવ્યો. તેને પહેલું લેમન પાયું અને પછી તેમાં થોડો બિયર ભેળવ્યો ત્યારે તેને ખૂબ ગમ્યો. પરિણામે નોરોનાને થોડા પૈસા આપતો નહોતો તે મંજૂર કરવા કબૂલ થયો અને બધા ખૂબ ખુશમિજાજમાં છૂટા પડ્યા.

પછી નોરોનાએ મને નવી તાલીમ આપવાને એક ડગલું આગળ ભર્યું. પાલવા બંદર ફરતાં મોટી હોટેલોનું સંગીત સાંભળી હું મોહિત થતો અને અંદર જવાનું મન થતું, તે હું પૈસાના અભાવે રોકી રાખતો. પણ નોરોનાએ સૂચવ્યું કે, તમે ગ્રીન હોટેલમાં બિયરનો એક ગ્લાસ લઈને કલાકેક બેસી રહો અને પાસેથી સંગીત

સાંભળી શકો અને અંગ્રેજી નાચ ચાલતો હોય તો તે પણ જોઈ શકો. તે વખતે આખો દિવસ હું ધંધાદારી સાથીઓ સાથે ગાળતો અને ક્વચિત્ રાતે સાંતાક્રુઝ જતો ત્યાં માસ્તર-કુટુંબની હૂંફમાં રહેતો. તેથી નોરોનાની સૂચના મુજબ નવો આનંદપ્રમોદ માણવાના વિચારથી મારું દિલ નાચી ઊઠ્યું. બારેક વર્ષ પર આઝાદ મેદાન પર રચાયેલા કોઈ આનંદમેળામાં સ્ત્રી-પુરુષનાં યુગલને સાથે નાચતાં જોઈને હું મોહિત થયેલો. પણ એવું દૃશ્ય એક ખંડમાં બેસીને જોવાને હું અધીરો થયો.

થોડા જ દિવસમાં એ ખ્રિસ્તી મિત્ર સાથે ગ્રીન હોટેલની વીજળીની રોશનીથી ઝગારા મારતા ખંડમાં દાખલ થયો. કોટ-પાટલૂન, કૉલર—ટાઈમાં સજ્જ હતો છતાં એ ગોરાઓની ગિર્દીમાં આગળ ધસવાને બદલે છેક છેડે જ્યાં ખાલી જગ્યા જોઈ ત્યાં અમે બેસી ગયા. બિયર મંગાવીને અમે પીવા માંડ્યો પણ મારું ધ્યાન તો તે વખતે અંગ્રેજી નાચ ચાલતો હતો તેના પર એકાગ્ર થયું. હું જે વારાફરતી જુદાં જુદાં નૃત્ય જુગતા સંગીતના તાલ સાથે ચાલતાં હતાં, તે વિષે કંઈ જાણતો નહોતો. જે ગીત સંગીત સાથે ગવાતાં હતાં તે પણ સમજતો નહોતો. ત્યાં મોટે ભાગે મિશ્ર વિલાયતી—ઍંગ્લો—ઇંડિયન લોકો ચોપાસ જામેલાં હતાં. તેમની સ્ત્રીઓની આંખોમાં હિન્દી સ્ત્રીઓના જેવું તેજ અને આવેશ હોય છે. તેમનાં ઊંચાં ઘાટીલાં શરીર અંગ્રેજી ઢબનાં કપડાંમાં સજ્જ થયેલાં હોવાથી તેમજ સૌન્દર્ય અદ્‌ભુત લાગ્યું. આ સ્ત્રીઓ તેમના પુરુષ સાથીઓને અડધી ભેટીને જ્યારે હળવો નાચ કરતી ત્યારે તે ગજગામિનીઓનું ધીમું ડોલન ઘણું રસીલું લાગતું. પછી તે ત્વરિત નાચમાં ઝપાટાબંધ ફેરફુદરડીઓ લેતી ત્યારે સાગરનાં મોજાંની માફક ઉછળતાં ભરાવદાર શરીર અજબ મોહિની ફેલાવતાં. જ્યાં સુધી નાચ ચાલે ત્યાં સુધી તો ઊઠવાનું મન જ ન થાય. અને બધા વિખરાય ત્યારે કોઈ સુંદરી

જેની સાથે વધારે નાચી હોય તેની સાથે જ બહાર જતી જોઈને મનમાં ઘણું કુતૂહલ જામતું. સ્ત્રી-પુરુષોનાં આવાં કલામય મિલન જોઈને જિજ્ઞાસા તૃપ્ત થતી અને પછી ઘેર જઈ નિરાંતે ઘસઘસાટ ઊંઘી જતો.

આવી મિજલસો તો ચાર દિવસની ચાંદની જ બની ગઈ. થોડા જ દિવસમાં મારા આર્થિક સંયોગો સપાટાબંધ પલટાતા ગયા અને તેથી મારા જીવનમાં જોતજોતામાં છેક નીચી સપાટીએ ઊતરી ગયો.

# ૪ : પાટેથી ઊતર્યો

**વરસોથી** ગુજરાતના નાના ક્ષેત્રમાં રોજબરોજ રાજકીય પ્રવૃત્તિ કરતો હતો ત્યારે હું મહિને એકવાર તે વિષે લેખ કે નોંધ લખતો. હવે છાપાના વિવેચકની ઊંચી અટારી પર બેસીને દેશના અને દુનિયાના રાજતરંગો ઝીણવટથી નિહાળતો અને તે વિષે રોજબરોજ ઝપાટાબંધ કલમ ચલાવતો. ક્વચિત્ દેશમાં ભારે બનાવ કે પરિષદ મળતાં હોય ત્યારે પરદેશથી પણ ભડાકા સંભળાય. રોજ દેશદેશાંતરથી તાર આવતા તેમ ટપાલથી જાતજાતના હેવાલો અને હકીકત આવતાં, તેમાંથી પસંદ આવે તે વિષે લાંબાટૂંકા તંત્રીલેખ કે નોંધ લખાતાં.

કોહાટનાં હુલ્લડ પછી કોમી એકતા માટે પરિષદ મળી તેવામાં જ ચીનથી સમાચાર આવ્યા[1] કે ત્યાં પશ્ચિમ કિનારા પર જામેલા અંગ્રેજ શાહીવાદીઓની વધુ ઘૂસણખોરી સામે કેન્ટનમાં સત્તાસ્થાને બેઠેલા ક્રાંતિકારી નેતા સુન-યાત સેને સખત પડકાર ફેંક્યો. પછી ચીનનો ચરુ ઉકળતો ગયો અને વરસેક ચીઆં-કાઈ શેકે ઉત્તર તરફ શાહીવાદીઓનાં થાણાં સાફ કરવાને વિજયકૂચ શરૂ કરી. કુદરતી રીતે અમે શાહીવાદીઓની સામે જામતા સ્વાતંત્ર્ય યુદ્ધને પૂરો ટેકો આપતા અને તેમાં સંપૂર્ણ વિજયની શ્રદ્ધા દર્શાવતા.

---

૧. કોમી ઐક્ય પરિષદ ૨૬-૯-૨૪ના રોજ મળી અને ચીનનો તાર ૩૦-૯-૨૪ના રોજ મળ્યો.

હું સાધારણ રીતે લોકલ બોર્ડનો વહીવટ, જમીનમહેસૂલ, દુકાળ વગેરે ગામડાના સવાલોનો અભ્યાસી હોવાથી તે વિષે હું વધારે લખતો. પણ સન ૧૯૨૪ની આખરમાં મરીન ડ્રાઈવ દરિયો પૂરવાના સરકારી કામમાં હાર્વે નામના અંગ્રેજ અધિકારીએ જે ગેરવહીવટ કરેલો તેના પર મુંબઈના આગેવાન વીર નરીમાને સખત આક્ષેપો કર્યા. તેથી આખા મુંબઈમાં ભારે ખળભળાટ ફેલાયો. ત્યારે નરીમાનને બિરદાવવામાં અમે મેદાને પડ્યા. પછી હાર્વેએ નરીમાન સામે ફોજદારી અદાલતમાં ફરિયાદ કરી તેની સુનાવણી લાંબા વખત સુધી ચાલેલી અને તેના ભરપૂર રંગીલા હેવાલ અમે પ્રકટ કરતા.

તેવામાં ઇંગ્લૅન્ડની ચૂંટણીમાં રૂઢીચુસ્ત મૂડીવાદી પક્ષનો વિજય થયો, તેની સામે અમે પિસ્તાળ પાડી. પણ તે જ ચૂંટણીમાં હિન્દી સામ્યવાદી આગેવાન શાહપુરજી સકલાતવાળાની જીત થઈ, તેથી તેમને અમે ભારોભાર ધન્યવાદ આપ્યા. લોટવાલાને સકલાતવાળા સાથે લંડનમાં ઘણો સંબંધ હતો, તેથી તેમણે જે સાહિત્ય આપ્યું તેનો ભરપટે ઉપયોગ કરીને ઇંગ્લૅન્ડની પાર્લામેન્ટમાં આપણા હિન્દી બિરાદરના વિજયને દીપાવવામાં અમે કંઈ મણા રાખી નહિ.

સન ૧૯૨૪ના નવેમ્બરમાં ગાંધી–દાસ સમાધાન થયું. તેવામાં જ હિન્દી સામ્યવાદી પક્ષના મંત્રી શ્રી. ડાંગે, મુઝફ્ફર અહેમદ વગેરેને કાનપુરમાં ચાર વર્ષની સજા થઈ. લોટવાલા દર સાલ લંડન જતા ને ત્યાંથી ભારોભાર જે સમાજવાદી અને સામ્યવાદી સાહિત્ય લાવતા તે ડાંગે વગેરેને બોલાવીને આપતા. આ વિષે પણ મને જે સામગ્રી પૂરી પાડવામાં આવી તે વડે મેં સરકારી દમનનો સખત વિરોધ કર્યો અને આ સામ્યવાદી જુવાનોને આઝાદીની લડતના વીરલા તરીકે અંજલિ આપી.

એવામાં ઉત્તર આફ્રિકામાં પણ હોળી સળગી. અંગ્રેજોએ મીસરમાં જે પગદંડો જમાવ્યો હતો તેની સામે લડતની આગેવાની

લેનાર ઝગલુલ પાશા તે વખતે જનતાના પૂરા પીઠબળથી વડાપ્રધાન ચૂંટાયા. પછી થોડા જ વખતમાં અંગ્રેજ સરકારના એક હાકેમ સરલી સ્ટેક પર કોઈ ક્રાંતિકારોની ગોળી છૂટતાં તે ઘાયલ થયો. આ વખતે ઝગલુલ પાશાએ આ હુમલાની બધી જવાબદારી અંગ્રેજ શાહીવાદીઓ પર નાખી. તેથી બે દેશોની વચ્ચે ભારે ઝઘડો થયો. આ વિષે ચર્ચામાં મીસરના રાષ્ટ્રવાદીઓની પડખે જ અમે ઊભા રહ્યા અને બ્રિટિશ શાહીવાદીઓનું ઝાકળ કાઢ્યું.

પછીને મહિને મોરોક્કોમાં સત્તાધીશ બનેલી સ્પેનની સરકાર સામે અબદલ કરીમ નામના શૂરા સરદારની આગેવાની નીચે ત્યાંના વતની રીફ લોકોએ સશસ્ત્ર મુક્તિસંગ્રામ શરૂ કર્યો. તેમને પણ અમે પૂરા જુસ્સાથી ટેકો આપ્યો. અમારી નીતિ હમેશાં દેશમાં તેમજ પરદેશમાં શાહીવાદીઓની વિરોધી અને આઝાદીની લડતને ટેકો આપવાની જ હતી, અને તે અમારા વાંચકોને પણ માફક આવતી.

તે જ અરસામાં સાઉદી અરેબિયાના વહાબી પંથના રાજા ઈબ્ન સાઉદે અંગ્રેજોની કઠપૂતળી બનેલા મુસ્લિમ હાકેમને મક્કા અને મદીનાના સારાયે પાક પ્રદેશમાંથી હઠાવીને તેનો કબજો લીધો. આ લડતમાં પણ અમે તેમને ટેકો આપ્યો અને અંગ્રેજોને આખા અરબસ્તાનમાંથી હટી જવાને પડકાર ફેંક્યો.[1]

આમ એશિયાની ધરતી પર જ દૂર પૂર્વમાં દુનિયાનાં મોટામાં મોટી વસ્તીવાળા ચીનમાં અને પશ્ચિમમાં શાહીવાદીઓની છાવણી જેવા અરબસ્તાનમાં ક્રાંતિનાં ઘોડાપૂર પૂરઝડપથી આગળ ધપી રહ્યાં હતાં. તેમજ આખા આફ્રિકા ખંડની ઉત્તર ને પશ્ચિમી છેડે મીસરમાં

---

૧. સન ૧૯૩૪ની આખરે જ કાશ્મીરના મહારાજા હરિસિંગે મિસિસ રોબીન્સન નામની એક અંગ્રેજ પરણેલી સ્ત્રી સાથે સંબંધ રાખેલો. તેના કેસમાં મહારાજાનો દોઢ લાખ રૂપિયાનો દંડ થયેલો. તેથી આખા દેશમાં ઘણી ચર્ચા થયેલી

રચાયેલી રાષ્ટ્રીય સરકારને હદપાર કરવાની નોટિસ આપી ત્યારે બીજે પૂર્વને છેડે મોરોક્કોના માડીજાયાએ સ્પેનના લશ્કરની હકાલપટ્ટી કરવાને આખરી સશસ્ત્ર સંગ્રામ શરૂ કર્યો. દેશમાં બધી લડત સ્થગિત થઈ હતી ત્યારે એશિયા અને આફ્રિકાની મહાન પ્રજાઓની આઝાદીની લડતોની આગેકૂચ જોઈને મારું દિલ થનગની રહ્યું. જાણે તેમના વિજયમાં સારીયે દુનિયાની પરાધીન પ્રજાઓના વિજયડંકા વાગતા હું સાંભળતો ગયો.

આમ મારું મગજ આંતરરાષ્ટ્રીય બનતું હતું ત્યારે પરદેશના સળગતા સવાલો રોજબરોજ વાંચવાની અને તે વિષે લખવાની અણમોલ તક મને મળી. વળી લોટવાલા પહેલાં તો સીડની, વેબ અને બર્નાર્ડ શૉના ફેબીઅન–ધીમા ને ઢીલા–સમાજવાદના ઘણા આશક હતા. પણ ૧૯૧૭માં રશિયામાં ક્રાંતિ થઈ અને લેનિનની આગેવાની નીચે નવી સોવિયેત સરકાર રચાઈ ત્યારથી તેના પર ઘણા આફરીન થયા હતા. ખાસ કરીને સન ૧૯૨૨માં ગાંધીજીએ બારડોલીની લડત મોકૂફ રાખી ત્યારથી તે ગાંધીજીના કટ્ટર વિરોધી બની ગયા અને ભારોભાર રશિયાનું સાહિત્ય વિલાયતથી લાવી તેમના મિત્રમંડળમાં તેનો પ્રચાર કરતા. સેન્ડહર્સ્ટ રોડ પર આવેલું તેમનું આર્યભવન મુંબઈમાં અનેક દેશભક્તો ને સમાજવાદીઓ અને સામ્યવાદીઓનું તીર્થસ્થાન થઈ પડ્યું. જે નવા સાહિત્યમાં રસ લેતા તેમને તેનો પ્રચાર કરવાને લોટવાલા નાણાં પણ આપતા. તે રીતે તેમણે ડાંગેને પહેલું સામ્યવાદી પત્ર શરૂ કરવાને જરૂરી મદદ આપેલી. હું તો લોટવાલાનો માનીતો તંત્રી હતો તેથી મને પણ રશિયન ક્રાંતિ વિષે અને તેની સરકારની રાજનીતિ વિષે પુસ્તકો અને પત્રિકાઓ આપતા. ખાસ કરીને અમેરિકાના લેખક રીડે લખેલું 'દસ દિવસમાં ધરણી ધ્રૂજી' ('Ten days that shook the world') અને એવાં બીજાં પુસ્તકો હું બહુ જ રસથી વાંચતો અને તેની પ્રેરણાથી વખતો વખત અનેક લેખ છાપામાં લખતો.

લોટવાલા સાથે થોડા મહિનાની મહોબત થયા પછી કોઈવાર તેઓ મને વાંદરામાં વિઠ્ઠલભાઈને ઘેર રાતે જમવા બોલાવતા ત્યારે ટીખળમાં 'નારાયણ નારાયણ' બોલીને ખ્રિસ્તી બબરચીને તેઓ 'બ્રાહ્મણિયા' ખાણું પીરસવા કહેતા. પછી રાજકારણની વાતો થતી. તેમાં વિઠ્ઠલભાઈ ગાંધીજીએ બેલગામમાં પરાણે પસાર કરાવેલી ચરખાના મતાધિકારની સખત ટીકા કરતા. વળી, મુંબઈ મ્યુનિસિ-પાલિટીના અને દિલ્હીની ધારાસભાના કામની સમજ મને આપતા. કોઈવાર લોટવાલા પોતાને ઘેર પણ મને બોલવતા અને તેમનાં મનગમતાં પરદેશી પુસ્તકો વાંચવા આપતા. વાતો કરતાં ગાંધીજીની જુનવાણી નીતિ સામે તેઓ ખૂબ ઉકળતા અને તેની જડમૂળ કાઢવા માટે સમાજવાદી અને સામ્યવાદી વિચારસરણીનો પ્રચાર કરવા મને પ્રેરતા.

પણ થોડા જ વખતમાં મને સમજાયું કે લોટવાલાના સ્વભાવનાં બે પાસાં હતાં. એક તો તે પાકા ગાંધી-વિરોધી અને સામ્યવાદી તરફી હતા અને પોતાના મતનો પ્રચાર કરવાને લાખો રૂપિયા ખર્ચતા: પણ જે વેપારી બુદ્ધિને લીધે તે નાના વેપારી મટીને લખપતિ મિલમાલિક થયા તે પણ તેમના સ્વભાવમાં જડ ઘાલીને બેઠી હતી. તેથી આવડા મોટા છાપખાનામાં દર મહિને હજારો રૂપિયા ખર્ચનાર શેઠ કોઈ બિલ પાસ કરવામાં કે કોઈનો પગાર વધારવામાં રૂપિયા રૂપિયાની અને પૈસા પૈસાની કચકચ કરતા. મુંબઈથી તે પરગામ જાય ત્યારે તેમની આટાની મિલનો મેનેજર પ્રેસની દેખરેખ રાખવા આવે અને ઝીણવટથી રોજનાં આવક—ખર્ચ તપાસી જાય. આવા શિરસ્તાને લીધે લોટવાલાએ મારી એક નાની વાતનો મોટો હાઉ કર્યો અને મારા પર ગુસ્સે થઈને મને ઊંચી પાટેથી સપાટાબંધ નીચે ઉતારવા માંડ્યો.

વાત એમ બની કે, તેઓ દેવલાલી હતા ત્યારે મારે કંઈ સરસામાન ખરીદવાને રૂા. ૪૦૦ની જરૂર પડી. તે વિષે શેઠ સાથે

કંઈ વાત કરેલી અને તેમણે 'જોઈશું' એમ કહેલું. તેથી મેં ચેક પર સહી કરીને રકમ બૅન્કમાંથી ઉપાડીને મારે નામે ઉધારી નાખી. આ વાતની ખબર પડતાં જ શેઠ મુંબઈ આવ્યા ત્યારે મને સખત ઠપકો આપવા લાગ્યા. મેં તો પગાર પેટે જ પૈસા ઉપાડ્યા હતા, કંઈ નવો ખર્ચ તો કર્યો જ નહોતો. છતાં તરત જ તેમણે વ્યવસ્થાપક તરીકે મારી પદવી અને ચેક પર સહી કરવાની સત્તા ખૂંચવી લીધી. તેથી હું પાછો રૂા. ૩૦૦ નો પગારદાર બની ગયો.

પણ વાત એટલેથી જ અટકી નહિ. હવે લોટવાલા પ્રચારક મટીને છેક મખ્ખીચૂસ વેપારી બની ગયા. તેમણે મારા કામને તપાસીને શોધી કાઢ્યું કે, હુ તો તંત્રીલેખ જ લખું છું ને સમાચારના પ્રકાશન અને બીજાં લખાણ પર બહુ ધ્યાન આપતો નથી. તેથી છાપખાનાનો ભારે ખોટ ઓછી કરવાના હેતુસર તેમણે મારા મદદનીશ સાથે બીજા કામની વ્યવસ્થા કરીને મને થોડા દિવસમાં માસિક રૂા. ૩૦૦થી રૂા. ૨૫૦ પર, પછી રૂા. ૨૦૦ ને છેવટે રૂા. ૧૫૦ પર ઉતારી મૂક્યો. છેવટે તેમણે મને ઘેરથી જ તંત્રીલેખ લખી મોકલવા પેટે રૂા. ૧૦૦ની જ રકમ આપવા જણાવ્યું. હું આજીજી કરવાને ટેવાયેલો નહોતો, તેથી સન ૧૯૨૫ના મે સુધીમાં રૂા. ૧૦૦ના ટૂંકા પગારે ઘેરથી લેખ મોકલવાનું કબૂલ કરી, હું મારી માનીતી ઑફિસનો દાદરો ઊતરી ગયો.

અગાઉ મારો પગાર રૂા. ૨૫૦ અને પછી રૂા. ૨૦૦ કરવામાં આવ્યો ત્યારથી જ રૂા. ૭૫નો સુખી આવાસ છોડીને સસ્તી ઓરડીમાં રહેવાનું મેં ઠરાવ્યું. નોરોના સાથે ઘરની ભાગીદારી સમેટી લઈ એ જ વોટસન ઍનેક્સના ભીતરમાં બીજા માળે આવેલી એક નાની ઓરડી રૂા. ૨૫ના ભાડાથી રોકી લીધી. તેમાં રસોઈ કે સ્નાનની સગવડ નહોતી. એક છેડે લાઇનબંધ ચકલીવાળી ઓરડીઓ હતી તેમાં જ નાહવાનું હતું. ચારે બાજુએ

યહૂદીઓ, ખ્રિસ્તીઓ, કોઈ નીચલા સરકારી નોકરો અને કઢંગાં એંગ્લો-ઇન્ડિયન જોડકાં રહેતાં હતાં. મોટા આલીશાન મકાનનો આ ગંદામાં ગંદો ભાગ હતો અને હવે તેમાં જ પુરાઈને સુખેદુઃખે રહેવાની મને ફરજ પડી.

હવે સવારે ઘરના બબરચીની નહિ પણ સામેના ઈરાનીની ચા આવતી. નવરાશને વખતે મકાનના મોટા ચોગાનમાં ફરતાં જોની નામના એક ચબરાક એંગ્લો-ઇન્ડિયન કિશોરની દોસ્તી થઈ. પછી વખતો-વખત હું તેને મળતો અને તેના મિત્રોની ઓળખાણ કરતો. એકવાર તેને ઘેર જઈને તેનાં કુટુંબીઓને મળી આવ્યો અને પાસેના એક કુટુંબમાંથી બપોરનું જમણ પોસાતા ભાવે મંગાવવા માંડયું. એ જોનીની મારફત એક ગરીબ ને બેકાર આઈરિશ ગૃહસ્થ-મેકનેલીનું ઓળખાણ થયું. તે સવારે મારે ત્યાં ચા પીવા આવતો અને રાતે સાથે પાલવા બંદરના વિસ્તારમાં ફરવા આવતો. તે પણ છેક લુખ્ખો હતો અને તેથી અમે બંને બધાયે શ્રીમંતોની સખત જડતી લેતા લેતા અને અમારી ગરીબાઈનો અફસોસ કરતા કરતા રાતે બારેક વાગે કોઈ ઈરાની હોટેલમાં જઈ 'ગુલાબી' 'સ્પેશ્યલ' વગેરે જુદી જુદી જાતની ચા વારાફરતી પીતા. ક્વચિત્ મકાનમાં પાછા ફરતાં ઊંઘ આવતી ન હોય તો વળી પાછા ખાલી ખિસ્સે ટહેલવા નીકળતા.

મેકનેલી પાસે કંઈક સારા દિવસમાંથી બચેલું 'સાઈડકાર'-વાળું એક સ્કુટર હતું. તેમાં અમે રવિવારે જુહુના દરિયાકિનારે ફરવા જતા અને થોડીવાર રેતી પર બેસી અલકમલકની વાતો કરતા. ઘણાં વરસથી તે મુંબઈગરો જ બની ગયો હતો તેથી તેના ધંધારોજગારની અને તેમાં થયેલી તારાજીની જ વાતો કર્યા કરતો. કોઈવાર તેનું સ્કુટર છોડીને ઘોડબંદર રોડ પર રહેતા ભાસ્કરભાઈને ઘેર મહેમાન થતો અને તેમનાં પત્ની ઊર્મિલાબેન તેમજ તેમની

બહેનો શાંતિલા અને સરલાની સાથે વાર્તા-વિનોદ કરતો. કોઈવાર તેમની સાથે સિનેમા જોવા જતો અને એક દિવસ મારા મહેમાન તરીકે તેમને સિનેમામાં લઈ ગયેલો. તેવી રીતે કોઈવાર સાંતાક્રુઝ માસ્તર-કુટુંબને મળવા જતો અને માતુશ્રી અંબામા અને તેમની પુત્રીઓ પાસેથી સાંત્વન મેળવતો.

પણ નિઃસીમ ગરીબાઈના આ કાળમાં આવાં ગૃહસ્થી કુટુંબોને મારું મોં દેખાડવાનું મને ગમતું નહિ. રાત ને દિવસ આ ગરીબાઈના નિવારણનો માર્ગ શોધતો હતો. અને તે માટે પ્રથમ તો મારે ‘યુગધર્મ’ માસિકની જવાબદારીમાંથી મુક્ત થવાની જરૂર હતી. તે કામ જૂન માસમાં કેમ ઊકલી ગયું, તે સમજાવવાને જરા પાછળ નજર કરવી જોઈએ.

સન ૧૯૨૪ની આખરે હું રૂ. ૩૦૦ કમાતો હતો ત્યારે મેં યુગધર્મને સચિત્ર માસિક બનાવવાનો અને દુનિયાની કલાનાં ઉત્તમ સર્જનોથી તેને સુશોભિત કરવાનો મનસૂબો કરેલો. કેટલાક મિત્રોના પ્રોત્સાહનને લીધે તેનો નિશ્ચય કરી અમદાવાદના કાર્યાલયને તે વિષે જાહેરાત કરવા લખેલું.

તેથી જાન્યુઆરીના જે અંકમાં મેં કાહિયાવાડ રાજકીય પરિષદ વિષે નોંધ લખી હતી,[1] તેમાં જ અમદાવાદના મિત્રો તરફથી એવું જાહેર કરવામાં આવ્યું કે, ‘ગુજરાતના પ્રખ્યાત માસિક પત્રને સચિત્ર અને રસમય બનાવવાની લાંબા વખતની ભાવના પાર પાડવા-

---

૧ આ ઉપરાંત ‘યુગધર્મ’ના છેલ્લા પુસ્તકના છઠ્ઠા અંકમાં ‘બુદ્ધિનું બલિદાન’ના મથાળા નીચે એક નોંધ લખી હતી તેને તે વખતની મારી લાક્ષણિક કૃતિ ગણી હતી તે પરિશિષ્ટ નં. ૨માં આપી છે.

નો વખત પાસે આવ્યો છે. તે નવા સ્વરૂપમાં આવતા માસથી બહાર પાડવામાં આવશે. ચિત્રકલાની અમર કૃતિઓ, જગતના શિષ્ટ અને અમર ચિત્રકારોની સુંદર ભવ્ય અને માધુર્યવતી કૃતિઓનાં દર્શન કરી શકાશે!' તેની સાથે ઇન્દુકુમારનો બીજો રસપૂર્ણ સચિત્ર અંક પણ આવતા માસે પ્રકટ કરવાની જાહેરાત કરવામાં આવી.

તે મુજબ ફેબ્રુઆરીના જ અંકમાં ચિત્રકાર મુલરનું ચિત્ર 'સીતા' અને રાફેલનું 'મેડોના', ટીશિયનનું 'મોડલીન' અને મ્યુરીલોનું 'વર્જીન મેરી' એ જગવિખ્યાત ચિત્રો, કવિ નાનાલાલના ઇન્દુકુમારના બીજા અંક સાથે પ્રકટ થયાં. તે જ અંકમાં મારા જુવાન મિત્ર[2] શ્રી. રમણલાલ દેસાઈનો ઇટાલીના એક શહેર 'ફ્લોરેન્સ' વિષે એક સચિત્ર લેખ પણ પ્રકટ થયો. વળી, શ્રી. રામનારાયણ પાઠકના તંત્રીપણા નીચે એક સાહિત્યવિભાગ પણ માસિકમાં શરૂ કરવામાં આવ્યો. તેમણે દ્વિરેફની વાતો આ માસિકમાં લખવાનું શરૂ કર્યું.

આવા સચિત્ર અંક ફેબ્રુઆરીથી અમદાવાદથી પ્રકટ થતા ગયા અને છેલ્લો મેનો અંક મુંબઈના અમારા છાપખાનામાં જ છપાયો. તે પહેલાં જ્યારે આ માસિક મુંબઈમાં છાપવાની વાત કરેલી ત્યારે લોટવાલાએ કહેલું કે તમારા રૂા. ૩૦ના પગાર જેટલું તો એક અંકનું બિલ થશે, તે કેવી રીતે ચૂકવશો? અને જ્યારે મેનો અંક છપાયો ત્યારે તો પગાર રૂા. ૧૦૦ સુધી ઊતરી ગયા હતા. તેથી સચિત્ર અંકો છાપતાં અમદાવાદનું દેવું વધી ગયું ને મારી આવક છેક નીચે બેસી ગઈ, તેથી મારી વિમાસણનો પાર ન રહ્યો. વળી, ભવિષ્યના આવા સચિત્ર અંકના લવાજમ પેટે કોઈ ગ્રાહકોએ પૈસા આપ્યા

૨. શ્રી. રમણલાલ દેસાઈ લંડનમાં અભ્યાસ પૂરો કરીને સન ૧૯૨૫ના આરંભમાં મુંબઈમાં મને મળ્યા ત્યારે તેમણે મારા માસિકમાં કલા વિભાગ શરૂ કરવા મને કહેલું અને તેને અંગે આ સચિત્ર લેખ લખી આપેલો.

હતા. અને મારી પાસે તો તેનાં બિલ ચૂકવવાને એક દમડી પણ નહોતી.

આ ચિંતામાં હું ડૂબેલો તેવામાં જૂન માસમાં એક દિવસ મારી કંગાળ ઓરડી શોધતા શોધતા ત્રણ મિત્રો, દા. સુમન્ત મહેતા, કેશવપ્રસાદ દેસાઈ અને કનૈયાલાલ મુન્શી મારે ત્યાં આવી પહોંચ્યા. તેમને અહીં જોતાં ઘડીભર હું સ્તબ્ધ થયો. પછી તેમનો આદર-સત્કાર કરી વાત કરતાં માલૂમ પડ્યું કે, 'યુગધર્મ'ના ઉપરાઉપરી સચિત્ર અંક નીકળતા જોઈને શ્રી મુન્શીને તેમના માસિક 'ગુજરાત' સાથે કટ્ટર હરીફાઈનો ડર લાગ્યો. તેમને ખબર નહોતી કે દીવો રાણો થાય તે પહેલાં ખૂબ ઝબકે તેમ સચિત્ર કલામય અંકનું પ્રકાશન થતાં અમારું માસિક અંતકાળે આવી પહોંચ્યું હતું. તેથી તેમણે 'યુગધર્મ' મારી પાસેથી ખંડી લઈ પોતાના માસિકમાં ભેળવી દેવાની દરખાસ્ત રજૂ કરી. મારે માટે તો 'ભાવતું'તું ને વૈદે કહ્યું' એના જેવું થયું. મેં તરત તેમની વાત સ્વીકારી લીધી, અને તેના પુરસ્કાર તરીકે ત્યાં સુધી જમા થયેલું આશરે ૧૮૦૦નું લવાજમ અમારી પાસે જ રાખવાની શરત મૂકી. બધી વાત થોડીવારમાં પતી ગઈ ત્યારે મુન્શીએ રીતસરનું લખાણ કરવા માટે તરત તેમની સાથે ઘેર જવાનું આમંત્રણ આપ્યું. પણ મેં નાહી-ધોઈ બપોરે તેમને ઘેર જવાનું કબૂલ કર્યું. તે મુજબ શ્રી મુન્શીના મજાના આવાસમાં બધી વિધિ પતાવી અને તેમનો અતિથિસત્કાર ભોગવીને હું મારે ઘેર પાછો ફર્યો.

'યુગધર્મ'ના વિલોપનની અમદાવાદના મિત્રોને ખબર થઈ ત્યારે તેમણે ખૂબ હૈયાવરાળ કાઢી. પણ નકકુર આર્થિક પરિસ્થિતિ આગળ મારી માફક તેઓ પણ લાચાર જ હતા. છેવટે તેમણે અમારા કાર્યાલયના સંચાલક શ્રી નર્મદાશંકર ત્રિવેદીને મુંબઈમાં કામે લગાડ-વાની વિનંતિ કરી. તરત જ મારી ભલામણથી શ્રી મુન્શીએ તેમને

પોતાના ગુજરાત કાર્યાલયમાં રોકી લીધા.

'ચકલી ચકલી એક ઉતાર'–એમ એક ચિંતા ઓછી થઈ તેથી મેં રાહતનો દમ ખેંચ્યો. હવે જરાયે જોખમ ખેડયા વિના કંઈક આવક વધારવાનો વિચાર કરવા લાગ્યો. તરત યાદ આવ્યું કે, યરોડા જેલમાં 'કુમારનાં સ્ત્રીરત્નો' પુસ્તક લખ્યું છે તેને પ્રકટ કરવાથી કંઈક મળી શકે. તરત જ મારા મદદનીશ શ્રી ખંડુભાઈએ મારા લખાણની સારી નકલ કરવાનું બીડું ઝડપ્યું. જેમ એક પછી એક વાર્તા લખાતી ગઈ તેમ તેના પ્રકાશનની માગણી આવતી ગઈ. તેથી પહેલી ત્રણ વાતો[1] શ્રી મુન્શીના 'ગુજરાત'માં અને એક 'વિમળાની વિશુદ્ધિ' ચંદ્રવદન મહેતાની ભલામણથી શેઠ શ્રી પુરુષોત્તમ માવજીના માસિક 'રંગભૂમિ'માં છપાઈ. આવા પ્રકાશનથી જે કંઈ પુરસ્કાર મળ્યો તેથી મારી ટૂંકી આવકમાં કામચલાઉ વધારો થયો.

પછી આખું પુસ્તક પણ છપાવવું હતું. તે માટે પત્રવ્યવહાર કરતાં 'સૌરાષ્ટ્ર' કાર્યાલય તરફથી તે પુસ્તક પ્રકટ કરી તેની પહેલી આવૃત્તિ પેટે અમૃતલાલ શેઠે રૂ. ૨૦૦ આપવાનું કબૂલ કર્યું. તે મુજબ હું પુસ્તકનું છેલ્લું લખાણ મુંબઈની એક પેઢીમાં આપી આવ્યો અને તરત જ પૂરી રકમ મારા હાથમાં મુકાઈ ગઈ. આથી વળી મારી ગરીબાઈમાં રાહતનો બીજો દમ ખેંચ્યો.

પણ આથી મારું પેટ ભરાય એમ નહોતું. ચોપાસ નજર નાખી, ઘણા મિત્રોને મળ્યો. પણ પરિણામ શૂન્યમાં જ આવ્યું. છેવટે મારા જૂના પરિચિત શેઠ શ્રી અંબાલાલ સારાભાઈને મેં કંઈ કામ માટે કાગળ લખ્યો. તરત તેમણે અમદાવાદની તેમની મિલમાં કામદાર કલ્યાણના ખાતામાં રોકવાની મરજી બતાવી. પણ અમદાવાદમાં તો

---

૧. આ ત્રણ વાતોનાં મથાળાં નીચે મુજબ હતાં: (૧) કુસુમના કુમારભાવ. (૨) મધુરીનું બલિદાન. (૩) કુમારીઓનું કૌમારવ્રત.

સેવાનો ભેખ લીધેલો. ત્યાં તો નોકરી નહિ જ કરવાનો નિશ્ચય કાયમ રાખ્યો. પછી અમદાવાદના મિત્ર જમનાદાસ બાલાભાઈને મળ્યો ત્યારે તેઓ તેમની મુંબઈની 'ન્યુ ઑઈલ મિલ'માં[1] કંઈ કામ સોંપવા બહુ ખુશી હતા. પણ તેમનું આખું નાવ જ ડૂબું ડૂબું થઈ રહ્યું હતું તેથી તેમણે બધી પરિસ્થિતિ સુધરે તે પછી બનતું બધું જ કરી છૂટવાની ખાતરી આપી.

એવામાં ગિરગામમાં નવું કૃષ્ણ સિનેમા શરૂ થયું ત્યારે પત્રકાર તરીકે આમંત્રણથી તેમાં એક દેશી ફિલ્મ જોવા ગયો. આવી ફિલ્મ પહેલીવાર જોઈ તેથી તેમાં ઘણો રસ પડ્યો. પછી સિનેમાવાળા અને ફિલ્મ કંપનીના ભાઈઓ સાથે વાત કરતાં માલૂમ પડ્યું કે, દેશી ફિલ્મ માટે એક વાર્તા લખવા પેટે શ્રી મોહનલાલ દવેને રૂા. ૧૨૦૦ મળે છે અને તે સારી કમાણી કર્યો જાય છે. આથી મને પણ થયું કે, હું યે વાર્તા લખી શકું છું તો મનેયે કંઈ કેમ ન મળે?

આવાં સ્વપ્નાં રચતો હતો તેવામાં લોટવાલાના મગજમાં નવો ફણગો ફૂટ્યો. છાપામાં કેમે કરી જાહેરખબર તો વધતી નહોતી તેથી ખોટ તો હતી જ. પણ તેમના પત્રમાં સમાજવાદના ધોરણસર કડક અસરકારક લખાણ ન છપાય અને જોશીલો પ્રચાર ન થાય તો તે બધા પૈસાનું પાણી જ થતું લાગે. અનુભવે તેમને મારું લખાણ અને શૈલી જ વધારે ને વધારે સચોટ લાગ્યાં હતાં. તેથી તેમણે મને બોલાવીને છાપું સુધારવામાં મારો સહકાર માગ્યો. વાતચીતને પરિણામે એવું નક્કી થયું કે મારે બરાબર ચાર કલાક ઑફિસમાં કામ કરવું અને તંત્રીલેખ લખ્યા પછી બીજાં વર્તમાનોનાં લખાણ ને મથાળાં પર ધ્યાન આપવું અને કોઈક વખત કંઈ અંગ્રેજી લખાણ પરથી ખાસ લેખ પણ લખવો. તે બદલ લોટવાલાએ મને પહેલાં રૂા. ૨૦૦

૧. આજે તે મિલ 'સ્વસ્તિક મિલ' તરીકે ચાલે છે.

અને મહિના પછી રૂા. ૨૫૦ આપવાનું શરૂ કર્યું તેથી મારો સિતારો ફરીથી ચઢતો થયો.

તેવામાં બીજી એક અણધારી દિશામાંથી મને લક્ષ્મી ચાંલ્લો કરવા આવી શ્રી. જમનાદાસ મહેતાની એશિયન ઈન્સ્યુરન્સ કંપનીની મેનેજિંગ એજન્સીમાં ભૂલેશ્વર પાસે રહેતાં નામાંકિત અને સુખી ઘરના ડૉક્ટર મર્ચંટ થોડો ભાગ ધરાવતા. તેમને ભાઈ જમનાદાસને પગલે જાહેર જીવનમાં કંઈક ઝબકવાની ઈચ્છા હતી અને ભાષણ કરવાનું શીખવાની ઉત્કટ ઇચ્છા હતી. કોઈ મિત્રોની મારફત મારી ભાળ લાગતાં તેમણે મને બોલાવ્યો અને પોતાની અભિલાષા મારી આગળ રજૂ કરી. ચર્ચાને અંતે એવું નક્કી થયું કે, દર અઠવાડિયે મારે ત્રણ દિવસ તેમને ઘેર રાતે નવ પછી જવું અને દોઢેક કલાક તેમની પાસે બેસીને જાહેર સવાલોની ચર્ચા કરવી અને ભાષણ કરવાની તાલીમ આપવી. તે પેટે તેમણે મને માસિક રૂા. ૮૦ આપવાનું કબૂલ કર્યું તેથી હું વળી વધારે સદ્ધર થયો.

આવી નોકરી મેં વરસેક સુધી કરી તે દરમ્યાન ડૉ. મર્ચંટ સાથે મારી ગાઢ દોસ્તી થઈ. તે દરમ્યાન અમે મોટેભાગે તો રાજકારણની વાતો કરતા, એટલે ખરું જોતાં તો હું જાહેર જીવનમાં તેમનો સલાહકાર જ બન્યો. તે દરમ્યાન તે ભાષણ કરવાનું તો શીખ્યા નહિ પણ મારા સહવાસથી તેમના જીવને ટાઢક વળતી. નોકરી છૂટી ગયા પછી પણ તેમની સાથે મારો ગાઢ સંબંધ કાયમ રહ્યો. તે દરમ્યાન તે મને શેરસટ્ટાથી ને ઘોડાની શરતથી દૂર રહેવાની ને એવી ઘણી સલાહ આપતા. એકવાર તેમણે મને ફિલ્મના ધંધામાં પણ મદદ કરેલી તે આગળ જોઈશું.

મારી આર્થિક સ્થિતિ સુધરી એટલે ૧૯૨૫ની આખરે મારી ઓરડી મને કઠવા લાગી. ચોપાસ તપાસ કરતાં માલૂમ પડ્યું કે

એક યહૂદી કુટુંબને રહેવા અને જમવા પેટે રૂ. ૮૦ના માસિક ખર્ચે એક હવાઉજાસવાળો સારો ખંડ ભાડે આપવાનો છે. તરત ત્યાં મારો સામાન ફેરવી નાખ્યો અને ફરીવાર કંઈક સારા ઓરડામાં ઘરનું ભોજન લેવાની મોજ માણવા લાગ્યો. એ ઘરમાં એક વૃદ્ધ માતા પોતાના જુવાન કમાતા પુત્ર અને એક ચબરાક છોકરી સાથે રહેતાં હતાં. સવારે ને સાંજે આ પાડોશીઓ સાથે ગપ્પાં મારવાની અને ક્વચિત્ ટીખળ કરવાની મઝા પડતી. સુધરેલા સંયોગોને લીધે ચોમાસાની ઋતુમાં વિલાયતના રિવાજ મુજબ મેં ફ્લેનલનો પાટલૂન અને પિત્તળનાં બટનવાળો 'નેવી બ્લુ' રંગનો 'બ્લેઝર' કોટ ખરીદ્યો. નાતાલ આવી ત્યારે કેટલીયવાર રંગબેરંગી કાગળનાં તોરણ લાવીને મારો આખો ખંડ શણગાર્યો અને મોન્જીની હૉટેલમાંથી નાતાલનું મોટું કેક લાવીને ઘરમાં જયાફત ઉડાવી.

અહીંયાં રહેતો હતો ત્યારે એક વાર મારા મિત્ર શ્રી અમૃતલાલ શેઠ મારી શોધ કરતા કરતા ઘેર આવીને મળ્યા. અગાઉ તે મને વૉટ્સન હૉટેલમાં મળેલા. પણ તે પછી મારા પહેરવેશ ને જીવન-ચર્યામાં જે ભારે પલટો આવેલો તે તેમણે જોયેલો નહિ. તેથી મારો વેશ અને રહેણકરણી જોઈને ઘણા ચકિત થયા. મેં તો મારી વિચાર-સરણી અને મારા સંયોગો તેમને સમજાવ્યા. કોઈ લડત તો હાલ ચાલતી નથી તેથી માત્ર ચરખાની ત્રાકે સ્વરાજ મેળવવામાં હું માનતો નથી તેથી મારે માટે કોઈ બીજો માર્ગ ખુલ્લો નથી. પછી ગુજરાત અને સૌરાષ્ટ્રની પરિસ્થિતિ વિષે ઘણી વાતો કરીને અને ઘણી ઠઠ્ઠામશ્કરી કરીને અમે છૂટા પડ્યા.

મારા ઘરના યહૂદી જુવાને એકવાર ઘોડાની શરતમાં થોડા પૈસા મૂકી ઘણું વધારે કમાવાની વાત કરી. આવકના પ્રમાણમાં મારો ખર્ચ પણ ચઢતો હતો અને ખિસ્સાં તો ખાલી જ રહેતાં. તેથી એક વાર આ લાલચને વશ થઈને મેં થોડાં રૂપિયા આ ભાઈને

આપ્યા. તે રાતે કંઈક વધારે રકમ શરતની કમાણીની મને મળી તેથી ખુશખુશાલ થયો. બીજી વખત થોડા વધારે રૂપિયા તેને આપ્યા. પણ રાતે બધા ય સાફ થઈ ગયાના સનાનના સમાચાર મળ્યા. ત્યારથી પછી શરતમાં પૈસા મૂકવાનું ભૂલી ગયો.

છતાં ઘોડાની શરત જે વિશાળ લીલાછમ મેદાન પર રખાય છે અને ત્યાં હજારો માણસની ઠઠ જામે છે, તે જોવાનું બાકી રહી ગયું. તેથી એક દિવસ ભાસ્કરભાઈ અને તેમના મિત્રો સાથે મહાલક્ષ્મીના શરતના મેદાન પર પહોંચ્યો ત્યાં ચોપાસ ફરીને બધું જોવા જાણવા માટે થોડા પૈસા પણ શરતમાં મૂકયા. ત્યાં ઘણાં શ્રીમંત અને સુખી સ્ત્રી-પુરુષો મોજ કરવાને આવતાં તેના કરતાં ઘણાં વધારે ગરીબ લોકો એ પૈસા કમાવાને ઝુકાવતાં. ઘોડા એટલા સપાટાબંધ દોડયા કે કયો માનીતો ઘોડો આગળ પાછળ આવ્યો કે જીત્યો તેની મને ખબર પડી નહિ. અને તરત શરતનાં પરિણામ એક ભેદી સંચાની મારફત જાહેર થતાં ગયાં એટલે મારા મિત્રો બધાની ટિકિટો લઈ પૈસા લેવા દોડતા. આમ એ શરતમાં પૈસા રમ્યા અને આખો દિવસ વિશાળ મેદાન પર દોડાદોડ કરી. તેને પરિણામે જેટલા પૈસા ખિસ્સામાંથી કાઢયા હતા તેટલા માંડમાંડ મળી રહ્યા. તે પછી પાણી મૂકયું કે ફરીથી આ ચસકામાં ફસાવું નહિ. હવે ડૉ. મર્ચંટે શરતોના પોતાના વિશાળ અનુભવને પરિણામે જે સલાહ આપેલી તે અણીશુદ્ધ પાળવાનો નિશ્ચય કર્યો.

આ કાળમાં વડોદરાના વતની અને મુંબઈમાં ફિલ્મી દુનિયામાં વિહરનાર મારા મિત્ર નાગેન્દ્ર મઝમુંદાર સાથે આખી રાત વાતોમા ગાળેલી, તેની નોંધ લેવી જોઈએ. મઝમુંદારની ભરજુવાનીમાં તેમની પત્ની બે પુત્રો મૂકીને ગુજરી ગઈ. તેઓ સ્વૈરવિહાર કરતે કરતે નડિયાદ પાસે મહુધા ગામની એક બાળાના પ્રેમમાં પડેલા. આ પ્રેમસંબંધ કન્યાના પિતાને ગાઢ થતો લાગ્યો ત્યારે મઝમુંદારને માટે તે

ઘર બંધ કર્યું. છૂપો પત્રવ્યવહાર ચાલતો રહ્યો, તેથી મારા મિત્રનું કાળજું દુભાતું. છેવટે આ કન્યાનું ચોકઠું ગોઠવીને તેનું લગ્ન કરવાનું નક્કી થયું. પોતાની પ્રેયસીના દૂર દૂર થતા લગ્નની રાતે જ મારે મઝમુંદારને મળવાનું થયું ત્યારે તેણે ઘણું કલ્પાંત કરવા માંડ્યું. પોતાની પ્રેમિકાના સહવાસની આખી રામાયણ તેણે મારી આગળ વર્ણવવા માંડી. છેવટે કેવી છૂપી રીતે તેને મળતો, તે યુવતી તેને માટે કેવી ઝુરતી, અને તેને મારાંડોકીને કેમ આજે જ પરણાવવામાં આવે છે, તે બધી બીના તેણે આંસુ સારતે સારતે મારી આગળ રજૂ કરી. વળી તેની પ્રેયસીનાં રૂપગુણનાં વર્ણન કરીને તેની સાથેના પ્રેમપ્રસંગોનું પણ તેણે મુક્ત દિલે વર્ણન કર્યું.

પણ આ બધી રડતી વાત સાંભળીને હું ખરેખર ચીઢાતો ગયો. અનેક યુવતીઓ પ્રત્યે મારા દિલમાં એકતરફી પ્રેમના અંકુર ફૂટયા હતા તેને કેવી રીતે મેં જલાવી દીધા હતા, તેની કહાણી નિખાલસપણે તેની આગળ મેં પહેલીવાર રજૂ કરી. કેટલાયે અનુભવને પરિણામે તે કાળે મારા દિલમાંથી સ્ત્રીજાતિ તરફ પ્રેમભાવનાં મૂળિયાં મેં વાળીઝૂડીને સાફ કર્યાં હતાં. ખરું કહું તો જાતજાતનાં નખરાં કરી ઘણાય પાણીદાર જુવાનોને મોહિત કરીને છેવટે શ્રીમંત ઘરના વરને જ પરણતી પ્રમદાઓ તરફ મારા દિલમાં એટલી બધી નફરત જામી હતી કે તેથી હું સારીયે દગાબાજ અને કુટિલ સ્ત્રી-જાતિનો કટ્ટર દુશ્મન બન્યો હતો. તેથી મઝમુંદાર જેમ જેમ તેની પ્રિયાના વિયોગનું કલ્પાંત કરતો ગયો તેમ આખી સ્ત્રીજાતિની સામે હું તાતાં તીર છોડતો ગયો. મેં જરા ગુસ્સે થઈને કહ્યું: ‘એક નારી પર આટલો બધો ખોટો વિલાપ શા માટે કરે છે? એક વૈરી ગઈ તો ખાસડે મારી. જીવતો નર ભદ્રા પામશે.’ આ કહેવતની યાદ આપીને મેં તેને સમજાવ્યો કે, એકને બદલે અનેક તારી આગળ પગ ઘસતી આવશે. પણ તેને માટે શરત એ છે કે હાવકો થઈને

થોડા પૈસા કમાવા માંડ. જરા ગૃહસ્થ બનશે તો તારી આ પ્રિયાને પણ ટપી જાય એવી જોઈએ તેટલી સુંદરી મળી રહેશે.

આમ અમે એક ખાટલા પર આડા થઈને આખી રાત વાતો કરતા રહ્યા. છેવટે તેના મનનું કાંઈક સાંત્વન થયું ત્યારે ઉષ:કાળે એ તો ઘસઘસાટ ઊંઘી ગયો. પણ જિંદગીમાં પહેલીવાર સ્ત્રીજાતિ સામે આટલી બધી વરાળ મુક્ત રીતે એક મિત્ર આગળ કાઢતાં મારું મગજ તો ઘણું તેજ થઈ ગયું. તેથી હું તો નીચે ઊતરી ઈરાનીની હૉટેલમાં ચા પીવા ગયો. પછી તરત ઘેર જઈ નાહી-ધોઈને થોડી જ વારમાં મારી ઑફિસે હાજર થયો.

આવી વાતોમાં ફરી આખી રાત મારી જિંદગીમાં કદી ગાળી નથી. તેથી તેનાં સ્મરણો મારા મિત્રના અવસાનને કેટલાંય વરસ થયાં પછી મારા મગજમાં સળવળે છે.

## ૫ : ફરીથી ' ક્રૌનિકલ 'માં

આ કાળ દરમ્યાન મારી ખરી લગની તો સુખી જીવનવ્યવહાર ચલાવવા માટે વધારે કમાણી કરવાના માર્ગ શોધવાની હતી. અલબત્ત હું હવે હાથેપગે નહોતો. સારી ઓરડીમાં મોજથી રહેતો હતો. છતાં હું છેક જ એકલોઅટૂલો હોવાથી નોકરચાકર સાથે સારા આવાસમાં રહેવાને, મનગમતાં પુસ્તકોનો ભંડાર જમાવવાને અને કવચિત્ આરામ–પર્યટનની મોજ માણવાને પૈસા મારી પાસે નહોતા. વળી અમદાવાદના કાર્યાલયને માથે ભારે દેવું હતું તે ચૂકવવાની મારી જવાબદારી હતી.

સન ૧૯૨૬ ના આરંભમાંજ મને એક નવી તક મળી તે મેં તરત ઝડપી લીધી. બુદ્ધના જીવન પરથી 'એશિયાનો પ્રકાશ'[1] નામે તૈયાર થયેલી એક ફિલ્મ મારા પરિચિત કૃષ્ણ સિનેમામાં ધંધાદારી વર્તુળ માટે પહેલી જ વાર બતાવવામાં આવી, ત્યારે તે જોવાને 'હિન્દુસ્તાન'ના તંત્રી તરીકે મને પણ આમંત્રણ મળ્યું. આ ચિત્ર યુરોપ અમેરિકામાં બતાવવાની તેના સર્જકોની મહેચ્છા હતી. તેથી હું ખાસ ચોકસાઈ રાખીને તે જોવા ગયો. તેમાં હિમાંશુ રોયે બુદ્ધની ભૂમિકા

---

૧. અંગ્રેજીમાં 'Light of Asia' નામ હતું. એ નામે મેથ્યુ આર્નોલ્ડ નામના અંગ્રેજ કવિએ બુદ્ધચરિત્રનું જગમશહૂર કાવ્ય લખ્યું છે.

ભજવેલી અને નવી તારિકા સીતાદેવીએ યશોધરાની ભૂમિકા શોભાવેલી. આ સરસ ફિલ્મ પડદા પર ચમકી ગઈ. ત્યારે તેનું સર્જન કરનાર 'ગ્રેટ ઇસ્ટર્ન કૉર્પોરેશન'ના મુખ્ય સંચાલક સાથે બધા મહેમાનોની ઓળખાણ કરાવવામાં આવી. મારો વારો આવ્યો ત્યારે એક સારા ગુજરાતી લેખક તરીકે મને બિરદાવવામાં આવ્યો. તરત મને સંચાલકે પૂછ્યું : 'તમે આ ફિલ્મના અંગ્રેજી ટાઈટલનું સાદી ગુજરાતી ભાષામાં ભાષાંતર કરી આપશો?' મેં તરત હા પાડી એટલે વેતન નક્કી કરીને મને તરત બધા અંગ્રેજી ટાઈટલનું લખાણ સોંપવામાં આવ્યું.

આમ નવું કામ મળતાં હું ખુશી થઈ મારે પંથે પરવર્યો. એમાં મારી મુરાદ થોડા પૈસા મેળવવાની જ નહોતી. દેશદેશાંતરમાં ચાલે એવી ફિલ્મ બનાવનાર કંપની સાથે કંઈક સારો સબંધ કેળવવાની નેમ પણ હતી. તેથી ગુજરાતી ટાઈટલ સોંપ્યા પછી સંચાલક સાથે ઐતિહાસિક વિષય પર ફિલ્મ બનાવવાને લખાણ તૈયાર કરવાની ઇચ્છા બતાવી ત્યારે તેમણે મને ઉત્તેજન આપ્યું. તરત નૂરજહાન વિષે જરૂરી ઐતિહાસિક હકીકત ભેગી કરીને ફુરસદના વખતમાં ફિલ્મની કથાનું લખાણ તૈયાર કરી સંચાલકને પરત કર્યું. તેમણે તે ઘણા ભાવથી સત્કાર્યું, અને દિલ્હી જઈને તે તપાસવાનું વચન આપ્યું. પછીના વર્ષ દરમ્યાન હું દિલ્હી ગયો ત્યારે દિલમાં બહુ આશા રાખીને તેમને મળ્યો. પરિણામ શૂન્યમાં જ આવ્યું. પછી મને ખબર પડી કે દુનિયાનો મોજીલો પ્રવાસી હિમાંશુ રૉય જ તેમનો મુખ્ય સલાહકાર હતો અને તે બીજા કોઈ બહારના માણસને જરાયે લહાવો લેવા દે એવો નહોતો.

છતાં સિનેમા પર જતાં થોડુંક કમાયો તેથી મને ફિલ્મી દુનિયાની લત લાગવા માંડી. કૃષ્ણ સિનેમા પર જતાં મને પહેલી ઓળખાણ શારદા ફિલ્મ કંપનીના સંચાલક નાનુભાઈ દેસાઈ અને

ભોગીલાલ દવેની થઈ. તેમના જ સંબંધી મયાશંકરભાઈની 'મયાશંકર ઠક્કરની કંપની' તેમની ફિલ્મો પર પૈસા ધીરતી અને તેના બદલામાં તે ચલચિત્રો આખા દેશમાં બતાવવાનો ઇજારો રાખતા. તેથી ધીમે ધીમે બપોર પછી હિન્દુસ્તાનની ઑફિસ છોડીને હું સીધો શારદા કંપનીમાં અને પછી તેમનાં ચિત્રો દેખાડતા સિનેમામાં જવા લાગ્યો. પહેલાં પહેલાં તો બધા મને ગાંધીજીના જૂના અંતેવાસી તરીકે સન્માનતા પણ પછી ધીમે ધીમે તો તેમના ધંધામાંથી કંઈક કસ કાઢવાની મારી ખ્વાએશ પિછાનતા ગયા, તેમ એક સમાન મિત્ર ગણીને મારી સાથે તેમના ધંધાની અને તેની મુસીબતોની વાતો કરવા લાગ્યા.

તે કંપનીનો મુખ્ય નાયક માસ્તર વિઠ્ઠલ તેનાં ચલચિત્રોમાં ઊંચેથી ખૂબ નીચે ભૂસકા મારીને, અને નીચેથી છલંગ મારીને છેક ઊંચે ચઢીને પ્રેક્ષકોને હેરત પમાડતો. આવાં સ્ટંટ પિકચર્સ સારી પેદાશ કરતાં તેથી આ કંપની ઠીક ઠીક વખણાતી. અલબત્ત આવા નાયકની શારીરિક ઉસ્તાદીને બદલે છબી પાડવાની અવનવી કળા જ કારણભૂત હતી. કંપનીમાં આ નાયક અને મુખ્ય નાયિકા ઝેબુન્નીસા મળતાં તે તદ્દન સામાન્ય માનવી જ લાગ્યાં. વળી, તેમની વેશભૂષા કરવાના ખંડ ઘણા મેલાઘેલા હતા ત્યારે એ તારકોની દુનિયા ઘણી નિસ્તેજ હતી. પણ આ ધંધાની કમાણી ધીકતી હતી તેથી તેમાંથી કંઈક પૈસા કમાવાની લાલચ મારા દિલમાં વસી ગઈ.

ફિલ્મી દુનિયામાં ફરતાં થોડા વખતમાં હું અબુ હુસેનના ઇમ્પિરિયલ સ્ટુડીઓમાં અને તેમનાં ચિત્રો બતાવનાર ઇમ્પિરિયલ અને મેજેસ્ટિક સિનેમામાં પણ ફરતો થયો. આ બધે ઠેકાણે અબુ શેઠ વખતોવખત મળતા. તેમની નજર કંઈક મારા પર ઠરી ત્યારે તેમણે કંઈ સારી વાર્તા તૈયાર કરવા મને સૂચવ્યું. હું અગાઉ ઠક્કર બાપા સાથે પાવાગઢ પર ચઢેલો અને ઉપરનાં પગથિયાં ચઢીને

માતાજીનાં દર્શન કરી આવેલો. તેથી થોડા જ વખતમાં ‘પાવાગઢનું પતન’નું લખાણ તૈયાર કરીને મેં અબુ શેઠ આગળ રજૂ કર્યું. તેમને તે પસંદ પડ્યું એટલે તેમણે તેની રૂા. ૨૦૦ની કિંમત ઠરાવીને મને રૂા. ૧૦૦ રોકડા આપ્યા. પછી વધારે વિચાર કરતાં આ વાર્તામાં હિન્દુ-મુસ્લિમ ઝઘડો અબુ શેઠને દેખાયો. તેથી તેની ફિલ્મ તેમણે ઉતારી નહિ. પણ મને એક લીલી નોટ પચી ગઈ તેથી ફિલ્મી દુનિયામાં વધારે સારા દિવસો જોવાની મારી આશા જામી ગઈ.

આ ગાળામાં ફરી મારા નસીબ પરથી પાંદડું ખસ્યું ને મને ઓચિંતો આવકમાં મોટો તડાકો પડ્યો.

તે વખતે અંગ્રેજી દૈનિક ‘મુંબઈ ક્રૉનિકલ’ની સાથે ગુજરાતી દૈનિક ‘મુંબઈ સમાચાર’ પણ શ્રી. બેલગામવાળા ચલાવતા હતા. એકંદરે બન્નેની મળીને કમાણી સારી હતી. પણ ક્રૉનિકલની સામે છેલ્લા થોડા માસમાં નવી હરીફાઈ જાગી હતી તેથી ખોટ વધતી હતી. દલાલ સ્ટ્રીટમાં જ સિલોનના એક અનુભવી તંત્રી હોલસીંગર ‘ઇન્ડિયન ડેઈલી ન્યુઝ’ નામના સાંજના અંગ્રેજી પત્રની ઉપરાઉપરી ત્રણ ચાર આવૃત્તિઓ અડધાએક કલાકને આંતરે પ્રકટ કરતા, અને તેમાં બધી ખબર મોટમોટાં મથાળાં નીચે ચમકાવવામાં આવતી. ત્યારે બીજી પાસ અસલના ક્રૉનિકલના તંત્રી હૉર્નીમેનને પાછા દેશમાં આવવાની રજા મળતાં અને બેલગામવાળા સાથે મેળ નહિ પડવાથી તેમણે અમારા ‘હિન્દુસ્તાન’ના જ મકાનમાં બેસીને અને તેના જ યંત્રતંત્ર પર ‘ઇન્ડિયન નેશનલ હેરલ્ડ’ નામનું અંગ્રેજી દૈનિક સવારે પ્રકટ કરવા માંડ્યું. હૉર્નીમેનને ક્રૉનિકલમાંથી બાતલ રહ્યાનું દુ:ખ હતું. તેથી તે પોતાના અસલ પત્ર સામે બરાબર તીરંદાજી ચલાવતા. આવા કઠિન સંયોગોમાં ક્રૉનિકલના લખાણને જરા ગરમાગરમ બનાવવાને બેલગામવાળાએ મને

બોલાવ્યો. થોડી જ વાતચીતને અંતે મને માસિક રૂ. ૩૦૦ના પગાર પર તરત જ રોકવામાં આવ્યો.

હવે ક્રૉનિકલમાં કામે ચઢવાને આગલે જ દિવસે હિન્દુસ્તાનનું કામ પૂરું કરીને હું રાજીનામું આપવાનો વિચાર કરતો હતો તેવામાં લોટવાલા હંમેશના રિવાજ મુજબ મારા ટેબલ પાસે ખુરશી નાખીને બેઠા. પણ તે દિવસે કંઈ શાણી સલાહ–સૂચના આપવાને બદલે તેમણે મારા તંત્રીલેખમાં કંઈ વાંધો કાઢી મને જરા દબડાવવા માંડ્યો. એટલે જરા ઉસ્તાદી કરીને હું પણ ગુસ્સે થઈ ગયો અને કહ્યું કે, મારું કામ પસંદ ન હોય તો તરત જ મને છૂટો કરો અને નોટિસ બદલ એક મહિનાનો પગાર આપી દો. તેમણે આ વાત કબૂલ કરી. એટલે ચાલુ અને બીજા મહિનાના રૂ. ૫૦૦ ખિસ્સામાં મૂકી બીજે જ દિવસે હું ક્રૉનિકલના ટેબલ પર બેસી ગયો.

એવામાં વળી, બીજી એક દિશામાંથી મને જુગતી તક સાંપડી. બ્રિટિશ સરકારે પરદેશી ચલણમાં રૂપિયાની કિંમત ફરી વિચારવાને એક કમિશન નિમ્યું હતું. ને તેણે એક રૂપિયાની કિંમત એક શિલિંગ ૬ પેન્સથી ઘટાડીને એક શિલિંગ ને ચાર પેન્સની કરવાની ભલામણ કરી હતી. આથી દેશના મોટા ઉદ્યોગપતિઓએ રૂપિયાના આવા અવમૂલ્યનની સામે વિરોધ ઉઠાવ્યો હતો. અને તે વિશે પ્રજાકીય આંદોલન જગાવવાને 'કરંસી લીગ'ની સ્થાપના કરી હતી. તેનું સંચાલન કરનાર મારા જૂના મિત્ર શ્રી દ્વારકાદાસે તરત મને બોલાવીને એ લીગનું બધું અંગ્રેજી પ્રચારસાહિત્ય ગુજરાતીમાં તૈયાર કરવાનું મને સોંપ્યું. વળી હું ક્રૉનિકલમાં ઉપતંત્રી હતો તેથી ત્યાં પણ હું સહેજે જુગતો પ્રચાર કરું જ. આ હળવા કામ પેટે રૂ. ૨૦૦નું માસિક વેતન ઠરાવવામાં આવ્યું. તેથી ક્રૉનિકલમાં દાખલ થયો તે મહિને તે પત્રના, હિન્દુસ્તાનના અને લીગના મળી કુલ રૂ. ૭૫૦ની મોટી કમાણી થઈ.

આ તડાકો પડ્યો તે પહેલાં જ યહૂદીના કુટુંબમાંથી સાખ-પાડોશના જ ગ્રેટ વેસ્ટર્ન બીલ્ડિંગમાં બીજા માળ પર અગાશીવાળી સરસ ઓરડીમાં રહેવા ગયો હતો. મારો ખ્રિસ્તી નોકર જેકબ સવારે ચા-પાણીની અને જરૂર પડે તો બપોરના જમણની વ્યવસ્થા કરતો. સાંજે તો જુદા જુદા ફિલ્મના સ્ટુડીઓમાં અને સિનેમાગૃહોમાં ડોકિયાં કરતો તેથી રાતે તો બહાર કે સાંતાક્રુઝના મિત્રોને ત્યાં જમી લેતો. આવો સરસ આવાસ મને પહેલાં કદી મળ્યો નહોતો. તેથી મધરાત પછી પાસેની ક્રૉનિકલ ઑફિસમાંથી ઘેર આવી સવારે મોડા ઊઠી સૂર્યના પ્રકાશમાં મહાલવાનો વિરલ આનંદ હું માણવા લાગ્યો.

માત્ર મારા દિલમાં ઘણી કડવાશ હતી. ગુજરાત છોડ્યા પછી મારું દિલ કોઈ ઠેકાણે પૂરું ઠરતું નહિ. કોઈક ઠેકાણે મન કંઈક કરવા ગયેલું ત્યાંથી તેને જાકારો મળેલો. તેથી છેલ્લી નાતાલમાં ભાઈ મઝમુંદારની આગળ સ્ત્રીજાતિ પર જેવી આગ મેં વરસાવી હતી તેવી હજી મારા અંતરમાં જલતી હતી. રહેવા જમવાને કંઈક પૂરતું મળ્યું ત્યારે આ દર્દ મને સાલવા માંડ્યું. આવી સ્થિતિમાં મારા કડવા દિલને અનુરૂપ છેક જ કડવી 'બર્મા ચીરૂટ' મેં ફૂંકવા માંડી. સવારમાં ઊઠી ચા પીને ઓરડીમાં ફેરા મારતાં કડવી સિગાર પીતે પીતે મારી વેરણ બનેલી દુનિયાભરની સ્ત્રીજાતિની કડવી હાંસી ઉડાવતો અને મારા એકાકી જીવનને જ સર્વશ્રેષ્ઠ મનાવવાનો પ્રયાસ કરતો.

દરમ્યાન દેશનો રાજકીય તખ્તો ઝપાટાબંધ બદલાતો હતો. જે સ્વરાજપક્ષને વાસ્તવવાદી ગણીને હું થાબડવાને ટેવાયેલો હતો તેની નીતિમાં સન ૧૯૨૫ માં જ મોટાં ધાબાં પડવા માંડ્યાં હતાં. મધ્ય પ્રાંત અને બંગાળમાં બ્રિટિશ સરકારે રચેલાં પ્રધાનમંડળોને સ્વરાજવાદીઓએ પદભ્રષ્ટ કર્યાં હતાં. પણ તે જ વખતે દિલ્હીની ધારાસભામાં સ્વરાજપક્ષે મધ્યસ્થ સરકારમાં તેના જાહેરનામા મુજબ પ્રજાના અસરકારક અંકુશને બદલે કંઈક અંકુશની માગણી કરી

હતી. વળી, જૂનમાં દેશબંધુ દાસના અવસાન પછી તો ગાંધીજીએ મોતીલાલજીને કૉંગ્રેસના પૂરા પીઠબળથી સ્વરાજપક્ષનું કામ ચલાવવા સૂચવ્યું એટલે પછી તો તે ધીમે ધીમે સહકારના પંથ પર નીચે સરકતા ગયા. ઇંગ્લૅન્ડની ' સેન્ડહર્સ્ટ 'ના ધોરણે દેશમાં લશ્કરી તાલીમશાળા સ્થાપવા વિષે વિચાર કરવાને નીમાયેલી કમિટિમાં મોતીલાલજીએ સભ્યપદ સ્વીકાર્યું. પછી તેમના મુખ્ય સહાયક શ્રી વિઠ્ઠલભાઈ પટેલે વડી ધારાસભાના પહેલા પ્રજાકીય પ્રમુખપદનો સ્વીકાર કર્યો. તે પછી, ૨૫ની આખરે રાષ્ટ્રીય સ્વતંત્રતાને નામે જે ઘોષણા વડી ધારાસભામાં કરવામાં આવી તેમાં તો માત્ર તૂટક તૂટક રાજકીય સુધારાની માગણી થઈ હતી. તેની વિચારણા માટે એક ગોળમેજી પરિષદ બોલાવવાની ભલામણ સરકારને કરવામાં આવી.[1]

વળી, થોડાં અઠવાડિયાંમાં સ્વરાજપક્ષના મધ્યપ્રાંતના આગેવાન શ્રી તાંબેએ ગવર્નરની કારોબારીનું સભ્યપદ સ્વીકારી લીધું. સ્વરાજપક્ષની મધ્યસ્થ કમિટિએ આ કૃત્યને વખોડી કાઢ્યું. પણ મહાસમિતિમાં તો લાંબોચોડો ગોળમટોળ ઠરાવ કરીને જ સર્વેએ સંતોષ માન્યો. વરસની આખરે કૉંગ્રેસની બેઠક કાનપુરમાં મળી તેમાં સ્વરાજપક્ષની નીતિરીતિનું પૂરું સમર્થન કરવામાં આવ્યું. અલબત્ત ગાંધીજીએ સ્વરાજપક્ષની નબળી પડતી નીતિની ટીકા કરી. પણ તેની સાથે તે પક્ષની સભામાં સરકાર સાથે યોગ્ય ધોરણે સહકાર કરવાની નીતિને સ્વાભાવિક ગણીને પ્રતિસહકારવાદીઓના ભાવિનો માર્ગ મોકળો રાખવામાં આવ્યો. તેથી ઉત્તેજન પામીને તેમણે ૧૯૨૬ના આરંભમાં ઝીણા જેવા સ્વતંત્ર અને મવાળ પક્ષના સર તેજબહાદુર સપ્રુ જેવા

---

૧. પહેલી જ વાર સ્વરાજપક્ષ તરફથી રાષ્ટ્રીય માગણીનો ઠરાવ વડી ધારાસભામાં પસાર કરવામાં આવ્યો હતો. તે પરથી સરકારે મિ. મુડીમેનના પ્રમુખપણા નીચે કમિટી નીમી હતી. તેની ચર્ચા દરમ્યાન આ માગણી રજૂ થઈ હતી.

આગેવાનો સાથે મળીને એક પરિષદ બોલાવી અને તેમાં હિન્દી રાષ્ટ્રીય પક્ષ સ્થાપવાનું ઠરાવવામાં આવ્યું. પછી મધ્યસ્થ અને રાજ્યોની ધારાસભાના સહકારવાદીઓએ પોતાની બેઠકનાં રાજીનામાં આપ્યાં અને પાછા સર્વ ચૂંટાઈ આવ્યા. આથી તરત સ્વરાજપક્ષના સર્વ અગ્રેસરોની સભા ૧૯૨૬ના એપ્રિલમાં સાબરમતી આશ્રમમાં ગાંધીજીની હાજરીમાં મળી. તેમાં છેવટે પ્રાંતિક રાજતંત્રમાં કંઈ સંગીન સત્તા મળતી હોય ત્યાં પ્રધાનપદ સ્વીકારવાનું નક્કી થયું. અને તેને શરતો નક્કી કરવાને શ્રી. મોતીલાલ નેહરુ અને શ્રી જયકરની એક કમિટી નીમવામાં આવી.

આમ સ્વરાજવાદીઓ ધારાસભાઓમાં ચુસ્ત વિરોધીઓ મટીને સહકાર કરતા થતા ગયા ત્યારે બીજી પાર તેમણે દેશના મોટા મૂડી-પતિઓ સાથે સહકાર કરવા માંડ્યો. સન ૧૯૨૪માં તેમણે ટાટાના જમશેદપુરના કારખાનાને રક્ષણ આપવાની હિમાયત કરી હતી. પણ તે જ વખતે શ્રી એન. એમ. જોશીએ સરકારી રક્ષણ પેટે તેના કામ-દારોને યોગ્ય વેતન આપવા વિષે જે સુધારો રજૂ કર્યો હતો તેનો તેમણે સખત વિરોધ કર્યો હતો. તેમ હવે, ૨૬ની સાલમાં મિલ કામ-દારોના પગારમાં ૧૧.૪ ટકાનો કાપ મૂકવાને તેમની હકાલપટ્ટી કર-વામાં આવી ત્યારે સ્વરાજવાદીઓનું એક રૂંવાડું જરાયે ફરક્યું નહિ. પણ જ્યારે મિલ ઉદ્યોગને બચાવવાને સરકારે તેના પર જૂના વખ-તથી નાખેલી જૂલમી જકાત રદ કરી ત્યારે મિલમાલિકોના એક સન્માનસમારંભમાં પંડિત મોતીલાલે મિલમાલિકોને પરદેશીઓની હરીફાઈ સામે બનતી મદદ કરવાની પૂરી ખાતરી આપી પણ તેમના કામદારોને ન્યાય આપવા વિષે એક હરફ પણ ઉચ્ચાર્યો નહિ. આ બધી નીતિરીતિને પરિણામે લોકવાયકા વહેતી થઈ કે, ટાટા અને બીજા ઉદ્યોગપતિઓ તરફથી સ્વરાજપક્ષને સારી સહાય મળતી હતી અને તે વડે તેઓ દેશભરમાં ચૂંટણી લડવાની તૈયારી કરી રહ્યા હતા.

આવી રીતે ધારાસભાઓમાં જઈને અંદરથી તેના ભુક્કા બોલાવવાને દાખલ થયેલા સ્વરાજવાદીઓનું સપાટાબંધ અધઃપતન થતું ગયું અને તેને ગાંધીજી પાકા મુત્સદ્દી બનીને છાવરતા ગયા. તે માટે મારા હિન્દુસ્તાન પત્રમાં સખત જડતી લેવાતી ગઈ. છતાં તેમની હળવી સૂચનાઓની પરવા કર્યો વિના હું તો મારી કલમ તેમના સારા પક્ષની નીતિ પર ખૂબ કસીને ચલાવતો. ક્રૉનિકલમાં મને એટલી છૂટ નહોતી. પણ એક દિવસ હું મોતીલાલજીની લપસણી નીતિની જરા કડક ટીકા કરતો તો બીજે દિવસે મારા તંત્રી બ્રેલ્વી ખાસ સંયોગો આગળ ધરીને તેમનો બચાવ કરતા અને મારા લખાણ પર પીંછું ફેરવતા.

૧૯૨૬નો ઉનાળો શરૂ થતાં જ દુનિયામાં જનતા અને કામદારોની આઝાદી માટે યાદગાર લડતો ખેલાતી હતી. સાબરમતીમાં સહકારવાદીઓ સાથે સમાધાનની ઘડીઓ ઘડાતી હતી તે વખતે સ્પેનની જંજીરોમાંથી રીફ પ્રજાની આઝાદી માટે ઉત્તર આફ્રિકાના નેતા અબદુલ કરીમની સશસ્ત્ર લડાઈ પરાકાષ્ઠાએ પહોંચી ગઈ. મે માસમાં સારા ઇંગ્લાંડના સમગ્ર ધંધાઉદ્યોગને આવરી લેતી વિરાટ હડતાળ છ-સાત દિવસ ચાલુ રહી તેથી આખી દુનિયામાં એક નવો વિક્રમ નોંધાયો. કોઈ કામદાર-જૂથોની જ ગદ્દારીથી એ હડતાલ ઓચિંતી તૂટી પડી. પણ તેને લીધે ભવિષ્ય માટે સોનેરી બોધપાઠ તારવવાની રૂઢીચુસ્ત સરકારને ફરજ પડી.

આથીયે વધારે ક્રાંતિકારી લડતના સમાચાર થોડા માસમાં ચીનમાંથી વહેતા થયા. હું ક્રૉનિકલમાં દાખલ થયો કે તરત ઑગસ્ટમાં જ ચ્યાંગ–કાઈ–શેકે તેના સાઢુભાઈ સુન-યાત-સેનના વારસદાર તરીકે અને સંયુક્ત મોરચાની સરકારના અગ્રેસર તરીકે કૅન્ટનની તેની રાજધાનીથી ઉત્તર તરફ એકત્ર થયેલા શાહીવાદી સત્તાધીશો સામે વિજયકૂચ શરૂ કરી. ચીનની આઝાદ ફોજે

નવેમ્બરમાં હેન્કો સર કર્યું. પછી ૧૯૨૭ના શિયાળામાં હેંગચો અને છેવટે શાંગહાઈનું વિરાટ નગર પણ રાષ્ટ્રીય સેનાએ જીતી લીધું. ચીનમાં સેંકડો માઇલ પર સપાટાબંધ ફેલાતી આ લડાઈના બહુ વિગતવાર તાર રોજ અમારા કાર્યાલયમાં આવતા ગયા તેમ તેમ મારો આનંદોત્સાહ વધતો ગયો. હું સમાચાર-વિભાગમાં આવતા તાર તરત ઝડપી લેતો અને તેનાં પ્રૂફ મારી પાસે આવતાં તેમ પહેલા ત્રણ-ચાર કોલમનાં અને પછી સાત-સાત કોલમનાં મથાળાં રોજ રોજ આપતો ગયો. આવો નવો શિરસ્તો આ જૂના પત્રમાં પાડતાં મારે ઘણીવાર સમાચાર-વિભાગના પત્રકારો સાથે ટપાટપી થતી. તે પૈકી હરિભાઈ દેસાઈ તો સહેલાઈથી મારી વાત માની જતા. પણ ચિદંબરમ્ નામના દક્ષિણના ભાઈ મારી સાથે ટક્કર ઝીલતા. થોડા વખતમાં તે પણ મારી સાથે સંમત થયા. તેથી હું મારો કક્કો ખરો કરી શક્યો. પછી યંત્ર પર ઝળકતા અક્ષરે મારાં મથાળાં છપાતાં જોયા પછી જ હું કાર્યાલય છોડતો. ક્રૉનિકલની મારી સારી-યે કામગીરીમાં ચીની ક્રાંતિને બિરદાવવાની મારી કળાને હું સર્વોપરી સ્થાન આપું છું. ત્યારથી આંખે ઊડીને બાઝે એવાં મથાળાં છાપવાનો જે શિરસ્તો મેં દાખલ કર્યો તે પછી તેના અંતકાળ સુધી કાયમ રહ્યો, એ માટે હું કંઈક ગર્વ અનુભવું છું.

આમ આફ્રિકા, યુરોપ અને એશિયામાં ક્રાંતિકારી ઘટનાઓ બની રહી હતી ત્યારે વર્ષની આખરે દેશમાં સામાન્ય ચૂંટણીઓ આવી પડી. તેને પરિણામે એકંદરે સ્વરાજપક્ષમાં સહકારવાદીઓ વધારે સફળ થયા ત્યારે મોતીલાલજીના અનુયાયીઓને ઓછી બેઠકો મળી. દાસબાબુના અવસાન પછી હવે બંગાળમાં પક્ષની તાકાત ઘટી ગઈ. પણ મદ્રાસમાં મવાળ સ્વરાજવાદીઓએ ધારાસભામાં સંગીન વધુમતી મેળવી. આ ચૂંટણીઓનાં પરિણામોનો પૂરો નીચોડ વર્ષની આખરે ગૌહાતિની કૉંગ્રેસમાં કાઢવામાં આવ્યો. શ્રી શ્રીનિવાસ

આયંગર જેવા પાકા મુત્સદ્દીના પ્રમુખપણા નીચે મળેલી આ કૉંગ્રેસે બધા યે સળગતા સવાલો પર દ્વિઅર્થી ઠરાવો પસાર કરી સંતોષ માન્યો. બધાં રાજ્યોમાં પ્રધાનપદાં સ્વીકારવાની મનાઈ ફરમાવવામાં આવી; પણ તેની સાથે અપવાદ તરીકે જ્યાં સરકારે રાષ્ટ્રીય માગણીનો અનુકૂળ વળતો જવાબ આપ્યો હોય ત્યાં મહાસમિતિની પરવાનગીથી પ્રધાનપદ સ્વીકારવાની છૂટ અપાઈ. વળી, મહાસમિતિ કંઈ ખાસ સૂચના આપે તે સિવાય સરકારી અંદાજપત્રો અને ખર્ચની માગણીઓ નામંજૂર કરવાનો આદેશ સર્વ ધારાસભ્યોને આપવામાં આવ્યો. બાકી તો દેશની ખેતીની આર્થિક ઔદ્યોગિક અને વેપારી પ્રગતિ માટે ઠરાવો રજૂ કરવાની પણ સૂચના અપાઈ. અને જે કૉંગ્રેસે કિસાનો કે કામદારોના કોઈ લડતને ટેકો આપ્યો નહોતો, તેણે ગણોતીઆ કિસાનો અને કારખાનાના કામદારોના વ્યાજબી હકને મંજૂર કરવાની ભલામણ કરવામાં આવી.

આ દાંભિક ઠરાવોનું પોત પ્રકટ થતાં ઝાઝી વાર ન લાગી. મધ્યપ્રાંતના સહકારવાદી અગ્રેસરોએ તેમના સાથીઓના સંપૂર્ણ ટેકાથી પ્રધાનપદાં સ્વીકાર્યાં. બીજાં અનેક રાજ્યોમાં સ્વરાજવાદીઓએ સરકારી બજેટનો સખત વિરોધ કરવાને બદલે સરકારી પ્રધાનોને ખુલ્લેખુલ્લો ટેકો આપવા માંડ્યો. કૉંગ્રેસ પ્રમુખ શ્રીનિવાસ આયંગરના જ મદ્રાસ પ્રાંતમાં ગોહાતિની ગુલબાંગોનો ભંડો ફૂટી ગયો. ત્યાં સ્વરાજવાદીઓ ચોખ્ખી વધુમતીમાં હોવા છતાં તેમણે અબ્રાહ્મણ પક્ષની વધુમતી સરકારને ટેકો આપવાનું શરૂ કર્યું. વધારે શરમની વાત તો એ બની કે, પછી મે માસમાં મહાસમિતિ મળી ત્યારે સ્વરાજવાદીઓની બધી પ્રત્યાઘાતી નીતિને છાવરી લેવામાં આવી અને મદ્રાસના સહકારવાદીઓને પણ સરકારી નોકરશાહીને પાંગળી બનાવવાના હેતુથી અબ્રાહ્મણ પક્ષને ટેકો આપવાની નીતિને આશીર્વાદ અપાયા.

લખવાની ભાગ્યે જ જરૂર છે કે, ચીનની રાષ્ટ્રીય સેનાની વણ-થંભી આગેકૂચને બિરદાવતો તે જ વખતે જ્યારે હું દેશના સ્વરાજ-વાદીઓની આવી દંભી નીતિના સમાચાર વાંચતો ત્યારે તેની બને તેટલી કડક ટીકા કરતો. ગાંધીજી પણ ભીષ્મ પિતામહની માફક આ બધા કૌભાંડથી અલગ રહીને તેના પર છેક હળવી ટીકા વરસાવતા. તેથી તેમની પણ જડતી લીધા સિવાય કેમ રહેવાય?

૧૯૨૬નું વર્ષ પૂરું થયું. તે પહેલાં મેં વળી એક નિષ્ફળ સાહસ કર્યું. મને નોકરીમાં તો ઠીક પૈસા મળતા હતા છતાં કંઈક સ્વતંત્ર ધંધો કરી શેઠિયાઓની અસ્થિર નોકરીથી સ્વતંત્ર રીતે કમાણી કરવાની ખ્વાએશ હતી. તે વખતે હું ફિલ્મી દુનિયામાં મહાલતો હતો તેથી તેમાંથી જ કંઈ ધંધો કરવાની તક મેં ઝડપી લીધી. એક ફિલ્મના ધંધાદારી પાસે 'ઓર્ફન્સ ઑફ ધી સ્ટૉર્મ' (વાવાઝોડામાં નિરાધાર બાળકો) વિષે એક ટૂંકી પણ જર્જરિત ફિલ્મ રૂા ૪૦૦માં મળતી હતી. તે બતાવવામાં આવે તો ઘણીવાર તૂટી જાય એમ હતું. છતાં મે તે ફિલ્મ કોઈ નાના સિનેમામાં બતાવીને એ પૈસા કમાવાનો લોભ કર્યો. મારી પાસે તો આવી નાની રકમ પણ ફાજલ નહોતી. તેથી મારા મિત્ર ડૉ. મર્ચંટ પાસેથી તે ઊછીના લીધા. તેમણે ફિલ્મ-ની સ્થિતિ ધ્યાનમાં લઈને ઉતાવળ ન કરવાની સલાહ આપી. તે મેં ગણકારી નહિ. તેમના પૈસા આપીને ફિલ્મના ડાબલા ઘેર લઈ આવ્યો.

પછી, રીતસર ફિલ્મનું વિતરણ કરવાને રાબેતા મુજબની એક ઑફિસ જોઈએ તે પણ એક ધંધાદારી સાથે ભાગીદારીમાં રાખી લીધી. થોડા દિવસ આખા મુંબઈ રાજમાં સિનેમાવાળાને પત્રો

લખીને કોઈક ઠેકાણે તે બતાવવાનો પ્રયાસ કર્યો. મુંબઈમાં અને એકાદ બહારના સિનેમામાં તે દેખાડી પણ ખરી. પણ તેટલામાં તો ફિલ્મનાં ટુકડા થઈ ગયા. તેવામાં મારી ઑફિસના ભાગીદાર સાથે ઝઘડો થયો એટલે તેને બહાર ધકેલી મૂકયો. પણ ફિલ્મ ચાલી જ નહિ, બધો ખર્ચ માથે પડ્યો અને મારા સારાયે સાહસ પર પાણી ફરી વળ્યું.

ત્યારથી મેં ફિલ્મ બતાવવાનો ધંધો કરવાનું માંડી વાળ્યું. પણ ફિલ્મ કંપનીઓમાં ને સિનેમામાં તો હું કમાણી કરવાના લોભમાં ઘૂમતો જ રહ્યો. તેનાં કંઈક કંઈક પરિણામ પછીનાં વરસમાં આવતાં ગયાં.

# ખંડ ૨ જો

**[૧૯૨૭-૨૯]**

## ૬ : 'મારું પરિવર્તન'

**હિમાલયના** શિખર પરથી વહેતી ગંગાની માફક ઝપાટાબંધ સ્વરાજપક્ષનો વિનિપાત દેશભરમાં થતો હતો તો પછી ગુજરાતમાં શી રીતે તે બચી શકે? અહીં ચાણક્યશિરોમણિ વિઠ્ઠલભાઈ મુંબઈમાં બેસીને ધારાસભાના કાબેલ સભ્યોને ચુંટાવી લાવ્યા અને પછી તેમને યોગ્ય આસને બેસાડવાને પ્રવૃત્ત થયા. નડિયાદના ભાઉ સાહેબના કુટુંબના દાદુભાઈ દેસાઈને તેમણે ઘણી ઉસ્તાદીથી નવા રાષ્ટ્રીય પક્ષના મંત્રી બનાવ્યા. કૉંગ્રેસ કે સ્વરાજપક્ષનું નામ લેતાં વળી કંઈ બંધન આવે માટે તેમણે પોતાની રાજરમત આગવી રીતે રમવા માટે સ્વરાજવાદીઓનો તેમજ બીજા સ્વતંત્ર સભ્યોનો રાષ્ટ્રીય પક્ષ બનાવ્યો. આવી રાજકીય ભૂમિકા રચીને તેના પૂરા ટેકાથી તેમણે બીજા ચૂંટાયેલા સભ્ય—અમદાવાદના એક બાહોશ વકીલ હરિલાલ દેસાઈભાઈને કેળવણીખાતાના પ્રધાન પણ બનાવી દીધા. અલબત્ત, ચાણક્યની માફક વિઠ્ઠલભાઈ પૂરેપૂરા નિઃસ્વાર્થી હતા. તેમણે પોતાના બધાય સાથીઓની મારફત મુંબઈ સરકારના ઘરમાં જ લડાઈનો પલીતો સળગાવ્યો. પછી અંદર ચાલતી તકરારની વાતો સાંભળીને તે બહુ મલકાતા અને રાજ્યોના દ્વિભાગી તંત્રને બદનામ કરવામાં તેનો પૂરો ઉપયોગ કરતા.

તે વખતે હું વિઠ્ઠલભાઈને તેમજ શ્રી દાદુભાઈને પણ મળતો. એક પત્રકાર તરીકે તેમની વ્યૂહરચના અને ચર્ચાઓ સાંભળવાની મને ઘણી મઝા પડતી. અમદાવાદના મારા વડીલ હરિલાલભાઈને પ્રધાન નિમાયેલા જાણીને હું ઘણો રાજી થયેલો અને તેમના રાજપાટનો ભભકો જોવાને ખાસ પૂને ગયેલો. તેમના બંગલામાં તેમની મહેમાનગતી ચાખીને હું વાતો કરતો ગયો ત્યારે તેમને અંગ્રેજી શાસકો સાથે નિરંતર ચાલતી સાઠમારીનું મને પૂરું ભાન થયું. હરિલાલભાઈ કડક મિજાજના મુત્સદ્દી હતા અને પોતાનું ધાર્યું કરવાને ટેવાયેલા હતા. તેથી વાતોમાં તો અંગ્રેજ ગવર્નરને પણ બાજુએ મૂકીને પોતાને યોગ્ય લાગે તે કરવાના ઘણા ફૂંફાડા મારતા. પણ છેવટે તેમના મનની મુરાદો કેટલી સરતી અને કેટલી મનમાં રહી જતી તે તો કોણ જાણે?

આમ જ્યારે દેશના મુખ્ય લડાયક પક્ષે સરતાં પ્રધાનપદાં મેળવવા પર મીટ માંડી હતી ત્યારે આપણા સાખ-પાડોશી દેશ અફઘાનિસ્તાનમાં નવી ક્રાંતિ સર્જાઈ ગઈ. અંગ્રેજોના પ્યાદા બનેલા આગલા હાકેમને પદભ્રષ્ટ કરીને અમાનુલ્લાએ ત્યાં પોતાની રાજસત્તા સ્થાપી દીધી. તેણે રશિયાની પાડોશી સરકાર સાથે સહકાર સાધીને પોતાના દેશમાં આર્થિક સુધારા કરવા માંડ્યા. તેણે એક ફરમાન કાઢીને ગુલામીની જૂની પ્રથા નાબૂદ કરી. તેમ ઉલેમાઓના આ દેશને અભરાઈએ ચઢાવીને સ્ત્રીઓના બુરખાના પહેરવેશને પણ તેણે તિલાંજલિ આપી દીધી. તે પોતાની રાણી સાથે ખુલ્લા ગાડીમાં વિહરતો અને પછી કેટલીય વખત પરદેશના પ્રવાસે પણ ગયો. આવા ક્રાંતિકારી સામાજિક સુધારા કરવાને લીધે જ છેવટે તેની સામે થોડા

વખતમાં બંડ થયું અને તે પદભ્રષ્ટ થયો. પણ થોડા વખત માટે તો અફઘાનિસ્તાન જેવા અંધારપછેડાથી ઢંકાયેલા દેશમાંથી સર્વદેશીય ક્રાંતિનો સૂરજ દૂર દૂર સુધી સારી દુનિયામાં ઝળકી રહ્યો.

દરમ્યાન ચીનમાં રાષ્ટ્રીય સેનાઓની વણથંભી કૂચ ચાલુ રહી. ફેબ્રુઆરીમાં તેણે હેંગચો સર કર્યું અને માર્ગમાં શાંગહાઈ જેવા મોટામાં મોટા ઔદ્યોગિક શહેર પર વિજયવાવટો ફરકાવ્યો. થોડા જ દિવસમાં નાનકીંગ પર કાબૂ મેળવીને ચ્યાંગ–કાઈ–શેકે ત્યાં જ પોતાનું પાટનગર જમાવ્યું. આમ રાષ્ટ્રવાદીઓ રાજસત્તા મેળવતા ગયા. પણ મોટા શહેરમાં કારખાનાં જમાવી બેઠેલા શાહીવાદીઓ સહેલાઈથી મચક આપે એમ નહોતું. તેથી તેમને નમાવવાને શાંગહાઈના હજારો કામદારોએ સાર્વત્રિક હડતાળ પાડીને માલિકોને નમાવી દીધા.

દુનિયાના મોટામાં મોટા દેશમાં આવી ક્રાંતિ વીજળીવેગે થઈ રહી હતી ત્યારે તેને ક્રોનિકલમાં ચમકાવનારાં મોટાં મથાળાં આપીને બિરદાવવાનું મેં ચાલુ રાખ્યું. વળી શાંગહાઈમાં અંગ્રેજ સરકારે હિન્દી સિપાઈઓની એક ટુકડીને રાષ્ટ્રીય સેનાઓની સામે લડાવી હતી. આ નીતિને મેં સખત જડતી લીધી અને તે ટુકડીને તરત દેશમાં પાછી બોલાવવાની માગણી કરી. સમાચાર–વિભાગના જે સાથીઓ પહેલાં આ બાબતમાં જરા અકડાતા હતા તેમને પણ હવે છાપાંનાં નવાં મથાળાં અને ટાપટીપનો રંગ લાગ્યો. અને અમે પરસ્પર સહકારથી સારાયે પત્રને વધુ આકર્ષક બનાવતા ગયા.

સન ૧૯૨૭ના માર્ચ માસમાં જ રૂપિયાની કિંમતની લડાઈની પરાકાષ્ઠા આવી. તે માસમાં રૂપિયાનું અવમૂલ્યન કરવાનો કાયદો અંગ્રેજ સરકારે વડી ધારાસભામાં રજૂ કર્યો. તેમાં જરૂરી સુધારો કરવાની દરખાસ્ત શ્રી જમનાદાસ મહેતાએ રજૂ કરી તે વધુ મતે ઊડી ગઇ. અને તેથી રૂપિયાની કિંમત કાયમને માટે ઘટી ગઈ.

હવે આ વખતે કીકાભાઈ પ્રેમચંદ રાયચંદ વડી ધારાસભાના સભ્ય હતા. અને તેમના મંત્રી તરીકે અને સરકાર વિરોધી સંસ્થા કરન્સી લીગના એક કાર્યકર તરીકે ધારાસભાની ચર્ચા વખતે હાજર રહેવા હું દિલ્હી ગયો. પણ આ મુસાફરીની સાથે મારા અંગત સંબંધની વાત સંકળાયેલી છે તેથી તે રજૂ કરવી જોઈએ.

આગલી સાલ પાલીતાણા દરબારે જૈનોના પરમ તીર્થધામ-રૂપ શેત્રુંજયના યાત્રાળુઓ પર નવો કરવેરો નાખેલો ત્યારે તેની સામે આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી જે લડત શરૂ થયેલી તેમાં હિન્દુસ્તાન પત્રનો સાથ મેળવવાને રાજકોટની એક બેંકના સંચાલક મને અમારા કાર્યાલયમાં મળેલા. હું આવી લડતોનો શોખીન હતો તેથી તે મેં હિન્દુસ્તાન પત્રમાં પૂરા જોશથી ચલાવવા માંડી તેથી ખુશ થઈને કંઈ નવી નવી બાતમી આપવાને એ ગૃહસ્થ મને વખતોવખત મળતા. એક વાર મને અમદાવાદમાં આણંદજી કલ્યાણજીની પેઢીમાં પ્રચારકનું કામ સોંપવાની વાત તેમણે કરી. તરત જ હું એકદમ મારા અસલી જુસ્સામાં આવી ગયો. મેં કહ્યું: 'આખી દુનિયામાં નોકરી કરું પણ અમદાવાદમાં મેં સેવાનું કામ વરસો સુધી કર્યું છે ત્યાં તો કદી નોકરી ન કરું.' તરત એ શાંત થઈ ગયા ને બીજી વાતે વળગ્યા.

બીજી વખત તેમણે મારી શક્તિથી કંઈક પ્રભાવિત થઈને મને ઓચિંતું પૂછ્યું: 'તમે કોઈ શેઠિયાનાં બાળકોની ઊંચા ધોરણની શાળા ચલાવવામાં મદદ કરો ખરા?' તરત મેં કહ્યું: 'મેં ઘણી શાળાઓ ચલાવી છે પણ શિક્ષકનો મારો ધંધો નથી.' પછી તેમણે વાત ફેરવીને પૂછ્યું: 'તમે કોઈ બાળકોને ઘેર તાલીમ આપવા આવો ખરા?' આના જવાબમાં મેં નન્નો જ પરખાવ્યો. ત્યારે છેવટે તેમણે કહ્યું કે, 'પ્રેમચંદ રાયચંદના પુત્ર માણેકલાલભાઈ તમને મળવા ચાહે છે તો તમે આવશો?' થોડા જ

દિવસમાં માણેકલાલભાઈને તેમની એપોલો સ્ટ્રીટની ઑફિસે મળ્યો. મારી વાતચીત તેમને માફક આવી. પછીથી તેમને ઘેર જમવા ગયો, ત્યારે મને ખબર પડી કે તેમનાં પત્ની શ્રી તારાબેન એ અમદાવાદના શ્રી અંબાલાલ સારાભાઈનાં પત્ની શ્રી સરલાદેવીનાં બહેન થાય છે. પછી તો એ પતિ-પત્ની અને તેમનાં બાળકો સાથે મારો સંબંધ ગાઢ થતો ગયો.

માણેકલાલભાઈ મોટી બેંકો સાથે લેવડ-દેવડ કરતા, નવી કંપનીઓમાં શેર ભરાવતા અને શેરબજારમાં ખરીદી વેચાણનો ધંધો કરતા. આ દુનિયા મારે માટે તદ્દન નવી હતી. તેથી તેમના જેવા કુશળ અને લખપતિ વેપારીની મારફત તેની આંટીઘૂંટીઓની વાતો કરવામાં મને ઘણી મજા પડતી. હું પણ મારી છાપાની દુનિયાની જ વાતો કરતો. અમદાવાદના પૂર્વાશ્રમ પર તો પડદો જ પાડી રાખતો. તેમણે મને અનેકવાર કહ્યું કે, તમે મને રૂ. ૫૦૦ આપો તો તેમાંથી તમને કંઈ કમાવી આપું. પણ એ દિન કહાંસે કે મીયા કે પાઉં મેં જુતીઆં?

માણેકલાલભાઈ બેંકો અને શેરબજારની દુનિયામાં ઘૂમતા ત્યારે બેંક સુશિક્ષિત સ્ત્રીને છાજે તે મુજબ તારાબહેન સ્ત્રીસમાજમાં અને કન્યાકેળવણીના વિશાળ ક્ષેત્રમાં કંઈક કંઈક પ્રવૃત્તિ ચલાવતાં. ઘણાં માયાળુ અને મિલનસાર હોવાથી તેઓ અનેક સંસ્થાઓમાં સહેજે ભળી જતાં અને ક્વચિત્ તેમને કોઈ શાળા કે સમાજના ખાસ પ્રસંગે પ્રવચન કરવાને પણ વિનંતિ થતી. તેથી એકવાર તેમનું ભાષણ લખી આપવા માણેકલાલભાઈએ મને સૂચના કરી તે મેં સ્વીકારી. મારું લખેલું ભાષણ તેમને ગમ્યું. અને તેના શિરપાવરૂપે કોટની 'એસ્કવી એન્ડ લોર્ડ'ની અંગ્રેજી દુકાનેથી મને નેવી બ્લુ રંગનો એક ગરમ સુટ તેમણે સિવડાવી આપ્યો. પછી તે કોઈ ખાસ પ્રસંગે પહેરતાં હું ફૂલીને ફાળકો થતો!

એકવાર માણેકલાલભાઈએ તેમના મોટાભાઈ ફીકાભાઈની ઓળખાણ કરાવી. ત્યારથી પ્રેમચંદ રાયચંદની અસલ સાંકડી ઓરડીમાં તેમની

સાથે વાતો કરતો અને તેમની લાંબી અને કિંમતી સિગાર હું શોખથી પીતો. તેમની સાથે વાતોમાં હૂંડિયામણની સંસ્થા સાથેના મારા સંબંધની વાત કરી તે પરથી તેમણે મને તેનો કાયદો વડી ધારાસભામાં આવે ત્યારે ત્યાં હાજર રહેવા સૂચવેલું અને એ તકનો લાભ લઈને મેં દિલ્હીની સફર કરી.

દિલ્હી સ્ટેશને પહોંચતાં મેં વિઠ્ઠલભાઈને ફોન કરીને તેમને ઘેર મારી સગવડ થાય કે કેમ એ પૂછ્યું. તેમણે ખુશીથી મને સીધા તેમને ઘેર આવવા કહ્યું તેથી હું તેમનો થોડા દિવસનો મહેમાન થયો.

મેં વડી ધારાસભાની બેઠકમાં, હાલના જ સંસદ સદનમાં, હાજરી આપી અને હૂંડિયામણના સરકારી કાયદાની ચર્ચા સાંભળી. જૂના દિલ્હીમાં પણ જઈ આવ્યો અને 'લાઈટ ઓફ એશિયાની' ફિલ્મ કંપનીના આગેવાનને મળ્યો. પણ દિલ્હીમાં મને ખરો રસ તો વિઠ્ઠલભાઈના ઘરમાં પંડિત મોતીલાલ નેહરુની આગેવાની નીચે તેમના પક્ષની સભાઓ મળતી તેમાં પડ્યો. વિઠ્ઠલભાઈ તો કહેતા કે, હું હવે મારા પક્ષથી પર થયો છું. છતાં તેમની સલાહ લઈને બધા જોશીલી ચર્ચાઓ કરતા અને નિર્ણય લેતા. આ બધા ખાદીધારી ગાંધીભક્તોએ આગલે મહિને જ ટાટાના પોલાદના કારખાનાને સરકાર તરફથી નાણાંની મદદ અપાવવામાં આગળ પડતો ભાગ લીધેલો તે યાદ આવ્યું. વળી, આ વખતે અમદાવાદના ઉદ્યોગપતિ શ્રી કસ્તૂરભાઈ લાલભાઈ પણ દિલ્હીમાં તેમને ઘેર રહેલા એમાં કંઈ અકસ્માત નહોતો—તેમાં સ્વરાજવાદીઓ સાથે મૂડીપતિઓના નવા સંબંધનું દર્શન થયું. અલબત્ત તેમને પણ ઘણે વર્ષે મળવાની તક મને સાંપડી, તેથી ઘણો આનંદ થયો.

દિલ્હીથી મુંબઈ પાછો આવતો હતો ત્યારે દાહોદના જૂના મિત્રોને દાહોદ સ્ટેશને મળવા લખેલું. પણ તે તો જેવા સ્ટેશને

મળ્યા કે તરત મારો બધો સામાન બહાર ઉતારી મૂકયો તેથી તેમના પ્રેમને વશ થઈને ભીલ સેવા મંડળના મકાનમાં હું એક દિવસ રહ્યો અને તેની વધતી જતી પ્રવૃત્તિથી માહિતગાર થયો. ઘણે વરસે જૂના સાથીઓ–સુખદેવભાઈ, ડાહ્યાભાઈ નાયક વગેરેને મળતાં ઘણો આનંદ થયો. મેં ઠક્કરબાપાને યરોડાની જેલમાંથી કાગળ લખેલો–તેની યાદ આપીને તેમણે મને પૂછ્યું : હવે મુંબઈ છોડીને મીરાખેડીના તમારા આશ્રમમાં રહેવા ક્યારે આવો છો? એ સવાલ મારા દિલમાં સોંસરો ઊતરી ગયો. પણ મુંબઈના મોહમાં પડેલો માણસ શો જવાબ આપી શકે?

દાહોદથી મુંબઈ જતાં પાછો વડોદરે ડૉ. સુમંતને ઘેર જવાની તમન્ના રોકી શક્યો નહિ. ત્યાં જતાં મારા દિલમાં જે ભાવ પ્રકટયા તે મેં શારદાબેનને લખેલા એક કાગળમાં વર્ણવ્યા છે.[૧]

૧૯૨૭ના આરંભમાં ભારતના નભોમંડળમાં એક નવો સિતારો ચમકી ગયો. શાપુરજી સકલાતવાલા સન ૧૯૦૫માં ટાટાની વિલાયતની પેઢીનું કામ સંભાળવા લંડન ગયેલા. પહેલાં તે કામદાર પક્ષમાં અને પછી સન ૧૯૧૦માં સ્વતંત્ર કામદાર પક્ષમાં જોડાયા. તેનાથી અસંતોષ થતાં તે છેવટે ઇંગ્લાંડના સામ્યવાદી પક્ષ તરફ ઝૂકતા ગયા. તેમને તો જે હૈયે તે હોઠે. તેથી તેમણે સામ્યવાદી પક્ષની નીતિ મુજબ ભારતની સંપૂર્ણ આઝાદી માટે અને ઇંગ્લાંડના કામદારોના સંપૂર્ણ હક માટે તેમનું અનુપમ વક્તૃત્વ રેલાવવા માંડયું. મુંબઈમાં ટાટાની પેઢીમાં આ ખબર આવી ત્યારે સકલાતવાલાને આ નવો છંદ છોડવાની કે છેવટે તેમની પેઢીમાંથી રાજીનામું આપવાની તાકીદ અપાઈ.[૨] તેમણે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના

---

૧. એ કાગળ માટે જુઓ પરિશિષ્ટ ૧.

૨. સકલાતવાલાના રાજીનામા વિષે નીચેની વિશ્વાસપાત્ર માહિતી મળી છે:

પેઢીમાંથી છૂટા થઈ પોતાનું નવું કાર્ય સપાટાબંધ આગળ વધારવા માંડ્યું. તે લંડનમાં કામદારોમાં ચોપાસ ઘૂમતાં ઘણા લોકપ્રિય બન્યા. સન ૧૯૨૨માં અને પછી ૧૯૨૪માં તે લંડનની પાર્લામેન્ટમાં ચૂંટાયા. આમ નવી પ્રતિષ્ઠા મેળવીને તે સામ્યવાદી પક્ષના પૂરા સમયના પ્રભાવશાળી પ્રચારક બની ગયા.

તે હમેશાં હિન્દના રાજકારણ પર શકરાબાજની નજર રાખતા. બારડોલીમાં ગાંધીજીએ અસહકારની લડત બંધ રાખી ત્યારથી તેમના કટ્ટર વિરોધી બની ગયા. પછી ચરખાના એક માત્ર પ્રચાર પર ગાંધીજી એકાગ્ર થયા ત્યારથી તે ચરખાનીતિના પણ સખત ટીકાકાર બન્યા. બીજી બાજુએ સ્વરાજવાદીઓ રાજકીય દૃષ્ટિએ સમાધાનકારક અને આર્થિક દૃષ્ટિએ મૂડીવાદી નીતિ અખત્યાર કરતા હતા, તેના પણ તે કડક ટીકાકાર હતા. આવા શાપુરજી ઘણે વર્ષે મુંબઈમાં પધાર્યા ત્યારે સર્વ સામ્યવાદી અને ઉદ્દામ મંડળોએ તેમનું ભાવભીનું સ્વાગત કર્યું અને તેમના વિવિધ કાર્યક્રમ યોજવા માંડ્યા.

---

વિલાયતમાં એક સભા સર મંચેરજી ભાવનગરીએ (જેઓ સન ૧૯૦૨ ના અરસામાં લંડનની પાર્લામેન્ટમાં રૂઢીચુસ્ત પક્ષના સભ્ય હતા.) સન ૧૯૨૧ના અરસામાં હિન્દના વતનીઓ તરફથી નેશનલ લીબરલ ક્લબના હોલમાં બોલાવેલી. ત્યાં બ્રિટિશ પ્રજાને વફાદારીના સોગંદ લેવાના હતા. અને હિન્દ તરફથી પંચમ જ્યોર્જને સોનાનું કાસ્કેટ ભેટ અપાવાનું હતું. રાજા બંકિંગમહામ પેલેસની અગાસીમાં ઊભા રહે અને બધાને લીબરલ ક્લબના હોલમાંથી સીધા ચાલીને રાજમહેલ સુધી જઈને કુરનેસ બજાવવાની હતી. આ સભાનો રકાસ શાપુરજી સકલાતવાલા અને ડૉ. ચુનીભાઈ વકીલે કર્યો અને એક સ્વયંસેવક કાસ્કેટ લઈને ભાગી ગયો. બધા વિરોધીઓએ હોલનો કબજો લઈ વફાદારોને પૂરી રાખ્યા. શાહેનશાહ જ્યોર્જ વાટ જોઈને લીલું નાળિયેર લઈને સૂઈ ગયા. બીજે દિવસે બ્રિટિશ સરકાર તાતા ઉપર રાજાનું અપમાન કરવાને માટે દબાણ લાવી અને શાપુરજીને તાતામાંથી છૂટા થવું પડ્યું.

તેમણે સર કાવસજી હૉલમાં એકત્ર થયેલા વિદ્વાનો, મધ્યવર્ગીઓ અને વિદ્યાર્થીઓ સમક્ષ જે યાદગાર ભાષણ કર્યું હતું તે હું સાંભળવા ગયેલો. મોડે સુધી તેમની ગરમાગરમ વાણીનો ધોધ વહેતો ગયો તેનાથી શ્રોતાઓનાં મગજમાં ઘણા વખતથી બાઝેલાં કેટલાંય જાળાં સાફ થઈ ગયાં. અલબત્ત તેમણે ખરેખરો મારો તો ગાંધીજીની દ્વિઅર્થી રાજનીતિ અને ચરખાનીતિ પર જ ચલાવ્યો. વરસોથી તે અંગ્રેજ શાહીવાદીઓની વિરાટ શક્તિ અને કુટિલ રાજનીતિથી માહિતગાર હતા. તેથી તેનો કદ્દર મુકાબલો કરવાની દૃષ્ટિથી કહ્યું: 'બ્રિટિશ સામ્રાજ્ય દુનિયાભરમાં ફેલાયેલું છે. તેની પાસે અખૂટ સેનાઓ અને શસ્ત્રસામગ્રી છે. તેના ઉદ્યોગો પરાકાષ્ઠાએ પહોંચેલા છે. લંડનમાં આખી દુનિયાનો વેપાર ચાલે છે. દુનિયાના વિરાટ મહાસાગર પર તેની આણ વર્તે છે. તેને મહાત કરવાને તમારી પાસે આપણી ૩૩ કરોડની વિરાટ સંયુક્ત સંઘશક્તિ જોઈએ. પણ ગાંધીજી તો કંઈ વિચિત્ર મંત્ર પોકારીને તેની સામે ખાદી ધરે છે. તેનાથી આ શાહીવાદી પાડો ભડકીને નાસી જવાનો છે?' આ મુદ્દો અનેક રીતે શ્રોતાઓનાં દિલમાં સોંસરો ઉતારીને તેમણે આણેલા ખાદીના એક કટકાના ટુકડા કરી નાખ્યા ત્યારે સમગ્ર સભાગૃહે તેમને તાળીઓના ગડગડાટથી વધાવી લીધા.

તેમણે દેશભરમાં પ્રવાસ ખેડ્યો અને ખાદીને બાજુએ મૂકીને કામદારો અને સર્વ શ્રમજીવીઓનું કડક સંગઠન કરવાનો સંદેશો આપ્યો. વળી, તેમણે સ્વરાજની પોકળ માગણી રજૂ કરવાને બદલે ભારતમાંથી તમામ બ્રિટિશ સેનાઓની રવાનગીની સાથે સંપૂર્ણ આઝાદીની માગણી બુલંદ બનાવી.

દેશમાં ફરતે ફરતે તે એકવાર ગાંધીજીને પણ મળ્યા. પણ તેનું પરિણામ ધાર્યા મુજબ શૂન્યમાં જ આવ્યું. બન્ને પોતપોતાની વિચારસરણીમાં મક્કમ રહ્યા.

હું પણ અનેકવાર સકલાતવાલાને એક મિત્રની સાથે મળવા ગયેલો. એકંદરે મુંબઈ આવીને જે વાસ્તવિક વિચારણા મારા અંતરમાં જામી હતી તેને જ તેમણે ઘણી પુષ્ટિ આપી. વળી, આવા છટાદાર, પ્રભાવશાળી, દુનિયાના અનુભવી હિન્દી સામ્યવાદી અગ્રેસરને હું જિંદગીમાં પહેલીવાર મળ્યો તેથી મારા અંતરમાં તેમની પાસેથી ઘણું વધારે જાણવાની જિજ્ઞાસા ઉત્પન્ન થઈ. થોડા વખતમાં સકલાતવાલા તો પાછા વિલાયત વિદાય થયા પણ મારા દિલમાં કંઈક નવી ભાવના જાગૃત કરતા ગયા.

સાથે સાથે ફિલ્મી દુનિયામાંથી કંઈક કમાઈ લેવાની મારી તાલાવેલી ચાલુ રહી. ક્રૉનિકલની ઑફિસમાંથી છૂટીને પાછલા પહોરે હું પહેલાં શારદા કંપનીના સ્ટુડીઓમાં જતો હતો. પણ અબુ શેઠે પાવાગઢની મારી વાર્તા પરથી ફિલ્મ બનાવવાની હા પાડેલી ત્યારથી હું તેમના ગ્રાંટ રોડ પર આવેલા રોયલ આર્ટ સ્ટુડીઓનો રસિયો બન્યો. ત્યાં મુખ્ય તારિકા તરીકે કામ કરવાને બે બહેનો—નાની ઝુબેદા અને મોટી સુલતાના તેમની મા સાથે સ્ટુડીઓમાં આવતી. હરણ જેવી આંખો ચમકાવતી અને એકવડા શરીરની ઝુબેદા નાજુક નવોઢા જેવી લાગતી ત્યારે વિશાળ નયનવાળી ગજગામિની સુલતાના પ્રૌઢાનો સ્વાંગ ધારણ કરતી. બંનેની ફિલ્મો પ્રેક્ષકોમાં બહુ લોકપ્રિય થતી તેથી તેમને સારી રકમ પણ મળતી. બીજી પાસ ઊંચા ભરાવદાર શરીરની ગોરી અને ભણેલી એક યહૂદી યુવતી—રૂબી—માયર્સ, સુલોચનાનું નામ ધારણ કરીને નવી કામ કરવા આવી હતી. તેનાં ચિત્રો દિગ્દર્શક ભવનાની ઉતારતા. થોડી જ વારમાં મારે ભવનાની સાથે અને સુલોચના સાથે પરિચય થયો ત્યારે મને મારી કોઈ ફિલ્મમાં ભવનાનીની આગેવાની નીચે સુલોચનાને તારિકા તરીકે ચમકાવવાની ઉત્કટ ઇચ્છા થઈ.

સુલોચના સાથે વાત કરતાં મને માલૂમ પડ્યું કે તે પહેલાં

ટેલિફોનની ઑફિસમાં કામ કરતી હતી. તેથી તે કેવી રીતે ફિલ્મના ધંધામાં પડી એ વિષે તેની એક મુલાકાત લઈ ક્રૉનિકલની રવિવારની આવૃત્તિમાં લખવાનું મન થયું. હવે ઘણા સ્ટુડીઓ અને તેના માલિકો, ઘણા દિગ્દર્શકો અને સિને-તારિકાઓને ઓળખતો હતો તેથી તે બધાંની મુલાકાત લઈને દર અઠવાડિયે એક લેખ હું સહેલાઈથી લખી શકું. આવી નેમથી મેં પહેલી સુલોચનાની લંબાણ મુલાકાત તેને ઘેર જઈને લીધી. તરત 'ટેલિફોનની એક પરિચારિક સિને-તારિકા કેમ થઈ?'—એ મથાળા નીચે મેં ક્રૉનિકલ સાપ્તાહિકના અંકમાં આ મુલાકાતને ચમકાવી. તેથી સિનેમાની દુનિયામાં પણ કુતૂહલ જાગ્યું. અને મેં કોહીનૂર અને રણજિત વગેરે અનેક સ્ટુડીઓમાં જઈને શ્રી ચંદુલાલ શાહ અને નારાયણ દિવારે, ગૌહર અને સુલતાના વગેરે દિગ્દર્શકો અને તારિકાઓની મુલાકાત લઈ તે દર અઠવાડિયે ક્રૉનિકલમાં પ્રકટ કરવા માંડી. આ વર્ષની અધવચમાં દૈનિક ક્રૉનિકલની મારી નોકરી છૂટી ગઈ પણ સાપ્તાહિકમાં સિને–જગતના મારા લેખ અને મુલાકાતો પ્રકટ થતાં ગયાં અને તેમાંથી બે પૈસા કમાતો ગયો.

સાથે સાથે જર્મન સિને-કલાકારોની એક ટુકડી તાજમહાલમાં ઊતરી ત્યારે તેની રસપ્રદ મુલાકાત લઈને તે પણ ક્રૉનિકલમાં પ્રકટ કરી. વળી હિમાંશુ રૉયે 'લાઈટ ઑફ એશિયા' ફિલ્મ ઉતારી તેથી તેને માટે જે મમતા મને થઈ હતી તે તેના કંઈ નવા ચરિત્રથી સપાટાબંધ ઓસરી ગઈ. યુરોપની સિને-દુનિયાના અનુભવી તરીકે તે મુંબઈની ફિલ્મી આલમમાં જે ઊંચું આસન મેળવવા હવાતિયાં મારતો હતો તેની મેં મારા લેખોમાં સખત ઝડતી લીધી. તેથી મુંબઈમાં તેનો કશો શુક્રવાર વળ્યો નહિ.

૧૯૨૪માં મુંબઈ આવ્યા પછી મારા જીવન અને માનસમાં જે પરિવર્તન થયું હતું તે વિષે આ સાલમાં જ કંઈક લખવાનો મોકો મને મળ્યો. હિન્દુસ્તાન પત્રના મારા જૂના સાથી ભાઈ ચંદ્રકાંતે 'એ ઘડી મોજ' નામના અઠવાડિકમાં મારે વિષે કડક ટીકાત્મક લેખ પ્રકટ કર્યો. મારા કોલર-ટાઈ, કોટ-પાટલૂન, હેટ અને સિગારેટની ટેવની સખત ઝાટકણી કાઢીને તેમણે જૂના ગાંધીવાદી કાર્યકરના અધ:પતનનું શબ્દચિત્ર રજૂ કર્યું. અને આટલે સુધી જેમનો વિનિપાત થયો છે તે ક્યાં જઈને અટકશે? એવો તુક્કો પણ ઉઠાવ્યો. મેં આ લેખ વાંચ્યો તે પછી થોડા જ દિવસમાં બીજા સાપ્તાહિક પત્ર 'વીસમી સદી' તરફથી તેના સંચાલક ને જૂના કલાકાર અલારખીઆ શિવજી તરફથી એ લેખનો જવાબ આપવાનું આમંત્રણ મળ્યું. અને તે પેટે એક નાનો ચેક પણ મારા હાથમાં મૂકયો. તરત જ 'મારું પરિવર્તન' એ મથાળા નીચે ત્રણ લેખ એ પત્રમાં પ્રકટ કર્યા તેમાં ગુજરાત છોડતાં અને મુંબઈ આવ્યા પછી જે મંથન મારા દિલમાં ચાલ્યું હતું તેનું વિગતવાર વર્ણન કર્યું. આ લેખમાં દેશી ધોતિયું છોડીને વિલાયતી પાટલૂન કેમ પહેરવા લાગ્યો એ વિષે ખુલાસો કરતાં મેં મારા અંતરની ઘણી વરાળ કાઢી અને મારા નવા માનસનો ખ્યાલ આપ્યો. આ બધું મારા મુંબઈના મિત્રો તો સારી રીતે જાણતા હતા તેથી તેમને કંઈ નવાઈ લાગી નહિ. પણ ગુજરાતના મિત્રો અને વાંચકો માર નવા સ્વરૂપથી અપરિચિત હતા તેમને કોઈને આંચકો લાગ્યો અને કોઈને મારા પ્રમાણિક ખુલાસા માટે માન થયું. [1]

---

૧. 'મારું પરિવર્તન' ના મથાળા નીચે મારા લેખ 'વીસમી સદી' નામના મુંબઈના અઠવાડિકના ૨૩-૧-'૨૭, ૩૦-૧-'૨૭, ૬-૨-'૨૭, ૧૩-૨-'૨૭ ને ૨૦-૨-'૨૭ના અંકમાં પ્રકટ થયા હતા. આજે તે જડતા નથી તેથી તેની નોંધ પરથી ટૂંક સાર નીચે આપ્યો છે:

સુરતના મારા જૂના મિત્ર શ્રી નટવરલાલ વીમાવાળાને તે લેખ વાંચવામાં ઘણો રસ પડ્યો તેથી તેમના પત્રના સળંગ અંકમાં તેમણે તે પ્રકટ કર્યો અને આવા નિખાલસ આત્મદર્શન માટે મને અનેક ધન્યવાદ આપ્યા. હું તો ઊંધું ઘાલીને મારે નવે માર્ગે આગેકૂચ કરી રહ્યો

---

પત્રના પહેલા અંકમાં તો ગુજરાતની મારી કર્મભૂમિ છોડવાનાં કારણ આપતાં જૂન ૧૯૨૪ની મહાસમિતિના ફરજિયાત કંતામણના ઠરાવથી અકળાઈને મેં ગાંધીજીને પ્રકટ પત્ર લખેલો, એનો સાર આપ્યો. પછી અમદાવાદની હવાથી ગુંગળાતાં જુલાઈ ૧૯૨૪માં હું થોડા દિવસ મુંબઈ જઈ આવેલો ત્યારે મારી ખાતરી થઈ કે જીવનમાં આશ્વાસન ને શાંતિ ગુજરાતમાં નહિ પણ મુંબઈમાં મળશે.

પછી હું ગાંધીજીને મળેલો ત્યારે તેમણે તરત જ અંત્યજોની અને બીજાની તમામ પ્રવૃત્તિઓમાંથી મને સહેજમાં ફારેગ કર્યો. અને મને આખા હિન્દુસ્તાનનાં રમ્ય સ્થળોમાં પર્યટન કરવાની અને સર્વોત્તમ સંસ્થાઓનો પરિચય મેળવવાની સલાહ આપી.

તે પહેલાં હું માર્ચ માસમાં જેલમાંથી છૂટેલો તે વિષે લખ્યું. એની એ જ દીવાલોમાંથી જ્યારે લગભગ ૧૧ મહિના પછી બહાર નીકળીને મેં સાબરમતીના વિશાળ પટ પર નજર ફેંકી ત્યારે હું જુદો માણસ હતો. પછી હજારો સ્વયંસેવકોના માનસનું જેલમાં પરિવર્તન થાય છે તેનો ઈશારો કર્યો.

બીજા લેખમાં વળી સન ૧૯૨૩ની ગયાજીની કોંગ્રેસના સત્યાગ્રહના ઠરાવનો પ્રચાર કરતાં હું જેલમાં ગયેલો તે વિષે મેં લખ્યું: ‘મારા દિલમાં ઊંડે ઊંડે એવી આશા હતી કે, ગુજરાતમાં ગયાજીના સત્યાગ્રહના ઠરાવને અનુસરીને મારી શરૂઆત પછી સેંકડો જેલમાં જશે.’ પણ થોડા જ વખતમાં વલ્લભભાઈએ પરપ્રાન્તમાંથી ગુજરાતમાં પાછા ફરતાં કહ્યું: ‘શ્રી કાલેલકર અને ઈન્દુલાલની જગ્યા ગુજરાતમાં ખાલી રહી છે અને તેવી સ્થિતિમાં વધારે સૈનિકોને જેલમાં મોકલવાની જરૂર નથી.’

પછી ગામડાંનાં તાકીદનાં કાર્યનો ઉલ્લેખ કરી છેલ્લી બોરસદની પરિષદ પછી મારા પ્રવાસનો મેં સાર કાઢ્યો: ‘બોરસદ પરિષદ (મે, ૧૯૨૪) પછી

હતો તેથે મિત્રોની આવી કદરથી હું ઘણો રાજી થતો.

અનેક રીતે કમાણી કરતાં પૈસાનો પરિતાપ શાંત થતો ગયો તેમ વિસામો લેવાને હું સાંજે સાંતાક્રુઝ આવતો ત્યારે મારાં પ્રિય કુટુંબોમાં નિરાંતે આનંદવિહાર કરતો ગયો. મારા મિત્ર ભાસ્કરભાઈ તે વખતે સાંતાક્રુઝમાં સોડાવોટરવાળાને બંગલે રહેતા ત્યાં તેમને અને

---

તાલુકામાં જ મેં ફરવા માંડયું ત્યારે કેટલેક ઠેકાણે ધારાળા (બારૈયા) અને પાટણવાડિયા સ્ત્રીપુરુષોની નવી શુદ્ધિ અને નવી રીતભાત જોઈને હું ઘણો જ તાજુબ થયો. દરબાર ગોપાલદાસની આગેવાની નીચે લડતનું રહું પરિણામ આવ્યું........ધારાળા કોમ તો ખરેખર સંગીન કાર્ય માટે તૈયાર હતી. પણ તેમની સેવા અર્થે આદરેલું કામ ઘણું પોકળ લાગ્યું .......

સ્વયંસેવકોનાં બે કામ:

૧. પંચથી દીવાની વગેરે ઝઘડાનો ફેંસલો કરવો...(પણ) થોડા વખતમાં પંચાયતનું કામ ઢીલું પડયું. કોર્ટે જૂને માર્ગે જ (બધા) વળતા ગયા.

૨. મહીના કોતરડાના ગામમાં રેંટિયા દાખલ કરવાનું...તે પાંચસાત ગામમાં જ ચાલ્યું. પછી સુતર જાડું વરાડા જેવું નીકળતું. ચાર દિવસનું ચાંદરણું વીતી ગયું.

'પછી કાંઠાના ગામથી ભાદરણના આઠ-દશ ગાઉના રસ્તા પર ચર્ચા થઈ. કોઈ નાફેરવાદી કહે: બુઢા ગાંધીજીને થોડો વખત નભાવી લો.'

પછી આ લેખમાં બારડોલી તાલુકામાં પ્રવાસ કરી નરહરિભાઈ અને જુગતરામને મળેલો. તે પરથી મને લાગેલું કે, ગાંધીજી તરફની ધર્મનિષ્ઠાથી જ કોઈ લોકો રેંટિયો ચલાવતા અને બીજા કેટલાક તો રાતદિન ઘરનું વૈતરું કરતી સ્ત્રીઓ પર જ ચરખો ચલાવવાની ફરજ ઝીંકતા.

પછી જૂનની આખરે મહાસમિતિએ અને જુલાઈમાં ગુજરાત પ્રાંતિક સમિતિએ કરેલા ઠરાવ વિષે, 'આત્મકથા ભાગ ત્રણ'માં 'ગાંધીજીને પ્રકટ પત્ર' (પાન ૨૭૩) અને આ લેખનો એક ફકરો (૩૧૮-૯) પ્રકટ કર્યા છે.

પછીના લેખમાં તો આ પુસ્તકમાં આગળ વર્ણવેલા વિચાર અને જીવનના વળાંકની ટૂંકી નોંધ આપી છે.

તેમનાં પત્ની ઊર્મિલાબેનને મળવા હું વખતોવખત જતો. ભાસ્કરભાઈ શાંત સ્વભાવના વ્યાવહારિક સદ્‌ગૃહસ્થ હતા, ત્યારે સુશિક્ષિત ઊર્મિલાબેન મહત્ત્વાકાંક્ષી જોશીલાં સ્ત્રીકાર્યકર હતાં. તે સ્ત્રીસમાજની અવનવી દુનિયાનું અને તેની ઉન્નતિના કાર્યમાં આડે આવતી જુનવાણી રૂઢિઓનું વર્ણન કરતાં. તે ઘણાં હોંશીલાં, માયાળુ અને સોજીલાં હતાં. તેથી તેમની સાથે વાતો કરવાની મને ઘણી મજા પડતી. માત્ર તેમના સમાજસેવાના મુશ્કેલ કાર્યમાં હું ખાસ ફાળો આપી શકતો નહિ તેનો મને વસવસો રહેતો.

તેમના ઘરમાં મારી ખરેખરી દોસ્તી તો તેમની નાની દીકરી નિરુપમા–નિરુ સાથે હતી. તે ઘણી જ તોફાની અને લડાયક હતી. ઘડીએ ઘડીએ તે કંઈ કંઈ રમતો રમતી, દોડાદોડ કરતી અને તેને સતાવે તેની ખબર લેતી. કુટુંબની મોટી દીકરી તરીકે ઘરમાં સામ્રાજ્ય ભોગવતી અને તેને તાબે થઈને જ તેની સાથે રમત-ગમતમાં હું ભળતો. હું લાડ કરવા જાઉં તો તે ક્વચિત્ વહાલ કરતી પણ જરા તોફાને ચઢીને મસ્તીમાં જ તેને એક હળવો તમાચો મારતો તો તે સામી સખત લાફો ઠોકી દેતી. આવી નાની રૂપાળી છોકરીમાં આવો મારકણો મિજાજ જોઈને હું ઘણો ખુશ થતો અને તેના તમાચા ખાઈને પણ તેની સાથે તોફાન કરવામાં મસ્ત રહેતો.

આવા નિર્દોષ આનંદથી મારું દિલ કૂણું થતું ગયું તેમ તેના પર માસ્તર કુટુંબની પણ ઊંડી છાપ પડતી ગઈ. મુંબઈમાં બરાબર ઠરીઠામ થયા પછી હવે હું વખતોવખત પાછલા પહોરે કે રાતે માસ્તરને બંગલે જવા લાગ્યો. તારાબેન મીઠા કુટુંબીભાવથી મને સત્કારતાં અને તેમનાં માતુશ્રી મારા સ્વાસ્થ્ય અને ભોજનની કાળજી રાખતાં. મોટી દીકરી જયાબેન દાક્તરનું ભણતાં તેથી થાકયાંપાકયાં મોડાં આવતાં. તેથી તેમની સામે તો સાહેબ–સલામ જ થતી. તેથી નાની બેન કુસુમ આનંદી અને હેતાળ હતી. તેની સાથે ઠઠ્ઠા-મશ્કરી અને

મજાક ઉડાવતો. બાકી તે વખતે મારું દિલ નાની કપિલા પર વધારે ઠર્યું હતું. તે પણ સાંજે ઘણીવાર વહેલી ઘેર આવતી તેથી તેની સાથે વાતચીત કરવાની અને કોઈ વાર જુહૂને કિનારે ફરવા જવાની તક મળતી.

સન ૧૯૨૧માં દા. દેશમુખના દવાખાનામાં મારી સારવાર કરવા કપિલા આવતી ત્યારથી તેની સાથે મને ગોઠી ગયું હતું. તે જેમ મોટી અને ગંભીર થતી ગઈ તેમ તેનું મસ્તીતોફાન ઘટતું ગયું. તે પણ નાની કિશોરી મટીને સોળસત્તરની યુવતી બની હતી. છતાં તેનામાં છોકરાની ચપળતા અને ઝડપ હતી. તે મુંબઈમાં અને દક્ષિણમાં માસ્તર કુટુંબના સુધરેલા વાતાવરણમાં ઊછરેલી હોવાથી તેના મુખ પર સામાન્ય સ્ત્રૈણભાવ દેખાતો નહિ. તેની ચબરાક આંખોમાં લાગણીવેડાની ભીનાશ પણ પરખાતી નહિ. હવે તે બાળક મટીને મિત્ર બની ગઈ. અમે સુખદુઃખની વાતો કરતાં અને પોતપોતાના જીવનની ખટમીઠી વર્ણવતાં. મારી પાસે કંઈ વધારાની રકમ હોય તે હું તેને સોંપતો અને તેના અભ્યાસમાં કાંઈ ગૂંચ પડે તે હું ઉકેલતો. આમ અજાણ્યે અમારો સંબંધ વાત્સલ્યમાંથી દોસ્તીમાં પલટાતો ગયો. તે વાત તારાબેનથી છેક અજાણી ન રહી. તેથી જ્યારે કપિલા સાથે તેનું અર્થશાસ્ત્રનું પુસ્તક વાંચવા આવવાનું મેં કપિલાને કહ્યું ત્યારે તેણે તારાબહેનની રજા માગી. થોડા દિવસ વિચાર કરીને તેમણે રજા આપી ત્યારથી મેં નિયમિત રીતે તેની સાથે વાંચવા માંડ્યું. પણ મનુષ્યસ્વભાવ પૂરેપૂરો તો ન જ દાબી શકાય તેથી વાંચન પૂરું કરતાં મારી મોહાશની સાબિતી આપવાને હું કંઈક અડપલું કરતો તે ગાલમાં હસીને નિભાવી લેતી.

આવો સંબંધ બંધાયા છતાં જ્યારે ઘરમાં કુટુંબ મંડળ જામ્યું હોય ત્યારે કપિલા કંઈ તોફાન કર્યા વિના રહેતી નહિ. મારી ટોપી, કૉલર, ટાઈ કે સિગારેટનું પાકીટ ગુમ કરે અને તે શોધતાં મારે

બધાંની મદદ લેવી પડે. આવા તોફાનમાં માસ્તરનાં બે બાળકો– ચંદ્રકાંત અને જ્યોતિ તેને મદદ કરતાં અને મારી મજાક ઉડાવતાં કોઈવાર તેનો મોટો ભાઈ દા. મંગળ હોય તો તે મને લાપટઝાપટ કરતો અને અમે સામસામી સાઠમારી કરતાં. તેથી મારું નામ ઘરમાં ધબડધોકો પાડ્યું હતું. હું પણ જમી-પરવારીને મોડી રાતે ઘર છોડતો ત્યારે કોઈ જુવાનિયાં સૂઈ ગયાં હોય તેને જરા સતાવ્યા વિના મને ચેન પડતું નહિ.

એમ કરતાં એક દિવસ અમારા સંબંધમાં કટોકટી સર્જાઈ. હું એક દિવસ સાંજે તેને ઘેર પહોંચ્યો ત્યારે તે ઘેર આવેલી ખરી પણ તેના ઓરડામાં નહોતી. તપાસ કરતાં માલૂમ પડયું કે, તેના કોઈ મિત્ર સાથે બાગમાં બેસીને વાતો કરે છે. મારા દિલમાં ઈર્ષ્યાની લાય લાગી ત્યારે મારા ઉત્કટ ભાવનું ભાન થયું. કલાકેક જેમ તેમ વીતાવીને કપિલાને નિરાંતે મળવાના મનસૂબા કરતો હતો તેવામાં ઠંડે કલેજે તેણે આવીને કહ્યું: 'ચાલો આપણે બધાં ફરવા જઈએ!' મારાથી ના પાડી શકાઈ નહિ. તેથી અમે ત્રણે જુહૂ તરફ ફરવા ચાલ્યાં. હું તો ઘણો ચિઢાયેલો હતો તેથી એક અક્ષર બોલી શકયો નહિ. તેથી તે બન્નેએ સહેજ જુદાં પડીને ગપ્પાં માર્યાં કર્યાં. રાતે જેમ તેમ જમીને હું ગુસ્સામાં ચાલ્યો ગયો. પહેલાં તો એમ જ થયું કે, આ મિથ્યા મોહ છોડી દઉં. બધી સ્ત્રીજાતિ તો આવી જ છે. તેની જાળમાં ફસાય તેના જેવો કોઈ મૂર્ખ નહિ. નાગેન્દ્ર મઝમુંદાર સાથે સ્ત્રીજાતિના મિથ્યા પ્રેમની આટઆટલી વાત કર્યાં પછી હું જ ફસાયો! ને તેથી જ જશમાં જુતિયાં મળ્યાં. હવે બસ, એ રસ્તો જ છોડી દે. તેને હવે નવ ગજના નમસ્કાર!

પણ વળી, છેલ્લી વિદાય લેતી વખતે કપિલાના મીઠા મુખડા પર વિષાદની જે ઘેરી છાયા છુપાયેલી તે યાદ આવી. તે બિચારી પણ મારા આવા દર્દથી કેટલી દુ:ખી થતી હશે! આટલાં વર્ષની

દોસ્તી એક ક્ષણમાં કેમ ભૂંસી નંખાય? આવા વિચાર કરતો હું પાછો તેને ઘેર ગયો.

અકસ્માત આખા ઘરમાં થોડાં જ માણસ હતાં તેથી હું મારી વરાળ કાઢતો અને સવાલ પૂછતો તેની પાછળ ખંડેખંડમાં ફર્યો અને ફરી તેની સાથે ખુરશી પર આવીને બેઠો. મુસીબત એ થઈ કે હું મારી વાત કર્યા જ કરું પણ એ તો ટૂંકા અસ્પષ્ટ બોલ સિવાય કંઈ જ બોલે નહિ. છેવટે જ્યારે મારો મિજાજ આકાશે પહોંચ્યો ત્યારે જરા મીઠું હસીને તે નીચું જોઈ રહી. મેં તેનો હાથ પકડીને ક્યાંય સુધી તેના મુખડા પર નજર ઠેરવી. તેની આંખોના ઊંડાણમાં જોતો ગયો તેમ તે ઘડીકમાં અડધી મિંચાતી ગઈ, ઘડીકમાં તીરછું જોતી ગઈ અને પછી સંકોચથી નીચે નમતી ગઈ. તેના ગાલ પર શરમના શેરડા પડતા ગયા. તેનાં નસકોરાં શ્વાસથી ફૂલતાં ગયાં ને તેના પાતળા હોઠ પર તરવરાટ જામતો ગયો. પછી મીઠું હસીને તેણે મારી સાથે હાથ મીલાવ્યા ત્યારે ઘડીભર તેના વળના ભાવની ખાતરી થઈ. પણ મોંમાંથી અક્ષર નીકળે નહિ. તેથી મારો કોયડો અણઉકલ્યો જ રહ્યો. વળી તેણે મારું મન પૂરું મનાવવાને ફરીથી વાંચવાનું નક્કી કર્યું અને જોઈએ ત્યારે સાથે ફરવા જવાનું વચન આપ્યું ત્યારે કાળજે ટાઢક વળી. એટલામાં બધાં કુટુંબીઓ આવી પહોંચ્યાં એટલે મારી હંમેશની રીત પ્રમાણે બધાંની સાથે નિર્બંધ મજામસ્તી કરીને હું વિદાય થયો.

મારી હંમેશની પ્રકૃતિ મુજબ કપિલાનું જે માનસ તે ઉકેલી શકી નહિ તે મારા ચિંતનથી મેં ઉકેલવાનો પ્રયાસ કર્યો. થોડા જ દિવસમાં તેના ભાઈ ડા. મંગળને ઘેર બે દિવસ આરામ કરવા દેવલાલી જતો ત્યારે અધીરાઈથી મારા નોકરની સાથે કપિલાને ચિઠ્ઠી લખીને જવાબ માગ્યો. પણ તેના પ્રત્યક્ષ બોલથી જે ખુલાસો નહોતો થયો તે તેના જવાબના ચાર સંદિગ્ધ શબ્દથી થાય? તેથી તે વિષે વિચાર

કરતો કરતો ગાડીમાં બેઠો. બીજે દિવસે સુખી મિત્રોના સહવાસમાં મોજ કરી તેમ રાત-સવાર મારા દર્દ વિષે ચિંતન કરતો રહ્યો. ધીમે ધીમે મને સમજાયું કે તે વીસેક વર્ષની યુવતી થઈ છે પણ તે આઝાદીની હવામાં એક તોફાની છોકરીની માફક જ ઊછરી છે. તેથી તે મિત્ર કે કદાચ દોસ્ત પણ થઈ શકે. પણ સારી દુનિયા પર પડદો પાડી દે એવા અનન્ય પ્રેમને હજી પિછાનતી નથી—એવા પ્રેમના અંકુર હજી તેના દિલમાં ફૂટ્યા જ નથી. તેથી તે મને પણ નિકટના દોસ્ત તરીકે ચહાય છે તેમ બીજા જુવાનો માટે વિવિધરંગી ભાવ રાખે છે. તે બધાની વચ્ચે સરખામણી કરવાની જરૂર તેને હજી લાગી જ નથી. કૉલેજમાં અનેક વિદ્યાર્થીઓ સાથે વિહરતાં તે આજે પૂરી મસ્તાનીથી આઝાદ જીવનનો લહાવો લે છે તે વખતે તેને કોઈની સાથે બંધાઈ જવાનું કેમ ગમે?

છતાં તેના સારાયે સ્ત્રીમંડળમાં જે માતૃત્વનો વાત્સલ્યભાવ સભર ભર્યો હતો તે નાની કપિલામાં પણ ખીલ્યો હતો. તે નાના ચંદ્રકાંત અને જ્યોતિ પર કેવું વહાલ વરસાવતી—તેમને કેવાં લડાવતી? ઘરમાં બધા મહેમાનોની ખડેપગે હસીખુશીથી કેવી સરભરા કરતી? અને મારાં સુખ-સગવડ સાચવવાને કેવી દોડધામ કરતી? અને મને જરા દુઃખી જોઈને કેવી માયા વર્ષાવીને મને કેવો શાંત કરતી? તેનું આવું વાત્સલ્ય અને દોસ્તી મારે માટે બસ નથી? આવો વિચાર કરીને હું પાછો મુંબઈ આવ્યો ત્યારે કપિલાને મોજથી મળવાનું ચાલુ કર્યું. મારા મગજ પરથી વાદળ હટી ગયું.

આવી શીળી દોસ્તીથી મારું દિલ શાંત થતું હતું તેવામાં વળી મારે માથે નવી આફત ઊતરી. ક્રૉનિકલમાં મારા આવવાથી તેની ધંધાદારી સ્થિતિમાં કંઈ સુધારો થયો નહિ. તેથી ખર્ચ ઘટાડવાને મને વર્ષની અધવચ્ચે ઓચિંતી મહિનાની નોટિસ આપવામાં આવી. આથી હું જરા નવાઈ પામ્યો, પણ નિરાશ થયો નહિ. તરત ચોપાસ મારી

નોટિસની વાત વહેતી થઈ એટલે પાછો લોટવાલાએ મને બોલાવ્યો. તેમણે છેલશંકર જેવા કેટલાક નવા ઉપતંત્રીઓ રોકયા હતા પણ તેમનાથી તેમને સંતોષ નહોતો. મારી ભાવનાપરસ્તી પર તેમને હંમેશાં શ્રદ્ધા રહેતી. બીજા બધાને તે બજારુ માણુસ ગણુતા. વરસેકથી હું દૂર થયો હતો તેથી મારા પર તેમને વધારે શ્રદ્ધા બેઠી. તેથી ક્રૉનિકલ છોડયું તેને બીજે જ દિવસે હું હિન્દુસ્તાનના ટેબલ પર બેસી ગયો.

ક્રૉનિકલ છોડતાં પહેલાં મને છાપાંની ગુલામીનો એક કડવો અનુભવ થયો તે કદી ભૂલ્યો નથી. તે વખતે જામનગર પાસે બેડી-બંદરની સુધારણાનો કોઈ સવાલ ચર્ચાતો હતો. તેમાં મને જામ-સાહેબનો કંઈક દોષ લાગ્યો તેથી મેં તેની ટીકા કરી. તે લખાણુનું પ્રૂફ મારા ટેબલ પર આવ્યું પણ બીજે દિવસે છાપામાં દેખાયું નહિ. મેં તંત્રી શ્રી બ્રેલ્વીને પૂછ્યું ત્યારે તેમને પણ નવાઈ થઈ. પછી પત્રના વ્યવસ્થાપક શ્રી સોરાબજી કાપડીઆને પૂછ્યું ત્યારે તેમણે સાફ કહ્યું : 'મેં જ તમારી નોંધ બાજુએ મૂકી છે. અમે જામસાહેબ પાસે કંઈક નાણાં મેળવવાની તજવીજ કરીએ છીએ એટલે આવી નોંધ કેમ છપાય ?'

છાપાંની સ્વતંત્રતાનાં કેવાં ગુણગાન સંભળાય છે. પણ તે કેટલાં છીછરાં છે તેનો તે દિવસે મને સાક્ષાત્કાર થયો.

# ૭ : સિનેમાની દુનિયામાં

**જીવનની** કૂદરડી ફરતાં હું સન ૧૯૨૪માં બૉમ્બે ક્રૉનિકલ છોડીને સન ૧૯૨૬માં તે પત્રમાં પાછો ફર્યો હતો. તેમ તે સાલમાં હિન્દુસ્તાન છોડીને પાછો સન ૧૯૨૭માં પાછો તેના તંત્રીની ખુરશી પર બેસી ગયો. છેલ્લા વરસેકમાં મેં એ વર્તમાનપત્રના ધંધામાં મન પરોવીને એ અંગ્રેજી પત્રને નવો ઓપ આપ્યો હતો. તેથી હવે પૂરા આત્મવિશ્વાસથી આ ગુજરાતી પત્રની રોજ રોજ કંઈક કંઈક નવી સજાવટ કરવા માંડી.

પહેલાં મોટેભાગે તંત્રીલેખ પર જ એકાગ્ર થતો અને તે માટે જરૂરી વાંચન અને ચિંતન કરતો. પણ હવે રોજબરોજના સંદેશા અને હેવાલો પર નજર નાખીને તેનાં ચમકદાર નાનાં-મોટાં મથાળાં ઘડવા પર અને તેને જાડા-પાતળા ટાઈપમાં ગોઠવવા પર મેં ધ્યાન આપવા માંડયું. આ માટે મારા મદદનીશ ભાઈ શ્રી ભરૂચા અને શ્રી ચંદ્રકાંત સુતરિયાને વખતોવખત સૂચના આપતો [1] અને તે મુજબ છપાઈનાં જે પ્રૂફ આવે તેમાં પણ જરૂરી સુધારા-વધારા કરતો.

---

૧. હવે મારા મદદનીશોની નિયમિત હાજરી માટે હું પહેલાં કરતાં પણ વધારે કડકાઈ રાખતો. અમારું પત્ર રોજ સાંજે પ્રકટ થતું તેથી બધા કાર્યકરોને સવારે દશ વાગે હાજર થવાનો નિયમ હતો. હું તો કોટની મારી ઓરડીમાં નાહી ધોઈને વહેલો નવેક વાગે ઑફિસે આવી જતો. તેથી જે

મારી આ નવી કામગીરી શેઠ લોટવાલાને માફક આવી. થોડા દિવસમાં તેમણે અમારા સાપ્તાહિક 'પ્રજા–મિત્ર–કેસરી'નો કોયડો મારી આગળ રજૂ કર્યો: 'જુઓ! આ પત્રમાં અઠવાડિયાની બધી ખબર ટૂંકમાં આપીએ છીએ. વળી પારસી અને મુસ્લિમ વાંચકોને માટે ખાસ એક એક પાનાનું વાંચન પણ આપીએ છીએ. પણ કોણ જાણે કેમ તેની નકલ એક હજારથી જરાયે વધતી જ નથી. તેથી તેના પર કંઈ ધ્યાન આપો તો સારું.' તરત આ પત્ર પર મારું મગજ મેં સપાટાબંધ દોડાવવા માંડયું અને તેને ગમે તે રીતે વધારે લોકપ્રિય બનાવવાને પ્રવૃત્ત થયો.

આગલી સાલ ક્રૉનિકલમાં કામ કરતાં મુંબઈનાં અને લંડનનાં કોઈ પત્રો પર મારું ધ્યાન ખેંચાયું હતું. મને માલૂમ પડ્યું કે, લંડનના 'ન્યુઝ ઑફ ધી વર્લ્ડ' જેવા પત્રમાં સિનેમાનાં નટ–નટીઓની અને અદાલતોમાં જાહેર થતી પ્રેમ, લગ્ન, છૂટાછેડા વગેરેની રહસ્યમય કહાણીઓ પ્રકટ થતી તે પરથી કંઇ લેખ તૈયાર કરી મુંબઈનાં કોઇ છાપાં પ્રકટ કરતાં હતાં. હવે આ કામ બીજા કરી શકે તો હું કેમ ન કરું? તરત જ મેં લંડનનાં એક બે નામીચાં છાપાં મંગાવીને, તેમાંથી પસંદ કરેલા લેખનું ગુજરાતીમાં રૂપાંતર કરવાની સૂચના ઉપતંત્રીઓને આપવા માંડી. તે લખાણ તૈયાર થયા પછી તેનાં સુયોગ્ય ભપકાદાર મથાળાં આપીને અમારા સાપ્તાહિકમાં મેં પ્રકટ કરવા માંડયાં. વળી, મુંબઈની સિનેમાની દુનિયાથી હું પરિચિત થયો હતો અને તેની કંઈ રસમય વાનગીઓ અઠવાડિક ક્રૉનિકલમાં હું દર અઠવાડિયે પીરસતો હતો. તેથી તેમાંથી કંઈક વાતો અને કંઈક છબીઓ પણ મારા પત્રમાં પ્રકટ કરવા માંડી. થોડાં

---

મોડા આવે તેમનું ધ્યાન ઘડિયાળના કાંટા તરફ દોરતો. કોઈ ઘરના મંદવાડ વગેરેનું બહાનું કાઢતા ત્યારે હું કહેતો: 'ગમે તે વ્યવસ્થા કરો પણ ઘડિયાળને ટકોરે આવવું જ જોઈએ.'

અઠવાડિયાંમાં જ પત્રની નકલો વધવા લાગી તેથી લોટવાલા ખુશ થઈને હજી વધારે જોર લગાવવા કહેવા લાગ્યા. તેથી આ નવા રાહ પર મેં આ અખબારનો ઘોડો પૂરપાટ દોડાવવા માંડ્યો.

આવું નવું સાહસ ખેડવામાં હું મસ્ત બન્યો હતો ત્યારે એક હરિજન મોટર હાંકનારો મને મળવા આવ્યો. ગુજરાતના એક નાનાં ગામડામાં ઊછરેલો આ ભાઈ બાળપણમાં ઘણાં અપમાન, તુંકારા અને જુલ્મ સહન કરીને મુંબઈ નાસી આવેલો. અહીં ગમે તે રીતે મોટર ચલાવતાં શીખીને કંઈક પગભર થયેલો. તેના જીવનની કહાણી વિગતવાર લખી આપવા કહ્યું જેથી તે મારા અઠવાડિકમાં હપ્તે હપ્તે છાપી શકાય. તેણે મારી સૂચના વધાવી લીધી ને તેની જીવનકથા મેં છાપવા માંડી તે લોટવાલાના આર્યસમાજી જીવને પણ ઘણી ગમી. જોતજોતામાં પત્રની નકલનો આંકડો ત્રણ હજાર પર પહોંચી ગયો.

'૨૭નું ચોમાસું ગુજરાતમાં ખતરનાક નીવડ્યું. અનેક જિલ્લામાં ભારે રેલ આવી અને કેટલાંય ગામડાં જળપ્રલયના ભારે સંકટમાં સપડાયાં. આ વિષે પહેલાં પહેલાં ટૂંકા સમાચાર અમારા પત્રમાં પ્રકટ થયા ત્યારથી જ તેના પર મીટ માંડીને મેં અમારા બધા ખબરપત્રીઓને રોજબરોજ બને તેટલા વિગતવાર સમાચાર મોકલવા ખાસ સૂચનાઓ આપી. તેમના અહેવાલ આવતા ગયા તેને બહલાવવાને સુયોગ્ય મથાળાં આપવા મારા મદદનીશોને ચીમકી આપી. અલબત્ત જેમ જેમ અનેક જિલ્લા જળબંબાકાર થતા ગયા તેમ મારા દિલમાં પણ ચચરાટ વધતો ગયો. વલ્લભભાઈ તે વખતે રેલ-સંકટનિવારણ માટે ચોપાસ ઘૂમતા હતા, તેમની પડખે પહોંચી જવાનું મન થયું. પણ આ ચાર દિવસનાં ચાંદરણા માટે કંઈ મુંબઈ છોડાય? એ વિચારથી ગમ ખાઈને પાછો મારી ખુરશી પર જ

ચીટકી રહ્યો અને મારા પત્રની મારફત જ ગુજરાતની બનતી સેવા કરવાનો નિશ્ચય કર્યો.[1]

દિવાળી આવી અને અમારો ખાસ અંક પણ પ્રકટ થયો. તેવામાં લોટવાલાએ પહેલાં ભાઈ છેલશંકર વ્યાસને અમારા અઠવાડિકને ખીલવવાને ખાસ રોકી લીધા. તે વખતે એ નવજુવાન તાજા વકીલ થયા હતા. તે અમારી ઉદ્દામ વિચારસરણીના હિમાયતી હતા એટલું જ નહિ પણ તેને ગંભીર લેખમાં રસિલી વાતોમાં અને સાહિત્યનાં ટીકા-ટિપ્પણમાં પણ તે સફળ રીતે ઉતારી શકતા. તેમના પછી થોડા માસમાં શ્રી ચતુર્ભુજ દોશી આ અઠવાડિકમાં જોડાયા. તેમણે 'શરસંધાન'ના મથાળાં નીચે કટાક્ષમય વાંચન-સામગ્રી પીરસવા માંડી. તેઓ થોડા વખતમાં સિનેમાની દુનિયાના પણ ભોમિયા થઈ ગયા. ત્યાંથી નવા તારક-તારિકાઓની, નવી ફિલ્મોનાં દિગ્દર્શનની અને બીજી રસિલી વાનગીઓ પીરસવા માંડી આ બે મિત્રોને થોડા જ માસમાં આ સાપ્તાહિકની બધી જવાબ-દારી સોંપવામાં આવી, તેથી મારો બોજો હળવો થયો. છતાં અંગ્રેજી પત્રોની રહસ્યમય કથાઓ અને સિનેમાની મારી ખાસ નોંધ તો તેમાં પ્રકટ થતાં જ ગયાં. પરિણામે આ પત્ર સારી રીતે સચિત્ર, વિવિધરંગી અને મનોરંજક થયું અને તેની નકલો પણ સપાટાબંધ વધી ગઈ.

છાપાના આ વારાફેરામાં મારી સિનેમાની લગની તો ચાલુ જ રહી. હવે અંગ્રેજી અને ગુજરાતી પત્રોમાં સિનેમાનાં નટ-નટી-ઓને, દિગ્દર્શકોને અને માલિકોને બિરદાવતો હતો તેથી ફિલ્મના

---

૧. આ વખતે શારદાએને ગુજરાતમાં રાહતકાર્યમાં ઝુકાવવા મને કાગળ લખેલો તેનો જવાબ મેં આપેલો તે પરિશિષ્ટ ૨ માં આપ્યો છે.

સ્ટુડીઓમાં મારી પ્રતિષ્ઠા વધી ગઈ. સાંજે ફિલ્મ કંપનીમાં જાઉં કે રાતે સિનેમામાં જાઉં ત્યારે બધા મને વધારે ભાવથી બોલાવતા. સર્વ પોતપોતાની છાપ મારા પર પાડવાને આતુર રહેતા. ત્યાં સુધીમાં તો હું દાદરથી ગ્રાંડ રોડ સુધીના બધા સ્ટુડીઓનો ભોમિયો થયો હતો, છતાં મારો વિશેષ પક્ષપાત તો રોયલ આર્ટ સ્ટુડીઓ પર રહેતો; કારણ કે ત્યાં જ મારા મિત્ર ભવનાની ફિલ્મ બનાવતા અને તેમની માનીતી તારિકા રૂબી માયર્સ—સુલોચના પણ ત્યાં જ કામ કરતી

ઘણા વખતથી આ જોડીના સહકારથી એક ચલચિત્રનું સર્જન કરવા હું તલસતો હતો, તેની ઘડી હવે આવી પહોંચી. કોણ જાણે કેમ સુલોચના જેવી ભભકદાર અને બાહોશ યુવતી તે વખતે મારી કલ્પનામાં એક નર્સ તરીકે જ દેખાવા લાગી. તેથી નર્સની મુખ્ય ભૂમિકાની આસપાસ મેં એક વાર્તા સપાટાબંધ તૈયાર કરી. દિગ્દર્શક ભવનાનીને તે ગમી ત્યારે તેમણે રોજ સવારે તેમની સાથે બેસી સિલવાર તેનું લખાણ તૈયાર કરવા મને સૂચવ્યું. આ બધી કસોટીમાંથી પસાર થઈને તેમની મદદથી મેં ફિલ્મ માટે લખાણ તૈયાર કર્યું. એટલે અલબત્ત મેં કંપનીના માલિક અરદેશર ઈરાની સાથે વાત કરી. ભવનાનીએ ભલામણ કરી એટલે તરત મારું વેતન નક્કી કરીને ફિલ્મની જરૂરી તૈયારીઓ કરવામાં આવી. રૂબીને પણ અમારી વાત ગમી. થોડા માસમાં ફિલ્મ પૂરી થઈ અને તે ઇમ્પિરિયલ સિનેમામાં બે અઠવાડિયાં ચાલી તેથી હું પાંચસો રૂપિયા કમાયો. આને તો પાશેરામાં પહેલી પૂણી ગણીને હજુ ઘણું વધારે કમાવાને તલસતો ગયો.

સન ૧૯૨૭ પૂરી થઈ ત્યારે વળી પરદેશના એક ફિલ્મી અખબારમાં હિન્દી ફિલ્મો વિષે નિયમિત એક સમાચારપત્ર લખી મોકલવાની તક મને સાંપડી. રાષ્ટ્રવાદી તરીકે ઇંગ્લાંડનો હું સખ્ત વિરોધી હતો. ને ત્યાં તો આપણી છીંકણી લે એમ નહોતું. પણ

તે વખતે યુરોપમાં બ્રિટિશ-વિરોધી—બલ્કે બધી શાહીવાદી-વિરોધી પ્રવૃત્તિઓનું કેન્દ્ર બર્લિન બન્યું હતું. ત્યાંની સરકાર પર ઇંગ્લાંડ-ફ્રાંસે મળીને છેલ્લી લડાઈને અંતે ભારે દેવું ઝીંક્યું તેથી ત્યાં તેમની વિરુદ્ધ પ્રબળ લાગણી જલતી. આ વાત ધ્યાનમાં લઈને બર્લિનના એક ફિલ્મી પત્રને મેં દેશી ફિલ્મો વિશે એક ખબરપત્ર મોકલ્યો. તેનો પ્રોત્સાહક જવાબ મળ્યો અને પછી થોડાં નાણાં પણ મળ્યાં. તેથી કેટલાય મહિના સુધી આ સંબંધ ચાલુ રહ્યો. અને એ જર્મન પત્ર મને મળતું ગયું તેમાં મારા લેખનું જર્મન ભાષાંતર જોઈને ઘણો ખુશ થતો અને મિત્રોને બતાવીને હું જરા મોટાઈ માણતો.

સન '૨૭ની નાતાલમાં દા. અન્સારીના પ્રમુખપણા નીચે કોંગ્રેસની જે બેઠક મદ્રાસમાં મળી તે જવાહરલાલ નેહરુના સંપૂર્ણ સ્વરાજના ઠરાવને લીધે ઐતિહાસિક બની ગઈ. પણ તેને ધ્યાનમાં લેતાં પહેલાં આ સાલમાં જુવાન જવાહરલાલ પર જે નવા સંસ્કાર પડ્યા તેની નોંધ લેવી જોઈએ.

આ વરસના આરંભમાં તેમનાં પત્નીની તબિયતના કારણે જવાહરલાલ યુરોપમાં હતા ત્યારે ફેબ્રુઆરીમાં પરાધીન દેશોના પ્રતિનિધિઓની બ્રસેલ્સમાં મળનારી પરિષદની તેમને ખબર પડી. તેમાં કોંગ્રેસ તરફથી હાજર રહેવાની પરવાનગી તેમણે પ્રમુખ પાસેથી માગી તે તેમને સહેલાઈથી મળી ગઈ. તે બેઠકમાં એશિયાના ચીન, અગ્નિ-એશિયા, આરબ વગેરે દેશના તેમજ આફ્રિકાના ઘણા હબસી દેશના પ્રતિનિધિઓ હાજર હતા. વળી, તેમાં યુરોપના કામદાર પક્ષના અને રશિયા વગેરે દેશના સામ્યવાદીઓ પણ હાજર હતા. ઇંગ્લાંડના કામદાર આગેવાન જયોર્જ લેન્સબરીના પ્રમુખપણા નીચે મળેલી આ

પરિષદે ‘સામ્રાજ્ય વિરોધી લીગ’ નામની એક કાયમની સંસ્થા રચી. તેમાં ચીનનાં માદામ સુન–યાત–સેન, ફ્રાંસના રોમાં રોલાં વગેરે અગ્રેસરો જવાહરલાલ સાથે સામેલ હતા. આ નવી સંસ્થાનું કેન્દ્ર બર્લિનમાં રાખવામાં આવ્યું. તે વરસમાં તેની ઘણી બેઠકોમાં જવાહરલાલના તેજીલા મગજ પર ઘણા ઊંડા ઉદ્દામ સંસ્કાર પડ્યા.

તેમણે પોતે જ આત્મકથામાં લખ્યું છે કે, આ સંસ્થામાં સામ્યવાદીઓનું સારું વર્ચસ્વ હતું અને મવાળ ઢોંગી સમાજવાદીઓ કરતાં તેમને પ્રમાણિક સામ્યવાદીઓ વધારે ગમ્યા હતા. વળી તે જ સાલની આખરમાં સાતમી નવેમ્બરના રશિયાના વાર્ષિક સ્થાપનાદિને તે તેમના પિતા મોતીલાલજી સાથે મોસ્કોની સફરે થોડા દિવસ માટે ગયા. ત્યાં જે કંઈ નવી દુનિયા જોઈ તેનાથી પણ તે ઠીક ઠીક પ્રભાવિત થયા. સ્વાભાવિક રીતે છેલ્લાં થોડાં વરસ કોંગ્રેસ છેક મવાળ બની જઈને જનતાથી વિખૂટી પડી ગઈ હતી, તેનું તેમના દિલમાં ઘણું દુઃખ હતું. તેથી નવી ભાવના અને આદર્શો સાથે દેશમાં પાછા ફરી કોંગ્રેસને ક્રાંતિને સાચે માર્ગે દોરવાને તે આતુર થયા.

સોવિયેતના મહોત્સવના બીજે જ દિવસે ભારતનું નવું રાજબંધારણ ઘડવાને સર જોન સાઇમનના પ્રમુખપણા નીચે માત્ર અંગ્રેજોના જ એક કમિશનની નિમણૂકના સમાચાર જવાહરલાલને મોસ્કોમાં મળ્યા. એટલે સપાટાબંધ વિલાયતનું પોતાનું કામ આટોપીને વખતસર કોંગ્રેસમાં હાજર રહેવાને તે આગબોટમાં ઊપડી ગયા.

ભારતની ધરતી પર જવાહરલાલે પગ મૂક્યો ત્યારે તો દેશભરમાં સાઇમન કમિશનના બહિષ્કારનો પ્રચંડ દાવાનળ સળગી ઊઠ્યો હતો. ધારાસભામાં સરકાર સાથે સહકારમાં લપસતા સ્વરાજવાદીઓ પણ ઓચિંતા થંભી ગયા. જુનવાણી મવાળો પણ બહિષ્કારની ઝુંબેશમાં સામેલ થયા. બીજી પાસ જવાહરલાલનું મગજ તો શાહીવાદ વિરોધી

લડતના યુરોપના તાજા સંસ્કારથી ગ્રસ્ત થયેલું જ હતું. બ્રસેલ્સમાં ને બર્લિનમાં પરરાજ્યને પૂરેપૂરો જાકારો આપીને જ સંપૂર્ણ સ્વતંત્રતા હાંસલ કરવાનો નિશ્ચય કરીને સ્વદેશ આવ્યા. તેથી દેશમાં સ્વરાજના સૂત્રની આસપાસ વરસોથી જે જાળાં બાઝયાં હતાં તે સાફ કરીને બીજા સ્વતંત્ર દેશના જેવું જ સંપૂર્ણ પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાનો નવો પેગામ આપવાનો તેમણે નિર્ણય કર્યો.

કૉંગ્રેસની બેઠકમાં ભાગ લેવાને જવાહરલાલ મદ્રાસ ગયા ત્યારે તે બેઠકના પ્રમુખ દા. અન્સારીએ અને બીજા આગેવાનોએ તેમનું ભાવભીનું સ્વાગત કર્યું. દા. અન્સારી સાથે નેહરુ કુટુંબને જૂનો સામાજિક અને રાજકીય સંબંધ હતો. વળી જવાહરલાલ યુરોપમાં કૉંગ્રેસના પ્રતિનિધિ તરીકે બ્રસેલ્સની પરિષદમાં ભાગ લઈને આવ્યા હતા. તેથી તે પરિષદના કાયમી સંગઠનને અને તેની લડતને ટેકો આપવાના, તેમજ શાહીવાદીઓને રોજ પાછા ધકેલતા ચીનની આઝાદીની લડતને ટેકો આપવાના જે ઠરાવ તેમણે કૉંગ્રેસની મધ્યસ્થ કમિટી આગળ રજૂ કર્યા તે સહેલાઈથી પસાર કરવામાં આવ્યા. વળી, યુરોપની નવી પ્રેરણાથી જવાહરલાલે સંપૂર્ણ સ્વરાજ હાંસલ કરવાનો જે સ્પષ્ટ ઠરાવ રજૂ કર્યો તેને પણ વધાવી લેવામાં આવ્યો. તે વખતે મોતીલાલજી યુરોપમાં હતા અને ગાંધીજી મદ્રાસમાં હતા છતાં કૉંગ્રેસની બેઠકમાં હાજર રહ્યા નહોતા. તેથી જવાહરલાલનો ઘોડો પૂરપાટ વીનમાં દોડી ગયો.

છતાં કૉંગ્રેસના જૂના મુત્સદ્દીઓ પોતાનું પોત પ્રગટ કર્યા વિના રહ્યા નહિ. તેમણે સાઇમન કમિશનના બહિષ્કારને અસરકારક બનાવવાને બધા ધારાસભ્યોને, પોતાની બેઠક સંભાળવાની કાળજી રાખીને, ધારાસભાનો બનતો બહિષ્કાર કરવાનો આદેશ પણ આપ્યો. પણ સાઇમન કમિશન દેશનું બંધારણ ઘડવા આવે ત્યારે કૉંગ્રેસને પણ પોતાને મનગમતું બંધારણ ઘડ્યા સિવાય કેમ ચાલે? તેથી સંપૂર્ણ

સ્વરાજનો ઠરાવ કર્યા પછી કૉંગ્રેસે સ્વરાજનું અર્થસાધક બંધારણ ઘડવાને એક કમિટી નીમી એટલું જ નહિ પણ બીજા મવાળ પક્ષો કે કોમી સંસ્થાઓ તરફથી પણ આવાં બંધારણ ઘડવાને જે કમિટીઓ નીમવામાં આવે તેની સાથે સહકાર સાધીને સર્વસંમત બંધારણ ઘડવાનો આદેશ તેને આપવામાં આવ્યો.

જવાહરલાલને આ ઠરાવ જરાયે ગમ્યો નહિ. તે સમજી ગયા કે મવાળ અને કોમી સંસ્થાઓ સાથે મળીને બંધારણ ઘડતાં કોમી ઝઘડાનો નિકાલ કરવો પડશે અને બ્રિટિશ સામ્રાજ્યની મર્યાદા સ્વીકારીને બંધારણ ઘડવું પડશે. તેથી જ્યારે કોઈ મિત્રોએ પ્રજાસત્તાક પરિષદનું પ્રમુખસ્થાન લેવાની તેમને વિનંતિ કરી ત્યારે તે તરત સ્વીકારીને તેમણે પોતાના દિલની વરાળ કાઢી. તેમણે સાફ કહ્યું કે, અસહકારની લડત પતી ગયા પછી કૉંગ્રેસ મધ્યવર્ગના બાબુઓના રાજકારણમાં સરી ગઈ છે અને તેણે જનતાનો સંપર્ક ગુમાવ્યો છે. તેથી દેશમાંથી અંગ્રેજોને હઠાવવાને દેશને પ્રજાસત્તાક રાજ્ય માટે લડવાની તાલીમ આપવાને નવી પરિષદની જરૂર છે. કમનસીબે આ પરિષદ પહેલી ભરાઈ તેવી જ તે પૂરી થઈ ગઈ. ને ડૉ. અન્સારીએ કૉંગ્રેસના મહામંત્રીપદ માટે જવાહરલાલનું નામ સૂચવ્યું ત્યારે તેમનાથી ના કહેવાઈ નહિ. તેથી સ્વરાજનું ઢીલુંપોચું બંધારણ ઘડવાની જવાબદારી તેમને માથે પડી.

જવાહરલાલજીનો આ આખાયે વરસની નવી કામગીરીનો બહુ સારી છાપ અમારી દુનિયામાં પડી. વરસના આરંભમાં બ્રસેલ્સમાં શાહીવાદ વિરોધી લડતનો જન્મ થયો ત્યારથી તેને અમે ઘણા જ આનંદોત્સાહથી વધાવી લીધી. સાઇમન કમિશનની નિમણૂકથી દેશના રાજકારણમાં નવો ચમકારો થયો. તેને અમે પૂરી તાકાતથી બિરદાવ્યો. પછી જ્યારે જવાહરલાલે રજૂ કરેલો સંપૂર્ણ સ્વરાજનો ઠરાવ કૉંગ્રેસમાં પસાર

થયો ત્યારે અમે તેમને દેશના તેજસ્વી સૂત્રધાર તરીકે નવાજ્યા. ગાંધીજી અને મોતીલાલજીની સખત ટીકા કરવાની અમારી નીતિ તો ચાલુ જ રહી. પણ દેશના નભોમંડળમાં નવા ઓર તેજથી ચમકતા જવાહરલાલ બીજા બધા તારલાને ઝાંખા પાડીને દેશને નવો પ્રકાશ આપશે એવી શ્રદ્ધા અમે પ્રકટ કરી.

'૨૭ની આખરથી દેશના રાજકારણમાં જે નવી ગરમી જામવા માંડી હતી તે '૨૮ના આરંભથી અનેક રૂપે વધતી ગઈ. ત્રીજી ફેબ્રુઆરીના દિને સાઇમન કમિશનના સભ્યો મુંબઈ બંદરે ઊતર્યા ત્યારે તેના વિરોધમાં દેશભરમાં હડતાળ પડી. મુંબઈમાં તો અંગ્રેજ સરકારે પોતાની પ્રતિષ્ઠા જાળવવાને હડતાળ તોડવાને પોલીસની ભારે સેના ચોપાસ ઉતારી. તેથી તેની અને જનતા વચ્ચે ઘણે ઠેકાણે ઘમસાણ મચ્યું. કમિશનના સભ્યો સીધા દિલ્હી પહોંચ્યા ત્યારે વડી ધારાસભાના સર્વ વિરોધ પક્ષોએ ભેગા થઈને કમિશનનો સંપૂર્ણ બહિષ્કાર કરવાનો ઠરાવ વધુમતીથી પસાર કર્યો.

વળી આ અરસામાં જ જમશેદપુરના ટાટાના પોલાદના કારખાનાના અને પૂર્વ–દક્ષિણની રેલવેના કામદારોએ હડતાળ પાડી. તેમાં સરકારને સામ્યવાદી ચળવળની ગંધ આવી. મુંબઈની તમામ મિલના કામદારોએ ડાંગેના ગીરણી કામદાર યુનિયનની આગેવાની નીચે એપ્રિલથી ઑક્ટોબર સુધી જંગી હડતાળ ચાલુ રાખીને દેશભરમાં એક નવો વિક્રમ નોંધાવ્યો. છેવટે કામદારોની માગણીઓની તપાસ કરી નિકાલ કરવાને ફોસેટ કમિટી નીમવામાં આવી પણ તે પહેલાં સરકારે મિલવિસ્તારમાં પોલીસની ભારે સેના ગોઠવીને કામદારો પર ભયંકર લાઠીમાર અને વિવિધ દમન ચલાવ્યું. કેટલીક વાર તો ચાલીઓમાં રહેલા કામદારોનો પીછો પકડી તેમના પર ને સ્ત્રી-બાળકો પર પણ કોરડા વીંઝાયા. આવા અત્યાચારના સમાચાર રોજ રોજ આવતા ગયા તેમ તેને અમે છાપામાં ચમકાવતા અને તંત્રી-

લેખમાં સરકારી દમનનીતિની સખત ટીકા કરતા. છેવટે જ્યારે સરકારને તપાસ-કમિટી નીમવાની ફરજ પડી ત્યારે અમે કામદારોના જ્વલંત વિજયને ગૌરવથી બિરદાવ્યો. [1]

ખૂબીની વાત થઈ કે, જવાહરલાલ યુરોપમાં સામ્યવાદના કંઈક રંગે રંગાઈને દેશમાં પધાર્યા અને કૉંગ્રેસની નીતિને તેમણે કંઈક નવો વળાંક આપ્યો. બીજે જ વરસે તેમના કંઈ પણ સંપર્ક વિનાના અનેક કારખાનાંના હજારો કામદારોએ જે હડતાળો ચલાવી તેમાં સામ્યવાદીઓની વધતી તાકાતનો પરચો દેખાયો.

'૨૮ના પૂર્વાર્ધમાં બે કૉલેજોમાં બિનરાજકીય વિષય પર ગુજરાતીમાં ભાષણ કરવાની તક મને મળી. એલ્ફિન્સ્ટન કૉલેજના જે હૉલમાં હું કાયદાના અભ્યાસી તરીકે અધ્યાપક જયકરનાં ભાષણ સાંભળવા જતો ત્યાં જ ભરચક ભરેલા ખંડમાં વિદ્યાર્થીઓ આગળ બોલવાની મને ઘણી મજા પડી. રાજકારણના કીડાને સામાજિક ક્રાંતિના વિષય પર બોલતાં આરંભમાં જરા અડવું લાગ્યું. પણ પછી ઓચિંતા જ સામાજિક પરિવર્તન માટે વિદ્યાર્થીઓને તૈયાર થવાનું એલાન આપતાં મારી જીભ ખૂલી ગઈ. સામાજિક સુધારા વિષે જરીપુરાણા આગેવાન વિદ્વાનોને તિલાંજલિ આપીને યુવાનો અને યુવતીઓને સમાજજીવનનો દોર પોતાના જ હાથમાં લેવાને મેં એલાન કર્યું : 'તમે બધાં વીસમા સદીના ઇતિહાસ–ભૂગોળ, અર્થશાસ્ત્ર, રાજકારણ, જ્ઞાન··

---

૧. આ હડતાળ માલિકોએ મજૂરીના દરમાં મૂકેલા કાપ સામે ૨૬મી એપ્રિલે શરૂ થઈ અને ૬ ઑકટોબરે પૂરી થઈ. તેથી કામદારોને પગાર પેટે ૫૦ લાખ રૂપિયાનું નુકસાન થયું અને ઉદ્યોગપતિઓને ૨૦ લાખ દિવસ જેટલા ઉત્પાદનનું નુકસાન થયું. તે સાલના કૉંગ્રેસના મંત્રીએ પણ માલિકો અને સરકારના દમન અને દબાણનો મુકાબલો કરીને અને છ મહિના સુધી ભૂખ વેઠીને પણ કામદારોએ આ હડતાળ ચલાવવામાં જે અદ્દભુત સંગઠન અને નિશ્ચયબળ દાખવ્યાં હતાં તેની તારીફ કરી છે.

વિજ્ઞાન શીખો છો તો શું તમે સમાજજીવનમાં ઓગણીસમી સદીની ભાવનાઓ મુજબ જીવશો? જો તમારા અંતરમાં નવો પ્રકાશ પ્રસર્યો છે અને નવી આઝાદી ભોગવો છો, તો તમારાં અંગત જીવનમાં તમે જૂની રૂઢિઓની બેડીઓને ક્યાં સુધી સહન કરશો? માટે હવે જન્મ–મરણના અને સગવડિયા લગ્નના જૂના રિવાજોને તજી, જરૂર પડે તો સામાજિક બંડ કરી જીવનમાં નવો ચીલો કાપશો તો જ તમારું ભણતર સાર્થક થયેલું ગણાશે.' આ વિષય ખીલવતાં મેં 'માતા–પિતાની આજ્ઞાની સામે બંડ કરીને પણ તમારી સ્વેચ્છા મુજબ પૂરો વિચાર કરીને તમારા જીવનસાથીને જ પસંદ કરવાનું' મેં કહ્યું, ત્યારે વિદ્યાર્થીઓએ મારા શબ્દોને તાળીઓના ગડગડાટથી વધાવી લીધા.

વિલ્સન કૉલેજમાં મેં બીજું ભાષણ કર્યું તેમાં મારા દિલમાં ઘણા વખતથી ઘર કરી બેઠેલી જીવનની નવી ભાવનાનો પરચો મેં આપ્યો. જીવનના દરેક ક્ષેત્રમાં જમાનાથી જામેલી આપણી રૂઢિઓનો અને ભાવનાનો સખત વિરોધ કર્યો: 'આપણા સ્વભાવમાં અને સંસ્કૃતિમાં લાગણી અને કલ્પનાનું પ્રાબલ્ય વધારે છે, બુદ્ધિ અને નિશ્ચયબળનું પ્રમાણ ઓછું છે. તેથી આપણે હિમાલય જેવા મોટા પહાડની જાત્રા અને પૂજા કરીએ છીએ, ત્યારે વિલાયતના લોકો તેની ઊંચાઈ, હવા, વનસ્પતિ વગેરેનું વૈજ્ઞાનિક પૃથક્કરણ કરે છે. આપણે મોટી વિરાટ નદીઓની પણ પ્રાર્થના કરીએ છીએ અને તેના તટ પર અસંખ્ય મંદિરો બાંધીએ છીએ ત્યારે પશ્ચિમના લોકો નદીઓનાં વહેણ તપાસી તેના બંધ બાંધી નહેરો કાઢે છે અને તેના પર હોડીઓ હંકારવાની હરીફાઈઓ કરે છે. આપણો મરચાં-મસાલા અને વઘારવાળો ખોરાક શરીરને શિથિલ અને આળસુ બનાવે છે ત્યારે નવા જગતના લોકો પૌષ્ટિક ભોજન લઈ તાજા થઈને સપાટાબંધ કામ ઉકેલે છે. આપણાં ધોતિયાં–પોતિયાં આપણી ગતિ અને સ્વભાવને ઢીલાં પાડે છે ત્યારે વિલાયતનો માણસ પાટલૂન કે ચડ્ડી પહેરીને હલનચલનમાં અને કામમાં ઝપાટો મારે છે. અરે! આપણું સંગીત

પણ મીઠું અને મધુરું હોવા છતાં ફરી ફરીને એક ને એક આલાપમાં ચાલે છે તેથી તેનો શ્રોતા સ્વપ્નસ્થ કે લાગણીવશ બને છે કે ઊંઘને આરે ઊભો રહે છે. ત્યારે વિલાયતનું ઝડઝપકવાળું સંગીત સાંભળતાં ઊંઘણશી જાગતો થઈ જાય છે અને બેઠો હોય તે ઊભો થઈને દોડવા માંડે છે.'

આમ આપણા અને વિલાયતના આચાર-વિચારની તેમ સાહિત્ય, તત્ત્વજ્ઞાન, રાજકારણ વગેરે અનેકવિધ જીવનવ્યવહારની સરખામણી કરતો ગયો.

આ વ્યાખ્યાનની નવીનતાથી ઘણાં ખુશ થયાં ને કોઈ નવાઈ પામ્યાં. છેવટે એક વિદ્યાર્થીએ તો પૂછ્યું પણ ખરું: 'તમે દરેક વિષયમાં પશ્ચિમના રીતરિવાજોને વખાણો છો તો આપણું કંઈ યે તત્ત્વ તમને સારું લાગે છે ખરું?' આ સવાલનો મેં ગમે તેમ જવાબ તો આપ્યો; પણ તે વખતે મેં મારા અંગત માનસમાં અને જીવનમાં હરેક રીતે જે ક્રાંતિ કરી હતી તેનાથી હું પૂરેપૂરો પ્રભાવિત થયો હતો. વળી, મેં તે દેશના સમાજજીવનનો બહિષ્કાર કર્યો હતો અને તેમાંથી મારી જાતને બહિષ્કૃત થયેલી લેખતો હતો. તેથી મેં તો વરસોથી જે પરિવર્તન કર્યું હતું અને જેને વિષે લેખમાળા પણ લખી હતી તેનો જ રણકતો પડઘો આ ભાષણમાં પાડીને હું ઘણો પ્રસન્ન થયો.

આ સાલમાં ફિલ્મી દુનિયામાં કંઈક આગેકૂચ કરવાનો નિર્ણય મારા મનમાં થતો ગયો. હું ફિલ્મો અને તેના સર્જકો વિષે લખતો, એક વાર્તાની ફિલ્મ ઉતારીને થોડા પૈસા પણ કમાયો, રોજ અનેક સ્ટુડીઓમાં ફિલ્મ ઊતરતી જોતો અને પછી સિનેમાના રૂપેરી પડદા

પર તે જોઈને તેનું મૂલ્યાંકન કરતો. આ બધાંયે કામમાં એવી કોઈ અસાધારણ પ્રતિભા કે રસવૃત્તિની જરૂર નહોતી કે જે મને કે મારા સાથીઓને સાંપડી ન શકે. આવો વિચાર કરતાં મને થયું કે, આ ઉદ્યોગ એકંદરે છેક પ્રાકૃત ભૂમિકા પર ચાલે છે અને તેને ઊંચી ભૂમિકા પર લઈ જવાની શક્તિ કે હોંશ કોઈ માલિકો અને દિગ્દર્શકોમાં નથી. દેશના સાહિત્ય અને ઇતિહાસમાં ઝળકતા અનેક શીનારાને—શકુંતલા અને નૂરજહાન, વનરાજ કે સિદ્ધરાજ જેવી અનેક વિભૂતિઓને રૂપેરી પડદા પર ચમકાવવાનું કામ હજી બાકી જ છે. તે કામ જો ચાલુ ધંધાદારીઓ ન કરે તો હું કેમ ન કરું ?

અલબત્ત હું પણ માત્ર ઉત્તમ ફિલ્મો ઉતારવાની ઉચ્ચ ભાવનાથી જ પ્રેરાયો નહોતો. હું પણ મહત્ત્વાકાંક્ષી હતો. વરસોથી ફિલ્મી ધંધા વડે સ્વાશ્રયી અને સમૃદ્ધ બનીને ભર્યાભાદર્યા જીવનના કંઈક શોખ પૂરા કરવા તલસતો હતો. હું પણ છેક નાની ઓરડીમાં રહેવાને બદલે નાના પણ મજાના બંગલામાં રહી તેમાં સાહિત્ય ને કલાની કંઈક સામગ્રી વસાવવા અને ક્વચિત્ દેશપરદેશનો પ્રવાસ કરવા ચાહતો હતો. હવે વર્તમાનપત્રો ચલાવીને આ મોજ-શોખ પૂરા કરવાનું અશક્ય લાગવાથી સિનેમાની દુનિયામાં જ નવું સાહસ કરવાનો મારો નિશ્ચય પાકો થયો.

હવે આ યોજનામાં મને કોહીનૂર ફિલ્મ કંપનીમાં કામ કરતા દિગ્દર્શક નારાયણ દીવારેનો સાથ સહેલાઈથી સાંપડ્યો. તેમનો સારો પરિચય થયા પછી ઉચ્ચ કોટિની ફિલ્મો તૈયાર કરવાને એક નવી ફિલ્મ કંપની કાઢવાની વાત તેમની સાથે કરી ત્યારે તેમણે તે પસંદ કરી. સાથે સાથે તેમના મોટાભાઈ ગજાનન દીવારે[1] ની સંમતિ મેળવવાની ઇચ્છા તેમણે પ્રકટ કરી. બન્ને દીવારે બંધુઓ જ્યારે

---

૧. ગજાનન દીવારે તે વખતે ગેંડાંઝ સ્ટ્રીટમાં આવેલા દીવારે સ્ટુડીઓમાં ઉત્તમ છબીઓ પાડવાનો ધંધો સારી રીતે ચલાવતા.

સંમત થયા ત્યારે તેમના કાયદાના સલાહકાર અને મારા વડીલ મિત્ર નગીનદાસ માસ્તરને[૧] પહેલેથી વાત કરી અમે ત્રણે મળવા ગયા. નગીનદાસને પણ કંઈ સારા ધંધામાં પૈસા રોકીને કંઈક કમાણી કરવાની હોંશ હતી. તેથી તેમણે અમારી સાથે બે-ચાર વાર કંપનીના બંધારણ અને કાર્યનીતિ વિષે ઘણી વિગતવાર ચર્ચાઓ કરી. પરિણામે છેવટે નક્કી થયું કે, 'ક્લાસિકલ પિક્ચર્સ કૉર્પોરેશન' નામની નવી કંપની રજિસ્ટર કરવી અને તેના આરંભ માટે જોઈતાં નાણાં નગીનદાસ રોકશે. પછી તો કોઈ ફિલ્મ તૈયાર કરવાની યોજના રજૂ થાય ત્યારે તે વિષે બધાં પાસાંનો વિચાર કરીને નિર્ણય લેવાનું નક્કી થયું. તરત જ આ કંપનીના નિયમો વગેરે ઘડીને અને છપાવીને રજિસ્ટ્રારને ત્યાં તેને નોંધાવવાનું કામ પૂરું કરવામાં આવ્યું. પછી અમે યોગ્ય વિષયને પસંદ કરી તે વિષે ફિલ્મ ઉતારવાની તજવીજમાં પડ્યા. દીવારેભાઈઓ અને નગીનભાઈ તો પોતપોતાના રોજિંદા કામમાં રચ્યાપચ્યા રહેતા તેથી હવે કંઈક મંગલાચરણ કરવાની જવાબદારી મારે માથે જ રહી. તે પાર પાડવાને હું યોજનાઓ ઘડવા લાગ્યો.

આ વરસમાં વળી પાછું મારું ઘર મેં બદલ્યું. ગ્રેટ વેસ્ટર્ન હોટેલના અગાશીવાળા ખંડમાંથી હું વોટ્સન હોટેલના બીજા માળ પર બે ખંડના આવાસમાં રહેવા ગયો. તેમાંથી એક ઑફિસના ઉપયોગમાં આવે અને બીજો સૂવા-બેસવાના કામમાં આવે. બાજુની એક ઑફિસમાં ટેલિફોન હતો તેથી વહેલી સવારે કે રાતે કોઈ મિત્રો કે ધંધાદારીઓનો સંબંધ સહેલાઈથી સધાતો. પણ થોડા જ વખતમાં મુંબઈમાં કોમી હુલ્લડ ફાટી નીકળ્યાં ત્યારે 'બેબી મોજ'માં કામ કરતા ભાઈ સાદીકને તેમના અસલ મકાનમાંથી ઓચિંતા નાસવું

---

૧. શ્રી નગીનદાસ માસ્તર સૉલિસિટરનો ધંધો કરતા. મારા મિત્ર શ્રી મનસુખલાલ માસ્તરનાં પત્ની શ્રી તારાબેનના તે મામા થાય. તેથી તેમની સાથે મારે વરસોથી સંબંધ હતો.

પડ્યું. તેમને એક ખંડ મેં ખુશાથી સોંપી દીધો. તેથી છેવટે પાછો હંમેશની માફક હું તો એક ખંડનો જ વાસી બની ગયો.

પહેલાંની માફક આ કાળમાં પણ માસ્તર કુટુંબ સાથે મારો પરિચય ગાઢ હતો. રોજ કે એક-બે દિવસને આંતરે હું તેમને ઘેર સાંતાક્રુઝ જઈ આહાર-વિહાર કરતો. હવે મારો નવો વાસ એલ્ફિન્સ્ટન કૉલેજની પાસે હોવાથી વખતોવખત કપિલાનાં નાનાં ભાઈભાંડુ મારે ત્યાં આરામ લેવા આવતાં અને તેમને માટે ખાવા-પીવાની વ્યવસ્થા થતી. ખાસ કરીને પરીક્ષાને વખતે તો તેમની સાથે તેમના કોઈ દોસ્તો આવતા તેથી મારો નાનો ખંડ ભરાઈ જતો અને તે બધાનું સ્વાગત અને સરભરા કરવામાં મને ઘણી મજા પડતી. આજ સુધી મારા વાસમાં કદી કોઈ ફરકતું નહિ તેને બદલે આટલા બધા મહેમાન મારે ત્યાં ફાવે ત્યારે ઊતરી પડતા તેથી મને અનેરો આનંદ થતો. મારી ગેરહાજરીમાં મારો જૂનો નોકર જેકબ તેમની પૂરી આગતા-સ્વાગતા કરતો. કેટલીય વાર બહોળા મિત્રમંડળની મજાક-મશ્કરી અને કોલાહલથી મારો આવાસ ગાજી ઊઠતો.

આગલા વરસમાં કપિલા સાથે જે સંબંધ જામ્યો હતો તે હવે વધારે પાકો થતો ગયો. આગલા કાળમાં હું સાંતાક્રુઝ જતો ત્યારે એનું દર્શન થતું. પણ હવે તો મારો નવો આવાસ બધી રીતે સગવડ ભરેલો હોવાથી તેણે અપનાવી લીધો. પહેલેથી ખબર આપીને કે આપ્યા વિના તે એકલી કે તેના પરિવાર સાથે પાછલા પહોરે મારે ઘેર આવી પહોંચતી ત્યારે ઘણીવાર અમારો વાર્તાવિહાર ઠીક ચાલતો. હવે ફિલ્મના કામમાં હું વધારે રોકાતો ગયો ને સાંતાક્રુઝ ઓછું જઈ શકતો. તેથી તેની સાચી મમતાભરી મુલાકાતથી મારા દિલમાં ઘણી ટાઢક વળતી.

આ મકાનમાં મારા કલાકાર મિત્ર જગમોહન મિસ્ત્રી એક બાજુ પર ટેબલ પર બેસીને તેમનું ધંધાદારી કલાકૃતિઓ દોરવાનું

કામ કરતા. અમારા બંનેની છાપાંના અને ફિલ્મી દુનિયાના સંપર્કને લીધે ઓળખાણ થઈ ને પછી સંબંધ વધ્યો. મારો ખંડ તેઓ મિત્ર તરીકે જ વાપરતા. મારે કંઈ કામ માટે કંઈ ઠઠ્ઠાચિત્ર કે આકૃતિ દોરવાની હોય તો તે કામ તે પૂરી કાળજીથી કરી આપતા અને કોઈ કંપનીમાં તેમના જોગું કંઈ કામ હોય તો તે માટે તેમની ભલામણ કરતો.

કંઈ સંયોગને લીધે ટાટા કંપનીની ઑફિસમાં તેના એક અધિકારી જાલ નવરોજીને મારે મળવાનું થયું. ત્યારે તેમણે મને છાપાંની અને સિનેમાની દુનિયાના અનુભવી માણસ ગણીને ઓચિંતું પૂછ્યું: 'તમે અમારા કોઈ માલની સચોટ જાહેરખબર કરવા માટે કંઈ સરસ કાલ્પનિક કલાકૃતિ દોરાવી આપો ખરા?' હસીને મેં જવાબ આપ્યો: 'આવું કંઈ કામ કરતો તો નથી પણ તમારા માલની વાત કરો તો હું તમને સંતોષવાને જરૂર કોશિશ કરીશ.' પછી તેમણે ટાટાના કોકોજમ તેલની સમજૂત આપી. એટલે તેની જાહેરખબર માટે કંઈક આકૃતિ, લખાણ સાથે મોકલી આપવાનું કહીને હું રસ્તે પડ્યો.

પછી કોકોજમની જાહેરાત માટે બે-ચાર કલ્પનાઓ મનમાં તૈયાર કરીને મેં જગમોહનને સમજાવી. તરત તેને આકાર આપવા અને તેમાં શબ્દો લખવા તે બેસી ગયા. થોડા દિવસમાં મેં કોકોજમ વિષે જાહેરખબરના ત્રણ-ચાર નમૂના નવરોજીને મોકલી આપ્યા. તે પેટે મને જે રકમ મળી તે અમે અડધે ભાગે વહેંચી લીધી. પછી મારી ફિલ્મોની જાહેરાત માટે ને રાજકીય પ્રચાર માટે મગજ ઘણું દોડાવ્યું છે. પણ કોઈ માલના વેપારી પ્રચાર માટે કદી કંઈ જ કર્યું નથી.

## ૮ : પાવાગઢનું પતન

**નગીનભાઈ** અને દીવારે બંધુઓ સાથે મળીને નવી ફિલ્મ કંપની વિધિસર સરકારી દફતરે નોંધાઈ એટલે તરત જ 'પાવાગઢનું પતન'ની જે ફિલ્મી વાર્તા મેં તૈયાર કરી હતી તેને જ કચકડામાં મઢવાનો નિશ્ચય કર્યો. આ માટે તરત જ એક સ્ટુડીઓ ભાડે લઈને કામ શરૂ કરવાની મારી યોજના કંપનીના સાથીઓ આગળ મેં રજૂ કરી ત્યારે તેમણે કહ્યું: 'તમે તમારી જવાબદારી પર ફિલ્મ બનાવો અને અમને તે પસંદ પડશે તો અમે કંપની તરફથી અપનાવીશું અને નહિ તો તમે તમારે જોખમે તેનો ધંધો કરવાને મુખત્યાર રહેશો.' આ વાત કબૂલ કરીને હું ફિલ્મી દુનિયામાં મારો ઘોડો પવનવેગે દોડાવવાને તૈયાર થયો.

ત્યાં સુધીમાં આ ફિલ્મની આખી યોજના મેં લગભગ ઘડી કાઢી હતી. મારો જૂનો મિત્ર નાગેન્દ્ર મઝમુંદાર વડોદરાનો વતની અને પાવાગઢનો ભોમિયો હતો. તેણે શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈના મુંબઈની રંગભૂમિ પર ભજવાયેલ 'શંકિત હૃદય' નાટકમાં સરસ કામ કર્યું હતું. તે કેટલાક વખતથી જુદી જુદી કંપનીઓમાં દિગ્દર્શકનું કંઈક કામ કરતો હતો. તેની સાથે વાત કરતાં પાવાગઢની ફિલ્મ ઉતારવાની તેણે હામ બીડી. વળી, મુંબઈના સ્ટુડીઓની બહારના નવા કોઈ ભાવનાશાળી જુવાનોને આ ફિલ્મમાં ચમકાવવાની તેણે

વાત કરી તે મને બહુ ગમી ગઈ. તેનાં મોટાં વિધવા બહેન કીર્તિદા-બહેનને ઘેર, તેની ભાણીના સંગીતની મજા માણતાં અમે શારદા કંપનીની સામે વજીર હાજીનો લગભગ ખાલી પડેલો સ્ટુડીઓ ભાડે લઈને કામ તુરત શરૂ કરવાનો નિર્ણય કર્યો. નાગેન્દ્ર નવા યુવાનોની શોધમાં વડોદરે ગયો ત્યારે મેં સ્ટુડીઓ ભાડે લેવાની તજવીજ કરવા માંડી.

આ સ્ટુડીઓના શેઠ વજીર હાજી ઘણા ગમતી સ્વભાવના શ્રીમંત હતા. તેમણે મોટે ભાગે તો પોતાના મનોરંજન માટે જ આ સ્ટુડીઓ વસાવ્યો હતો. તેમની પાસે કેટલાક સારા કલાકારો હતા અને ઐતિહાસિક ફિલ્મ માટે કામમાં આવે તેવાં કપડાં પણ હતાં. જુદા જુદા સિન માટે કામમાં આવે તેવાં લાકડાનાં રંગબેરંગી ખોખાં પણ તૈયાર હતાં. વળી, શારદા કંપનીના ભોગીભાઈ અને નાનુભાઈ સાથે મારે સારી બરવટ હતી તેથી ત્યાંથી જરૂર પડે તે સામગ્રી વપરાશ માટે સહેલાઈથી મળી શકે. ફિલ્મ અને છબીઓ પાડવાને કૅમેરા પણ ત્યાં હતા. તેમના સ્ટુડીઓના મકાનની બહાર ચોગાન કંઈક નાનું હતું. પણ પાવાગઢની ફિલ્મનાં દૃશ્યો તો મોટે ભાગે પાવાગઢમાં અને વડોદરમાં જ કૅમેરામાં ઝડપી લેવાનાં હતાં. તેથી બધો વિચાર કરીને શેઠની સાથે તેમના સ્ટુડીઓ અને ચાલુ સાધનસામગ્રી પહેલી ફિલ્મ તૈયાર થતાં સુધી ભાડે લેવાની વાત મેં કરી. તેમનું પોતાનું કામ તો જેમ તેમ રગડદગડ ચાલતું હતું તેથી કંઈક રોકડ રકમ મળે તે લેવા ખુશી હતા. ભાડાની રકમ પણ પ્રમાણમાં હળવી જ નક્કી થઈ. આમ આ સોદો પતાવીને કામ શરૂ કરવા હું તૈયાર થયો.

નાગેન્દ્ર વડોદરેથી બે ભાઈઓને બધું નક્કી કરીને સાથે જ લઈ આવ્યો. ભાઈ નરહરિ વડોદરાનો જુવાન ભાવનાશાળી વ્યાયામ-વીર હતો અને તે મુખ્ય નાયકની ભૂમિકાને શોભાવે એવો હતો.

પતાઈ રાવળનો પાઠ ભજવવાને છ ફૂટ ઊંચા કદાવર ઝવેરભાઈ કૈઝર તૈયાર થયા. બાકી તો નાગેન્દ્રે સ્ટુડીઓમાં આવીને મહંમદ બેગડા માટે સ્ટુડીઓના જ એક કદાવર કલાકાર દાદા આઠવલેને પસંદ કર્યા. કાળીમાતાનો પાઠ ભજવવા માટે એક પંજાબી નટી સાથે તેણે નક્કી કર્યું. અને બીજા સરદાર, સિપાઈઓ, સાહેલીઓ વગેરે માટે તો જોઈતા માણસો સ્ટુડીઓમાંથી સહેલાઈથી પસંદ કરી લીધા.

આ ફિલ્મ માટે નાયક નરહરિ સાથે કામ કરવાને મુખ્ય નાયિકા શોધવામાં મને વધારે તકલીફ પડી. હું કોટની ખ્રિસ્તી અને એંગ્લો-ઇન્ડિયન સમાજનો કંઈક ભોમિયો હતો. તેમાં તપાસ કરતાં હું મિસિસ વુડ્ઝ નામની એક આધેડ વયની બાઈને મળ્યો અને તેની દીકરીને આ ફિલ્મ માટે રોકવાની માગણી કરી. એ યુવતી જરા શામળી, જાડી અને ફિલ્મની બિનઅનુભવી હોવાથી શરમાતી હતી. ઊંચાઈમાં અમારા નાયક નરહરિના જેવી જ ગટ્ટી હતી તેથી એ જોડલી શોભે એમ લાગ્યું. એનું કામ બહુ ભારે પણ નહોતું. પણ તેને વડોદરા અને પાવાગઢ જવાનું હતું તેથી તેના મહેનતાણાની થોડી રકઝક મારી સાથે થઈ. છેવટે બધું નક્કી થયું એટલે નવા સ્ટુડીઓમાં પાવાગઢની ફિલ્મ માટે મુહૂર્તની ફિલ્મ ઉતારી અને છબીઓ લેવાઈ. ચોમાસું માથે આવતું હતું તેથી થોડા સિન પતાવીને અમે એકદમ વડોદરે થઈ પાવાગઢ જવાનો કાર્યક્રમ નક્કી કર્યો.

નાગેન્દ્ર વડોદરાનો ભોમિયો હતો તેથી ત્યાં આખી કંપનીને રહેવાની ગોઠવણ સહેલાઈથી થઈ ગઈ. ખુલ્લાં મેદાનો અને બગીચામાં થોડા જુગતા સિનની ફિલ્મ ઉતારીને અમે ઝપાટાબંધ ચાંપાનેર રોડ સ્ટેશને થઈ ચાંપાનેરની તળેટી પર પહોંચી ગયા અને ત્યાં એક ધર્મશાળામાં મુકામ કર્યો. ત્યાં એક મોટી મસીદમાં થોડા સિન લીધા. વળી પતાઈ રાવળ અને મહંમદ બેગડાના થોડા સુભટો વચ્ચે થોડી

ઝપાઝપી પણ ખેલીને તેને કચકડામાં ઉતારી. ત્યાંથી અમે પાવાગઢ પર બધાંની સાથે ચડ્યા. માંચી પર ટૂંકો મુકામ કરી થોડા સિન લીધા. પછી અમે છેક ઉપરના દૂધીઆ તળાવ પર આખો દિવસ મુકામ કર્યો. કમનસીબે તે દિવસે આકાશ ઘનઘોર વાદળથી છવાઇ ગયું. તેથી કેમેરાનું કામ મુશ્કેલ બન્યું. છતાં અમે તો તળાવની આસપાસ ખુલ્લાં મેદાન પર થોડું કામ પતાવીને પતાઈ રાવળ, મહં-મદ બેગડો અને દેવીને બધાંયે પગથિયા ચઢાવીને છેક માતાના મંદિરે પહોંચાડ્યાં. ત્યાં છેક ટોચે અને પછી પગથિયાં ઊતરતાં ઘણા મહત્ત્વના સિન લઇને અમે સાંજે પાછા ચાંપાનેરની ધર્મશાળામાં પહોંચી ગયા, અને ત્યાં રાત ગાળીને બીજે દિવસે બધા મુંબઈની ગાડીમાં ચઢી ગયા.

આ પ્રવાસ દરમ્યાન એક રમૂજી બનાવ બની ગયો. ચાંપાનેરમાં સામસામી ઝપાઝપી કરતાં એક નાદાન નટે દાદા આઠવલેને ઇરાદા-પૂર્વક કે અકસ્માતથી જરા સખત વગાડ્યું હતું. તેથી તેમણે એક ખોટો સિન ઉપજાવીને ફરી લડાઈ ખેલી અને તેમાં પેલા મારકણા નટને એવો મેથીપાક આપ્યો કે જેથી ફરી ફિલ્મના કામમાં આકરા પ્રહાર કરવાની ખો જ ભુલી ગયો. સાંજે જ્યારે બધા જમીને ગપ્પાં મારતા હતા ત્યારે આ સિનનો ભેદ સમજીને બધા પેટ ભરીને હસ્યા.

મુંબઇમાં મહિનામાસમાં ફિલ્મના બધા સિન પૂરા થયા પછી તેને સળંગ જોડીને તૈયાર કરવાનું કામ અમે શારદા કંપનીમાં પતાવ્યું. તેના સંચાલક નાનુભાઈ આ કામના એક્કા હતા તેથી તેમાં તેમણે પૂરી મમતાથી સંગીન મદદ કરી. પછી એ ફિલ્મના માટે મથાળાં તૈયાર કરીને તેને છાપીને જોડવામાં આવ્યાં. પૂરી ફિલ્મ તૈયાર થઈ ત્યારે અમે બધાએ તે હોંસે હોંસે જોઈ ને ખુશી થયા. માત્ર પાવાગઢના ઘણા જ મહત્ત્વના સિન છેક ઝાંખા પડ્યા હતા તેનો અમને વસવસો રહ્યો.

અમારી સમજૂત પ્રમાણે આ આખી ફિલ્મ દીવારે ભાઈઓને

બતાવવામાં આવી. તેમણે પેલા ઝાંખા સિન નાપસંદ કર્યા અને તેથી અમારી કંપની તરફથી તે ખરીદવાનો ઇન્કાર કર્યો. આમ તેની આર્થિક જવાબદારી ઉઠાવવાને હું તૈયાર થયો. પણ તે વિષે બીજો વિચાર કરતાં સન્મિત્ર નાનુભાઈએ પણ છેક ઝાંખા પડેલા સિન થોડો ખર્ચ કરીને પણ ફરી લઈ આવવાની સલાહ આપી. તરત હું જરૂરી કલાકારોને લઈને પાવાગઢની ટોચે પહોંચ્યો, ઝાંખા સિન ફરીથી ઉજમાળા પ્રકાશમાં લીધા અને થોડા દિવસમાં જ બધું કામ પતાવીને અમે પાછા મુંબઈ આવી ગયા. તરત નાનુભાઈએ નવા સિનથી ખુશ થઈને ફિલ્મમાં જોડી દીધા. એટલે પછી તેમની જ ભલામણથી શારદા ફિલ્મ કંપનીને કાયમ નાણાં ધીરનાર મયાશંકરભાઈ પાસે હું પહોંચી ગયો. હવે શારદા ફિલ્મ કંપનીમાં આખી ફિલ્મ તૈયાર થઈ અને કંપનીના સંચાલકોએ મિત્રભાવે મારી ભલામણ કરી. તેથી તેઓ જરાયે આનાકાની કર્યા વિના હમેશના રિવાજ મુજબ છ ટકાના વ્યાજે અને ફિલ્મની બધી વ્યવસ્થા હાથમાં લઈ તેના ભાડાના દશ ટકા લેવાની શરતે, જરૂરી રકમ ધીરવા તૈયાર થયા. તેમનાં નાણાંથી તાકીદનું દેવું ચૂકવીને ઇમ્પિરિયલ સિનેમામાં આ ફિલ્મ ચલાવવાની તૈયારી મેં કરવા માંડી.

સિનેમા પર મૂકવાનાં નાનાં-મોટાં પોસ્ટર શારદા કંપનીના કલાકારો પાસે જ ચીતરાવ્યાં. નાનાં પોસ્ટર લીથો કંપનીમાં છપાવીને મુંબઈમાં ચોડાવ્યાં અને બહારગામ પણ મોકલાવ્યાં. સિનેમામાં બતાવવાની તારીખ નક્કી થતાં અખબારોમાં જાહેરખબર છપાવી અને કંઈક પ્રશંસાની નોંધ પણ પ્રકટ કરી. આ બધો વખત હું હિન્દુસ્તાનનો તંત્રી હતો તેથી તેમાં તો વધારેમાં વધારે આ ફિલ્મને ઝળકાવી.

સિનેમામાં ફિલ્મ રજૂ થઈ ત્યારે મારા આનંદનો પાર ન રહ્યો. તેમાં 'ઇન્દુલાલ યાજ્ઞિક રજૂ કરે છે' આ શબ્દોથી તેનું મંગલાચરણ

થતું જોઈને મારું દિલ નાચી ઊઠયું. પછી ફિલ્મમાં ચાંપાનેરમાં ગોરીઓ ગરબામાં ઘૂમતાં ગાય છે:

‘ મા પાવા રે ગઢથી ઊતર્યાં, મહાકાળી રે...
વસાવ્યું ચાંપાનેર, પાવાવાળી રે...’

એ શબ્દો ફિલ્મના તખ્તા પર દેખાયા ત્યારે આખો શ્રોતાગણ એ ટૂંક બુલંદ અવાજે ગાવા લાગ્યો. તરત પતાઈ રાવળ ઓચિંતો ગરબો રોકીને દેવીનો હાથ પકડે છે અને દેવી તેને શાપ દે છે એ દશ્યની પણ મારા પર ઘેરી ઊંડી અસર થઈ. પછીથી પાવાગઢ પર માતાજીના મંદિરના શિખર પાસે અને પગથિયાં પર જે દશ્ય ઝડપાયાં હતાં તેની સરસ છાપ ઊઠેલી જોઈને હું ઘણો ખુશી થયો. છેવટે નાયક અને નાયિકાના લગ્ન પર દેવી આશીર્વાદ વરસાવે છે. ત્યારે મારી પહેલી ફિલ્મ એકંદરે સફળ થયેલી જોઈને મારી છાતી ગજ ગજ ફૂલવા લાગી.

થોડા જ દિવસમાં રંગમાં ભંગ પડ્યો. પછીના રવિવારે મોડી રાતે મને ટેલિફોન પર ખબર પડી કે, મહંમદ બાદશાહને કેળું ખાતો અને હિન્દુ દેવી આગળ ઝૂકીને, તેના આશીર્વાદ લેતો દેખાડ્યો છે તેથી સિનેમામાં થોડું ધાંધલ થયું હતું. બીજે જ દિવસે જે સિનનો વિરોધ થયો હતો તે કાપી નાખ્યા એટલે ફિલ્મ બે અઠવાડિયાં સુધી સારી રીતે ચાલી અને ત્યાં સુધીમાં બહારગામના સિનેમામાં તે ચલાવવાની તારીખો નક્કી થવા લાગી.

આ ફિલ્મ સિનેમામાં ચાલતી હતી તે દરમ્યાન કંઈ બિલ ચૂકવવાને મને વધારે પૈસાની તાકીદની જરૂર પડી. તે મયાશંકરભાઈ પાસેથી મળે એમ નહોતું. તેથી હું નગીનભાઈને મળવા ગયો. તેમણે પણ ફિલ્મની સફળતાના સમાચાર સાંભળ્યા હતા. તેથી તેમણે મારી વિનંતિ તરત માન્ય કરીને રૂા. ૨૦૦૦ કાઢી આપ્યા. પછી તો

નિશ્ચિંત થઈને હું ઈમ્પિરિયલ સિનેમા પર ફિલ્મ ચાલતી હતી ત્યાં જરા માથું ઊંચું રાખીને ફિલ્મોના દિગ્દર્શકોને મળતો અને બધાનાં અભિનંદન સ્વીકારતો. પછી ઘણા આનંદોત્સાહથી આ ફિલ્મ જોવાને કપિલાને અને તેનાં ભાંડુંઓને તેમ જ નગીનભાઈને સહકુટુંબ સિનેમા પર લઈ ગયો. અખબારી આલમમાં અને અમારા કાર્યાલયમાં પણ મારા પર અભિનંદનનો વરસાદ વરસ્યો તેથી હું ઘણો જ ખુશી થયો.

આ સાલની કૉંગ્રેસના રાજરંગ વિષે ચર્ચા કરતાં પહેલાં આ વર્ષના આરંભમાં જ દેશભરમાં ગાજેલા બારડોલીના ખેડૂતોના સત્યાગ્રહની નોંધ લેવી જોઈએ. મહેસૂલી તંત્રના કાયદા મુજબ સરકારે ખેડૂતોના જમીન-મહેસૂલમાં આપખુદ વધારો કરવાના હુકમ કર્યા ત્યારે તેમના આગેવાનો સરકાર સામે લડવા સારુ ગાંધીજી પાસે દોરવણી માગવા ગયા. તરત જ તેમણે વલ્લભભાઈને ઘટિત કરવાને આદેશ આપ્યો ત્યારે સરદાર ત્યાં રવાના થયા. તેમણે પૂરી તપાસ કરીને સરકારને મહેસૂલનો વધારો રદ કરવાની વિનંતિ કરી. સરકારે તે નામંજૂર કરી તેથી સરદારની આગેવાની નીચે બારડોલી તાલુકાના રણશૂરા ખેડૂતોએ ના-કરની સત્યાગ્રહની લડત શરૂ કરી. ત્યારથી સરકારી દળ અને ખેડૂતો ને તેમનાં કુટુંબીઓ વચ્ચે જે અહિંસક છતાં હિંમતભરી લડત મહિનાઓ સુધી ચાલી તેના રોજિંદા અવનવા કિસ્સાને આખા દેશનાં અખબારોએ તેમજ મારા પત્રે સારી રીતે ચમકાવ્યા, અને આવી નમૂનેદાર લડત ચલાવવા માટે ઘણાંખરાં પત્રોએ બારડોલીના ખેડૂતો પર પ્રશંસાનાં પુષ્પો વર્ષાવ્યાં.

આ લડત ચાલતી હતી તે દરમ્યાન ખેડૂતોની માગણીની કાયદેસર તપાસ કરવાને શ્રી કનૈયાલાલ મુન્શીના પ્રમુખપણા નીચે એક કમિટી નીમાઈ. તે કમિટીએ ખેડૂતોની તરફેણમાં ચુકાદો આપ્યો તેથી સરકારની આંખ ઊઘડી નહિ. આખા ગુજરાતમાં ને મુંબઈમાં

'બારડોલી દિન' ઉજવવામાં આવ્યો અને સરકારની અવળચંડાઈની સખત ઝાટકણી આખા દેશમાં કાઢવામાં આવી તેથી પણ સરકારને સાન આવી નહિ. છેવટે જ્યારે ગુંડાઓ અને પઠાણોને ભરપટે રોકવા છતાં ખેડૂતોનાં ઘરમાં પૂરેલા કંઈ બળદ તેમના હાથમાં આવ્યા નહિ, અને લગભગ કંઈ જ મહેસૂલ વસૂલ થઈ શક્યું નહિ, ત્યારે સરકારે થોડા ખેડૂતોની જમીન જપ્તીમાં લઈ હરાજ કરવા માંડી. સ્થાનિક લોકોએ તેનો બહિષ્કાર કર્યો ત્યારે સરકારે બહારના કોઈ માણસોને બોલાવીને તેમને પાણીના મૂલે કિંમતી જમીનો વેચી દીધી. તરત વલ્લભભાઈએ સરકારને પડકાર કર્યો કે, આ જમીનો બહારના કોઈને પચવાની નથી અને તે મૂળ ખેડનારનાં ઘર પૂછતી પાછી આવશે.

આ બધી લડત દરમ્યાન મારે ધર્મસંકટ ઊભું થયું. મારા મિત્ર દા. સુમંત પહેલાં આ લડતમાં સરભોણની છાવણી સંભાળીને સક્રિય રીતે જોડાયેલા હતા. શારદાબેન પણ ત્યાં વખતોવખત જતાં-આવતાં. કુદરતી રીતે તેમના દિલમાં તો આ લડતનો જુસ્સો હોડાહોડ જામેલો હતો. તેથી તેમણે એવી આશા રાખી હતી કે, હું ગાંધીજીની નીતિનો ટીકાકાર હોવા છતાં સરકારના કરવધારાનો વિરોધી હોવાથી બારડોલીના સત્યાગ્રહને સિદ્ધાંતની દૃષ્ટિએ નહિ તો શૂરા ખેડૂતોની લડતને હું જરૂર ટેકો આપીશ.

ત્યારે મારી વિચારસરણી જુદી હતી. અલબત્ત સરકારી કરવધારાનો તો હું પણ સખત વિરોધ પહેલેથી જ કરતો. ખેડાની માફક બારડોલીના ખેડૂતો પોતાનાં ઢોર ને ઘરવખરીને જપ્ત થતી અટકાવવાને જે કેસરિયાં કરતા તેની પણ હું પ્રશંસા કરતો. તે વખતે આ લડતની આગેવાની કરનાર ખેડૂતોના અર્ધ-ગુલામીમાં સબડતા દુબળા નોકરોની ગુલામીની મને કંઈ ખબર નહોતી. પણ મોટા ખેડૂતોની જમીનો સાંથે કે ભાગે ખેડતા ગણોતિયાનું ભારણ ઓછું

કરવાનું સહેજ સૂચન પણ કોઈ આગેવાન કરતા નહોતા. વધારે નવાઈની વાત એ હતી કે તેમના સર્વોપરી અગ્રણી સરદાર પટેલ પણ આ સવાલ તરફ જાણે આંખ આડા કાન ધરતા અને માત્ર સરકારના નવા કરની જ ખણખોદ કરી ખેડૂતોને પાનો ચઢાવતા. આમાં મુદ્દાની વાત એ હતી કે, સરકારી નિયમ મુજબ ગણોતિયા ખેડૂતોના અધભાગની કિંમત કે સાંથની રકમના આધારે નવા કરની આકારણી કરવાનો સરકારનો દાવો હતો. છતાં છેવટે કરવધારો નાબૂદ થાય ત્યારે ગણોતિયાને ભાગ કે સાથમાં જરાયે ઘટાડો કરવાનું કોઈ સૂચવતું નહિ. તેથી હું એટલો ગુસ્સે થતો કે ઘણી વાર મૂળ સત્યાગ્રહની જ ટીકા કરતો.

બારડોલી-દિનની ઉજવણી કરવાનું એલાન કરવામાં આવ્યું ત્યારે તો શારદાબેને મારી પાસેથી કંઈક અનુકૂળ લેખની આશા રાખી હતી. પણ તે દિવસના મારા અગ્રલેખમ પણ સત્યાગ્રહને ઓથે છુપાયેલા મોટા જમીનદારોની મેલી મુરાદની મેં સખત ઝાટકણી કાઢી ત્યારે તેમને મારે માટે ઘણું ખોટું લાગ્યું. વરસો પછી જ્યારે તેમને રૂબરૂમાં મળ્યો ત્યારે તેમણે દિલની વરાળ કાઢી. જવાબમાં મેં મારું દૃષ્ટિબિન્દુ રજૂ કર્યું પણ તે સ્વાભાવિક રીતે તેમને ગળે ઊતર્યું નહિ.

છેવટે સરકારે વાર્યું ન કર્યું તે હાર્યું કર્યું. સુરતના કલેક્ટરની મારફત સરકારે વલ્લભભાઈ સાથે વાટાઘાટો કરીને કરવધારા વિષે તપાસ સમિતિ નીમવાની જાહેરાત કરી. એ કમિટીએ કર વધારવાની વિરુદ્ધ ચુકાદો આપ્યો તેથી તે સરકારે રદ કર્યો. પરિણામે આખા દેશમાં બારડોલીના સત્યાગ્રહનો જયજયકાર થયો, અને વલ્લભભાઈ સરદારનું બિરુદ હમેશને માટે પામ્યા.

'૨૭ની કૉંગ્રેસે દેશનું રાજ્યબંધારણ ઘડવાને જે કમિટી નીમી હતી તેણે મુસ્લિમ લીગ, મવાળોની કમિટી વગેરે સાથે મળીને જે કામ શરૂ કર્યું તેમાં ઘણી મુસીબતો સામે ખડી થઈ. પહેલાં બધાએ મળીને 'જવાબદાર રાજતંત્ર' મેળવવાનું ધ્યેય નક્કી કર્યું પણ તેથી કૉંગ્રેસે નીમેલી નાની કમિટીના પ્રમુખ મોતીલાલ નેહરુને સંતોષ ન થયો. તેમણે તો આખું બંધારણ બ્રિટિશ સામ્રાજ્યની છત્રછાયા ભોગવતાં સંસ્થાનોના ધોરણે ઘડ્યું. ત્યારે વળી, આ સામ્રાજ્યની બહાર સંપૂર્ણ સ્વરાજ્યનું ધ્યેય મહાસમિતિની બેઠકમાં વધુમતીથી પસાર થયું. છેવટે '૨૮ ની નાતાલમાં કલકત્તાની કૉંગ્રેસે સાંસ્થાનિક સ્વરાજના ધ્યેય પર મહોર મારી અને '૨૯ની આખર સુધીમાં મંજૂર કરવાને સરકારને આખરીનામું આપવામાં આવ્યું.

આમ આખા વર્ષ દરમ્યાન મોતીલાલજી ને બીજા મોટા રાજપુરુષો વારે ઘડીએ સાંસ્થાનિક સ્વરાજનાં બણગાં ફૂંકતા હતા. તેથી જવાહરલાલજીએ કૉંગ્રેસથી કંઈક નિરાશ થઈને અને આયર્લૅન્ડની લડતનો બોધપાઠ હૈડે ધરીને હિન્દી સ્વાતંત્ર્ય સંઘની સ્થાપના કરી અને બ્રિટિશ સામ્રાજ્યની નાગચૂડમાંથી મુક્તિ મેળવવાને જેહાદ ચલાવવા માંડી. વળી, યુરોપના સમાજવાદની અસર નીચે તેમણે કામદારોના સંગઠ્ઠનને પણ ટેકો આપવા માંડ્યો અને કિસાનોની પરિષદમાં ભાગ લેવા માંડ્યો. વળી, જર્મનીનો પ્રવાસ કરતાં ત્યાંના જે યુવાનો મોટા રાજકીય આગેવાનોથી નિરાશ થઈને તેમનું જે આગવું સ્વતંત્ર સંગઠ્ઠન કરતા હતા તેથી તે પ્રભાવિત થયા હતા. તેથી તેમણે આખા દેશમાં ઘૂમતાં યુવકોને પોતાની અલગ પરિષદો ભરવાની અને પોતાની આગવી પ્રવૃત્તિ ચલાવવા આદેશ આપ્યો. તેથી જેમ '૨૮નું વર્ષ જમશેદપુર અને મુંબઈના કામદારોની લડતને લીધે તેમ દેશના જુદા જુદા ભાગમાં જામતી યુવક પ્રવૃત્તિથી પણ યાદગાર બની ગયું.

જવાહરલાલજીના પેગામ મુજબ દેશભરમાં યુવક પરિષદો

ભરાતી હતી, તેમ મુંબઈમાં પણ એવી પરિષદ ભરવાની તૈયારીઓ ચાલુ થઈ. અખબારોમાં આ ખબર પ્રકટ થતા હતા તે હું વાંચતો હતો. પણ '૨૮ ના ચોમાસામાં એક દિવસ મુંબઈના યુવાન કાર્યકરો ભાઈ મહેરઅલી અને સોલી આટલાવાલા મારી ઑફિસમાં ભરબપોરે મળવા આવ્યા. તે બહુ થાકેલા અને ભૂખ્યા માલૂમ પડ્યા તેથી તેમને તાજા કરવાને પહેલાં મેં ચા અને નાસ્તો મંગાવ્યાં. પછી તેમણે યુવક પરિષદ કાવસજી જહાંગીર હૉલમાં ભરવાની વાત કરી તેને મેં ખરા દિલથી ટેકો આપ્યો. પછી તેમણે ઘણો પ્રચાર કરીને મુંબઈના જુવાનો અને વિદ્યાર્થીઓનું સારું પીઠબળ મેળવ્યાની વાત કરી તેથી હું ખુશી થયો. છેવટે તેમણે મને એક જૂના સેવક તરીકે આ પરિષદની સ્વાગતસમિતિના પ્રમુખ નીમવાની દરખાસ્ત રજૂ કરી. તે સાંભળીને પહેલાં તો હું જરા સ્તબ્ધ થયો. મુંબઈમાં આટલાં વર્ષથી રહેતો હતો છતાં કોઈ જાહેર પ્રવૃત્તિમાં જોડાયો નહોતો. છતાં જ્યારે આ ભાઈઓએ ઘણો આગ્રહ કર્યો ત્યારે સ્વાગતસમિતિનું પ્રમુખપદ મેં સ્વીકાર્યું. હું છાપા ઉપરાંત ફિલ્મના ક્ષેત્રમાં પણ ગળાબૂડ રોકાયો હતો તે મેં જણાવ્યું ત્યારે તેમણે માત્ર પરિષદને દિવસે સ્વાગતપ્રમુખ તરીકે ભાષણ કરવાની જ જવાબદારી મારે માથે મૂકી તે મેં ઘણા આનંદથી સ્વીકારી.

પરિષદના દિવસે હું કાવસજી જહાંગીર હૉલની વ્યાસપીઠ પર પહોંચ્યો ત્યારે આખો ખંડ જુવાનિયાથી ભરચક ભરાયેલો હતો. ભાઈ મહેરઅલી આખી પરિષદના પ્રાણરૂપ હતા. તેણે જ અથથી ઇતિ સુધી તેનું સંચાલન કર્યું. મેં તો પૂરેપૂરી ઉદ્દામવાદી દૃષ્ટિથી મારું ભાષણ કર્યું. બધા ઠરાવો કમિટીએ તૈયાર કર્યા હતા. તે એક પછી એક પસાર થયા. ગામડાંના ઉદ્ધાર માટે સ્વયંસેવક દળમાં ભરતી કરવાનો ઠરાવ મેં રજૂ કર્યો. મારા ભાષણમાં કિસાનોની વિરાટ શક્તિ જાગૃત કરવાની અને તેને રાષ્ટ્રીય લડતમાં

જોડાવાની જરૂરિયાત પર મેં ભાર મૂક્યો. સૌથી મહત્ત્વની વાત તો એ બની કે આ પરિષદના ઠરાવોનો અમલ કરવાને એક કાર્યવાહક કમિટીની નિમણૂક કરવામાં આવી.

થોડા દિવસમાં આ કમિટીની બેઠક મળી તેમાં દેશના નવચેતનના અવતાર-સમા ઘણા યુવાનો અને યુવતીઓને હું મળ્યો. તેમાં હાલ દિલ્હી સરકારમાં પ્રધાનપદે વિરાજતા ડા. વી. કે. આર. રાવ પણ હતા. બધાયે સાથે મળીને શહેરના ગંદા વસવાટો જોવા જવાને એક દિવસ ઠરાવ્યો. અમે બધા મઝગામના લત્તામાં મ્યુનિસિપાલિટીના હરિજન કામદારોના વાસ જોવાને ગયા. આ છેક સાંકડી બધિયાર ઓરડીઓ, એકબીજાની પાછળ બાંધેલી હોવાથી, ધોળે દિવસે તેમાં અંધારું રહેતું. જ્યારે તેમાં રસોઈ કરવાને લાકડાં સળગાવેલાં જોયાં ત્યારે તો ખુલ્લી હવાનો દમ લેવાને અમારે તરત બહાર નીકળી જવાની ફરજ પડી. ચારેબાજુએ ગંદકીનો તો પાર નહોતો. પાણી ને જાજરુની સગવડો પણ છેક જ નજીવી હતી. ત્યાં બધાં ભાઈબહેનો સાથે ખુલ્લામાં ઊભા ઊભા થોડી વાતો કરી ત્યારે તેમનું કલ્પાંત સાંભળીને અમારાં દિલ ખૂબ દુભાયાં. પછીથી બીજા કોઈ કાર્યક્રમમાં હું જઈ શક્યો નહિ. પણ આટલાં વરસે આ અંધારી કોટડીઓમાં ચૂલામાંથી ધુમાડાના ગોટે ગોટા નીકળતા મને દેખાય છે. અને આજ સુધીમાં એ વાસમાં કંઈ સુધારો થયો હશે કે કેમ તે જાણવાનું મન થાય છે.

યુવક પ્રવૃત્તિ ગુજરાતમાં પણ ફાલતી ગઈ. અમદાવાદમાં યુવક પરિષદ કમલાદેવી ચટ્ટોપાધ્યાયના પ્રમુખપણા નીચે મળી. નવાઈ તો એ થઈ કે આ વરસના આરંભમાં જ સુરતમાં યુવક સપ્તાહ ઊજવવાનું નક્કી થયું અને તેની પૂર્ણાહુતિને દિને મને ભાષણ કરવાનું આમંત્રણ મારા જૂના મિત્ર સત્વસુખરાય[1] હેરાએ મને આપ્યું.[2] ઘણે

---

૧. સત્વસુખરાય હેરા તે મારા સુરતના જૂના સાથી ડા. કરસુખ હેરા-

વરસે તેમને અને સર્વ કુટુંબીઓને મળવાના વિચારથી ખુશ થઈને મેં એ સૂચન સ્વીકારી લીધું.

સુરત પહોંચ્યા પછી થોડો વખત તો આ કુટુંબની માયાથી હું ઘેરાઈ ગયો. છેલ્લાં વરસમાં મારામાં થયેલા ફેરફારથી બધાં જરા નવાઈ પામ્યાં. છેવટે મને ક્ષેમકુશળ અને ફિલ્મનો ધંધો કરતો જોઈને બધાં ખુશી થયાં. સાંજે નગીનચંદ ઇન્સ્ટિટયૂટના હૉલમાં કલાકેક સુધી ઊછળતા ઉત્સાહથી દેશની પરિસ્થિતિ અને યુવાનોનાં કર્તવ્ય વિષે મેં જોરદાર ભાષણ કર્યું તેથી મારા મિત્રો મુગ્ધ થયા. સાંજે હોરા ભાઈઓને ઘેર ગયો ત્યારે હવાડિયા ચકલાને ઓટલે માજી સાથે ગપ્પાં મારવા બેસી ગયો. મુંબઈની બધી પ્રવૃત્તિ વિસારે નાખીને વરસો પહેલાંનો ગુજરાતનો સેવક થોડીવાર માટે બની ગયો.

બીજે દિવસે સુરતની કૉલેજમાં મારું ભાષણ રાખવામાં આવ્યું. અહીંયાં મેં દેશના સ્વાતંત્ર્યસંગ્રામ વિષે ઐતિહાસિક દૃષ્ટિથી વિવેચન કર્યું. તેનો સાર એ હતો કે, ગાંધીજી ભારતને ધર્મભૂમિ અને બાકીની દુનિયાને કર્મભૂમિ તરીકે ગણાવે છે અને દેશની લડત-ને માટે અહિંસાનો આદેશ આપે છે. યુરોપખંડમાં–આયર્લૅન્ડમાં અને રશિયામાં સશસ્ત્ર ક્રાંતિ તો થઈ છે, પણ આપણા એશિયાખંડમાં પણ એક છેડે તુર્કીમાં કમાલ પાશાએ મરજીવાની સેના બનાવીને અંગ્રેજોને દેશમાંથી હાંકી કાઢ્યા છે; બીજે છેડે જે જાપાન અને ચીન આવેલાં છે, તેમણે પણ રશિયાના ઝારને અને પશ્ચિમના શાહી-વાદીઓને રણસંગ્રામ ચલાવીને શિકસ્ત આપી છે. તો ઇતિહાસના આવા સાર્વત્રિક ક્રમમાંથી ભારત કેવી રીતે બાકાત રહી શકે?

---

ના ભાઈ હતા. તેમનાં માજી સાથે પણ મારે ઘરવટ હતી.

૨. મિસિસ બેસંટના સામાજિક ક્રાંતિના આદેશથી પ્રભાવિત થયેલા કેટલાય થિયૉસૉફિસ્ટ ને રાષ્ટ્રવાદી જુવાનો થોડાં જ વરસોથી યુવક સપ્તાહ દર સાલ ઉજવતા હતા. સુરતમાં મારા મિત્રો દા. કરસુખભાઈ ને સતુભાઈએ આ કામ ઉપાડી લીધું હતું.

અલબત્ત, ઇતિહાસનો વાસ્તવિક બોધપાઠ તારવવાનો જ મારો ઉદ્દેશ હતો—કંઈ નવી લડતનો પેગામ આપવાનો મારો ખ્યાલ નહોતો. તેથી વિદ્યાર્થી શ્રોતાઓ ઉપર એકંદરે સારી છાપ પડી. મારા પર અભિનંદનનો વરસાદ વરસ્યો.

સન ૧૯૨૮ની આખરમાં પાવાગઢની ફિલ્મ સારી રીતે ગુજરાતમાં ફરતી થઈ હતી. તેની લોકપ્રિયતા અને આવકના સારા હેવાલ મળી રહ્યા હતા. આવી સફળતાથી પ્રોત્સાહિત થઈને તરત 'યંગ ઇન્ડિયા' ¹ નામે બીજી ફિલ્મ તૈયાર કરવાની યોજના સપાટાબંધ ઘડાતી ગઈ. એક બાજુથી હું આ ફિલ્મ માટે નાગેન્દ્રની સાથે મળીને લખાણ તૈયાર કરતો ગયો, ત્યારે બીજી બાજુએ તેને માટે તારક-તારિકાઓની પણ કલ્પના મગજમાં ખીલવતો ગયો. નરહરિ જેવો વ્યાયામવીર તો આવવો જોઈએ જ. વળી નવી નવી તારિકા તરીકે તો ઝુબેદા અને સુલતાનાને જ ચમકાવવાનો નિર્ણય કર્યો. તેમના કાયમના શેઠ અબુ શેઠ સાથે મેં વાત કરી. ત્યારે તેમણે કહ્યું કે, તેમને માટે સારા પૈસાનો બંદોબસ્ત કરો પછી તમે કહેશો તો હું તેમની સાથે ગોઠવી આપીશ.

આવા ઊંચા ધોરણે ફિલ્મ બનાવવી હોય તો શારદા કંપનીના સ્ટુડીઓમાં જ તૈયાર થઈ શકે. તે માટે નાનુભાઈએ સંમતિ આપી એટલે કુદરતી રીતે મયાશંકરભાઈએ આ ફિલ્મ માટે રાબેતા મુજબ નાણાંની જોગવાઈ કરવાની હા પાડી.

પણ તેટલાથી મને સંતોષ થયો નહિ. હું જાણતો હતો કે માત્ર

---

૧. સન ૧૯૧૫માં આ નામનું અંગ્રેજી અઠવાડિક શરૂ કરવામાં સામેલ હતો. અને ચાલુ યુવક પ્રવૃત્તિના જમાનાને માટે આ નામની ફિલ્મ યથાયોગ્ય લાગી.

વવાને મેં નગીનભાઈ તરફ નજર ફેરવી. તેમને ટેલિફોન કરીને પાવાગઢની ફિલ્મના સારા સમાચાર સંભળાવ્યા. પછી સરસ ભૂમિકા પર નવી ફિલ્મ તૈયાર કરવાની વાત કરી એટલે તેમણે ઘણા જ ઉત્સાહમાં આવીને કહ્યું: 'તારે પૈસા તો મારી પાસેથી જ લેવાના.' મેં રૂપિયા ૭ હજારનો આંકડો સૂચવ્યો. તે તેમણે મંજૂર કર્યો તેથી નવા સાહસમાં પૂરી તાકાતથી ઝૂકાવવાનું નક્કી કર્યું.

હવે ફિલ્મી દુનિયામાં પહેલું ડગલું માંડ્યા પછી બીજું ભરવા માંડતો હતો ત્યારે હિન્દુસ્તાનના તંત્રીપદનું રાજીનામું આપવાની મારી ચોખ્ખી ફરજ સમજાઈ. પહેલું ચલચિત્ર તૈયાર કરતો હતો ત્યારે લોટવાલાએ મારી થોડીઘણી અનિયમિતતા ચલાવી લીધી હતી. પણ હવે જયારે ફિલ્મના ધંધામાં સવારથી રાત સુધી ઝૂકાવવાનો હોઉં ત્યારે તંત્રીની કોઈ ફરજ હું બજાવી ન જ શકું. આ બધું લોટવાલાને સમજાવીને મેં તેમની અને સર્વ સાથીઓની રજા લીધી. સર્વને ખાતરી આપી કે મારી ફિલ્મના કામે પણ હું ઘણી વાર તેમને વખતો વખત મળતો રહીશ. અને કંઈક અકસ્માતથી ફિલ્મના ક્ષેત્રમાંથી પાછો હઠીશ તો આ પત્રનું શરણું શોધ્યા સિવાય રહીશ નહિ.

આમ મારા નિયમિત ધંધામાંથી છુટકારો મેળવીને શારદા કંપનીના મિત્રોને મળ્યો ત્યારે તેમણે તરત મોટર લેવાની મને સલાહ આપી. તેને માટે પહેલાં તો હજાર–બારસો રૂપિયા આપવાના અને પછી મોટર ચલાવતા જાઓ અને હપ્તા ભરતા જાઓ. આ સાંભળીને મારા દિલમાં ગલગલિયાં આવ્યાં. તરત હું ભોગીભાઈ સાથે ગોરએ ગરાજમાં ગયો અને શેવ્રોલેટ મોટર પસંદ કરી. ભોગીભાઈએ રૂા. ૧૨૦૦ નો ચેક આપ્યો અને મેં હપ્તા ભરવાના લખાણ પર સહી કરી એટલે મોટર લઈને અમે મારા સ્ટુડીઓ પર આવ્યા. અમારા કારો-

ગરોએ મોટરને રીતસર કંકુના ચાંલ્લા કરી અને નાળિયેર ફોડીને વાસ્તુ કર્યું. તરત એક ગાડી હાંકનાર રોકીને મુંબઈમાં હું નવીનકોર ગાડીમાં ફરતો થઈ ગયો.

કદાચ, આ ગાડીનો પહેલો ઉપયોગ વાંદરામાં ઝુબેદા–સુલતાનાને મળવાને કર્યો. તેમને એક બે વાર મેં વાત કરી ત્યારે અબુ શેઠની મંજૂરી મળે તો કામ કરવાની ખુશી બતાવી. પછી છેવટે અબુ શેઠની સાથે તેમને મળ્યો અને આખી ફિલ્મના પૂરા કામ પેટે રૂપિયા ૭ હજાર આપવાનું નક્કી કરીને હું ઘેર આવ્યો.

હવે તો ગાડીમાં ફરતાં જાણે જમીનથી અદ્ધર થઈને ચાલતો હોઉં એમ લાગતું. નાગેન્દ્રને રોજ મળીને નવી ફિલ્મ માટે લખાણ ઝડપથી તૈયાર કરવા માંડ્યું. વળી, જુદા જુદા પાત્ર માટે ચોક્કસ તારક–તારિકા અમે પસંદ કરતા ગયા. શારદા કંપની પર જઈને અમારા કામ માટે કયા સેટ તૈયાર છે અને કયા નવા તૈયાર કરવા પડે, તેની તપાસ કરવા માંડી. તે જ પ્રમાણે નવી ફિલ્મ માટે જરૂરી પોશાક, સાડી વગેરે તૈયાર કરવાને અમે ભૂલેશ્વરમાં મગનલાલ ડ્રેસ-વાલાને સાધ્યા. અમે અમારું કાર્યાલય વજીર શેઠના સ્ટુડીઓમાં રાખ્યું અને અમારા કાયમના કાર્યકરો અને નટ-નટીઓ ત્યાં જ બેસતાં. ત્યાંથી બધી તૈયારી કરી તેઓ શારદા સ્ટુડીઓમાં જઈ કામ કરે એવો બંદોબસ્ત કર્યો.

આમ જૂની ફિલ્મના વહીવટમાં અને નવી ફિલ્મની જંજાળમાં હું ઘણો ડૂબી ગયો તેથી સાંતાક્રુઝ જવાનું જરા ઓછું થયું. પણ તેનું સાટું વાળવાને કપિલા ને તેનાં ભાંડુંઓ વખતો વખત મારે ઘેર આવતાં અને મારી ગેરહાજરીમાં પણ નોકર પાસે જે

જોઈએ તે મંગાવીને મોજ કરતાં. કોઈવાર હું તેમને મારી નવી ગાડીમાં ફેરવતો અને કવચિત્ તેમની સાથે સાંતાક્રુઝ જઈને રાતવાસો કરતો. હવે જરા વધારે કમાતો થયો એટલે બધા મિત્ર-મંડળમાં તેમ માસ્તર કુટુંબમાં પણ મારી પ્રતિષ્ઠા કંઈક વધેલી. પણ તેમના ઘરમાં દાખલ થઈને બધાંની સાથે ભળી જાઉં ત્યારે તો પાછો પહેલાંના જેવો તોફાની બારકસ જ ગણાઉં. વળી મારી સ્થિરતા વિષે કોઈને ઝાઝો ભરોસો નહિ તેથી આજે ગાડી ને સ્ટુડીઓ છે, પણ તે કયાં સુધી રહેશે, તેમજ નવો ધંધો અને કમાણી કયાં સુધી ટકશે તે વિષે બધાંનાં દિલમાં શંકા રહેતી. પણ બધાં ખરું જોતાં તો મને એક અલમસ્ત જોગી તરીકે ચાહતાં તેથી આ નવા સંયોગોથી તેમની કૌટુંબિક પ્રીતમાં કંઈ ફરક પડ્યો નહિ.

કોઈવાર કપિલા સાથે એકલો ગાડીમાં ફરવા જતો ત્યારે મોટે-ભાગે તો હું જ વધારે બોલ્યા કરતો અને એ તો છેક ટૂંકા ઉત્તર જ આપતી. પણ મારા દિલમાં એવી છાપ પડી કે, મારી નવી કમાણી અને ગાડીની એના દિલ પર સારી છાપ પડી હતી. તેવામાં એકવાર તેને માટે એડીવાળા બુટ ભેટ આપવાની હઠ લીધી ત્યારે તે મારી સાથે ક્રોફર્ડ માર્કેટ પર આવી અને તેણે તે પસંદ કર્યા. તે તેને પહેરાવીને તેને ઘેર મૂકી આવ્યો. કોણ જાણે કેમ, યુવતીઓના ઊંચી એડીવાળા સ્લીપરની અજબ મોહિની મારા દિલમાં અંકાયેલી રહી છે. તેથી આટલાં વરસ પછી એ જોડાની ભેટ આપેલી મને યાદ રહી છે.

આમ ચાર વરસે છાપાંની નોકરીની ગુલામીમાંથી છૂટીને ફિલ્મના ધંધામાં ઝુકાવવાની મારી તમન્ના પૂરી થઈ. પહેલી ફિલ્મ સફળ થયેલી લાગી અને બીજી વધારે ભારે ફિલ્મની તૈયારી પૂરી આશા

ઝુબેદા અને સુલતાનાને હજારો રૂપિયા આપવા પડશે, અને તેટલી બધી રકમ મયાશંકરભાઈ પાસેથી ન મળે. તેથી વધારે નાણાં મેળ- અને આત્મશ્રદ્ધાથી મેં કરવા માંડી. મારી આગળ પથરાયેલા સાફ રાજમાર્ગ પર હું પ્રાતઃકાળના પ્રકાશમાં સપાટાબંધ પ્રગતિ કરતો હતો. હજી ક્ષિતિજ પર કંઈ વાદળ દેખાતું નહોતું. ફિલ્મી દુનિયામાં સદ્ધર મિત્રોનો સાથ સાંપડ્યો હતો. અંગત જીવનમાં અનેક કુટુંબી- ઓના સ્નેહથી મારું દિલ પ્રફુલ્લ રહેતું. ધંધા માટે જોઈતી પૈસાની ગોઠવણ થઈ હતી. છાપાની ને ધંધાદારીઓની દુનિયામાં સારી પ્રતિષ્ઠા બંધાઈ હતી. ખરેખર છાપાની બંધિયાર દુનિયામાંથી છૂટીને મારી માનીતી ફિલ્મી દુનિયામાં પવનવેગે આગળ ધસતો હોઉં એમ મને લાગ્યું.

## ૯ : કાશ્મીરનું ગુલાબ

**સન** ૧૯૨૮ના આરંભમાં મુંબઈના લાખેક મિલ કામદારોએ પહેલીવાર હડતાલ પાડીને અને સરકારના ભયંકર દમન છતાં તે ૭ માસ સુધી ચલાવીને નવો ઇતિહાસ સર્જ્યો હતો. તે જ કાળમાં બારડોલીના ખેડૂતોએ સરદાર વલ્લભભાઈની આગેવાની નીચે સરકારી વિઘોટીના આપખુદ વધારા સામે મરણિયો વિજયવંત સત્યાગ્રહ ખેલીને આખા દેશમાં નામના મેળવી હતી. આ સાલની આખરે કલકત્તાની કોંગ્રેસે સાંસ્થાનિક સ્વરાજ સ્થાપવાને સરકારને એક સાલનું આખરી નામું આપ્યું તે પહેલાં બીજા ક્રાંતિકારી બનાવો બની ગયા. તેની ઊડતી નોંધ લેવી જોઈએ.

૧૧ ઑકટોબરના દિને સાઇમન કમિશનના સભ્યો પાછા દેશમાં આવ્યા ત્યારે ફરીવાર જે શહેરમાં તે જાય ત્યાં તેમને પ્રચંડ હડતાળથી નવાજવામાં આવ્યા. તે મુજબ તેઓ ૩૦ ઑકટોબરે લાહોર પહોંચ્યા ત્યારે તેના વિરોધમાં લાલા લજપતરાયની આગેવાની નીચે મોટું સરઘસ નીકળ્યું. તેને વિખેરવાને પોલીસે રાક્ષસી લાઠીમાર કર્યો, તે દરમ્યાન દેશભક્ત લાલાજી મરણતોલ ઘવાયા. ત્યારે જ એવી લોકવાયકા ફેલાઈ કે બ્રિટિશ પોલીસ અધિકારી સૉન્ડર્સે જ તેમના પર ખાસ જાણીબૂઝીને હુમલો કર્યો હતો. લાઠીમારની વ્યથાથી લાલાજી ૧૭ નવેમ્બરે અવસાન પામ્યા. આવા દેખીતા ખૂનનું વેર લેવાને

ક્રાંતિકારીઓની એક ટુકડી ૧૬ ડિસેમ્બરે સૉન્ડર્સનું ધોળે દહાડે ખૂન કરીને અદશ્ય થઈ ગઈ.

સન ૧૯૨૯માં ફરીવાર ક્રાંતિવીરોએ પોતાનું પાણી બતાવ્યું. ૮ એપ્રિલના રોજ દિલ્હીની વડી ધારાસભામાં ઓચિંતા પ્રેક્ષકોની ગેલેરીમાંથી નીચે બે બૉમ્બ ફેંકવામાં આવ્યા અને તેની સાથે 'હિન્દુસ્તાન સમાજવાદી પ્રજાસત્તાક સેના' ના નામની પત્રિકાઓ નીચે ફેંકવામાં આવી. તરત બે ગોળીબાર કરીને નવી સેનાનો પરચો અપાયો. ધારાસભા તો તરત વિખરાઈ ગઈ. સાથે પોલીસે ભગતસિંગ અને બટુકેશ્વર દત્તને આ ગુના માટે પકડીને જેલમાં પૂર્યા. તેમના પર અદાલતમાં કામ ચલાવીને જીવનભર દેશનિકાલ કરવાની સજા ફરમાવવામાં આવી. પછી વધુ તપાસને પરિણામે ૧૦ જુલાઈના રોજ સૉન્ડર્સનું ખૂન કરવાનો આરોપ ભગતસિંગ, સુખદેવ, રાજગુરુ, જતીન દાસ વગેરે પર મૂકીને મહિનાઓ સુધી તેમની પર કોર્ટમાં કામ ચલાવવામાં આવ્યું ત્યારે હમેશાં તેઓ 'ઇન્કીલાબ ઝિંદાબાદ' એ નવું ક્રાંતિકારી સૂત્ર પોકારતા ગયા અને પછી તે કૉંગ્રેસની અને સમગ્ર રાષ્ટ્રીય લડતનું સૂત્ર બની ગયું.

વળી, સન ૧૯૨૯ના આરંભમાં જ હિન્દી સરકારે મુંબઈની લાંબી હડતાળનું વેર લેવાને મોટે ભાગે મુંબઈના જ આશરે ૩૧ કામદાર આગેવાનોને સામ્યવાદી ગણીને સરકારને પદભ્રષ્ટ કરવાનું કાવતરું કરવાના આરોપસર ૨૦ માર્ચના રોજ કેદમાં પૂર્યા. તેમની આ પકડનો કૉંગ્રેસે સખત વિરોધ કર્યો. તેમનો કેસ જૂનમાં શરૂ થયા પછી વરસો સુધી મીરતમાં ચલાવવામાં આવ્યો. તેમાં બચાવ કરવાને સારુ જવાહરલાલજીની સરદારી નીચે કૉંગ્રેસના અગ્રગણ્ય વકીલોની કમિટી નીમવામાં આવી. અંતે સન ૧૯૩૨માં થોડાક આરોપીઓને છોડી મૂકીને બીજાને રાક્ષસી સજાઓ કરવામાં આવી તેથી આ કિસ્સાથી દેશના રાજકારણમાં નવો રંગ પુરાયો અને દેશભરમાં કામદારોની

લડતને નવો વેગ મળ્યો.

આ બધી કૉંગ્રેસની, કામદારોની ને ક્રાંતિની દુનિયાથી હું હવે દૈનિક પત્રનું તંત્રીપદ છોડીને છેક જ વિરક્ત થઈ ગયો હતો. સન ૧૯૨૮ની દિવાળી પછી તરત જ નવી ફિલ્મ 'યંગ ઇન્ડિયા'નો સીનારીઓ તૈયાર થતો હતો ત્યારે અબુ શેઠ સાથે વાંદરા જઈને ઝુબેદા અને સુલતાના સાથે આ ફિલ્મના કામ માટે કરાર કરી આવ્યો. ઘણી વાટાઘાટો કર્યા પછી છેવટે આ ફિલ્મનું કામ મુંબઈમાં ને બહારગામ જઈ પૂરું કરવા પેટે તેમને રૂ. ૬૦૦૦ આપવાનું મેં કબૂલ કર્યું—અર્થાત્ નગીનભાઈની પૂરી રકમ એક માત્ર આ બે તારિકાઓ પર જ ખર્ચવાનું ઠરાવ્યું. અલબત્ત તે વખતે એવી આશા રાખેલી કે તેમનાં નામ ને કામને લીધે ફિલ્મ બેહદ લોકપ્રિય થશે અને સારા પૈસા કમાવી આપશે.

પછી ફિલ્મનું બધું કામ ઝપાટાબંધ ચલાવવામાં આવ્યું. થોડા સિન શારદા કંપનીના સ્ટુડીઓમાં લીધા પછી અમે ખુલ્લા બાગ-બગીચાના સિન લેવાને વડોદરા થોડા થોડા દિવસ જઈ આવ્યા. આમાં વખતોવખત ઝુબેદા ને સુલતાનાની થોડીઘણી અનિયમિત-તાથી મુસીબત થતી. પણ તે મોડી વહેલી આવે એમ પહેલેથી જ ધારીને બીજું કામ પણ તૈયાર રાખતા. એકંદરે કામ તેજીથી ચલાવીને આખી ફિલ્મ સન '૨૯ના આરંભમાં જ પૂરી કરવામાં આવી. પહેલાંની માફક નાનુભાઈએ આખી ફિલ્મ જોડીને તેના પર જરૂર હોય ત્યાં રાતા, ભૂરા રંગ ચઢાવીને અને ટાઈટલ લગાવીને સિનેમા માટે તૈયાર કરવામાં પૂરી જહેમત ઉઠાવી. છેવટે વેસ્ટ એન્ડ સિનેમામાં ફિલ્મ શરૂ થઈ ત્યારે તેમાંથી સારી આવક મેળવવાની બધાએ આશા રાખી.

પણ ચઢતાનું નસીબ ચઢતું ને ઊતરતાનું ઊતરતું. આ ફિલ્મ

બીજું અઠવાડિયું ચાલી ત્યારે મુંબઈમાં સખત ઠંડી પડી અને સિનેમા ખાલી પડવા લાગ્યું તેથી મુંબઈની કમાણીને ધક્કો પહોંચ્યો. પણ તેવામાં જ દક્ષિણ ભારતમાં ફિલ્મ ચલાવનાર એક મિત્ર આવી પહોંચ્યા. તેમણે માત્ર દક્ષિણના જ હક પેટે રૂા. ૬૦૦૦નો કરાર કર્યો તેથી વળી પાછો હું આશાવંત બન્યો અને નવી ફિલ્મ બનાવવાની તજવીજમાં પડ્યો.

આ વખતે શિષ્ટ કે ઉચ્ચ કોટિની ફિલ્મ બનાવવાનાં મારાં સ્વપ્નાં સરી જવા માંડ્યાં. 'યંગ ઇન્ડિયા'—જેને ગુજરાતીમાં 'જય ભારતી' નામ આપેલું તેમાં મારી ઘણીયે મુરાદ હોવા છતાં નવા જમાનાનો કે નવી ભાવનાનો ખાસ ચમકારો થયો નહિ. હવે તો રૂપિયા બાર–તેર હજારમાં ફિલ્મ તૈયાર કરીને થોડોઘણો નફો મેળવવો–એ જ સ્થૂળ ધ્યેય પર હું સરી પડ્યો. માત્ર વહેવારિક બુદ્ધિથી હું સમજી ગયો કે, હવે ઝુબેદા કે સુલતાના જેવી મોંઘી તારિકાને ચમકાવવાથી કંઈ મળવાનું નથી. તેથી કંઈક પોસાતા દરમાયાથી કોઈ નવી યુવતીને રોકવાને હું પ્રવૃત્ત થયો.

આ વખતે મારા અંગ્રેજી લત્તાના પરિચયથી મારી શોધ સહેલાઈથી સફળ થઈ. મારા જૂના આઈરિશ મિત્ર મેકનેલી મારફત વૉટ્સન એનેક્સમાં જ રહેતા એંગ્લો–ઇન્ડિયન કલેસન કુટુંબની ઓળખાણ થયેલી. તેની દીકરી એરલ દેખાવડી અને સોજ્જીલી યુવતી હતી. તેનાં માતા-પિતાની સંમતિ મેળવીને તેની છબી અને ફિલ્મ પાડવાને તેના મોટાભાઈ સાથે લઈ ગયો. આ પ્રયોગ બધાને સફળ લાગ્યો, તેથી બંનેને વ્યાજબી ધોરણસર મેં રોકી લીધાં. એરલનું નામ ફિલ્મ માટે 'મધુરી' પાડવામાં આવ્યું. અને હું એ ધંધામાંથી ફારેગ થયો તે પછી વરસો સુધી અનેક ફિલ્મોમાં તે ચમકતી રહી.

નવી તારિકા જડી ત્યારે નાગેન્દ્ર બાજી કોઈ કંપનીમાં દાખલ થઈ ગયો. તેથી મારે નવા દિગ્દર્શકની શોધ કરવી પડી. તરત મેં

અમારા બંનેના મિત્ર અને વડોદરાના વતની રમાકાંત ધારેખાનને પસંદ કર્યા. અને તેની સાથે જ મળીને 'રજપૂત સવાર' એ નામની નવી ફિલ્મ શારદા સ્ટુડીઓમાં જ તૈયાર કરવાનું નક્કી કર્યું. તેના માલિક નાનુભાઈ 'સ્ટંટ પિકચર'ના શોખીન હતા અને તેમાંથી જ કમાણી કરતા. તેથી તેમની સલાહ મુજબ આ ફિલ્મના સીનારીઓમાં લડાઈ અને મારામારીની ધમાધમ સામેલ કરવામાં આવી. આમ ખરેખરું લોકપ્રિય ચિત્ર બનાવીને સારું કમાવાની આશા રાખી.

આ ફિલ્મના બહારના સિન લેવાને માટે અમને કંઈક ઓળખાળને લીધે ધરમપુર રાજ તરફથી બધી સગવડ મળી ગઈ. તેથી ફેબ્રુઆરી માસમાં બધો રસાલો લઇ અમે ધરમપુર ગયા. તેમાં મધુરી, તેનો ભાઈ અને માતા પણ સામેલ હતાં. હું અને મધુરીનું કુટુંબ સરકારી અતિથિગૃહમાં રહેતાં. બાકીના બધા કાર્યકરો ભાઈ ધારેખાનની દેખરેખ નીચે બીજા આવાસમાં રહેતા. રોજ ખુલ્લાં ખેતરોમાં અને જંગલ-ઝાડીઓમાં સિન લેવાતા અને સાંજે અમે મળીને બીજા દિવસનો કાર્યક્રમ નક્કી કરતા. આ દરમ્યાન ૨૨મી ફેબ્રુઆરીને દિને મારો જન્મદિવસ આવ્યો ત્યારે અમારા અતિથિગૃહમાં શાનદાર રીતે ઉજવવામાં આવ્યો.

ધરમપુરનો અમારો કાર્યક્રમ પૂરો થવા આવ્યો તેવામાં મારે માથે નવું ધર્મસંકટ આવ્યું. ભાઈ ધારેખાનની કેટલીક રીતભાત અને કાર્યપદ્ધતિ મારા સરળ સ્વભાવને રુચિ નહિ. તેથી જ્યારે અમે મુંબઈ પાછા આવ્યા ત્યારે તેમને ફારેગ કરીને મેં જ સ્ટુડીઓમાં સિન લેવાનું કાર્ય શરૂ કર્યું અને તેમાં નાનુભાઈનું માર્ગદર્શન લેવા માંડયું. આમ કરતાં ફિલ્મ પૂરી થઈ અને બધી વિધિ પતાવીને જ્યારે તે સિનેમાના તખ્તા પર આવી ત્યારે પાછું મારું નસીબ બે ડગલાં આગળ આવીને ઊભું રહ્યું. હનુમાન જયંતીને અંગે મુંબઈમાં એક સરઘસ નીકળ્યું તેના પર પથ્થરમારો થતાં કોમી હુલ્લડ

ફાટી નીકળ્યું. તેથી રાતે લોકોની અવરજવર એકદમ ઓછી થઈ ગઈ અને બધાયની તેમ મારી ફિલ્મની આવકને મોટો ફટકો પડ્યો. આગલી ફિલ્મને શિયાળાની ઠંડીથી તેમ આ વખતે કોમી હુલ્લડથી ભારે નુકસાન થયું તેથી હું ભારે આર્થિક કટોકટીથી ઘેરાઈ ગયો.

મારા મિત્ર મયાશંકર તો ફિલ્મ દીઠ ધીરવાના પૈસા ધીરી ચૂક્યા હતા. અને બધી ફિલ્મોની તો થોડી જ આવક જમે થતી હતી. મેં 'યંગ ઇન્ડિયા' ફિલ્મ માટે ઝળકતી તારિકાઓને રોકીને ભારે ખર્ચ કર્યો હતો તેથી મારા સ્ટુડીઓમાં કાયમ રોકેલા માણસોના બેએક માસના પગાર હું ચૂકવી શકેલો નહિ. બાકી કાચી ફિલ્મના, ડ્રેસવાળાના, સેટિંગ માટે જોઈતાં લાકડાંના અને રંગના વેપારીઓનાં બિલ તો બાકી જ હતાં. એકંદરે મેં દરેક ફિલ્મ પર ગજા ઉપરાંત ભારે ખરચ કર્યો હતો. તેથી ચોપાસ લહેણદારોથી હું ઘેરાઈ ગયો. છેવટે મુલતાનીઓની હૂંડીઓ લખીને પણ પૈસા મેળવતો ગયો પણ તે યે વખતસર પાછા આપી ન શકાયા તેથી મારે માથે બોજો વધી ગયો. એક પારસી બાવાને અને એક મિત્રને મોટી રકમ મેળવી આપવાની આશાથી મારી કંપનીમાં રોક્યા. પણ તેયે કંઈ નાણાં લાવી શક્યા નહિ. માત્ર તેમનો પગાર મારા પર ચઢતો ગયો. ફિલ્મના ધંધામાં મારી અનાવડત અને કાચી બુદ્ધિનું પોકળ પ્રકટ થઈ ગયું.

આ વખતે વળી એક નવી હિંમત કરીને થોડો વખત ગાડું જેમ તેમ ગબડાવ્યું. મારી જૂની મોટર કંઈક ખોટકાઈ હતી તેથી ભોગીભાઈની સલાહ લઈને તેને માટે ભરેલા બધા હપ્તાની કુલ રકમને પહેલા હપ્તારૂપે ગણીને તે પેટે નવી ગાડી લેવાનો મનસૂબો કર્યો. ફરીવાર ભોગીભાઈ મારી સાથે બોમ્બે ગેરેજ પર આવ્યા અને ત્યાં જરૂરી લખાણ પર સહીઓ કરીને હું નવી ગાડી લઈ આવ્યો. જેવી તે મારા સ્ટુડીઓમાં આવી કે તુરત તે જોઈને બબ્બે માસથી પગાર વિના ટળવળતા મારા માણસોને મારા પર નવી શ્રદ્ધા બેઠી. ગમે

ત્યાંથી તે બધાએ નાળિયેર લઈ આવીને વધેર્યું અને ફૂલ લાવીને ગાડીને શણગારી. બધાને એમ થયું કે 'શેઠ' પાસે પૈસા તો છે; નહિ તો નવીનક્કોર મોટર શી રીતે લાવે?

ધંધામાં નફો હોય કે નુકસાન પણ તે ગમે તેમ કરીને આગળ તો ચલાવવો જ રહ્યો! તેથી મેઘાણીના 'સોરઠની રસધાર'માંથી એક વાત પરથી 'રાખપત રખાપત'[1] નામની એક ફિલ્મ બનાવવાની તૈયારીઓ મેં કરવા માંડી. તેમાં એક રજપૂત સરદાર કડકડતી ઠંડીમાં મધરાતે એક ઘરમાં આવીને એક મદમાતી ચારણ સ્ત્રીનું શરણું શોધે છે અને પછી ભારે બલિદાન આપીને આ ઉપકારનો બદલો આપે છે. આ માટે સીનારીઓ તૈયાર કરીને તેના સિન લેવાનું કામ કોઈને સોંપીને હું મારી આર્થિક કટોકટીનું નિવારણ કરવાને અક્કલ ચલાવવા લાગ્યો.

૧. આ ફિલ્મ લોકકવિ મેઘાણીના 'સૌરાષ્ટ્રની રસધાર'ના પહેલા ભાગમાં 'સાંઈ નેહડી' નામની પ્રગટ થયેલી વાર્તાને આધારે યોજવામાં આવી હતી. એ વાતનો સાર નીચે મુજબ છે:

એકવાર સૌરાષ્ટ્રની ડુંગરાળ જમીનમાં ધોધમાર વરસાદ પડતો હતો ત્યારે ઘોડા ઉપર સવાર થયેલો એભલ વાળો ટાઢથી એટલો બધો ઠરી ગયો હતો કે જેથી તે ઘોડાને ગળે બે હાથ ભીડીને આડો પડી ગયો હતો. એ ઘોડો એક ઝૂંપડી આગળ ખડો થયો ત્યારે તેમાંથી બાઈએ નીકળીને તપાસ કરી ત્યારે તેણે ઘોડા ઉપર ઠરી ગયેલા સવારને જોયો. બાઈએ તેને ઘોડા ઉપરથી નીચે ખેંચી લીધો અને ખાટલે સુવાડ્યો. બાઈએ તાપણી કરીને સવારના શરીરને શેકવા માંડ્યું. પણ તે જીવતો હોવા છતાં તેને ભાન વળ્યું નહિ. છેવટે જુવાન ચારણીએ પોતાનું શરીર તે ઢળેલા ખોળિયાની પડખે લાંબું કર્યું. પોતાની હૂંફમાં-ગોદમાં એ પુરુષને ગરમાવો આપવા લાગી.

તરત પુરુષ જાગતો થઈ ગયો. બાઈએ કહ્યું કે, હું તારી ધર્મની બહેન છું. ભાઈએ કહ્યું, હું તળાજાનો દેવરાજ એભલ છું. એણે કહ્યું કે, સાત વરસના દુકાળ હતા તેથી કાળિયારના શીંગડામાંથી પાણીની અખંડ ધાર મળી શકે એમ છે તેથી જંગલમાં એણે કાળિયારને સાધ્યો. અને શીંગડું

સંયોગોવશાત્ એક દિવસ ફિલ્મના કામે આગ્રા ફિલ્મ કંપનીની ઑફિસમાં ગયો ત્યારે ત્યાં દૂરથી એક આધેડ વયના સુકલકડી પણ પાણીદાર આંખોવાળા એક જર્મન-હાઇલેન્ડને મેં જોયો. તપાસ કરતાં મને માલૂમ પડ્યું કે તે દુનિયાનો પ્રવાસી અને સિંહ-વાઘ જેવાં ખૂની પ્રાણીઓનો શિકારી છે. તેણે લંકામાં જઈ એક ફિલ્મ ઉતારી હતી અને હવે પોતાની મોટી મર્સીડીઝ બેન્ઝ ગાડી અને કૅમેરા લઈને કાશ્મીરમાં ફિલ્મ ઉતારવા દેશમાં આવ્યો છે. તે હાલ

---

બોલાવ્યું અને જે મુશળધાર વરસાદ પડ્યો તેમાં ભીંજાઈને હું ઠરીને બેભાન થઈ ગયો.

પછી એભલ વાળો તો પોતાને ગામ ગયો અને બહેનને વીરપસલી લેવાને આમંત્રણ આપતો ગયો.

પછી થોડા દિવસમાં ચારણીનો ધણી પાછો આવે છે ત્યારે ચારણી એભલની વાત કરે છે તેથી તેના મનમાં વહેમનું ઝેર રેડાય છે. એક દા'ડો કંઈક અકસ્માતથી રીસ ચડતાં ચારણે ચારણીના શરીર ઉપર કારમો પ્રહાર કર્યો.

સતી ચારણીએ સુરજની આગળ પ્રતિજ્ઞા કરી કે, હું પવિત્ર હોઉં તો એને ખાતરી કરાવો. એમ કહીને ચારણ ઉપર અંજલિ છાંટી એટલે તેના શરીર ઉપર અંગારા છંટાયા હોય તેમ રોમેરોમ આગ લાગી અને મોટા ગૂમડામાંથી પરુ ટપકવા લાગ્યું.

આનો કંઈ જ બીજો ઉપાય ન સૂઝતાં ચારણી પોતાના પતિના ગંધાતા શરીરને કરંડિયામાં મૂકીને એભલ વાળાને ઘેર તળાજા ગઈ. તેને બધી વાત કહીને ચારણીએ કહ્યું કે, તેના ધણીના દર્દનો એક જ ઉપાય છે, કોઈ બત્રીસ-લક્ષણાનું લોહી ચારણ પર છાંટવામાં આવે તો એ સાજો થાય. એભલ વાળાએ પોતાના દીકરા અણા વાળાને બોલાવીને તલવારથી તેનું માથું જુદું કર્યું અને તેનું લોહી છાંટીને ચારણને સાજો કર્યો.

આમાં એભલ વાળાના ઉપર ચારણીએ જે ઉપકાર કરીને તેને જિવાડેલો તેનો બદલો પોતાના દીકારનું બલિદાન આપીને તેણે વાળ્યો તેથી એ ફિલ્મનું નામ 'રાખપત રખાપત' રાખ્યું હતું.

કોઈ દેશી ભાગીદારની શોધમાં છે અને તે મળી જાય એટલે કામ તરત શરૂ કરવા માગે છે.

આ ખબરની મારા દિલ પર ઊંડી ચોટ વાગી. તેના કારણરૂપે મારા અંતરમાં જર્મની અને તેની પ્રજા વિષે જે જૂના અને નવા સંસ્કાર પડ્યા હતા તેની નોંધ લેવી જોઈએ.

સન ૧૯૦૯માં અમદાવાદની કૉલેજ છોડીને વિજ્ઞાનનો અભ્યાસ કરવાને હું મુંબઈની ઝેવીઅર કૉલેજમાં દાખલ થયો હતો. તેથી મારા જીવનમાં નવો યુગ શરૂ થયો હતો. ઝેવીઅર કૉલેજના બધા પ્રોફેસરો અને સંચાલકો જર્મન જેઝ્યુઇસ્ટ[1] હતા. તેઓ જીવનભર કુવારા રહીને ઈસુ ખ્રિસ્તને પોતાનું સમગ્ર જીવન અર્પણ કરતા અને માનવસેવાનું જીવનવ્રત લેતા. તેમના વૃદ્ધ અગ્રણી પ્રિન્સિપાલ ફાધર ડ્રેકમેને[2] મને કૉલેજમાં દાખલ કર્યો હતો. ફાધર સાઈથિરે અંગ્રેજી શીખવેલું, ફાધર સીર્વે મને રસાયણશાસ્ત્ર ભણાવેલું અને બીજા એક ફાધરે સંસ્કૃત શીખવેલું. તેમના સંસ્કૃતના શબ્દોચ્ચાર અને આખાં વાક્યોના આરોહ અને અવરોહ મને ઘણા વિચિત્ર લાગતા. છતાં આ બધાય તદ્દન સાદાઈથી કૉલેજના જ એક ખંડમાં રહેતા, વિદ્યાર્થીઓને ગમે ત્યારે મળતા અને તેમની સાથે ઘણી જ માયા અને મીઠાશથી વર્તતા. આ બધા જર્મનો સાથે ભરજુવાનીનાં લગભગ ત્રણ વર્ષ મેં ગાળ્યાં તેથી મારા દિલ પર જર્મન પ્રજા માટે ઘણી જ ઊંડી મમતા બંધાઈ હતી.

કૉંગ્રેસમાં અને પછી છાપામાં કામ કરતાં અંગ્રેજ પ્રજાની સામે તો કુદરતી રીતે દિલમાં સખત પૂર્વગ્રહ બંધાયો હતો જ.

---

૧. કૅથોલિક ધર્મના ખ્રિસ્તીઓમાં વધારેમાં વધારે ચુસ્ત અને કટ્ટર પંથ જેઝ્યુઇસ્ટનો છે.

૨. બધા પ્રોફેસર અને સંચાલકો ખ્રિસ્તી પાદરી તરીકે ફાધર-પિતાના નામથી જ ઓળખાતા.

દાયકાઓ પહેલાં મૅકસમ્યુલર જેવા જર્મન પંડિતે સંસ્કૃતનો ઊંડો અભ્યાસ કરીને વેદ અને ઉપનિષદનાં ભાષાંતર જર્મન અને અંગ્રેજી ભાષામાં પ્રકટ કર્યાં હતાં. તેથી જર્મન અને ભારતીય સાહિત્ય અને સંસ્કાર વચ્ચે કંઈક અદ્દભુત સામ્યનો ખ્યાલ મારા મગજમાં ખીલ્યો હતો. સંસ્કૃતનો અંગ્રેજી વિદ્વાન મોનીઅર વિલિયમ્સ મૅકસમ્યુલરને મુકાબલે ઝાંખો લાગતો.

સન ૧૯૧૪ના વિશ્વયુદ્ધમાં કૈઝરની સરકારે હરદયાળ જેવા દેશના ક્રાંતિકારીઓને પીઠબળ આપવાને કલકત્તા તરફ શસ્ત્રસરંજામ મોકલ્યો હતો. લડાઈના કાળમાં જ મદ્રાસ આગળ જર્મન આગબોટ એમડન થોડા દિવસ દેખાઈ હતી, તેથી દેશમાં ઘણી સનસનાટી ફેલાઈ ગઈ હતી. લડાઈ પછી જર્મનોએ પણ બ્રિટિશ શાહીવાદનો કટ્ટર સામનો કરીને પોતાના દેશનું જે નવું ઘડતર સપાટાબંધ કર્યું હતું, તે મને પ્રો. કે. ટી. શાહે સમજાવ્યું હતું. આવા સુધરેલા યુરોપમાં જર્મની તરફથી જ ભારતને કંઈક સાથ અને સહકાર મળવાની જે આશા બંધાઈ હતી તેને જવાહરલાલજીના યુરોપના પ્રવાસની હકીકતથી સારું પોષણ મળ્યું હતું. સન ૧૯૨૭માં બ્રસેલ્સમાં શાહીવાદી વિરોધી પરિષદ મળી હતી, તેની કાયમની સંસ્થા બર્લિનમાં જ સ્થપાઈ હતી ને તેમાં આપણા દેશના ઘણા ક્રાંતિકારી જુવાનો કામ કરતા હતા. જર્મનોની સ્વયંભૂ યુવકપ્રવૃત્તિમાંથી પ્રેરણા લઈને જ દેશભરમાં યુવાનોની પરિષદો મળી હતી. વળી છેલ્લાં વરસોમાં ફિલ્મી દુનિયા વિષે મુંબઈનાં છાપાંમાં લખવા માંડ્યું, તે પછી જર્મનીથી આમંત્રણ મળતાં ત્યાં પણ નિયમિત રીતે બર્લિનના એક ફિલ્મી પત્રમાં મારા લેખ મોકલતો. આવાં અનેક કારણસર મારી નજર આખી દુનિયામાં ભારતના એક ભાવિક અને રાજકીય મિત્ર તરીકે જર્મની પર એકાગ્ર થયેલી હતી. તેથી જર્મનીનો એક સાહસિક નર વીર કાશ્મીરમાં એક ફિલ્મ બનાવવા ચહાય છે એ જાણીને મારા

દિલના તાર ઝણઝણી ઊઠ્યા.

કુદરતી રીતે આ જર્મન હાઇલેન્ડ કોઈ સદ્ધર ફિલ્મ કંપનીનો સાથ શોધતો હોય ત્યાં સુધી મારા જેવો અડુકદડુકીઓ વચમાં શી રીતે ટપકી પડે? તેથી તે ચારે બાજુએ ફરીને કોઈ સારો ભાગીદાર શોધવામાં સફળ થાય છે કે નહિ તેની વાટ જોવાની રહી.

થોડા જ દિવસમાં ખબર પડી કે, મુંબઈના કોઈ ધંધાદારી આ નિર્ધન સાહસવીરને દૂર કાશ્મીરમાં ફિલ્મ બનાવવામાં સહકાર આપવા તૈયાર ન થયા. પછી તરત મેં હાઇલેન્ડને મળીને તેની યોજનાની ચર્ચા કરવા માંડી ત્યારે માલૂમ પડ્યું કે તેને કોઈ નામચીન તારક-તારિકાની કે સ્ટુડીઓના કોઈ સિનની જરૂર નહોતી. તેને તો કાશ્મીર-નાં–ખાસ કરીને શ્રીનગરના બાગબગીચા ને નદી–સરોવરનાં જ કુદરતી દૃશ્યો કચકડામાં મઢીને સુંદર ફિલ્મ ઉતારવી હતી અને દુનિયાના બજારમાં તેની સારી રકમ ઉપજાવવી હતી. તેણે અગાઉ લંકાની ફિલ્મ ઉતારીને સફળતા મેળવી હતી. બાકી તેણે આફ્રિકાનાં જંગલમાં ભયંકર પ્રાણીઓનો શિકાર કરીને અને તેની ફિલ્મો અને ચિત્રો જર્મનીમાં બતાવીને સારી નામના મેળવી હતી. તેની પાસે હાલ તો તેની મોટર અને કૅમેરા હતા. અને બીજી થોડી જ સાધન-સામગ્રી વડે તેને દુનિયાભરમાં નામના મળે એવી ફિલ્મ ઉતારવાના કોડ હતા.

આ બધું સાંભળતાં મને આ યોજનામાં એક જ પગલે દુનિયાભરમાં કીર્તિ અને લાખેક રૂપિયા કમાવાની અણમોલ તક દેખાઈ. ભલે હાલના ધંધાદારીઓમાં જરૂરી કલ્પના કે સહાનુભૂતિ ન હોય તેથી તેઓ પાછા પડે. પણ હું તો ફિલ્મમાં ઝુકાવવાનું સાહસ કરીને તે વખતે ડૂબવાની તૈયારીમાં જ હતો તો હું આ તક કેમ ઝડપી ન લઉં?

મારા મનમાં આ વાતનો નિર્ણય કરીને હું પૈસાની શોધમાં નીકળ્યો. નાનુભાઈએ અને ભોગીભાઈએ મારી યોજના પર ઠંડું પાણી

રેડયું. પછી મયાશંકરભાઈને મળ્યો તો તેમણે પણ આ ફિલ્મ માટે કંઈ આપવાની ઘસીને ના પાડી. છેવટે મારા તરફ સહાનુભૂતિ ધરાવતા એક વેપારી મિત્રને વાત કરી ત્યારે તેમણે સથવારો આપવાને તૈયારી બતાવી. તેમણે ચોપાટી પર રહેતા એક શ્રીમંત બાબુલાલને વાત કરી અને થોડા દિવસમાં તે આશરે રૂ. ૧૩,૦૦૦ આ ફિલ્મ માટે આપવાને તૈયાર થયા. એટલે મેં કાશ્મીર જઈને ‘કાશ્મીરનું ગુલાબ’ એ નામની ફિલ્મ ઉતારવાને મોટર ચોતરફ દોડાવીને તૈયારીઓ કરવા માંડી.

મારી કંપનીમાં બીજી ફિલ્મનું કામ ચાલતું હતું તેમાં મધુરી વગેરે કલાકારો રોકાયેલા હતા. તેથી આવી અનુપમ ફિલ્મમાં કોઈ નવી તારિકાને ચમકાવવાનો મનસૂબો મેં કર્યો. દિલ્હીવાળાની બુદ્ધની ફિલ્મમાં કામ કરનાર સીતાદેવી તે વખતે મુંબઈમાં હતી તેથી તેની ભાળ કાઢીને તેને મળ્યો. તેને સારી રકમ આપવાનું નક્કી કરીને રોકી લીધી અને તેની સાથે તેની માતા અને એક કુટુંબી યુવાનને પણ શ્રીનગર લઈ જવાનું મેં કબૂલ કર્યું. સીતાદેવીને હું ફિલ્મમાં ઉતારું તે પહેલાં તેના અનેક ફોટા દિવારેના સ્ટુડીઓમાં પડાવ્યા. પછી તેની સાથે ‘ટાઇમ્સ ઑફ ઇન્ડિયા’ની રવિવારની આવૃત્તિ માટે ‘રૂપેરી તખ્તાની (ફિલ્મની) રાણી’ એ મથાળાં નીચે એક લેખ પણ પ્રકટ કર્યો. આમ સીતાદેવીની કીર્તિ તાજી કરીને એક જુગતા નાયકની શોધ કરવા લાગ્યો. ત્યારે વરસો પહેલાં એક નાટકમાં સારી રીતે દીપેલા મિત્ર લોહાણાને મેં પસંદ કર્યો. આમ મારા કલાકારોની પસંદગી કરીને અને થોડી જરૂરી સાધનસામગ્રી અને કલાકારોને લઈને હું શ્રીનગર જવાને તૈયાર થયો. તે પહેલાં હાઇલેન્ડ તો તેમની ગાડીમાં રસ્તાવાટે શ્રીનગર જવાને ઊપડી ગયો.

અહીં એક નાનો કિસ્સો નોંધવો જોઈએ. હાઇલેન્ડની યોજ-નામાં સાપના જાદુ રજૂ કરવાની વાત હતી. તે માટે સરેજની

નાયડુનાં બેન સુનલિની સાથે મેં ગોઠવણ કરી. બજારમાં ફરીને એક વાદી પાસેથી બે સાપ ખરીદીને તેને છાબડીમાં મૂકીને મારા સ્ટુડી-ઓમાં લઈ આવ્યો. સાપના ઝેરી દાંત પાડેલા હતા તેથી સુનલિ-નીએ વાદીની મદદથી સાપના પ્રયોગ કરવા માંડ્યા. પછી એક સવારે હું સ્ટુડીઓમાં આવ્યો ત્યારે બંને સાપ મરી ગયેલા માલૂમ પડ્યા. એટલે પછી સાપ અને સુનલિનીને રહેવા દઈને હું એક દિવસ લુહાણા અને સીતાદેવીની ટુકડી સાથે ફ્રંટિયર મેલમાં શ્રીનગર જવા ઊપડી ગયો.

તે વખતે જેલમ પરનો કોહાલા પુલ તૂટી ગયો હતો તેથી અમારે જમ્મુ થઈને બનીહાલ પાસેને રસ્તે બહુ ઊંચા પહાડી માર્ગે જવાનું હતું. અમે સિયાલકોટથી ગાડી બદલીને જમ્મુ પહોંચ્યા. ત્યાં રાતવાસો કરી વહેલી સવારે મોટરમાં ઊપડી, રસ્તામાં સહેજ જમવા-ને રોકાઈને રાતે શ્રીનગર પહોંચી ગયા. આ રસ્તો બનીહાલ પાસ સુધી આઠ હજાર ફૂટ સુધી ચઢે છે અને પછી સપાટાબંધ નીચે ઊતરી જાય છે. રસ્તામાં વનસ્પતિનાં અને હિમાલયનાં દૃશ્યો તો અદ્ભુત હતાં. પણ મને ઊંચી સપાટીએ ચઢતાં ચક્કર આવતાં તેથી આ કઠિન સફરની મજા ભોગવી શક્યો નહિ.

આ સફર શરૂ કરતાં પહેલાં જ એક અપશુકન થઈ ગયાં હતાં. હાઈલૅન્ડની ગાડી રસ્તામાં જ ખોટકાઈ ગઈ હતી તેથી તે શ્રીનગરમાં કામમાં આવે એમ નહોતું. ત્યાં પહોંચીને હાઈલૅન્ડની ગોઠવણ મુજબ અમે નદીમાં લાંગરેલી હાઉસ-બોટમાં[1] રહેવા ગયા ત્યારે બીજાં અપશુકન થયાં. સીતાદેવીએ અને તેનાં કુટુંબીઓએ આવી નાની હોડીના ઘરમાં રહેવાની ચોખ્ખી ના પાડી અને તરત તે બીજે

૧. આ નામની મોટી નાવડીમાં રહેવાની, સૂવાની અને રસોઈ કરવાની પૂરી સગવડ હોય છે. તે નદીમાં ને દાલ સરોવરમાં ફાવે ત્યાં હંકારી શકાય છે. શ્રીનગરમાં ઘણાખરા પ્રવાસીઓ આવી હાઉસ-બોટમાં જ રહે છે.

દિવસે આવવાનું કહીને એક આલીશાન હોટલમાં રહેવા ચાલી ગઈ. પછી તે બે-ત્રણ દિવસ કામ માટે આવી ખરી. પણ હાઇલેન્ડના લગભગ પહેલા જ પરિચયથી જ તેને ઘણી સૂગ ચઢી. તેણે તો હિમાંશુ રોય જેવા શ્રીમંત સાથે બાદશાહી ઠાઠમાં કામ કરેલું તેથી બે ચાર દિવસમાં તેણે હાઇલેન્ડના દિગ્દર્શન નીચે ફિલ્મમાં કામ કરવાની સાફ ના પાડી. આથી ખૂબ જ મૂંઝાઈને અમે થોડા દિવસ સીતા-દેવી સાથે વાટાઘાટમાં કાઢ્યા. પણ જ્યારે તે છેવટે ન જ માની ત્યારે તેની સાથે બધાયે કરાર રદ કરીને મેં મુંબઈ જઈ મધુરીને લઈ આવવાનો નિર્ણય કર્યો.

હું મુંબઈ પહોંચ્યો ત્યારે તો 'રાખપત રખાપત' ફિલ્મ સિનેમામાં ચાલતી હતી. મને તે જોતાં જ સાવ નિરાશાજનક લાગી. તે તૈયાર થઈ ત્યારે છેવટના ઓપ આપતી વખતે હું મુંબઈમાં નહોતો. એક જ અઠવાડિયું ચાલીને તે ફિલ્મ પતી ગઈ. એકંદરે તે ફિલ્મમાં પણ ભારે ખોટ જ આવી.

છતાં હું તો કાશ્મીરની ફિલ્મ પૂરી કરવાની હોંસે હોંસે મધુરીને અને તેના ભાઈને લઈને રાવલપિંડીને માર્ગે પાછો શ્રીનગર પહોંચ્યો ત્યારે વળી માઠા સમાચાર મળ્યા કે, અમારા નાયક લુહાણાને ડબલ ન્યૂમોનિયા થયો છે એટલે તેનું કામ તો અટકી ગયું, પણ તેનાં માતા-પિતાને શ્રીનગર સુધી લાવવાના પૈસા મારે જોખવા પડ્યા. હવે તો એને સાજો થતાં અને પછી પૂરી તાકાત આવતાં મહિના લાગે પણ ત્યાં સુધી મારાથી શ્રીનગર રોકાઈ શકાય નહિ. છતાં તે હરતો ફરતો થાય ત્યાં સુધી તો અમને શ્રીનગરમાં રહેવાની ફરજ પડી.

આ ગાળામાં જગમશહૂર દાલ સરોવરના, શાલીમાર, નિશાત-બાગ વગેરે રમણીય સ્થળોની ટૂંકી ટૂંકી ફિલ્મો ઉતારી અને છબીઓ લીધી. વળી શ્રીનગરના ગાલીચાના કારખાનામાં કોડીબંધ માણસોને

ઊન અને સુતરના ગાભાથી ભરચક ભરેલી બંધિયાર હવામાં કામ કરતાં જોઈ આવ્યો. હાઇલેન્ડની મારફત એક શ્રીમંત વેપારી સોભાનની પિછાન થયેલી, તેમની મારફત શાલ, કાશ્મીરી ખુદા અને છાપવાળી ચાદર, પાથરણાં અને કાપડ લીધું. છેવટે હાઇલેન્ડનો અને બધા પરચૂરણ ધંધાદારીઓનો હિસાબ પતાવીને અમારો બધો માલસામાન લઇ અમે મુંબઈ સીધાવ્યા.

હું લાખ રૂપિયા કમાવા શ્રીનગર ગયો હતો પણ દાલ સરોવરમાં હજ્જારો રૂપિયા ડુબાડીને ધોયેલા મૂળા જેવો પાછો ફર્યો. કાશ્મીરનું ગુલાબ લેવા ગયેલો તે હાથમાં આવતાં પહેલાં જ ચીમળાઈ ગયું. છેલ્લી ફિલ્મ નિષ્ફળ નાવડી હતી અને માથે દેવાના ડુંગર ખડકાયા હતા. હવે મારા જે મિત્રો અને સલાહકારોએ કાશ્મીરની યોજનાનો વિરોધ કર્યો હતો તેમનાં મહેણાં જ સાંભળવાનાં રહ્યાં! બધાની સલાહોને ઠોકરે મારીને જે આવાં ઘેલાં કાઢે તેને હવે પૈસા પણ કોણ ધીરે?

હવે શારદા કંપની કે મયાશંકર પાસેથી તો કોઈ આશા રહી નહિ. તે વખતે મારા મોટામાં મોટા લહેણદાર મને કાચી ફિલ્મ વેચનાર મંગળભાઈ અને તેમના ભાઈઓ હતા. તેમની સાથે સારી મહોબત હતી. તેમના હજ્જારો રૂપિયા નીકળતા હતા છતાં તેઓ હંમેશાં શાણપણથી અને સહાનુભૂતિથી વાત કરતા. મારી પરિસ્થિતિનો પૂરો તાગ મેળવીને તેમણે અબુ શેઠની સાથે મારા વિષે વાત કરી. પછી એ શેઠ આગળ દિલ ખોલીને મારી મુસીબતની કહાણી મેં રજૂ કરી. તે મને થોડાં વરસથી એક બુદ્ધિશાળી, સંસ્કારી, મહેનતુ અને પ્રમાણિક માણસ તરીકે પિછાનતા. તેમણે મઝગાંવમાં આવેલો સૂરજી વલ્લભદાસનો બંગલો સ્ટુડીઓ માટે ભાડે આપવાની અને એકંદરે ફિલ્મો બનાવવા માટે અને બાબુલાલનું દેવું ચૂકવવાને કુલ રૂપિયા સવા લાખ સુધી વ્યાજે આપવાની તૈયારી બતાવી. તે પેટે તેમને રિવાજ મુજબ

કંપનીનો બધો માલસામાન ગીરો લખી આપવાનું મેં કબૂલ કર્યું. તેમના સોલિસિટર અમરચંદ મંગળદાસે ભારે સ્ટેમ્પનો દસ્તાવેજ તૈયાર કર્યો તેના પર મેં સહી કરી ત્યારે અબુ શેઠે કહ્યું: 'મહેનત કરશો તો કમાશો.'

તરત જ મેં મઝગાંવમાં સૂરજી શેઠના બંગલામાં જઈ ત્યાં 'યંગ ઇન્ડિયા પિકચર્સ' નામે નવી કંપની શરૂ કરવાનો નિર્ણય કર્યો. તે માટે શ્રી અંબાલાલ પટેલને[૧] કેમેરા ચલાવવા અને જયરાજને[૨] નાયક તરીકે કામ કરવાને રોકી લીધા. કેટલાક જૂના સ્ટુડીઓના અને બીજા નવા કલાકારોને પણ કામે રાખ્યા. સ્ટુડીઓ બાંધવાને લાકડું લાવી સુથારોને પણ કામે લગાડચા. આવી બધી તૈયારીઓ સપાટાબંધ કરીને નવે નામે નવી ભાતીગળ ફિલ્મ શરૂ કરવાને હું તૈયાર થયો.

આ સાલમાં જ એક દિવસ સાંજે કૃષ્ણ સિનેમામાં જઈ એક છાપું વાંચતાં ખબર પડી કે, લાંબી માંદગી પછી મારી પત્ની કુમુદનું અવસાન થયું છે. તરત તો આ વાંચીને હું દુઃખી થયો. તે ઘણાં વર્ષ મારે માટે ઝૂરી ઝૂરીને છેવટે આ દુનિયા છોડી ગઈ તે માટે હું જ જવાબદાર હતો. પણ વરસો પહેલાં તેનાં માતા-પિતાને લખીને બધો સંબંધ કાપી નાખેલો તેથી હવે ખરખરાનો કાગળ લખવાને કંઈ અર્થ નહોતો.

પછી ઘેર જઈ ભૂતકાળ પર મને નજર નાખતા મારી તક અને મારી ફરજનું ભાન થયું. મારો કૃત્રિમ વિવાહ અને સગવડીઆ લગ્ન થયા પછી તો મને જાણે જનમટીપની સજા થઈ હતી. ગમે

૧. પછી તે 'પટેલ ઇન્ડિયા'ના માલિક તરીકે જાતજાતના કેમેરાનો અને બીજાં સાધનોનો બહોળો ધંધો કરી શ્રીમંત થયા છે.

૨. હાલમાં જયરાજ ફિલ્મી દુનિયામાં એક તારક તરીકે મશહૂર થયા છે.

તેવી આશાસ્પદ કે ભાવિક સખીઓ મળે પણ તેમની દોસ્તી વધારવામાં મારા લગ્નની વેદના આડે આવતી. કોઈ સ્વૈરવિહારી શ્રીમંત લગ્નની બેડી તોડી શકે પણ મારા જેવો સમાજસુધારક અને સિદ્ધાંતવાદી માણસ એવું ન જ કરી શકે.

તેથી કુમુદના અવસાનથી મારા શોક અને પશ્ચાત્તાપની લાગણી ઓસરી ગયા પછી દાયકાઓ પછી મેં લગ્નના પાંજરામાંથી છુટકારાનો દમ ખેંચ્યો. વળી 'જીવતો નર ભદ્રા પામશે' એ કહેવત યાદ કરીને મારી સખીની પસંદગીનો માર્ગ ખુલ્લો થતાં તે મારી સામે જ ઊભેલી દેખાઈ. અને તેની સાથે વરસોથી દોસ્તી વધાર્યા પછી મારો માર્ગ મોકળો થતાં તેના લગ્નની માગણી કરવાની મારી તાકીદની ફરજ સમજાઈ.

વરસો પહેલાં મહાબળેશ્વરમાં, તોફાનમાં તેની પાછળ દોડતાં નીચા દરવાજામાં મારું માથું અફળાયું, ત્યારે ખડખડાટ હસીને તેણે પોતાનું કપટ પ્રકટ કર્યું હતું. ત્યારથી જ તેની છબી મારા દિલમાં જડાઈ હતી. સન ૧૯૨૧ માં હું દા. દેશમુખની ઇસ્પિતાલમાં હતો ત્યારે તે રોજ મારી ખબર કાઢવા આવતી અને છોકરાની અદાથી કંઈક ટીખળ કરતી. સન ૧૯૨૪માં હું મુંબઈ રહેવા આવ્યો ત્યારથી જાણ્યે-અજાણ્યે કપિલાની માયાને લીધે જ હું માસ્તરના ઘરનો રસિયો બન્યો હતો. પછી તે મોટી થતી ગઈ તેમ તેના તરફ વાત્સલ્યમાંથી ભાવિક દોસ્તી જામતી ગઈ. એક વખત બીજા જુવાનિયાના અંતરાયને લીધે મારા દિલમાં ઓચિંતી ઈર્ષ્યાની જ્વાળા ભભૂકી ઊઠી, ત્યારે તેણે જ મીઠાશથી તેને ઠંડી પાડેલી. અગાઉ તેને અર્થશાસ્ત્ર શીખવવા રોજ જતો ત્યારે તેની સોહામણી મૂર્તિ દિલમાં ઊતરતી ગઈ. હવે તે છેલ્લી પરીક્ષા પાસ કરીને મારી સુજ્ઞ સખી અને સહચરી થવાને લાયક થઈ હતી. જ્યાં સુધી કુમુદ જીવતી હતી ત્યાં સુધી આવો એકરાર કરવામાં પણ પાપ લાગે. પણ હવે કુદરતે મારો માર્ગ સાફ કર્યો ત્યારે

તેને પરણવાને હું અધીરો બની ગયો, તેમજ તેના લગ્નની માગણી કરવાની મારી ફરજ પણ લાગી.

આમ હું ઘોડે ચડવાને તૈયાર થયો ત્યારે મારી લાયકાતને મેં કસોટીએ ચઢાવવા માંડી. છાપાની નોકરી કરતો હતો ત્યારે આવકનું અને ઘરનું કંઈ ઠેકાણું હતું. પણ ફિલ્મના ધંધામાં પડ્યો ત્યારથી તો મારી અણ-આવડત અને અવ્યવહારુ કલ્પનાશીલતાને અને લાગણીવેડાને લીધે ઉપરાઉપરી ખોટમાં જ ઊતરતો ગયો. પણ 'હાર્યો જુગારી બમણું રમે' એ રીતે હું મારા લહેણદારને અને જાતને ઊંડા પાણીમાં ઉતારતો જતો. પરિણામે મારે દેવાળું કાઢીને નાસી જવું પડે અથવા બીજા કોઈ શહેરમાં જઈ છાપાની નોકરી શોધવી પડે. આવો અપ્તરંગી માણસ ગૃહસ્થાઈથી પોતાનું પૂરું ન કરી શકે તો તેને કોઈ પત્ની કે ભાવી કુટુંબની જવાબદારી લેવાનો શો અધિકાર?

વળી અમદાવાદમાં ને મુંબઈમાં એકાકી જીવન ગાળતાં જે અંગત ટેવ પડી હતી તે ટાળી શકાય ખરી? રોજ નવે નવે ઠેકાણે જવાનું, રાતે જ્યાં મોડું થાય ત્યાં સૂઈ જવું, રોજ નવી સોબત અને નવા આહારવિહારની ટેવ પડેલી તે છોડીને હું એક જ ઘરનો ઠાવકો ગૃહસ્થ બની શકું ખરો?

આવા વિચાર કરતાં કપિલા સાથે લગ્ન કરવાની તાલાવેલી છેક ઓસરી ન ગઈ પણ જરા ઠંડી પડી. તોયે જેને મારી સખી માનેલી તેની સાથે તેના જીવનના ભાવિ વિષે વાતચીત કરવાનું મન થયું. તેથી તેનાં ભાઈભાંડુ મારે ઘેર આવતાં તેમની મારફત તેને મળવાનો સંદેશો મોકલ્યો.

તે મળી ત્યારે મારી માફક તે પણ ઘણી ગંભીર બની ગઈ. અમે બંને જાણે એકબીજાનું દિલ પારખવા મથતાં હતાં. કુમુદના અવસાન વિષે પહેલો તેણે જ ખરખરો કર્યો. મેં વરસોથી જાહેર રીતે થયેલા અમારા વિયોગની વાત કરીને તે પ્રકરણ ટૂંકમાં પૂરું

કર્યું. પછી મેં તેના ભવિષ્યની યોજના વિષે વાત શરૂ કરી ત્યારે તેણે તરત કહ્યું કે, હવે આવતી સાલમાં મારી પરીક્ષા પાસ કરીને પરદેશમાં આગળ અભ્યાસ કરવાનો મારો તો વિચાર છે. પરીક્ષાનું પરિણામ જણાયા પછી તરત ચારે બાજુએ અરજીઓ કરીશ અને પછી જ્યાં સ્કૉલરશીપ સાથે ભણવાનું મળશે ત્યાં ઊપડી જઈશ. આ બધી વાત સાંભળીને હું તો હરી જ ગયો. ક્યાં તેની જગતની વિશાળ ભોમમાં વિહરવાની મહેચ્છા અને ક્યાં તેને મારા સંકુચિત જીવનમાં બંદીવાન કરવાની તમન્ના !

આવી બધી વાતો કરીને હું તેને મારી ગાડીમાં સાંતાક્રુઝ મૂકવા ગયો ત્યારે કોણ જાણે કેમ હું રોજની માફક હસતો ન રહ્યો, જરા ઉદાસચિત્તે મૂંગો રહ્યો ! તે ગાડીમાંથી ઊતરી ત્યારે રજા લઈને હું ચૂપચાપ મુંબઈ તરફ પાછો વળ્યો, ત્યારે મનમાં તો મેં નિશ્ચય કર્યો કે હવે તેને ઘેર જઈ વધારે દુઃખી થવું નથી. તે વિલાયત જતી હશે ત્યારે તેને વિદાય આપવા બંદર પર જવું નહિ.

# ખંડ ૩ જો

## [૧૯૨૯–૩૧]

## ૧૦ : વિલાયતને પંથે

**સન** ૧૯૨૯ના ઉત્તરાર્ધમાં મેં નવી ફિલ્મ કંપનીનું કામ શરૂ કર્યું ત્યારે દેશભરમાં રાજકીય લડતમાં જે ભરતી આવી તેની મારા દિલ પર ઊંડી અસર પડી અને નવા ધંધાના કામ પર તેના પડછાયા પડચા.

જુલાઈના આરંભમાં ભગતસિંગ, રાજગુરુ વગેરેનો કેસ લાહોરમાં ચાલતાં 'ઇન્કિલાબ ઝિંદાબાદ'ની તેમની જે વીરહાક સંભળાઈ તે દેશમાં ચોપાસ ઝીલાઈ. તે જ માસની ૨૦મી તારીખે જર્મનીમાં ફ્રેન્કફર્ટ ખાતે શાહીવાદ વિરોધી પરિષદની બીજી બેઠક મળી અને તેમાં ભારતના સ્વાતંત્ર્યસંગ્રામને બિરદાવવામાં આવ્યો. ૧૧મી ઑગસ્ટના રોજ સુભાષબાબુના પ્રમુખપણા નીચે રાજકીય લડતમાં સહન કરનારાની પરિષદ કલકત્તામાં મળી. તેમાં ભગતસિંગ ને સાથીઓએ જેલમાં થતા સિતમની સામે જે ઉપવાસ આદર્યા હતા તે તરફ સહાનુભૂતિ દર્શાવવામાં આવી. તે વિષે તપાસ કરવાને નીમાયેલી કમિટીના વચનને માન આપીને ભગતસિંગ વગેરેએ પોતાના ઉપવાસ છોડી દીધા. પણ જતીન દાસે ૧૩ મી સપ્ટેમ્બર સુધી ઉપવાસ ચાલુ રાખીને પોતાના પ્રાણનું બલિદાન આપ્યું તેથી

દેશભરમાં ભારે તોફાન મચી ગયું. કલકત્તાના રાજમાર્ગો પર તેમના શબને વિદાય આપવાને બે માઈલ લાંબું સરઘસ નીકળ્યું અને મેકસ્વીની પછી બીજે નંબરે ઉપવાસ કરી બલિદાન આપનાર નરવીર તરીકે તેમને બિરદાવવામાં આવ્યા. નવેમ્બરની આખરે દેશના કામદારોની પરિષદ જવાહરલાલના પ્રમુખપણા નીચે મળી ત્યારે તેમાં ભાગલા પડ્યા. ડિસેમ્બરમાં અમદાવાદમાં જ કમલાદેવીના પ્રમુખપણા નીચે યુવક પરિષદ મળી ત્યારે મારા દિલમાં ઓર ઝણઝણાટી થઈ ગઈ.

આમ દેશભરમાં રાજકીય વાતાવરણ ગરમ થતું હતું ત્યારે ગાંધીજીએ વાઈસરૉય સાથે સમાધાન કરવાના જે બધા પ્રયાસ વરસભર કર્યા હતા તે છેવટે નિષ્ફળ થયા. તેથી નાતાલમાં લાહોરમાં કૉંગ્રેસની જે બેઠક જવાહરલાલના પ્રમુખપણા નીચે મળી તેમાં કલકત્તાની વરસની મહેતલ પૂરી થતાં સંપૂર્ણ સ્વરાજ હાંસલ કરવાનો ઠરાવ પસાર થયો અને તે માટે લડત આદરવાની કુલ સત્તા ગાંધીજીને સોંપવામાં આવી. છેવટે ૧૯૩૦ની પહેલી જાન્યુઆરીને દિને રાવી નદીને કિનારે સંપૂર્ણ આઝાદી મેળવવાની પ્રતિજ્ઞા જવાહરલાલે બધા પ્રતિનિધિઓને લેવડાવી ત્યારે 'ઇન્કિલાબ ઝિંદાબાદ'ની ગગનભેદી ગર્જનાઓથી તેને સર્વેએ વધાવી લીધી અને દેશની જનતા નવી લડત માટે તૈયાર થઈ.

પહેલાં છાપાના તંત્રી તરીકે ઊંચી અટારી પર ઊભો રહીને બધું નિહાળતો અને લેખ લખીને તે બધું આવરી લેતો ત્યારે મારી ફરજ બજાવ્યાનો સંતોષ હું અનુભવતો. હવે તો હું એક સામાન્ય માનવી બનીને છાપું વાંચીને બધી હકીકત જાણતો તેથી તે વિષે મારી ફરજનો વિચાર કરતો થયો. આટલાં વરસ પછી દેશ ફરીથી

જાગૃત થઈને ગાંધીજીની આગેવાની નીચે લડવાને તૈયાર થાય ત્યારે મારી ફરજ વિષે હું વિચાર કરવા લાગ્યો. અલબત્ત મારે માથે વાળ જેટલું દેવું હતું અને અબુ શેઠનાં નવાં નાણાં લઈને નવી ફિલ્મ ઉતારતો હતો તેમાંથી મારાથી ખસાય એમ તો નહોતું પણ દિલમાં ઊંડે ઊંડે રાષ્ટ્રીય ફરજના વિચાર ઘોળાતા ગયા.

જે નવા સ્થાનમાં મેં કામ શરૂ કર્યું તે બધી રીતે મને વધુ અનુકૂળ લાગ્યું. નાના પણ પૂરી સગવડવાળા બંગલાની આસપાસ સરસ ઝાડથી શોભતું ચોગાન હતું. વળી, આ બંગલો મોટા સરિયામ રસ્તાને બદલે કંઈક પહોળી ગલીમાં આવેલો હોવાથી ત્યાં બહારના વાહનવ્યવહારથી કંઈ વિક્ષેપ થતો નહિ. બંગલાના એક છેડે સ્ટુડીઓ બાંધેલો હતો તેથી તેના કોલાહલથી ઑફિસના કામમાં હરકત થતી નહિ.

સ્ટુડીઓ જેવો તેવો તૈયાર થયો એટલે પહેલું તો કાશ્મીરનું ચિત્ર પૂરું કરવા પર ધ્યાન આપ્યું. આની વસ્તુરચનાથી હું જ માહિતગાર હતો અને કાશ્મીરમાં પણ મેં જાતે વજીરનું કામ કરવા માંડેલું. તેથી આના સિન લેવાનું કામ મેં જ હાથમાં લીધું. હજારેક ફૂટ ફિલ્મ તૈયાર કરી અને થોડી છબીઓ પાડી. પણ બીજા કામની તાકીદને લીધે આ ચિત્ર મારાથી પૂરું થઈ શક્યું નહિ, તેમ સિનેમામાં ચમકાવી શકાયું પણ નહિ.

બીજું, રજપૂત કાળની 'કાળીનો એક્કો' નામની એક ફિલ્મ ઉતારવાનું નક્કી કર્યું. ત્યારથી દરેક ફિલ્મનું કામ કોઈ દિગ્દર્શકને સોંપતો. તેથી આ બધી ફિલ્મની વસ્તુ અને તેની ખૂબી અને ખામીઓ પર મારું ધ્યાન નહિ હોવાથી તેના પર વિસ્મૃતિનો પડદો પડી ગયો છે. હું કંપનીના ખરચ અને નાણાંની વ્યવસ્થામાં જ એટલો ઊંડો ઊતરતો ગયો કે જેથી બીજા કશા પર મારું ધ્યાન રહેતું નહિ.

'૨૯ના અંત પહેલાં બે મિત્રો બાબુરાવ પટેલ[1] અને દારબશા[2] મને સ્ટુડીઓ પર મળવા આવ્યા. તેમને કંઈ ફિલ્મ મારે ત્યાં ઉતારવી હતી. તે વિષે નાણાં અને કામની શરતો તેમણે નક્કી કરી અને તે પેટે કંઈ રકમ પણ આપવાનું તેમણે કબૂલ કર્યું. બંનેને માફક આવે એવા કામની બધી વિગતો નક્કી કરીને તે હસીખુશીથી રવાના થયા.

પણ આવા સામેથી પૈસા આપી જનારા તો કોઈક જ આવતા. મારે ત્યાં સવારથી જ લહેણદારોનો મોટો ધસારો રહેતો. કપડાં, કાપડ, લાકડાં, રંગ વગેરે માલ આપનાર પૈસા માગવા આવતા; તેમને મનાવવાનું ઘણું મુશ્કેલ બનતું. જો મહિનાની શરૂઆત હોય ને બેન્કમાં કંઈ રકમ હોય તો થોડી થોડી રકમના ચેક આપીને થોડાને ખુશ કરતો. પણ પાંચમો પછી ઘણા કલાકારોના અને નોકરોના ય પગાર બાકી રહ્યા હોય ત્યારે જે લહેણદારો આવતા તેમને ખુશ કરવાને હું બીજી રીત અજમાવતો. જે આવે તેને તરત પિછાનીને તેમના સ્વાગત માટે મોટી બૂમ પાડીને ચા, બિસ્કિટ, સિગારેટ, પાન વગેરે મંગાવતો. તે બધું આવતું જાય તે દરમ્યાન ધંધાદારીની અને બીજી અલકમલકની વાતો કરી તેમને ખુશ કરતો. પછી જ્યારે તે પૈસાની વાત કાઢે ત્યારે કહેતો: 'જુઓ, મારી પાસે થોડી ય રકમ હોય ત્યારે કોને કેટલા આપવા તેની ચિંતા રહેતી. પણ આજે તો સદ્‌ભાગ્યે મારી પાસે કંઈ છે જ નહિ તેથી ઘણા નિશ્ચિંત મનથી તમારું સ્વાગત કરીને જ તમારી સેવા કરું છું. બાકી ચાલુ ફિલ્મ તૈયાર થશે ત્યારે તમારું કામ પતશે.' આવાં મીઠાં વેણ હું ઘણા ખુશ-

---

૧. તે વખતે 'ફીલ્મીન્ડીઆ' નામનું અંગ્રેજી ફિલ્મી પત્ર ચલાવતા. આજે 'મધર ઇન્ડિયા' નામે અંગ્રેજી માસિક ચલાવે છે અને લોકસભાના સભ્ય છે.

૧. દારબશા મેજેસ્ટિક સિનેમા સાથે સંકળાયેલા હતા તેથી વખતો-વખત રાતે સિનેમા પર મળતા.

મિજાજથી કહેતો તેથી તે બિચારા ભવિષ્યમાં કંઈ મેળવવાની આશાથી રસ્તે પડતા.

મંગળભાઈ જેવા કાચી ફિલ્મના વેપારીનું દેવું પણ ભારે રહેતું છતાં તે તો મારી પરિસ્થિતિથી વાકેફ હોવાથી મને સતાવતા નહિ. પણ ગાડીમાં જ્યાં પેટ્રોલ ભરાવવા જતો ત્યાં મારે રોજ તગાદાના બે બોલ સાંભળવા પડતા. હંમેશાં હું આવતી ફિલ્મ સિનેમા પર આવે તેની વાટ જોવા કહેતો. પણ અનેક ફિલ્મો આવી ને ગઈ છતાં તેમનું લહેણું પત્યું નહિ ત્યારે છેવટે ઉધાર બંધ કરીને તે જ દુકાનેથી રોકડેથી પેટ્રોલ લેવાનું શરૂ કર્યું.

મહિનો શરૂ થાય ત્યારે તો અબુ શેઠ સાથે જરા મીઠી વાતો કરીને બધા માણસોના પગારનો અને બને તો કંઈક વધારે રકમનો ચેક લઈ આવતો તેથી સ્ટુડીઓમાં તો બધાને સંતોષ રહેતો. કોઈ તાકીદના કામ માટે નાનો ચેક પણ મેળવી શકતો. વખત જતાં દેવું વધતું ગયું અને કેટલાક લહેણદારો ઘણી હઠે ચડતા ત્યારે મારી પ્રણાલિકાનો ભંગ કરીને થોડા દિવસ પછીનો ચેક આપતો તે કોઈકવાર સીકરાતા ને કોઈવાર બધા પાછા ફરતા. વળી, મુલતાનીની હૂંડીઓ લખીને પણ પૈસા લાવતો અને જ્યારે તે સીકરાતી નહિ ત્યારે ભારે મુસીબત થતી. આમ ડચકાં ખાતો સન '૩૦ના જાન્યુઆરી સુધી પહોંચ્યો ત્યારે રાષ્ટ્રીય લડતમાં નવો જુવાળ ચઢતો ગયો.

તેજ અરસામાં મારે એક તડાકો પડ્યો. જનરલ મોટર્સ કંપનીએ તેના કારખાનાની ટૂંકી ફિલ્મ ઉતારવાનું કામ મને સોંપ્યું. તે ફિલ્મ એક બે દિવસમાં જ ઉતારીને મેં તેમને સોંપી દીધી અને બિલ મોકલી આપ્યું.

એવામાં હું પ્લુરસી ને ન્યૂમોનિયાના મારા ફેફસાંના જૂના દર્દથી પટકાયો. સારવાર માટે હું હરકિશનદાસ ઇસ્પિતાલમાં એક ખાસ ખંડમાં દાખલ થયો. ત્યાં મને સારી સારવાર મળી. પણ રાત-

દિવસ મારી ખરી ચાકરી તો નાગેન્દ્ર મઝમુંદારનાં બેન કીર્તિદાબેને કરી. રાતે પણ તે ત્યાં જ સૂતાં અને મારા આહાર ને આરામની સરસ વ્યવસ્થા કરતાં.

કપિલા પણ એકબે વાર મારી ખબર કાઢવા ઇસ્પિતાલમાં આવેલી. છેલ્લા થોડા મહિનામાં તેને ભાગ્યે જ હું મળ્યો હોઈશ. છતાં મારી તબિયતના સમાચારથી ચિંતાતુર થઈને તે મને મળવા આવી, તે મને બહુ જ ગમ્યું. ત્યાં સુધીમાં તેણે સ્કૉલરશીપ મેળવીને અમેરિકા જવાનું નક્કી કર્યું હતું તેથી જૂની વાત ભૂલીને તેના નવા પ્રયાણની ઘણી વાતો મોજથી કરી.

માર્ચ માસમાં મેં હૉસ્પિતાલ છોડી તે પહેલાં જનરલ મોટર્સનો ચેક મળ્યો, તે ઇસ્પિતાલના બિલ પેટે ભરી દીધો. ત્યાંથી છૂટવાને દિવસે અબુ શેઠનો ખાસ સંદેશો મળતાં હું સીધો તેમને ઘેર ગયો. શેઠ ઘણી ચિંતામાં છતાં શાંત હતા. મારી ખબરઅંતર પૂછ્યા પછી તેમણે પેટછૂટી વાત કરી: ‘જુઓ, તમે જાણો છો કે તમે આજ સુધીમાં કેટલા પૈસા ઉપાડ્યા છે? એક લાખ!’

મેં કહ્યું: ‘આપે રાજીખુશીથી આપ્યા છે અને મેં લીધા છે.’

‘બરાબર.’ શેઠે આગળ ચલાવ્યું. ‘પણ ફિલ્મો તો બરાબર ચાલતી નથી એટલે તમે ડૂબ્યા અને હું પણ ડૂબ્યો.’

આમ ઊભરો કાઢ્યા પછી શેઠે કહ્યું: ‘હજી તમે કમાઈ શકો એમ છો. તમારામાં આવડત ને હુંશિયારી છે. તમે ફિલ્મમાં પૂરું ધ્યાન આપો તો બધું સારું થશે.’

છેવટે એવું નક્કી થયું કે મારે ગ્રેટ વેસ્ટર્ન બિલ્ડિંગની મારી ઓરડી છોડીને હવે સ્ટુડીઓના મકાનમાં જ રહેવા આવવું અને સવારથી તે મોડી રાત સુધી કંપનીનાં કામ પર જ એકાગ્ર થવું. આવું બધું નક્કી કરીને મેં શેઠની રજા લીધી.

મારા ઘરની ફેરબદલી કરું તે પહેલાં કપિલાને પરદેશગમન માટે વિદાય આપવાનો પ્રસંગ આવ્યો. મુંબઈ છોડીને આગબોટમાં સીધાવવાનો દિવસ નક્કી થયો ત્યારે તેનાં કુટુંબીઓ અને સ્નેહીઓ તેને આનંદોત્સાહથી વિદાય આપવાને કંઈક સંમેલન અને પાર્ટીઓ ગોઠવતાં ગયાં. માસ્તરના ઘરના સ્નેહસંમેલનમાં તો હું ખાસ સામેલ થયો. ઘણે વખતે ફરીને બધાંને મળીને ઘણી મોજ કરી. તેને જવાને થોડા દિવસ રહ્યા ત્યારે એક દિવસ મારી સાથે કપિલાને ફરવાની રજા આપવા તારાબેનને વિનંતી કરી. તે મારા મનની વાત કંઈક જાણતાં હતાં, તેથી તેમણે કપિલાનું દિલ જરાયે વ્યગ્ર થાય એવી કંઈ વાત ન કરવાની મને સલાહ આપી અને મારી સાથે દિવસ ગાળવાની તેને રજા આપી.

હવે તે પરદેશ જઈને પોતાના અભ્યાસજીવન પર સુવર્ણકળશ ચઢાવવાને અમેરિકા જતી હતી. તેથી તેના તરફ મારી સ્વાર્થી મનોવૃત્તિ ઓસરી ગઈ. ગુજરાતમાં કામ કરતો હતો ત્યારથી સ્ત્રીજાતિની જાગૃતિ અને મુક્તિ માટે ભારે જહેમત ઉઠાવવાનો વિચાર કરતો અને તેમાં સહાય કરે એવી ઉછળતી પ્રભાવશાળી યુવતીઓ પર આશાની મીટ માંડતો. શારદાબેને ગુજરાતમાં ઘણી સહાય કરી હતી. પણ ભાવિ માટે તેમની સંસ્કારી અને સુશિક્ષિત પુત્રીઓ—લીલા અને સરલાના સાથની આશા રાખી હતી. હવે તે બંને પરણીને ગૃહિણી બની હતી. પણ કપિલા અમેરિકાથી નવા જમાનાના સંસ્કાર પામીને ગુજરાતી સમાજમાં નવી ભાત પાડશે એવી આશા મારા દિલમાં જાગી.

તેથી નક્કી કરેલે દિવસે કપિલા સાથે મારી ગાડીમાં સ્ટુડીઓ પર થઈ, પાલવા અને વરલીના દરિયાકિનારે ફરી, કોઈ સારી હોટેલમાં સારું ભોજન આરોગી, સમીસાંજે હેંગિંગ ગાર્ડન પર તેની સાથે આરામ કરવાને બેઠો. આ બધાય વખત દરમ્યાન તેને પરદેશમાં યોગ્ય તાલીમ લઈને મુંબઈ પાછી આવતાં જ સમાજની

અને સ્ત્રીજાતિની સેવા કરવાની મારી સૂચના સોનેરી રંગે ઝળકાવતો ગયો. તેણે મારી આ નવી વાત બહુ જ પસંદ કરી અને સેવાના કાર્યક્ષેત્ર વિષે ઘણા સવાલો પૂછતી ગઈ. પણ તેનું મગજ તો પરદેશની નવી દુનિયા, નવી સોબત અને નવા અભ્યાસનાં સ્વપ્નાંમાં વિહરતું હોય ત્યારે આ વિષે પોતાનો નિર્ણય તો શી રીતે કરી શકે? પણ મારા દિલને નવો વળાંક આપીને મેં તેની સાથે આખો દિવસ પેટભરીને વાતો કરી તેથી મને ઘણી શાતા વળી. પછી તેને હસતી-રમતી ઘેર મૂકી આવ્યો ત્યારે તારાબહેને પણ ખુશ થઈને ઘરમાં મારું ખરા દિલથી સ્વાગત કર્યું.

તેની વિદાયને આગલે દિવસે ખાસ આમંત્રણથી હું સાંતાક્રુઝ ગયો. ઘરમાં જમીને આખા કુટુંબ સાથે અમે જુહૂના દરિયાકિનારે પહોંચ્યાં. બધાં રેતમાં લાંબાં થઈને આળોટવા લાગ્યાં. કપિલાની બાજુએ ચાંદનીની બહારમાં મેં પણ લંબાવ્યું. કોણ જાણે કેમ તે વખતે જ તેણે જાણે મારી ડહાપણભરેલી સલાહસૂચનાના જવાબમાં ઘણી મીઠી વાતો કરીને મારા દિલને પૂર્ણ શાંતિ આપી. છતાં તેના પ્રવાસને દિવસે મારું સ્વાભિમાન ઊભળી આવ્યું. મોટી મેદનીના કોલાહલ વચ્ચે તેને બેલાર્ડ પિયર પર વિદાય આપવા હું ન જ ગયો.

દરમ્યાન સન ૧૯૩૦ના આરંભથી જ લાહોર કોંગ્રેસના ઠરાવ મુજબ દેશભરમાં આઝાદીનું આંદોલન સપાટાબંધ આગળ ધપતું ગયું. માર્ચના આરંભમાં ગાંધીજીએ વાઈસરોયને આખરીનામું મોકલીને મીઠાસત્યાગ્રહનો રણટંકાર કર્યો. તે પહેલાં જ એ લડત માટે દેશમાં જનજાગૃતિનાં પૂર ઊંચે ચઢતાં હતાં. જાન્યુઆરીની બીજીએ જ કોંગ્રેસના હુકમને માન આપીને વડી ધારાસભામાં કોંગ્રેસી આગેવાન તરીકે મોતીલાલ નેહરુએ દેશના બધા ધારાસભ્યોને પોતાના પદનાં

રાજીનામાં આપવાની હાકલ કરી. પછી બધી પ્રાંતિક અને વડી ધારાસભાના સભ્યો રાજીનામાં આપીને લડત માટે છૂટા થયા. ૧૧મી જાન્યુઆરીએ મીરતની કોર્ટમાં ૩૧ કામદાર અગ્રેસર પર રીતસર તહોમતનામાં ફરમાવવામાં આવ્યાં તેથી સમગ્ર કામદાર જગતમાં પણ ઉલ્કાપાત વ્યાપી ગયો. ૨૩મી તારીખે આગલી સાલની એક રાજકીય પરિષદના પ્રમુખપદેથી રાજદ્રોહ ફેલાવવા માટે સુભાષબાબુને એક વર્ષની સજા કરવામાં આવી અને પછી કૉંગ્રેસપ્રમુખ શ્રી જવાહરલાલના ફરમાન મુજબ ૨૬મી જાન્યુઆરીએ દેશનાં નાનાં-મોટાં અસંખ્ય શહેરોમાં આઝાદી દિન ઉજવાયો. રાષ્ટ્રીય ધ્વજ ફરકાવવામાં આવ્યો અને આઝાદીની પ્રતિજ્ઞા બુલંદ અવાજે વંચાઈ ત્યારે ચોપાસ હવા ગરમ થઈ.

૩૦મી જાન્યુઆરીએ ગાંધીજીએ સ્વરાજનો ૧૧ મુદ્દાનો કાર્યક્રમ સરકાર આગળ રજૂ કર્યો પણ તેની ધારી અસર ન થઈ. તેથી ૧૫મી ફેબ્રુઆરીએ અમદાવાદમાં જ કૉંગ્રેસની મધ્યસ્થ કમિટીએ સત્યાગ્રહની લડત શરૂ કરવાને ગાંધીજીને સંપૂર્ણ સત્તા આપવાનો તાકીદનો ઠરાવ કર્યો. ગાંધીજીએ ઘણો વિચાર કરીને છેવટે કરોડોના ઉપયોગમાં આવતા મીઠાના કાયદાને જ પોતાની લડતનું નિશાન બનાવ્યું અને બીજી માર્ચના રોજ એક અંગ્રેજ મિત્ર મારફતે વાઈસરોયને કાગળ મોકલીને આખરીનામું આપ્યું કે, તમે કૉંગ્રેસની સંપૂર્ણ સ્વરાજની માગણી કે મારા ૧૧ મુદ્દા વિષે કંઈ અનુકૂળ જવાબ નહિ આપો તો મારે ૧૨મીએ અમદાવાદથી દાંડી જવાની કૂચ શરૂ કરવાની અને ૬ એપ્રિલના રોજ નિમકના કાયદાનો ભંગ કરવાની ફરજ પડશે. આનો તુંડમિજાસી જવાબ મળતાં ગાંધીજીએ દેશના સર્વ અહિંસક સેવકોને તેમની સૂચના મુજબ ૬ એપ્રિલથી આ અવનવા સત્યાગ્રહમાં ભાગ લેવાની હાકલ કરી.

હવે એક બાજુથી લોકોની લડતની અને બીજી બાજુથી સરકારી દમનની માત્રા રોજબરોજ ચઢવા લાગી. ૭મી માર્ચે બોરસદ

તાલુકામાં રાસ ગામે વલ્લભભાઈને સરકારી હુકમનો ભંગ કરી ભાષણ કરવા માટે ત્રણ માસની સજા કરવામાં આવી. ૧૨ મીએ સવારે સાબરમતી આશ્રમમાં મળેલાં હજારો ભાઈબહેનોને વિદાયસંદેશો આપીને ગાંધીજીએ ચુસ્ત સ્વયંસેવકોના સાથમાં ' વિજય કે મોત 'નું સૂત્ર આપીને પગપાળા કૂચ શરૂ કરી. ત્યારથી તેઓ ૪ થી એપ્રિલે દાંડી પહોંચ્યા ત્યાં સુધીમાં દેશપરદેશના કેટલાય અખબારનવેશો તેમની છબીઓ અને મુલાકાત લેવા અનેક સ્થળે આવી પહોંચ્યા. ગાંધીજી રસ્તામાં બપોરે આરામ લે કે રાતે રોકાઈ જાય ત્યાં હજારો નરનારીઓને મીઠાની લડતનો પૈગામ ઘરગથ્થુ ભાષામાં સમજાવતા ગયા. ત્રીજી એપ્રિલે નવસારી પહોંચતાં તેમણે હંસાબેન વગેરે સ્ત્રી-કાર્યકરોને પરદેશી કાપડની અને દારૂની દુકાનોએ પીકેટિંગ કરવાનું એલાન આપ્યું ત્યારથી દેશભરમાં આ નવી લડતનાં મંડાણ થયાં. પાંચ એપ્રિલે દાંડી પહોંચીને બીજે દિવસે ઉપવાસ અને પ્રાર્થના કરી વિશુદ્ધ થઈ દેશની જનતાને મીઠાનો સત્યાગ્રહ કરવા તેમણે આદેશ આપ્યો. યોજના મુજબ દાંડીમાં ગાંધીજીનો સત્યાગ્રહ તો શાંતિથી પસાર થઈ ગયો. પણ તે દિવસે મુંબઈ, કલકત્તા વગેરે અનેક શહેરમાં મીઠાના સત્યાગ્રહીઓ ઉપર લાઠીઓ વિંઝાઈ અને કેટલાંયની ધરપકડ થઈ. વળી ગુજરાતમાં અને બીજે ઠેકાણે સત્યાગ્રહીઓ પાસેથી મીઠાની ગાંગડીઓ છોડાવવાને પોલીસે ભારે દમન કરવા માંડ્યું ત્યારે ગાંધીજીએ જાનના જોખમે પણ મીઠાની મુઠ્ઠી બંધ રાખવા ફરમાન છોડ્યું.

આમ આ લડત આખા દેશમાં તેમ ગુજરાતમાં અને મુંબઈમાં ફેલાતી ગઈ. તેની ઊંડી અસર મારા દિલ પર થતી ગઈ. મારાં પરિચિત અનેક ગામડે હજારોની સભાઓને ગાંધીજીએ સંબોધી.

ગુજરાતમાં ને મુંબઈમાં મીઠાના સત્યાગ્રહ અંગે પોલીસે સ્વયંસેવકો પર નિર્દય રીતે લાઠીઓ ચલાવવા માંડી. તેરમી એપ્રિલના રોજ ચોપાટી પર હજારો લોકોએ ભેગા થઈને મીઠાના કાયદાનું પૂતળું બાળ્યું તે જ દિવસે આ લડતને અંગે જવાહરલાલની ધરપકડ થઈ. તેના વિરોધમાં ૧૫ મીએ દેશભરમાં હડતાળો પડી અને થોડાં તોફાનો પણ થયાં. દેશના બીજા રાષ્ટ્રીય આગેવાનો પણ પકડાતા ગયા. મુંબઈમાં કૉંગ્રેસની યુદ્ધ કાઉન્સિલ નિમાઈ, જુવાનોનું સ્વયંસેવક દળ રચાયું અને યુવતીઓએ કેસરી રંગની સાડીઓમાં સજ્જ થઈ દેશસેવિકાનો સંઘ રચ્યો. રોજ રોજ કૉંગ્રેસ હાઉસમાં ને બહાર હજારોનાં ટોળાં જામતાં અને તેમના પર પોલીસની લાઠીઓ વિંઝાતી. કેટલીયવાર કૉંગ્રેસ હાઉસ આગળથી કે સેન્ડહર્સ્ટ રોડ પરથી પસાર થતાં હું સ્વયંસેવકો અને દેશસેવિકાઓને જોતો, રાજમાર્ગો પરથી પસાર થતા સત્યાગ્રહીઓને વિદાય આપતી હજારોની મેદનીને નિહાળતો. પહેલાં કદી નહિ જોયેલાં જનજાગૃતિનાં પૂર રોજ ને રોજ ઊંચે ચઢતાં હોય તે ક્યાં સુધી હું અલિપ્ત થઈને ટગર ટગર જોઈ રહું?

એપ્રિલ માસ પૂરો થતાં સુધીમાં તો સુભાષબાબુ ને જવાહરલાલ ઉપરાંત કાકા કાલેલકર, વીર નરીમાન, રાજગોપાલચારી વગેરે ઘણ્ અગ્રેસરો પકડાઈ ગયા. તા. ૧૫–૧૭ના રોજ ચિતાગોંગ શસ્ત્રાગાર પર ક્રાંતિકારી જુવાનોના જૂથે મરણીઆ હલ્લો કરી ઘણાં હથિયાર સર કર્યાં. તેથી ચોંકેલી સરકારે ૨૩ મીના રોજ પેશાવરના આગેવાનોની ધરપકડ કરીને તેનો વિરોધ કરનાર લોકોનાં ટોળાં પર રણગાડીઓ ચલાવી ને કેટલાંયને કચડી નાખ્યાં. આવો બધો હત્યાકાંડ અને દેશભરમાં ચાલતું દમન અસહ્ય લાગતાં વિઠ્ઠલભાઈએ ધારાસભાના પ્રમુખપદનું રાજીનામું આપી આઝાદીની લડતમાં ઝુકાવ્યું. તરત જ કૉંગ્રેસ તરફથી પેશાવરના ગમખ્વાર રાક્ષસી અત્યાચારની તપાસ કરી વિગતવાર હેવાલ તૈયાર કરવાનું કામ તેમને સુપરત થયું.

એપ્રિલમાં જ કરાંચી, મુંબઈ વગેરે ઘણે ઠેકાણે મીઠાના સરકારી ઢગલા પર તરાપ મારી મીઠું ઝડપવાનો સમૂહ સત્યાગ્રહ શરૂ થયો. મુંબઈમાં પણ આ સત્યાગ્રહીઓની પગપાળા કૂચ જોવાને રોજ હજારો નરનારીઓની મેદની રાજમાર્ગ પર જામતી. પછી સત્યાગ્રહીઓ પર પોલીસના ભયંકર લાઠીમાર થતા ત્યારે ઘવાયેલાઓને કૉંગ્રેસની ઇસ્પિતાલમાં લાવીને તેમની સારવાર થતી અને દેશસેવિકાઓ તેમની માવજત કરતી.

આ બધું જોઈને ગાંધીજીએ પણ છેવટે દાંડી પાસે ધારાસણાના સરકારી ઢગલામાંથી મીઠું લેવા જવાનો પોતાનો નિર્ણય સરકારને જણાવવાને એક પત્ર લખ્યો. પણ તે પહોંચે તે પહેલાં જ ચોથી મેની મધરાત પછી ગાંધીજીની ધરપકડ કરીને તેમને યરોડાના જેલમાં પૂરી દીધા.

પાંચમી મેના દિવસે સવારના હું મારી ઑફિસનો દાદર ચઢતો હતો ત્યારે ગાંધીજીની ધરપકડના ઓચિંતા ખબર સાંભળીને હું ઢગલો થઈ ગયો. ઘણા વખતથી ગાંધીજીને ટીકાકાર તરીકે પૂજતો હતો. પણ હવે તેમની અટકાયતના સમાચાર સાંભળીને ઘણાં વર્ષોથી અંતરમાં ઊંડી છુપાયેલી ગાંધીભક્તિ આચિંતી ઊભરાઈ આવી. ક્યાંય સુધી મારી આંખોમાંથી શ્રાવણ ને ભાદરવો વરસી રહ્યો તે રોક્યો રોકાય જ નહિ. તરત જ સ્ટુડીઓનું કામ બંધ કરીને હું ઑફિસમાં વિચાર કરતો બેઠો :

'મારા સેવાજીવનના પ્રભાતે એ મારા રાહબર હતા. વરસો સુધી તેમના હાથ નીચે તાલીમ લીધી. તેમના પ્રતાપે કેટલી પરિષદો ભરી, કેટલી સંસ્થાઓ સ્થાપી, સેવાનાં કેટલાંય કામ કર્યાં. સન ૧૯૨૧-૨૨ની લડતમાં સજા ખાઈ તે જેલમાં ગયા. પછી હું કડક ભાષણ કરીને જેલમાં જતાં તેમનો સાથી બન્યો. બહાર નીકળીને મેં તેમના આદર્શ જીવનની અને પ્રેમધર્મના કેટલી તારીફ કરી.

ચરખાની તેમની નીતિ માફક ન આવતાં હું મુંબઈ આવ્યો અને તેમનો ટીકાકાર બન્યો. પણ આજે તો વરસોથી અંતરમાં સાચવેલી જ્યોત પાછી ઝળહળાવીને તે દેશને જાગૃત કરી રહ્યા છે, ત્યારે હું પામર માનવી તરીકે મારું પેટિયું ફૂટું છું. ક્યાં એ વિરાટ અને ક્યાં હું વામન?'

આવા વિચારો મને ઘેરતા હતા. એવામાં બીજી ફિલ્મ કંપનીના ફોન આવતા ગયા, તરત હું જવાબ આપતો કે મેં તો આજે કામ બંધ કર્યું છે અને બધાને તેમ કરવાની સલાહ છે. પછી ઘણાએ મને ફોન પર પૂછ્યું કે, 'તમે ફિલ્મનો ધંધો છોડીને કૉંગ્રેસમાં જોડાઓ છો?' છેવટે કૉંગ્રેસ હાઉસ પરથી પણ કોઈએ એવો સવાલ પૂછ્યો. જવાબમાં મેં કહ્યું કે, 'મારું દિલ આજે વલોવાય છે પણ હજી ધંધો છોડી રાજકાજમાં ઝંપલાવવાનો વિચાર નથી કર્યો.' એવામાં વળી અબુ શેઠની પણ ચેતવણી મળી: 'જો જો કંઈ દોડાદોડ ન કરતા. આપણે ભલા ને આપણું કામ ભલું.'

મે માસમાં આઠમી તારીખે સોલાપુરમાં સરકારી ગોળીબારથી ૨૫ માણસોના જાન ગયા અને ત્યાં લશ્કરી કાયદો (માર્શલ લૉ) જાહેર કરવામાં આવ્યો. વળી વડાલાના મીઠાના ગંજ પર તો લડત ચાલુ રહી ત્યારે દાંડી પાસે ધારાસભામાં શુદ્ધ સત્યાગ્રહનાં નવાં મંડાણ થયાં. ત્યાં મંગલાચરણ કરવા ૧૬ મીએ સરોજિની નાયડુ ગયાં, તેમના ખુરશીને પોલીસે ૨૭ કલાક સુધી ઘેરો ઘાલીને ભૂખ્યાં રાખ્યાં. પછી તો ધારાસભાના અગર પર અમદાવાદથી અને ગુજરાતના બીજા ભાગમાંથી સત્યાગ્રહીઓની જે ટુકડીઓ આવતી હતી તેના પર પોલીસો ઘોડા દોડાવતી અને લાઠીઓના વરસાદ વરસાવતી. આથી ઘાયલ થતા જુવાનોની સારવાર માટે ધારાસણા પાસે તેમ અમદાવાદ વગેરે સ્થળે કૉંગ્રેસ ઇસ્પિતાલો ખોલવામાં આવી અને ત્યાં સેવાભાવી દાક્તરો ને દેશસેવિકાઓ તેમની માવજત

કાળજીથી કરતી. આવા અનેક પ્રસંગો ધોલેરા, વિરમગામ ને ધારાસણામાં જોઈને લોકકવિ મેઘાણીએ અમર ગીત લખ્યું :

રક્ત ટપકતી સો સો ઝોળી સમરાંગણથી આવે
કેસરવર્ણી દેશસેવિકા કોમળ સેજ બિછાવે....

આવો નવો રક્તરંગી આઝાદીનો ઇતિહાસ ગુજરાતની ધરતી પર લખાતો હતો ત્યારે મુંબઈમાં લડત કમિટીના આદેશ મુજબ અમુક અમુક તારીખે ખાસ દિન ઉજવાતા હતા. ૨૩ મીએ વેપારીઓનું, ૨૯ મીએ પારસીઓનું ને ત્રીજી જૂને મુસ્લિમોનું—આમ અનેક શાનદાર સરઘસ શાંતિથી કાઢવામાં આવ્યાં. આમ જુદા જુદા વર્ગ અને કોમનાં સરઘસ કૉંગ્રેસની લડતની સહાનુભૂતિમાં નીકળતાં ત્યારે એકવાર હું એક નાની ગાડીમાં ૧૨-૧૩ જણને ભરીને તે જોવાને નીકળ્યાનું યાદ છે. વળી ૧૬મી જૂનથી કોટની વ્હાઈટવે લેઈડલો કંપની આગળ પીકેટિંગ શરૂ થયું ત્યારે રોજ હજારોનાં ટોળાં ત્યાં જામતાં ગયાં. ત્યાં સત્યાગ્રહીઓ પર પોલીસની લાઠીઓ ઝીંકાતી ગઈ, તેમ મુંબઈની ધરતી ધ્રૂજતી ગઈ અને મારા દિલમાં ચિરાડા પડતા ગયા.

આ માસ દરમ્યાન જેમ તેમ યાંત્રિક રીતે ફિલ્મ ઉતારવાનું કામ હું ચલાવતો પણ તેમાં મને કંઈ રસ નહોતો. તે જ વખતે લહેણદારોનો ઘેરો વધારે જલદ બનતો ગયો. હવે તો મને જ મારા કામમાં શ્રદ્ધા નહોતી એટલે વાયદા પણ શા કરું ? હવે તો કોઈને વાયદા કરીને અને બીજાને નન્નો પરખાવીને જે થાય તે કરવા કહી દેતો એટલે મારી ઉપર દીવાની કોર્ટમાં ઉપરાઉપરી કેસ થવા માંડ્યા, અને મારી ગેરહાજરીમાં જ હુકમનામાં થઈ જતાં. છતાં હું મારા મનને બળજબરીથી વાળીને કામમાં પરોવવાને કોશિશ કરતો હતો.

જૂન માસની આખરે ખુલ્લા બાગ-બગીચાના સિન લેવા હું

વડોદરા ગયો. એક બે દિવસ કામ ચલાવ્યા પછી ૨૨ મીએ સવારે હું રેલવેની હોટેલમાં ચા પીતો હતો ત્યારે ‘ટાઈમ્સ ઑફ ઇન્ડિયા’ દૈનિક અંગ્રેજીપત્રમાં આગલે દિવસે મોતીલાલ નેહરુની હાજરીમાં વીસ દેશસેવિકા પર અને બીજા શીખ વગેરે સ્વયંસેવકો પર થયેલા ભયંકર લાઠીમારનો હેવાલ વાંચીને એકદમ સમસમી ગયો. મને થયું : ‘સરકાર સ્ત્રીઓ પર પણ લાઠી ચલાવતાં અચકાતી નથી. કપિલા વિલાયત ગઈ છે. પણ તે જો મુંબઈમાં હોત અને આ સરઘસમાં જોડાઈ હોત તો તેના પર પણ લાઠી પડત. બસ ! હવે ધંધો બંધ. હવે મારે ઝુકાવવું જ જોઈએ.’ આવો મનસૂબો કરી તરત મેં ફિલ્મનું કામ સંકેલી લીધું અને બધા સાથીઓ સાથે મુંબઈ પાછો ફર્યો.

તરત જ અબુ શેઠને મારી બધી વહેવારિક તેમજ માનસિક પરિસ્થિતિ સમજાવી. જ્યારે કોઈ રીતે મને કામ ચલાવવા સમજાવવાનું અશક્ય લાગ્યું, ત્યારે તેમણે આખી કંપનીનો વહીવટ મારી પાસેથી સંભાળી લેવા પોતાના વ્યવસ્થાપકને મોકલી આપ્યો. તરત જ કંપની પર ગોરો–કબજેદાર અબુ શેઠનું પાટિયું લાગી ગયું. તેથી મારા લહેણદારોને અને મારી સામે હુકમનામું બજાવવા આવનાર સર્વને પાછા વાળવાનું કામ સરળ થઈ ગયું. કંપનીનાં સર્વ માણસોની વિદાય લીધા પછી મારાં અંગત કપડાં ને સરસામાન લેવા સિવાય કંપની પર ગયો નહિ અને પછી બીજી કોઈ કંપની કે સિનેમા સામું જોયું નહિ.

હવે જિંદગી નવેસર ઘડવાને પહેલાં તો હું સાંતાક્રુઝ ગયો. ત્યાં મારાં કોટ–પાટલૂન, કોલર–ટાઈના વાઘા ઉતારીને કપિલાના ભાઈ નવીનનાં ખાદીનો લેંઘો, લાંબું પહેરણ અને સફેદ ટોપી પહેરી લીધાં. પછી તારાબેન પાસેથી સાદી ખર્ચી માટે જોઈતી થોડી રકમ લઈ

સીધો કૉંગ્રેસ હાઉસ પર પહોંચ્યો. ત્યાં જે જૂના આગેવાનો અને કાર્યકરો મને પિછાનતા હતા તેઓ મને રાષ્ટ્રીય પોષાકમાં ફરીથી સજ્જ થયેલા જોઈને બહુ ખુશી થયા. તે વખતે હંસાબેન લડત કમિટીનાં સભ્ય હતાં. તેમને મળ્યા પછી એક બે વાર તે કમિટીમાં ભાવિ લડાયક કાર્યક્રમ નક્કી થતા હતા ત્યારે મને હાજર રહેવાની રજા સહેલાઈથી મળેલી. આની સાથે પરદેશી કાપડ અને માલનો બહિષ્કાર કરવાને એક ખાસ કમિટી કામ કરતી હતી તેના પ્રમુખ સૂરજી વલ્લભદાસને મળીને તેમની નીતિરીતિથી વાકેફ થયો. આ કમિટી પાસે રોજ થોકબંધ માહિતી આવતી હતી તે પરથી તે જે પેઢી કે કંપનીને પરશી પરદેશી માલ વેચનારી જાહેર કરે તેનો સારા બજારમાં બહિષ્કાર થતો અને તેનો ધંધો બંધ થતો. પછી ઝીણા હૉલમાં ને આસપાસ સ્વયંસેવકોની અને દેશસેવિકાઓની છાવણી રહેતી તેની પણ મુલાકાત લીધી. છેવટે તે વખતે લાઠીથી ઘવાયેલા સત્યાગ્રહીઓની સારવાર માટે જે અનેક ઇસ્પિતાલો ચાલતી હતી તેની મુલાકાત લઈ આવ્યો. આમ થોડા દિવસમાં તો મુંબઈની કૉંગ્રેસનો વિશ્વાસુ સેવક બની ગયો.

તે વખતે મોટા મોટા આગેવાનો રોજબરોજ પકડાતા તેથી તરત તેમની જગ્યાએ બીજાની નિમણૂક થતી. તે મુજબ જૂનની ૨૮ મીએ વલ્લભભાઈ જેલજાત્રા પૂરી કરીને છૂટયા અને જવાહરલાલની ધરપકડ પછી પ્રમુખ થયેલા મોતીલાલ પકડાયા તેથી વલ્લભભાઈ કૉંગ્રેસના પ્રમુખ નિમાયા. તે જુલાઈના આરંભમાં મુંબઈ પધાર્યા, ત્યારે તેમનો સત્કાર કરવાને જે સરઘસ કાઢવામાં આવ્યું તેમાં હું સામેલ થયો. પછી તેમને ઉતારે જઈ તેમને મળ્યો ત્યારે જૂના સાથી તરીકે મને વિશ્વાસમાં લઈને લડતના ભાવિ વિષે તેમણે વાતો કરવા માંડી. તેમની સાથે જમીને છૂટો પડ્યો તે પછી ફરી નિરાંતે તેમને મળ્યો ત્યારે તેમણે કૉંગ્રેસ તરફથી દેશમાં કોઈ સ્થળે મને ખાસ

જવાબદારી સોંપવાની ઇચ્છા દર્શાવી. હું દેશસેવાનું કોઈ કામ કરવાને તો હવે તૈયાર હતો જ. પણ મારા દિલની વાત મેં ખુલાસાવાર તેમની આગળ રજૂ કરી:

(૧) હું બલિદાન આપવા તૈયાર છું પણ મીઠાના સત્યાગ્રહથી સ્વરાજ મળે એ મારા માન્યામાં આવતું નથી.

(૨) હિંસાથી તો આઝાદી મળ્યાના ઘણા પુરાવા ઇતિહાસમાં મળે છે; પણ અહિંસાથી તે મળે તે વિષે શંકા રહે છે.

(૩) વળી સમાજવાદ વિષે ઘણું વાંચ્યું છે અને ઘણું સાંભળું છું પણ તેનો પૂરો સાર પામ્યા સિવાય કશા કામમાં મારો જીવ ચોંટે એમ નથી.

મારી આ મુસીબતો સાંભળીને વલ્લભભાઈ ને જરા નવાઈ પામ્યા. છતાં તેમણે મારી સાથે ગાઢ સંબંધ ચાલુ રાખ્યો.

તે વખતે વિઠ્ઠલભાઈ પણ પેશાવરના હત્યાકાંડની પૂરી તપાસ કરીને મુંબઈ આવ્યા હતા. તેમને મેં ફરીથી લડતમાં પડવાની વાત કરી ત્યારે ઘણા ખુશી થયા. તેમણે વલ્લભભાઈને મળવાની પણ ઇચ્છા બતાવી. પણ જ્યારે વલ્લભભાઈ ને વાત કરી ત્યારે કહે, ‘ખાસ કંઈ કામ છે?’ સગા ભાઈ વિષે આવો જવાબ આપ્યો તેથી હું જરા ચકિત થયો.

થોડા દિવસમાં યુનિવર્સિટીની ઑફિસમાં પ્રો. કે. ટી. શાહને મળ્યો ત્યારે રાષ્ટ્રીય લડતમાં મને પાછો આવેલો જોઈ ઘણા ખુશી થયા. પછી તરત જ તેમણે કૉંગ્રેસ તરફથી આ લડતનો પ્રચાર કરવાને પરદેશ મોકલવાનું સૂચન કર્યું. હું જૂનો જોગી હોવાથી આઝાદીની લડતની પૂર્વભૂમિકાથી વાકેફ હતો અને ગાંધીજીથી તો ખાસ પરિચિત હતો. તેથી હવે આ લડત પરાકાષ્ઠાએ પહોંચી છે તેનો તાગ મેળવીને હું પરદેશમાં કૉંગ્રેસના અવિધિસરના એલચી તરીકે સારું કામ કરી શકું. આ વાત જેવી પ્રોફેસરે કરી તેવી જ મારા મનમાં

સીધી ઊતરી ગઈ. હું દેશની કોઈ જેલમાં પુરાવાને બદલે દેશપરદેશમાં આ સર્વાંગી લડતનો સારો પ્રચાર કરી શકું એવી શ્રદ્ધા મારા મનમાં તરત જામી ગઈ.

પણ આ સૂચના કૉંગ્રેસના પ્રમુખ તરીકે વલ્લભભાઈ મંજૂર કરે અને અધિકારપત્ર આપે તો જ આગળ વધાય. તેથી તરત તેમને મળ્યો ત્યારે તેમણે આવા કામ માટે મારી પૂરી લાયકાતનો તરત સ્વીકાર કર્યો. પછી તેમની મુસીબત રજૂ કરી કે, કૉંગ્રેસે સ્પષ્ટ શબ્દોમાં પ્રચાર પર પાણી મૂકવાનો ખાસ ઠરાવ કરેલો છે તેથી પ્રમુખ તરીકે હું તમને અધિકારપત્ર શી રીતે આપી શકું? પછી મારી વિનંતિથી તે ખાસ પ્રો. શાહને મળવા મારી સાથે યુનિવર્સિટીમાં ગયા. ત્યાં પ્રોફેસરની બધી વાત સાંભળીને છેવટે પોતાની મુસીબત રજૂ કરી. છતાં અંગત રીતે જે બની શકે તે કરવાની ખુશી બતાવી.

પછી વિઠ્ઠલભાઈને મળીને મેં જ્યારે પરદેશમાં પ્રચાર માટે વિલાયત જવાની વાત કરી ત્યારે તે ઘણા ખુશી થયા. તેમણે વડી ધારાસભાના પ્રમુખ તરીકે જોઈએ તેવો ભલામણપત્ર લખી આપવાની તૈયારી બતાવી. વળી, પેશાવરના હત્યાકાંડનો હેવાલ થોડા જ દિવસમાં છપાઈને આવશે તેની જોઈએ તેટલી નકલો મારી સાથે વિલાયત મોકલવા તૈયાર થયા.

બધું વિચારતાં મને પણ લાગ્યું કે, ધંધામાં નિષ્ફળ થયા પછી દેશમાં સત્યાગ્રહીનો સ્વાંગ ધારણ કરવાને બદલે પરદેશ જવાથી જ હું કંઈક સંગીન દેશસેવા કરી શકીશ. વધારે તો એ લાગ્યું કે પરદેશની યાત્રા કરવાનાં સ્વપ્નાં મુંબઈમાં વરસોથી સેવતો હતો તે આ રીતે પૂરાં થઈ શકે. વળી, સમાજવાદ, હિંસા-અહિંસા વગેરે અનેક કોયડા દેશ-દેશાંતરમાં વ્યાપક રાજકીય અભ્યાસ કરવાથી જ ઉકલી શકાય. જમાનાથી પરદેશની સફરની જે તક હું ઝંખતો હતો તે મારી આગળ આવેલી દેખાઈ. તે ઝડપી લેવાને હું કૃતનિશ્ચયી બન્યો.

પ્રો. શાહ, વલ્લભભાઈ અને વિઠ્ઠલભાઈની બધી વાત મેં તારાબેન અને પછી માસ્તર આગળ કરી. તેમણે આ સૂચન તરફ ઘણી સહાનુભૂતિ દાખવી. થોડા દિવસમાં મને કહ્યું કે, તમારે છએક માસની સફર માટે ૨૦૦ પાઉન્ડ જોઈએ અને અબુ શેઠ જો અડધા પૈસા આપે તો હું બાકીના જરૂર આપીશ.

આમ અડધે સુધી વાત આવી ત્યારે બાકીનું પૂરું કરવાને હું કોટમાં અબુ શેઠની ઑફિસે મળવા ગયો. અગાઉ તો મારા લહેણ-દારોથી કાયર થઈને મને કલકત્તા કે ગમે ત્યાં બહારગામ રવાના થવા મને કહેતા, અને ખરચ માટે જરૂરી રકમ આપવાની ખુશી બતાવતા. પણ આ વખતે હું ગયો ત્યારે મારી સામે હુકમનામું લઈને એક લહેણદાર કોર્ટના બેલિફને લઈ મને પકડી જવા આવ્યો. પણ મારા જેવાં જ ટસરનાં કોટ-પાટલૂન પહેરીને નાનુભાઈ આગળ ઊભા હતા તેમને બેલિફે પૂછ્યું : 'તમે ઇન્દુલાલ છો?' તરત બધી વાત સાનમાં સમજી જઈને મને એક ઓરડામાં જવાનો ઇશારો કરીને તેમણે બેલિફને ધમકાવ્યો : 'ઇન્દુલાલ કોણ છે? એમને ઓળખતા નથી? એમનું કામ હોય તો તે જ્યાં હોય ત્યાં જાઓ.' પછી ખાનગીમાં રડો રૂપિયો બેલિફને આપીને તેને ફરીથી અહીં જ આવવાનું સમજાવીને વિદાય કર્યો.

પછી અમે અબુ શેઠ સાથે વાતો કરવા બેઠા ત્યારે તેમણે કહ્યું : 'આ માટે જ તમને બહારગામ જવાનું કહું છું. તમને પકડી જાય તો અમારે તમને છોડાવવા કંઈ પૈસા તો જોખવા પડે. એના કરતાં તમને જ એટલા આપીએ ને તમે વહેલા રસ્તે પડો તો બહુ સારું.' ફરી વિલાયત જવાની ચોખ્ખી વાત કરી ત્યારે શેઠ તો આખા રૂ. ૨૫૦ આપવાને જ તૈયાર થયા પણ તેથી મારી ભૂખ કેમ ભાંગે?

થોડા દિવસમાં માસ્તરને મળીને મારી ધરપકડ માટે આવેલા

એલિફની વાત કરી ત્યારે તેમનું દિલ પીગળ્યું. તારાએ તે જ માસ્તરને કહ્યું કે, 'હવે ઇન્દુલાલને વિલાયત મોકલવા જ હોય તો પછી પૂરા ૨૦૦ પાઉન્ડ આપી જ દો, એટલે એને બીજા કોઈની પાસે જવું ન પડે.' માસ્તરે આ વાત ખુશીથી મંજૂર કરી. એટલે મેં તરત વિલાયતના પ્રવાસ માટે સપાટાબંધ તૈયારીઓ કરવા માંડી. એ તો ચમત્કાર જ કહેવાય કે જ્યારે અમદાવાદ જવાનું ભાડું મારી પાસે નહોતું ત્યારે સીધા વિલાયત જવાને જોઈતી સગવડ જૂના સ્નેહીઓએ કરી આપી.

હું ભારે હર્ષોન્માદથી વિલાયતના પ્રવાસનો કાર્યક્રમ વિચારતો હતો ત્યારે મારા અમદાવાદના જૂના આશ્રમના અંતેવાસી ભાઈ ટેન્ડુલકર મને મુંબઈમાં મળી ગયા. તે વખતે તે જર્મનીમાં ડિગ્રી લઈ બર્લિનમાં જ એક જર્મન યુવતી સાથે લગ્ન કરીને રહેતા હતા; અને 'બર્લિનેર ટાગેબ્લાટ' નામના જર્મન દૈનિકના પ્રતિનિધિ તરીકે દેશમાં ગાંધીજીની લડતના સમાચાર મોકલવાને આવ્યા હતા. હું જર્મનીનો પૂરો રસિયો તો હતો જ. તેથી ટેન્ડુલકરે ભારતની આઝાદીની લડતનો અને બ્રિટિશ વિરોધી પ્રચાર કરવાને બર્લિનને જ સર્વોત્તમ કેન્દ્ર તરીકે પસંદ કરવાની સલાહ આપી. તેમણે દેશમાં આવીને ગાંધીજી ને બીજા આગેવાનોને મળીને તેમના હેવાલ બર્લિન મોકલ્યા હતા અને હવે વાઈસરોયને મળવાની તજવીજ કરતા હતા. વળી ગઈ લડાઈમાં ભાંગેલા જર્મનીએ થોડાં જ વરસમાં કેવી ચમત્કારિક પ્રગતિ કરી છે તે હું પ્રો. કે. ટી. શાહનાં પુસ્તકો પરથી જાણતો હતો. આજે તે નવા ચમત્કારિક રૂપરંગે પ્રકાશે છે અને જગતની શાહીવાદ વિરોધી સંઘની ઑફિસ બર્લિનમાં છે, એ બધું ટેન્ડુલકરે કહ્યું. આનો ચોખ્ખો પુરાવો એ હતો કે સૌમેન્દ્રનાથ

ટાગોરે ગાંધીજીની દાંડીકૂચ વિષે બર્લિન રેડિયો પરથી ભાષણ ફટકાર્યું હતું. બર્લિન છેક છેલ્લી ઢબના અદ્યતન અને સ્વચ્છ શહેર તરીકે લંડનને ક્યાંય ટપી જાય છે એમ પણ તેમણે કહ્યું. વરસોથી હું બર્લિનના એક ફિલ્મી પત્રનો ભારતનો પ્રતિનિધિ હતો તેથી બર્લિન વિષે મારા દિલમાં જે પૂર્વગ્રહ હતો તે હવે ઘણો પાકો થયો અને બર્લિનને જ મારા પ્રચારનું મુખ્ય કેન્દ્ર બનાવવાનો મેં નિર્ણય કર્યો.

છતાં બર્લિન જતાં પહેલાં થોડા દિવસ લંડનમાં રહીને ઘણા મિત્રોને મળવું જ જોઈએ અને તેમની મારફત બર્લિનના કોઈ સાથીઓનાં નામ-સરનામાં મેળવવાં જ પડે. વળી, જે પ્રજાએ દોઢસો વર્ષથી આપણા કરોડોનો દેશ તાબે કર્યો છે તેનો થોડોઘણો અંગત પરિચય પણ મેળવવો જ જોઈએ અને તેના બહુરંગી જીવનથી કંઈક વાકેફ થવું જોઈએ. તેમ જ સારા યુરોપમાં, ઇંગ્લાંડમાં જ વધારેમાં વધારે હિન્દીઓ સહકુટુંબ વસે છે તેમાંથી કોઈને તો મળવું જ જોઈએ. વરસોથી સામ્યવાદી પક્ષમાં જોડાયેલા દેશસેવક શાપુરજી સકલાતવાલા બ્રિટિશ વિરોધી પ્રચાર માટે ઘણી અનુભવની સલાહ અને બર્લિન માટે ઓળખપત્રો પણ આપી શકે. તેમ દા. ચુનીભાઈએ તો લોટવાલા મારફત લંડનમાં તેમના મહેમાન થવાનો વરસો પહેલાં સંદેશો મોકલ્યો હતો. તે વખતે મારાથી નાના રમણભાઈ લંડનમાં સહકુટુંબ રહેતા હતા અને સપ્ટેમ્બર સુધીમાં લંડન પહોંચું તો કપિલા પણ લંડનમાં મળે. આ બધું વિચારીને લંડનની ટિકિટ લેવાનો અને ત્યાં પંદરેક દિવસ રહીને જ પછી બર્લિન જવાનો નિર્ધાર કર્યો.

પરદેશ જવા માટે પહેલાં પાસપોર્ટ મેળવવો પડે. હું વરસોથી કોઈ લડતમાં જોડાયો નહોતો. તેમ કોંગ્રેસની ચાલુ લડતના રંગ પણ રંગાયા વિના જ જોતો હતો. છતાં મારા પાસપોર્ટની અરજી મુંબઈના પોલીસ કમિશનરે અટકાવી દીધી. સદ્ભાગ્યે ટેન્ડુલકરને

એ આઈરીશ અધિકારી હેલી સાથે સારો સંબંધ હતો. તેથી અમે તેમને મળવા ગયા, ત્યારે તેમણે તેને ફક્ત સન ૧૯૨૩માં મને એક વર્ષની થયેલી સજાની વાત રજૂ કરી. પછી તે વખતના સંયોગોનો ને પ્રવૃત્તિનો અને પછી મારા માનસ અને જીવનમાં થયેલા પલટાનો તેમને ઊડતો ખ્યાલ આપ્યો એટલે તેમણે પોતાનો વાંધો પાછો ખેંચી લઈને પાસપોર્ટ આપવાની ભલામણ કરી. તેમાં રશિયા સિવાય યુરોપના બધા દેશમાં પ્રવાસ કરવાની છૂટ મળી.

પાસપોર્ટ નક્કી થયા પછી તુરત માસ્તરે ૧૬ ઑગસ્ટે પી. એન્ડ ઓ.ની નારકુંડા આગબોટથી લંડન સુધી સફર કરવાની ટિકિટ લઈ લીધી. આમ પરદેશની સફરનો દિવસ નક્કી થયો એટલે દેશની લડતનો આબેહૂબ ખ્યાલ આપે એવું પ્રચારસાહિત્ય ભેગું કરવા માંડ્યું. વિઠ્ઠલભાઈએ તરત પરદેશના મિત્રો પર ઓળખાણનો કાગળ લખી આપ્યો, તેમજ પેશાવરના દમન વિષે તેમના છાપેલા અહેવાલની જોઈતી નકલો આપી. કોંગ્રેસ હાઉસમાં બીજા મિત્રો મળ્યા તેમણે મુંબઈની લડતના ફોટાનું એક બંડલ આપ્યું. પછી બર્લિનના રેડિયો પરથી સૌમેન્દ્રનાથ ટાગોરે ગાંધીજીની દાંડીકૂચ વિષે એક પ્રવચન કર્યું હતું, તેથી એ કૂચની ટૂંકી પણ તાદૃશ ફિલ્મ મેળવવા મેં કોશિશ કરી તે પણ સફળ થઈ. સાથે સાથે ગાંધી-સાહિત્યનાં કેટલાંક પુસ્તકો પણ મેં મેળવ્યાં. બાકી થોડાં કોટ-પાટલૂન સિવડાવી અને નાની મોટી ચામડાની બેગ લઈને હું આગબોટમાં બેસવાને તૈયાર થયો.

જુલાઈ માસમાં મોતીલાલજીના ધરપકડ થયા પછી વલ્લભભાઈ કોંગ્રેસના પ્રમુખ થઈ મુંબઈ પધાર્યા તે પછી શહેરમાં પરદેશી માલ-

કાપડનો બહિષ્કાર વધારે જલદ થતો ગયો. બીજી પાસ સરકારે દમનનો કોરડો વધારે જોરથી વીંઝવા માંડ્યો. વ્હાઈટવે લેઈડલોની દુકાન પર વખતોવખત સ્વયંસેવકો પર લાઠીઓ વરસતી અને છતાં બહિષ્કારનો પ્રચાર કરવાને નાનાં મોટાં સરઘસો પણ નીકળતાં. તે વખતે શ્રી હંસાબહેન મુંબઈની લડત કમિટીનાં પ્રમુખ નિમાયાં હતાં તેથી તેમને મળવાને હું વખતોવખત તેમને ઘેર જતો. રાજકારણના જૂના જોગી તરીકે તેમની સાથે નવી–જૂની ઘણી વાતો કરતો. તેમની પાસેથી ચાલુ બહિષ્કાર, વેપારીઓનો સાથ, કૉંગ્રેસ બુલેટીન અને તેમાં રોકાયેલા સ્વયંસેવકોનાં સાહસ, ખાસ દિવાળીની ઉજવણીના કાર્યક્રમ વગેરે વિષે તે મને ઘણી કિંમતી માહિતી આપતાં. ત્યારે ગાંધીજીની ૧૯૨૦–૨૨ની લડતના કંઈક કિસ્સા હું તેમને સંભળાવતો. પછીથી મેં જ્યારે આઝાદીની લડતનો પ્રચાર કરવાને વિલાયત જવાની વાત કરી ત્યારે પહેલાં તેમને જરા નવાઈ થઈ અને પછી ઘણો આનંદ થયો. તેમણે તો ઘણી વાર પરદેશનો પ્રવાસ કર્યો હતો અને હાલની ઘડીએ બ્રિટિશ સીતમની ખરી હકીકત પરદેશમાં જાહેર થાય એમ તે ઇચ્છતાં હતાં.

આમ હું હંસાબેનને મળતો હતો તેવામાં તેમને ઘેર દા. સુમંતની મોટી દીકરી લીલા મહેમાન થઈ. તેને મળતાં જાણે સારાયે ગુજરાતની એક ઘણી જ બાહોશ અને લાડકી બહેનને મળ્યાનો હરખ મને થયો. વરસો સુધી અમદાવાદમાં તેના કુટુંબના અંતેવાસી તરીકે હું રહ્યો હતો અને વડોદરામાં પણ સન ૧૯૨૪ સુધી મળેલો. પછી તે બી. એ. થઈ ને રાજકોટની બાર્ટન કૉલેજની પ્રિન્સિપાલ નિમાયા પછી એકવાર ‘હિન્દુસ્તાન’ની ઑફિસમાં આવી મળેલી અને તેની સાથે સિનેમા જોવા પણ ગયેલો. વરસોથી તે હંસાબેનના ભાઈ કાંતિચંદ્રને પરણીને અદૃશ્ય થયેલી. આ સાલના આરંભમાં તેનાં માતા–પિતા સાથે તે મુંબઈ આવેલી ત્યારે સર્વને મળવા ગયો ત્યારે તેણે તેની પહેલી બેબીને મારા ખોળામાં મૂકેલી અને હવે

ફિલ્મનો ધંધો છોડીને હું વિલાયત જતો હતો તે વખતે તે ખૂબ ઊલટ-તપાસ અને ટીખળ કરવા લાગી. 'તમે ફિલ્મમાં તો છબરડો વાળ્યો. હવે દેશનું કામ કરવા જાઓ છો તે પૂરા ધ્યાનથી કરજો, નહિ તો......' ખૂબ હસતે હસતે અને આંખો નચાવતે આ ટાણાં તે મારતી હતી ત્યારે હંસાબેન પણ તેનો લડાયક સ્વભાવ પિછાનીને હસતાં. પછી તેને વારતાં. ત્યારે લીલા કહે: 'એમને તો બધું કહેવાય. એ તો ઘરના જ છે. થોડા કંઈ બહારના છે, ખરું ને?' એવો જવાબ આપતી ત્યારે બધાં ખડખડાટ હસી પડતાં.

હંસાબેનની સભાઓમાં હું ખાસ હાજર રહેતો. એક સભામાં તેમણે પોલીસના અત્યાચારનો ઉલ્લેખ કરીને કહેલું કે, મારો અવાજ જીનીવાના રાષ્ટ્રીય સંઘને પહોંચી શકે એમ હોત તો તેના તરફથી આને માટે બ્રિટિશ સરકાર પાસેથી જવાબ માગવામાં આવત. પછી વલ્લભભાઈ ભાષણ કરતા ગયા ત્યારે વ્યાસપીઠ પર બેઠેલી લીલા સાથે વાતો કરતો ગયો. ઘણે વર્ષે ફરી મળતાં વાતો તો ખૂટે જ નહિ.[1]

૧. લીલાએ તેના કૉલેજકાળમાં એક લેખ લખીને નારીપ્રતિષ્ઠા પર છીણી મૂકવા માટે રામ, ધર્મરાજા અને કૃષ્ણની સખત ટીકા કરેલી. રામે ગામગપાટાને માનીને પોતાની ગર્ભવતી સ્ત્રીને ત્યજી દીધી, ધર્મરાજા દ્રૌપદી-નાં ચીર ખેંચાયાં ત્યારે બાહુકની જેમ જોઈ રહ્યા અને કૃષ્ણે સોળ હજાર ઉપર સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં.

આવા લેખ પરથી તેના ભાવિ જાહેર જીવન વિષે મેં જે આશા રાખેલી, તે તેના લગ્નથી ભુંસાઈ ગઈ. પણ પરણ્યા પછી અવસાન સુધીમાં તેણે શાસ્ત્રકારોને, રૂઢીપૂજકોને ખુદ ગાંધીજીને પણ પડકારીને નવો ચીલો કાપ્યો હતો. સ્ત્રીસ્વાતંત્ર્ય વિષે તેણે લખ્યું:

**સ્ત્રીસ્વાતંત્ર્ય**

'અસલના કાયદા કરનારા પુરુષો બ્રિટિશ સરકાર જેવા જ દુરંદેશી-વાળા હતા. મુખ્ય ચાવી-આર્થિક સાધન-પોતાની પાસે રાખી, સ્ત્રીઓને

પોલીસના અત્યાચારની પરાકાષ્ઠા તો પહેલી ઑગસ્ટની રાતે અને બીજીએ સવારે આવી. ટિળક જયંતીને અંગે બોરીબંદર આગળ ભેગી થયેલી એક લાખ માણસની મેદનીને પોલીસે કોટમાં આગળ જતાં આખી રાત અટકાવી. વલ્લભભાઈ, મદનમોહન માલવિયા, અબ્દુલ કલામ આઝાદ વગેરે કૉંગ્રેસની મધ્યસ્થ કમિટીના અગ્રેસરો પણ બધાની સાથે આખી રાત ત્યાં રસ્તા પર બેસી રહ્યા. સવારે પૂનાથી સરકારી અધિકારી હોટ્સને હુકમ આપ્યા તે મુજબ વલ્લભભાઈ વગેરે આગેવાનોને પકડવામાં આવ્યા. હંસાબેન વગેરે સ્ત્રીઓને ગાડીમાં બેસાડી દૂર લઈ જઈ છોડી મૂક્યાં અને બાકીના

---

બીજી બધી રીતે આસમાનમાં ચઢાવી: 'યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતા:' વગેરે ખુશામત કરી; તેને ઘરેણાં-લૂગડાં જોઈએ તેટલાં કરાવી આપ્યાં, ગૃહિણીને સચિવ કહીને તેને ઘરની પ્રધાન બનાવી, ગૃહલક્ષ્મી નામ આપ્યું, દેવી, ગૃહરાણી વગેરે જાતજાતનાં સુંદર નામ આપ્યાં પણ સાથે સાથે તેને અબળા કહીને ઘરમાં બેસાડી. અબળાથી બહારનું કામ કંઈ થાય નહિ માટે તેણે પુરુષ રક્ષક બહાર જઈને કમાઈ લાવે તેનો ઉપયોગ કરવો—એમ ઠરાવ્યું......

આમ અસલથી જ પટાવી ફોસલાવીને સ્ત્રીને પરતંત્રતાની બેડી પહેરાવી દીધી, એને જ પરિણામે આપણા સંસારમાં જાતજાતના સડા દાખલ થયા.'

['પ્રેમસૌરભ' 'સ્વ. શ્રી પ્રેમલીલા મહેતાનો લેખસંગ્રહ. પાન ૩૧૧–૩૧૨.]

### સ્ત્રીઓ અને ગાંધીજી

સ્ત્રીઓનાં કર્તવ્ય વિષે ગાંધીજીના લેખની ટીકા કરતાં તેણે લખ્યું: 'ગાંધીજીએ સ્ત્રીના કર્તવ્ય વિષે પોતાના વિચારો દર્શાવતાં એક ઠેકાણે જાહેર કર્યું કે સ્ત્રીએ પોતાનું ખરું કર્તવ્ય—રેંટિયો—છોડ્યું તેથી એ પોતે દુ:ખી થાય છે અને અન્યને દુ:ખી કરે છે.

જે સેંકડો સ્વયંસેવકો તે જગ્યાએથી હટ્યા નહિ તેમના પર ભયંકર લાઠીમાર થયો. તેમાં કપિલાનો ભાઈ નવીન માથામાં સખત ઘવાયા પછી તેને જોવાને હું કૉંગ્રેસ હૉસ્પિતાલમાં ગયો, ત્યારે ખબર પડી કે એક ગોરા અધિકારીએ તેની લાકડીની લોખંડી મૂઠનો જ ઘા તેના માથા પર કર્યો તેથી તે ખૂબ ઘવાયો હતો. બીજા અનેક ઘવાયેલા ભાઈઓ પણ ત્યાં જોયા ત્યારે સરકારી હેવાનિયત પર ઘણી ચીતરી ચઢી.

હંસાબેનની આગેવાની નીચે ૧૦ મી ઑગસ્ટે રાજકીય કુરબાની આપનારાનું મોટું સરઘસ નીકળ્યું તે જોયા પછી હું આગબોટમાં પરદેશ સીધાવવાનાં સ્વપ્નમાં મહાલવા લાગ્યો.

---

'ગાંધીજીના વ્યક્તિત્વ પ્રત્યે બહુમાન હોવા છતાં પણ અમારે જણાવવું પડે છે કે એમના આ વિચારો સાથે અમે સંમત નથી. ઊલટું એક રીતે એવા પ્રત્યાઘાતી વિચારો એમના મુખેથી નીકળતા સાંભળી અમને ઘણી દિલગીરી થાય છે.

ખરી વાત તો એ છે કે, એમણે સમાજનું જે ચિત્ર રજૂ કર્યું છે-પુરુષ હળ વડે ખેડે અને સ્ત્રી રેંટિયો કાંતે-એ ચિત્ર ચિત્ર તરીકે ભલે ગમે એટલું સાદું અને મનોરમ્ય હોય પણ આજના સમાજની અનેકવિધ રચના જે સમજતું હોય તે એટલું તો જરૂરથી સમજી શકે કે આવી સમાજરચના બદલીને એને સ્થાને એમણે વર્ણવેલી, સાદી સમાજરચના મૂકી ન શકાય.

આજની અમારી સ્ત્રીઓની પરતંત્રતાનાં કારણો આર્થિક છે. પુરુષોએ ઘર બહાર રહેવાનું સ્વીકારી ઘર અને છોકરાં જ્યારથી માત્ર એકલી સ્ત્રીને સોંપી દીધાં, ત્યારથી એની ગુલામી શરૂ થઈ. એમાંથી ઊંચી આવે ત્યારે બિચારી સ્ત્રી બહાર દૃષ્ટિ લંબાવેને ?.....સ્ત્રીઓને એના રેંટિયા અને છોકરાં સાથે ઘરમાં પાછી ગોંધી દેવાની હિમાયત કરનારા વિચારો ઘણા પ્રત્યાઘાતી છે.'

['પ્રેમસૌરભ,' પ્રેમલીલા મહેતાનો લેખસંગ્રહ. પાન-૩૧૯-૩૨૧.]

છેવટ સુધી આવા ક્રાંતિકારી લેખ હિંમતભેર લખતી રહી તેથી તેને માટે મારા દિલમાં ઊંડો ભાવ તેમજ માન પણ ઉભરાતાં.

હંસાબેન ને લીલાબેનને મળતાં ગુજરાતમાં ડોકિયું કરવાની ઉત્કટ ઇચ્છા શમવાને બદલે વધી ગઈ. અમદાવાદના પણ ઘણા આગેવાનો ને નવજુવાન મિત્રો તો જેલમાં હતા અને બીજા કેટલાક ધારાસણામાં સત્યાગ્રહ કરતા હતા. તોયે લીલાનાં માતા-પિતા દા. સુમંત, શારદાબેન વગેરેને મળીને તેમની શુભેચ્છા લઈ આવ્યો. મુંબઈમાં વિલેપાર્લેમાં રહેતા દશરથલાલ જોષી અને તેમના મિત્રમંડળ સાથે મારે ફિલ્મનો ધંધો છોડયા પછી જ પરિચય થયો હતો તેમાંથી ગાઢ દોસ્તી જામી હતી. છેલ્લા દિવસમાં તો મારાં કબાટ વગેરે કેટલોય ભારે સામાન તેમને ઘેર મેં મોકલી આપ્યો, અને આગબોટમાં રવાના થતાં પહેલાં થોડા દિવસ તેમને ઘેર લીબર્ટી લોજમાં રહેવા ગયો. તે ગૃહસ્થે દેશને માટે ફકીરી નહોતી લીધી પણ સમાજની સેવા માટે ભારે ભોગ આપ્યા હતા. અમારા જીવ સહેજમાં મળી ગયેલા તેથી મુંબઈનો કિનારો છોડયા પછી કયાંય સુધી તેમના સ્નેહની સુવાસ મારા દિલમાં પમરતી રહી.

આગબોટમાં ચઢવાનો દિવસ નજીક આવી પહોંચ્યો ત્યારે કોઈ વકીલમિત્રો મારફત કંઈક ભેદી સમાચાર સાંભળી હું ચોંકી ગયો. ઊડતી વાત મુજબ મારા લહેણદારો ભેગા થઈને એક સોલિસિટર પાસે પહોંચ્યા હતા અને તેની મારફત મને મુંબઈ છોડતો અટકાવવાને કોર્ટનો હુકમ મેળવવાની તજવીજ કરતા હતા. આવું કંઈ પણ થાય તો મારી આબરૂને અને મારા ભાવિ કામને પણ ભારે ધોકો પહોંચે. તપાસ કરતાં માલૂમ પડયું કે, કોઈ લહેણદારો ભેગા થઈ કોઈ સોલિસિટરને મળેલા તો ખરા. પણ મારી પાસે એક દોઢિયું નહિ હોવાથી મારી વિલાયત જવાની વાત તેમણે છેક જ હસી કાઢી. આ

વાત પાકે પાયે સાંભળી ત્યારે મારો જીવ હેઠો બેઠો. તોયે મને કેટલાક મિત્રોએ ખાસ ચેતવણી આપી કે મુંબઈની કોર્ટની હકૂમત એડન સુધી પહોંચે છે; તેથી રખેને કોઈ લહેણદાર તમને એડન સુધીમાં મનાઈ હુકમ આપીને તમને પકડવાને બેલિફ સાથે પહોંચી જાય; માટે થોડા દિવસ તો તમારી કેબિન પકડીને બેસી રહેજો ને આગબોટ પર ધોળે દિવસે દોડધામ કરશો નહિ.

તા. ૧૬મીએ હું બેલાર્ડ પિયર પહોંચ્યો ત્યારે માસ્તર-કુટુંબ ને બીજાં અનેક સ્નેહીઓ મને વળાવવા આવ્યાં. આ બધાંની સાથે હળવી વાતો કરતો હતો તેવામાં મારો એક લહેણદાર મારી નજરે ચઢ્યો. મને તેણે બાજુએ વાત કરવા બોલાવ્યો ત્યારે મારા પેટમાં ફાળ પડી. પણ જ્યારે મેં તેની સાથે કોઈ બેલિફને જોયો નહિ ત્યારે મેં નિરાંતે વાત કરવા માંડી: 'ક્યાં જાઓ છો?' એ સવાલના જવાબમાં મેં કહ્યું કે, 'થોડા મહિના હવાફેર માટે વિલાયત જાઉં છું.' 'ત્યારે પછી અમારા લહેણાંનું શું થશે?' એમ તેણે પૂછ્યું, તેના જવાબમાં મેં કહ્યું કે, 'અહીં ધંધો કેવો ચાલે છે તે તો તમે સારી રીતે જાણો છો; હવે વિલાયતથી કંઈ કમાઈ આવું તો પછી તમારું બધાનું દેવું જરૂર ચૂકવી દઈશ.' પછી 'અમને ભૂલશો નહિ' એમ કહીને તે વેપારી રસ્તે પડ્યો.

આગબોટ ઊપડવાનો વખત થવા આવ્યો ત્યારે માસ્તરના દીકરા ચન્દ્રકાંતે પૂછ્યું: 'કેટલા વખત માટે પરદેશ જાઓ છો?' હું તો નવું સાહસ ખેડવાને તૈયાર થયેલો તેથી ચોક્કસ વિચાર તો કરેલો જ નહિ. પણ માસ્તરે છ માસનો હિસાબ કરેલો તેથી મેં જવાબમાં કહ્યું: 'આશરે છ મહિના.' કોણ જાણે કેમ ચંદ્રકાંત ઓચિંતો બોલી ઊઠ્યો: 'બેસો હવે, તમે છ મહિને નહિ પણ છ વરસે પાછા આવશો.' આવું ભવિષ્ય તો મેં પણ કલ્પ્યું નહોતું.

પણ હું ખરેખર પાંચ વરસે જ પાછો આવ્યો તેથી તેની ભવિષ્ય-વાણી કંઈક ખરી તો પડી જ.

છેવટે ઘંટડી વાગી એટલે આગબોટ પર પહોંચવાની લાકડાની સીડી હું ઝપાટાબંધ ચડી ગયો. બધો સામાન તો પહેલેથી કેબિનમાં મૂકેલો હતો. છેવટે આગબોટની ભારે સીટી વાગી ત્યારે ઉપરથી જ બધાને ફરી ફરીને હસતે હસતે મેં નમસ્કાર કર્યા. અને આગબોટની દિશા બદલાઈ ત્યારે આગબોટ પર ચક્કર મારતે મારતે પરદેશોની વિવિધરંગી સફરનાં સ્વપ્નાંમાં લીન થયો.

# ૧૧ : મુંબઈથી લંડન-બર્લિન

**ગુજરાત** છોડીને સન ૧૯૨૪માં મુંબઈમાં વસવાટ કર્યો ત્યારથી ધીમે ધીમે રાષ્ટ્રીય મટીને આંતરરાષ્ટ્રીય થવાની ભાવના સેવતો હતો. ફરી ફરીને તાજમહાલ હૉટેલ અને પાલવા બંદરથી પસાર થતાં દરિયાપારની દુનિયા જોવાનાં સ્વપ્નાં રચતો હતો. હવે જ્યારે પી. એન્ડ ઓ. કંપનીની વિશાળ આગબોટમાં પહેલી જ વાર સફર કરવાનો લહાવો મળ્યો ત્યારે મારા આનંદોત્સાહનો પાર ન રહ્યો. પહેલા દિવસમાં તો વહાણની બધી સુખસગવડ તપાસતો ગયો. સારી હૉટેલની નાની ઓરડી જેવી મારી બીજા વર્ગની કૅબિનમાંથી ડેક–તૂતક પર ચારે બાજુએ ફરીને દરિયાની તરંગમાળા અને આકાશનાં રંગબેરંગી વાદળ હું નીરખતો ગયો. છેક ખુલ્લામાં ટોળે મળીને રહેતા ત્રીજા વર્ગના પ્રવાસીઓની તકલીફ જોતો ગયો તેમ ખલાસીઓની આકરી દિનચર્યા વિષે તેમની વાતો સાંભળતો ગયો. પહેલા વર્ગના વિભાગમાં તો મારાથી જવાતું નહિ તેથી તેનાં સુખસગવડથી અજાણ રહ્યો. માત્ર આહારવિહારના ખંડમાં મજા કરતો અને ખુલ્લામાં જુવાનિયાની કંઈક રમતો જોતો અને કવચિત કોઈ સાથીઓ સાથે રમતો. ધીમે ધીમે કોઈ ગુજરાતી પ્રવાસીઓ સાથે ઓળખાણ થતાં તેમની સાથે સારો વખત ગાળવા માંડયો.

ભરદરિયાની મુસાફરીમાં વિરાટ મોજાંના અથડાવાથી અને

તોફાની પવનના જોરથી વહાણ બે બાજુએ ક્વચિત્ ઝૂકી જાય અને ઊંચે ઊછળે ને પાછું નીચે બેસી જાય. પહેલા જ દિવસોમાં દરિયાના અસાધારણ તોફાનને લીધે કેટલાય પ્રવાસીઓ માંદા થઈ ગયા અને તેમને કેબિનમાં જ પુરાઈ રહેવું પડ્યું. પણ મને દરિયાનાં આવાં તોફાનથી જરાયે તકલીફ થતી નહિ. તેથી મારી તબિયતને જરાયે આંચ આવી નહિ.

પહેલા જ દિવસથી વિલાયતના ધોરણે જે ખોરાક અમને અપાતો તે જોઈને જ હું ધરાઈ જતો. વરસોથી ઘણુંખરું એક જ વાર પૂરું ભોજન લેવાની ટેવ મને પડેલી. તેથી જ્યારે સવારે પથારીમાં જ ચા પીને નવેક વાગે નાસ્તો લેવા જાઉં ત્યારે જ જાણે મને તો પૂરા ભોજનનું ભાથું મળી જતું. છતાં અગિયાર વાગે ત્યારે પાછું કંઈક ગરમાગરમ પીણું[1] અને બિસ્કિટ અમારી આગળ ધરવામાં આવે. પછી બપોરે એકબે વાગે ત્યારે પાઉં-માખણ, અનેક પ્રકારની શાકભાજી, ભાત-પુલાવ, કઢી, મિષ્ટાન્ન—આ બધી વાનગીઓ શાકાહારીઓ અને માંસાહારીઓ માટે જુદી જુદી પીરસવામાં આવે. વળી ચાર-પાંચ વાગે ત્યારે ચા-કૉફીની સાથે ભારોભાર રોટી-મસ્કો, મુરબ્બો, કેક વગેરે પીરસાય. અને પછી રાતે તો સર્વોપરી ભોજન આરોગવાનું હોય એટલે તેમાં તો આખા દિવસની વાનગીઓ પર ચાર ચંદા ચઢાવવામાં આવે. કુદરતી રીતે હું દરેક વખતે થોડું જ ખાતો તોપણ એકંદરે હોજરી પર ભાર વધી જતો. તેથી તબિયત બગડી તો નહિ પણ નિદ્રા વધી. બપોરે ને રાતે ઘસઘસાટ ઊંઘતો. હવે ધંધાની તેમજ રાજકાજની બધીય ચિંતા હવે મૂકીને કુદરતના નવા બહારમાં ભરપૂર શાંતિ અને આરામ ભોગવતો ગયો.

થોડા દિવસમાં આગબોટે એડન બંદરે લંગર નાખ્યું એટલે

૧. તેને અંગ્રેજીમાં 'સુપ' કહે છે. તે પાણીમાં શાકભાજી, કઠોળ વગેરે ઉકાળીને તૈયાર કરવામાં આવે છે.

મારા નવા સાથીઓના એડનના મિત્રોને મળવાને હું પણ નવા મુલકની સહેલગાહ કરવા ઊતરી પડ્યો. અમે મોટરમાં બેસીને એડનનાં બજારો ને રાજમાર્ગોમાં ફર્યાં અને પછી કોઈ ગુજરાતી વેપારીઓને ઘેર ઘણે દિવસે ભાવતું ભોજન આરોગ્યું.

પછી રાતા સમુદ્રમાં સફર કરીને ફરી વહાણ પોર્ટ સૈયદ આગળ રોકાયું ત્યારે ઉતારુઓ માટે રોકવામાં આવતી એક બસમાં અમે એ શહેરમાં ફરવા ગયા. ત્યાં કંઈ બજાર અને રસ્તા પર મનગમતી થોડીઘણી ખરીદી કરીને અને થોડાં મીસરી નૃત્ય-સંગીતનો આછો પરિચય મેળવીને અમે પાછા વહાણ પર આવી ગયા. બીજા કેટલાક કેરોની સફરે ગયેલા તે બધા પાછા આવ્યા પછી આગબોટ ઊપડી. તે પછી કેટલાય દિવસ પછી યૂરોપમાં, ફ્રાંસને કિનારે માર્સેલ્સ પહોંચ્યા ત્યારે જ તે ખડી રહી.[1]

બંદર પર ઊતરતાં જ પેરીસ થઈ કેલે જવાની ગાડીના વખત પૂછીને નક્કી કરી નાખ્યો. મારી પાસે વધારાનો સામાન હતો તે બારોબાર બર્લિન પહોંચાડવાને મેં અમેરિકન એક્સપ્રેસ કંપનીના માણસને સોંપી દીધો.[2] ને બાકીનો થોડો સામાન લઈ સાથીઓ સાથે શહેરમાં ટેકસીમાં ફરવા નીકળ્યો. પોર્ટ સૈયદની માફક અહીં દુભાષિયા હતા, ભોમિયા નહોતા. અમને એક અંગ્રેજી બેંકના અધિકારીએ સલાહ આપી તે મુજબ ટેકસી કે હોટેલનું બિલ ચૂકવવાનું હોય ત્યારે અમે જે ફ્રેંચ નાણું અમારી પાસે હોય તે ધરી દેતા અને સામો માણસ જે વ્યાજબી હોય તે લઈને રવાના થતો.

---

૧. તે કાળમાં મુંબઈથી માર્સેલ્સ પહોંચતાં આશરે ૧૩-૧૪ દિવસ થતા.

૨. બ્રિટિશ માલનો અને વેપારનો પણ બહિષ્કાર કરવાની નીતિને અનુસરીને મેં થોમસ કુકની અંગ્રેજ કંપનીનો બહિષ્કાર કરીને મુંબઈથી જ અમેરિકન એક્સપ્રેસ કંપનીનો સંપર્ક સાધ્યો હતો. તેથી તેના માણસ મળતાં તેની મારફત સામાન બર્લિન મોકલવાની વ્યવસ્થા કરી લીધી.

માર્સેલ્સથી રેલગાડીમાં હું બેઠો ત્યારે વિલાયતની ગાડીનો પહેલો અનુભવ થયો. બીજા વર્ગમાં પણ રાતની મુસાફરી માટે બેસવાની જ જગ્યા હોય. ઉપરના માળિયા પર દેશમાં સૂઈએ છીએ પણ ત્યાં તો તેના પર માત્ર સામાન મૂકવાની જ ગોઠવણ હતી. એટલે આખી રાત માથા સુધી પહોંચે એવી મોટી કાચની બારીમાંથી રાતની દુનિયાનાં રૂપરંગ જોયા કરો કે બેઠક પર બેસીને ઝોકાં ખાઓ.

અમારો મેલ પૂરઝડપથી દોડતો અને કોઈક ઠેકાણે થોડી જ વાર ઊભો રહેતો. છેક લીઓં સ્ટેશને ગાડી વધારે ઊભી રહી ત્યારે અમે ભોજનાલયમાં જઈને કંઈક નાસ્તો કરી લીધો. સવારે પેરીસ આવ્યું ત્યારે અમારે તરત બીજે સ્ટેશને પહોંચીને બીજી ગાડી લેવાની હતી તેથી નવી ગાડીનું નક્કી કર્યા પછી નીચા જીવે કૉફી પીધી. ત્યાંથી ઊપડ્યા પછી થોડા જ કલાકમાં કેલે પહોંચ્યો, ત્યારે રસ્તામાં લીલાંછમ ખેતરો, સફાઈદાર ગામ–નગર, ને મકાનો પર તરી આવતી ઊંચી ચીમનીઓ તરફ મારું ધ્યાન ખેંચાયું. ત્યાંથી આગબોટમાં બેસીને ડોવર ઊતર્યો અને વળી રેલગાડીમાં બેસીને સાંજના પહોરે લંડનના વિકટોરિયા સ્ટેશને પહોંચ્યો ત્યારે કોઈ નવી દુનિયામાં દાખલ થયાનું મને ભાન થયું.

અહીં તો અંગ્રેજી ભાષાથી કામ ચાલે એટલે સામાન ટેકસીમાં મૂકીને હું સીધો દા. ચુનીભાઈ દેસાઈને[1] ઘેર હંકારી ગયો. તેમની સાથે થોડી જ વારમાં મારે દોસ્તી થઈ ગઈ અને તેમના ઘરમાં ગોઠવાઈ ગયો. પછી કપિલા તેમ જ રમણભાઈ લંડનમાં હતા તેમનો

૧. દા. ચુનીભાઈ જૂના દિલ્હીની ધારાસભાના નેતા અને શ્રીમંત વકીલ શ્રી ભૂલાભાઈ દેસાઈના મિત્ર હતા. તેમના પુત્ર શ્રી ધીરુભાઈ લંડનમાં પાર્ક એવેન્યુમાં દા. ચુનીભાઈના ઘેર રહેતા. હવે તે દેશમાં પાછા ફરેલા તેથી તેમણે ખાલી કરેલી ઓરડીમાં મારો સમાસ કરવાનું તેમણે શ્રી લોટવાલાની મારફત મને કહેવડાવેલું. પછી તેમને મુંબઈ છોડતાં મારા લંડન પહોંચવાની તારીખની ખબર પણ આપી હતી.

સંપર્ક ટેલિફોનથી સાધ્યો. કપિલા તો આખા યુરોપનો પ્રવાસ કરીને હવે અમેરિકાની આગબોટમાં જતાં પહેલાં લંડનમાં દેશી તેમ જ અંગ્રેજ મિત્રોને મળવાને જ રોકાઈ હતી. તેથી તેની સાથે મેં બીજા દિવસથી જ લંડનમાં ફરીને અવનવાં દૃશ્યો જોવા માંડયાં, કોઈ કોઈ માણસોને મળવા માંડયું અને કોઈ સંસ્થાઓનો અનુભવ લેવા માંડયો.

વિલાયતની ધરતી પર ફરીને મેં રહેવા માંડયું એટલે બહાર શહેર–બજારમાં ફરતાં બે વાત મારી આંખે તરી આવી. પહેલી તો એ કે, આ દેશનાં સ્ત્રી–પુરુષ–બાળકો આપણાં દેશીઓની સરખામણીમાં એકંદરે લાંબાં-પહોળાં અને કદાવર હતાં. તેમના પ્રમાણમાં આપણાં લોકો વામન અને દુકાળિયા જેવાં લાગ્યાં.

બીજું, સવારના સાત વાગ્યાથી રસ્તા પર ફરો તો બધાંયે માણસો એવાં સપાટાબંધ ચાલે કે કોઈ ઢીલો અને આળસુ માણસ તેમની અડફટમાં આવે તો ગબડી જ પડે. આની સાથે એ પણ જોયું કે, દુકાનો સાડાસાત–આઠે શરૂ થઈ જાય, બેંકો સાડાનવ વાગે ખૂલે અને શાળા–કૉલેજો પણ સવારમાં વહેલી જ શરૂ થાય. આમ એકંદરે બધુંય કામ વહેલું શરૂ થાય અને સાંજે વહેલું પૂરું થાય. તેથી સાંજે પાંચેક વાગ્યાથી તે રાતના બાર વાગ્યા સુધી આનંદ-પ્રમોદ કરવાની, ખાસ વર્ગોમાં અભ્યાસ કરવાની, નાટક, સિનેમા જોવાની કે ભાષણ, કમિટી, ચર્ચા વગેરેમાં ભાગ લેવાની તક બધાંને મળતી. એકંદરે જીવનનો વેગ અને વિસ્તાર આશ્ચર્યજનક લાગ્યો.

હોટેલમાં કે દુકાનમાં જાઓ તો આપણે જે જોઈતું હોય તે ઝડપથી પુછાય ને તરત જ જવાબ ન મળે તો ટકોર કરે. ત્યાં વિચાર કરીને નિર્ણય કરવાનો વખત જ ન મળે. ભાવતાલની કશી કચકચ ન ચાલે. બાંધેલા ભાવે લ્યો, નહિ તો રસ્તે પડો. વળી

બિલના પૈસા આપો એટલે પરચૂરણ સામું ધરે તે ઉપાડીને દરવાજા ભેગા થાઓ. લાસરીઆવેડા તો ચાલે જ નહિ.

લંડનમાં ન્યૂયોર્ક જેવાં બહુમાળી મકાનો તે વખતે નહોતાં. મોટા ભાગનાં બેઠા ઘાટનાં, કંઈક કાળાં પડી ગયેલાં લાગ્યાં. રાજમાર્ગ પણ વધારે પડતા વિશાળ ન લાગ્યા. પહેલે જ દિવસે ભોંયભીતર રેલવેમાં પ્રવાસ કર્યો ત્યારે મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. જમીનમાં સોબસો ફૂટ કેટલેય ઊંડે મોટાં વિરાટ પાંજરામાં ઝપાટાબંધ ઊતરાય અને ત્યાં નીચે જુઓ તો કેવાં મોટાં સ્ટેશનો અને ગોળાકાર કેટલે લાંબે સુધી કોરી કાઢેલી! ત્યાં મિનિટે મિનિટે વીજળિક ગાડીઓ આવે ને જાય અને આંખના પલકારામાં સેંકડો માણસો તેમાંથી ઊતરે અને ચઢે. તે વખતે તો આખી દુનિયામાં આવાં ભોંયરાંની ગાડી બીજા કોઈ દેશમાં નહોતી. આજે માત્ર સોવિયેત રશિયામાં છે, ને તે પણ ઘણી ભવ્ય હોવા છતાં આટલી વિસ્તૃત નહિ હોય. આ ચમત્કારિક ભોંયરામાં જ લાખો લંડનવાસીઓ, ગયા યુદ્ધમાં આશ્રય લઈને હિટલરના બૉંબમારાથી બચ્યાં હતાં.

વળી, લંડનના મધ્યભાગમાં રાજમહેલની બાજુ પર હાઈડ પાર્ક જેવો ભવ્ય વિસ્તૃત બગીચો છે ને હેમ્પસ્ટેડ હીથ જેવો વિશાળ વનવિસ્તાર છે તે પણ મને ઘણી તાજુબી ભરેલા લાગ્યા. હાઈડ પાર્કમાં નાનાં-મોટાં હજારો માણસો આખો દિવસ ફરી શકે અને સાંજે તેના એક ભાગમાં જેને ભાષણ કરવું હોય તે ખુરશી પર ઊભો થઈને કે એમ ફાવે તે વિષય પર બોલવા માંડે. ત્યાં કોઈ ફાસીવાદીની પડખે કોઈ સામ્યવાદી બોલે, કોઈ ધર્મગુરુની બાજુ પર કોઈ નાસ્તિક પ્રચાર કરે, કોઈ હિન્દી ભાઈઓ આપણી સ્વતંત્રતાની અહાલેક પોકારે ત્યારે કોઈ મજૂર નેતા કામદારોના હક્કની લડત ચલાવે.

પહેલા જ દિવસમાં લંડનના પોલીસ સિપાઈએ મારું ખાસ

ધ્યાન ખેચ્યું. ત્યાંનો કદાવર સિપાઈ લાંબો ઝભ્ભો પહેરે અને માથે ભારે બખ્તરિયા ટોપી પહેરે તેથી તેની સત્તાની છાપ પાડે. તે હાથ ધરીને એક બાજુનો સળંગ વાહનવ્યવહાર રોકે એ તો એનું સામાન્ય કામ. પણ ગમે તેટલાં વાહનો દોડતાં હોય તેની વચ્ચે પોલીસની પાસે જઈને તમે કોઈ રસ્તાની પૂછપરછ કરો તો તરત જ ટૂંકો પણ સચોટ જવાબ મળે. અને એ કોઈ નાના બાળકને રસ્તો ઓળંગતું જુએ તો તેની આંગળી પકડીને અને બધા વ્યવહાર રોકીને તેને બીજી પાસ સહીસલામત મૂકી આવે. તેથી જ ઘણા પરદેશીઓ લંડનના પોલીસ–બોબીની આ કરામત જોઈને લંડનને બાળકોનું સ્વર્ગ ગણે છે.

તેવી જ રીતે હું લંડનની બસ ને ટ્રામ પર પણ આફરીન થયો. ઘણી બસ ઉપલા માળવાળી તેથી ધીરગંભીર ગતિથી ચાલે. અહીંયાંની માફક હાંકનાર આખો વખત ભૂંગળું વગાડે નહિ, માત્ર ખાસ જરૂર લાગે ત્યારે જોરથી ઠોકે. બંને વાહનના ટિકિટ કાપનારા અજાણ્યા માણસને જરૂરી સલાહ–સૂચના આપે અને તેની જગ્યા આવે ત્યાં ઊતરવા બૂમ પાડે. ટ્રામ તો રસ્તા વચ્ચે ઊભી રહે ત્યારે ટિકિટવાળો નીચે ઊતરીને બાજુ પરથી જતાં બધાં વાહનને આડો હાથ કરીને રોકે જેથી મોટાં–નાનાં બધાં નિરાંતે ફૂટપાયરી પર પહોંચી જાય.

લંડનમાં કપિલા મારી પહેલી માર્ગદર્શક બની. તેની સાથે જ ભોંયભીતરની ગાડીમાં બેઠો, હોટેલો ને ઉપાહારગૃહોમાં ગયો, હાઈડ પાર્કમાં ને પરા વિસ્તારમાં ફર્યો ને કોઈ દેશી-વિદેશી મિત્રોનો મહેમાન થયો. દરેક સ્થળ ને વાહનના શિરસ્તા અને નિયમો તે સમજાવતી

ગઈ. કોઈવાર મારા અજ્ઞાનનો લાભ લઈને મારી મશ્કરી પણ કરતી ત્યારે અમે હસી પડતાં.

મારા નાના ભાઈ રમણભાઈને અને ભાભી વિનોદબેનને એક-બે દિવસમાં જ હું મળ્યો. તેઓ વરસેક દરમ્યાન ભારતની રંગભૂમિ પર એક વિસ્તૃત નિબંધ-પુસ્તક લખીને ડૉકટરની પદવી મેળવવાની તૈયારી કરતા હતા. તેથી ત્યાંના લેખકો-નાટકો અને રંગભૂમિના તે જાણકાર હતા, એટલે તેમની પાસેથી મને ઘણું જાણવાનું મળ્યું. થોડા દિવસ પછી તેમની સાથે મિસિસ નાઈટને ઘેર[1] સરસ ગુજરાતી ભોજન આરોગીને હું છૂટો પડ્યો.

લંડનમાં ઘણાં વરસથી રહેતા શાપુરજી સકલાતવાળાને પણ થોડા દિવસમાં હું મળ્યો ત્યારે મુંબઈમાં અગાઉ તેમને મળેલો ત્યારની ઓળખાણ તાજી કરી. મારા જાહેર જીવનના ભોમિયા બનીને તે મને હિન્દી વિદ્યાર્થી ભવન જોવા અને પછી પાસે રહેતા મારા જૂના મિત્ર લોટવાલાને[2] મળવાને લઈ ગયા. તે વખતે તે સ્ટાલિનના અને રશિયાના સામ્યવાદી શાસનના કડક ટીકાકાર બન્યા હતા. જે સકલાત-વાળાને અગાઉ તેમણે પાર્લામેન્ટની ચૂંટણી માટે અને પ્રચાર માટે ઘણી મદદ કરેલી તેમની સાથે હવે સહેજવારમાં તણખા ઝરતા.

સકલાતવાળા સાથે, સામ્યવાદીઓ અને તેમના સાથીઓ

૧. ગુજરાતના વિજ્ઞાનના જૂના અધ્યાપક દા. કે. જી. નાયક, સ્વ. અધ્યાપક કાંતિલાલ પંડ્યા વગેરે જૂની પેઢીના ગુજરાતીઓ લંડનમાં આ બાઈના અતિથિભવનમાં રહેલા અને ત્યારથી જ ત્યાં સારી ગુજરાતી વાનીઓ રાંધવાનો શિરસ્તો હતો. રમણભાઈ મારફત મને પણ એ જાણીતાં ભવનમાં ભોજનનો લાભ મળ્યો.

૨. લોટવાલા મુંબઈમાં ‘હિન્દુસ્તાન’ દૈનિક ગુજરાતી પત્ર ચલાવતા. લગભગ દર ઉનાળે લંડનમાં એક મકાન રાખી રહેતા અને ત્યાં અગાઉ સામ્યવાદના પ્રચારમાં સહાય આપતા.

તરફથી કામદારોની લડતમાં મદદ કરવા માટે અભ્યાસ, સંશોધન અને પ્રચારની જે અનેક સંસ્થાઓ ત્યાં ચાલતી હતી તેની મુલાકાતે હું ગયો. સામ્યવાદી પક્ષની કચેરીમાં મંત્રી હેરી પોલીટને તેમજ શાહીવાદ વિરોધી સમિતિના મંત્રી બ્રીજમેનને હું મળ્યો. કદાચ, મારા પર તે વખતે વધારે ઊંડી છાપ તો કામદારોના માસિકના વ્યવસ્થાપક ક્લેમંટ દત્તની[1] પડી. ચારે બાજુએથી લાકડાંનાં કબાટ ને પુસ્તકોના ઘોડાથી ભીડાવેલી એક નાની ઓરડીમાં ઝાકઝમાળ બત્તી નીચે એક ઊંચા ટેબલ પર ક્લેમંટ ઊભે ઊભે કામ કરતો હતો. તેની આગળ દુનિયાનાં પૂર્વ-પશ્ચિમનાં, દેશ-દેશાંતરનાં પત્રો, પત્રિકાઓ, ટિપ્પણો, કાગળો વગેરે સાહિત્ય પાથરેલું હતું. તે બધાનો સાર તારવીને પોતાના પત્રમાં તે ઉતારતો હતો. આમ આખી દુનિયાના સાહિત્યનું વિહંગાવલોકન કરીને કામદારોને આદેશ આપનાર આ ભાઈની મને ઘડીભર અદેખાઈ આવી; કારણ કે ભારતની માફક ઇંગ્લાંડમાં કોઈ વાદ કે વિચારના પ્રચાર પર પ્રતિબંધ નહોતો—વિચાર ને વાણીનું પૂરું સ્વાતંત્ર્ય હતું.

કેટલાય દિવસ સુધી સકલાતવાળા આવું બધું માર્ગદર્શન આપતા ગયા તેમ ભારતની સંપૂર્ણ આઝાદીની લડતના સાચા સાથીઓ સાથે મને મેળવીને રાજકીય ચર્ચાઓ યોજતા ગયા. તે વખતે તો દેશમાં લડત ચાલતી હતી, તેનો ચિતાર હું આપતો ગયો તેમ તે વિષે લંડનના જ હિન્દીઓનાં ટીકાટિપ્પણ હું સાંભળતો ગયો. પછી આ બધાયે પ્રસંગોમાં અને ચર્ચાઓ દરમ્યાન સકલાતવાળાની ભારતની જનતા અને આઝાદીની લડત માટે ઊંડી દિલચસ્પીની મારા પર ઊંડી છાપ પડી, તેમ દરેક વિષયના મર્મને પિછાનવાની અને તેને તાદૃશ ઘરગથ્થુ ભાષામાં રજૂ કરવાની તેમની શૈલીથી હું પ્રભાવિત થયો.

---

૧. તે વખતે એ માસિકના તંત્રી રજની પામદત્ત પરદેશ હતા, તેથી તેમના ભાઈ ક્લેમંટને તેમના કાર્યાલયમાં મળેલો.

સપ્ટેમ્બર આગળ ધપતો ગયો તેમ લંડનનાં બધાં જનપ્રસિદ્ધ સ્થાનક—રાજમહેલ, ડાઉનિંગ સ્ટ્રીટનું વડા પ્રધાનનું મકાન, પાર્લામેન્ટની ભવ્ય ઇમારત અને તેનું જાણીતું ટાવર 'બીગ બેન' 'વૉટર્લુ' પુલ, ને સ્ટ્રેન્ડનો નદીકિનારો, 'બેંક ઑફ ઇંગ્લાંડ'નું કાળુંભૂત ભારેખમ મકાન અને તેની આસપાસ આવેલી ધનાઢ્ય કંપનીઓની મહેલાતો, જૂના વખતના સાંકડા પથ્થરીઆ રસ્તા અને નવા જમાનાના વિશાળ રાજમાર્ગ—આ બધું ધીમે ધીમે જોતો ગયો. 'બ્રિટિશ મ્યુઝિયમ' જોયું ત્યારે પ્રાચીન કાળની દેશ દેશની અદ્ભુત શિલ્પકળાના નમૂના જોઈને હું દંગ થયો. પછી જ્યારે કોઈ મિત્રની ભલાઈથી તેના ભવ્ય મકાનમાં સાચવેલાં વિરાટ પુસ્તકાલય પર સહેજ નજર નાખી ત્યારે તો હું સાનંદાશ્ચર્યમાં લીન થયો. વિરાટ ગોળ ખંડમાં ચોપાસ હજારો લાખો ચોપડીઓ દેખાઈ અને તે વાંચનાર માટે સેંકડો ટેબલ ગોઠવેલાં દેખાયાં. અહીં વાંચવા માટે પાસ લેવો પડે અને દિવસે પુસ્તકાલય ખુલ્લું હોય ત્યારે અંદર બેસીને જ ચોપડીઓ વાંચી શકાય. બહાર કંઈ લઈ જઈ શકાય નહિ. આવી રીતે જ સદીઓના વારાફેરામાં આ પુસ્તકાલયનો ભંડાર ખપી જવાને બદલે વધતો જ ગયો છે અને દુનિયાના આવા રાષ્ટ્રીય ભંડારમાં ઘણું ઊંચું સ્થાન ધરાવે છે.

લંડન છોડવાનો દિવસ નજીક આવ્યો ત્યારે સકલાતવાળા પાસેથી બર્લિનની ઉપયોગી સંસ્થાઓ અને તેના આગેવાનોનાં નામ-સરનામાં મેં ટપકાવી લીધાં. તેમાં રહેવા-જમવા માટે હિન્દુસ્તાન હાઉસનું અને 'શાહીવાદ વિરોધી કેન્દ્રીય સમિતિ'નું તેમજ તેના મંત્રી શ્રી વીરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયનું[1] સરનામું મેં નોંધી લીધું.

૧. વીરેન્દ્રનાથ શ્રી સરોજિની નાયડુ અને કવિ હરીન્દ્રનાથના મોટાભાઈ હતા. સામ્યવાદી પ્રચારક હોવાથી તેમને યૂરોપના ઘણાખરા દેશમાંથી હદપાર કરવામાં આવ્યા હતા.

મારે વિષે વીરેન્દ્રનાથને ઓળખાણનો કાગળ લખવાનું પણ તેમણે સ્વીકાર્યું. તે વખતના જર્મનીમાં આપણી લડતના પ્રચારની સારી શકયતાઓ તે પણ પિછાનતા તેથી લડાઈ પછીના જર્મનીના અનુભવી તરીકે ત્યાંની પ્રવૃત્તિ વિષે મને ઘણી સલાહ આપીને તે છૂટા પડયા.

કપિલાને સપ્ટેમ્બરની આખરે અમેરિકા જવાનું હતું, તેથી તેણે આખા યૂરોપના અને ખાસ કરીને જર્મનીના મિત્રોનાં નામ-સરનામાં મને લખી આપ્યાં. તેને વિદાય આપવાને હું તેની સાથે સાઉથેમ્પ્ટન પહોંચ્યો અને ત્યાંના બંદરે લાંગરેલી યૂરોબા નામની જર્મન આગબોટ પર પણ તેને મૂકવા ગયો. તે વખતે સાધારણ અંગ્રેજી વહાણ સાતેક દિવસે અમેરિકા પહોંચતું, ત્યારે 'યૂરોબા' સાડાપાંચ દિવસમાં ન્યૂયોર્કની જાત્રા કરતી. તે વખતે જર્મનીનો હું પક્ષપાતી હતો. તેથી યૂરોબાની ગંજાવર શક્તિ અને તેની અંદરની રૂડીરૂપાળી વ્યવસ્થા પર હું મોહિત થયો. પછી થોડીવારમાં કપિલાને વિદાય આપીને હું લંડન પાછો ફર્યો.

લગભગ આખો મહિનો હું લંડનમાં ઊંચા જીવે જ રહ્યો હતો. મેં જર્મની–બર્લિનની જાત્રાએ જતે જતે લંડનમાં ટૂંકો વિસામો જ કર્યો હતો. ત્યાં કોઈ સંસ્થાઓમાં મારું મન ચોંટયું નહિ તેમ સકલાતવાળા અને મારા યજમાન ડૉ. ચુનીભાઈ સિવાય કોઈની સાથે મારું મન મળ્યું નહિ.

અલબત્ત આપણા દેશના પ્રમાણમાં ઇંગ્લાંડ ઘણી રીતે ઘણો ચડિયાતો દેશ લાગ્યો. તેનાં માણસો હૉટેલમાં, દુકાનમાં કે ઑફિસોમાં મળતાં તો બહુ જ વિનય ને વિવેકથી વર્તતાં. પણ આ ઉપરચોટિયા સ્વાંગની નીચે હિન્દીઓ અને સર્વ શામળા લોકોની સામે અંગ્રેજોના

દિલમાં ભારે રંગદ્વેષ દબાયેલો રહેતો અને તે કોઈ કોઈ વખતે ભભૂકી ઊઠતો ત્યારે સર્વ સ્વમાની માણસોનાં કાળજાં બળીને ખાખ થતાં. તેથી બધા હિન્દીઓની માફક હું પણ લંડનમાં જલકમલવત્ જ રહ્યો અને વહેલામાં વહેલો બર્લિન જઈને આપણી લડતનો પ્રચાર કરવાને તલસતો હતો.

વળી, ભારતમાં જેમની સરકારની સામે આવડી મોટી લડત ચાલતી હતી તેમની સામે પણ મારા દિલમાં સખત વિરોધ અને રોષ ભારોભાર ભરેલો હતો. થોડા વખત પર અંગ્રેજ સાર્જન્ટોએ ટિળકની પુણ્યતિથિને દિને મારા યુવાન મિત્રોનાં માથાં ભાંગેલાં મેં જોયેલાં તે પછી તેમના જાતભાઈઓ માટે મારા દિલમાં ઊમળકો કેમ આવે?

મારું દિલ તો લંડનમાં જરાયે ઠર્યા વિના ક્યારનું બર્લિન પહોંચી ગયું હતું. હવે ઑક્ટોબરના આરંભમાં ત્યાં જવાનો દિવસ ઊગ્યો ત્યારે દા. ચુનીભાઈની વિદાય લઈને હું હાર્વિચ બંદરની ગાડીમાં બેઠો. એ બંદરેથી હોલેન્ડનાં બંદર 'હૂક ઑફ હોલેન્ડ' સુધી આગબોટમાં પહોંચ્યો અને ત્યાં ઊભેલી રેલગાડીમાં બેસીને સાંજે બર્લિનના ચાર્લોન્ટનબર્ગ સ્ટેશને ઊતર્યો. ત્યાંથી સામાન લઈ સીધો 'હિન્દુસ્તાન હાઉસ' ગયો ત્યારે માલમ પડ્યું કે, તેના વ્યવસ્થાપક ભાઈ સોભાને પાસેના જ મકાનમાં મારે માટે એક ઓરડી રાખેલી જ હતી. તેથી મકાનમાં વાસો કરીને મેં નવી યાત્રા શરૂ કરી.

પહેલી જ રાતે મારા જર્મન ફિલ્મી મિત્ર હાઈલેન્ડનો ટેલિફોન શોધીને મેં તેમનો સંપર્ક સાધ્યો. મેં તેમને પહેલો કાગળ લખેલો નહિ તેથી મને ઓળખીને પહેલાં નવાઈ પામ્યા અને પછી મને 'ફાધરલેન્ડ'નામની

ભવ્ય હૉટેલ બતાવવાને તેમણે ' પોટ્સ દામર પ્લાટ્સ 'ના ભોંયભીતર રેલવેના સ્ટેશને મળવા સૂચવ્યું. નક્કી કર્યા પ્રમાણે તે મળી ગયા. ત્યારે હસીખુશીથી હાથ મિલાવ્યા પછી અમે બંને એક એક માર્કની પ્રવેશ ફી આપીને અંદર દાખલ થયા.

હાઈલેન્ડે મને સમજાવ્યું કે, આ વિરાટ હૉટેલમાં તો ઇંગ્લાંડ, વિએના( ઑસ્ટ્રીઆ ), હંગેરી, તૂર્કી વગેરે જુદા જુદા દેશની ખાણીપીણી પીરસવાને જુદા જુદા વિભાગ યોજેલા છે. આખી હૉટેલ રોશનીથી ખૂબ જ ઝાકઝમાળ હતી અને ત્યાં ખાતાંપીતાં સેંકડો નરનારીઓ મુક્ત આનંદવિહાર કરતાં હતાં. વિએનાના ખંડમાં ગયા તો ત્યાં ઑસ્ટ્રીઅન વેશભૂષામાં સજ્જ થયેલી માત્ર સ્ત્રીઓ જ બૅન્ડ વગાડતી હતી. અને જુવાનીઆનાં જોડકાં ખુબ તાનથી નાચતાં હતાં. પછી તૂર્કીના ખંડમાં ગયા ત્યારે ત્યાં જાણી-બૂઝીને આછો અંધારપટ રાખ્યો હતો અને તૂર્કી વસ્ત્રભુષામાં શોભતાં સ્ત્રી-પુરુષો કાળી કડવી કૉફી નાના પ્યાલામાં પીરસતાં હતાં. આવા બધા ખંડમાં જરાયે બેઠા વિના અમે ફર્યાં. કયાંય બેસીએ તો ત્યાં કંઈક ખાવુંપીવું પડે ને પૈસા ખોખવા પડે તે અમને માફક નહોતું. એકાદ કલાક સુધી આ વિશાળ ઉપાહારગૃહમાં ચોપાસ લટાર મારીને હું મારે ઘેર પહોંચ્યો ત્યારે બર્લિનની બલિહારી પર વારી ગયો.

બર્લિનમાં હરતાં ફરતાં જે ઝળકતી રોશની જોઈ તેની સરખામણીમાં લંડનમાં તો જાણે ગ્યાસલેટનાં ફાનસ જ સળગતાં લાગ્યાં. ત્યાં ઠેર ઠેર વીજળીમાં જાહેરખબરો અનેક બદલાતા રંગમાં ચીતરાય અને ભુંસાય; તેવું કંઈ લંડનમાં જોયું નહોતું. વળી જે ઘરમાં હું રહેવા આવ્યો તેમાં ભાડૂતને ત્રણ ચાવી મળે—એક આખા મકાનની, બીજી લિફ્ટની અને ત્રીજી તમારી ઓરડીની. અહીં ખૂબી તો એ જોઈ કે લિફ્ટ ગમે તે માળ પર હોય, તમે ગમે ત્યાંથી ફાંકામાં ચાવી ફેરવો એટલે લિફ્ટ ત્યાં આવી જાય; અને પછી તમે જોઈ તે માળ

પહોંચી જાઓ. વળી રાતે આવીએ ત્યારે બધી બત્તી બંધ હોય પણ નીચેની સીડી પાસે ચાવી દબાવો એટલે બધાયે માળના કઠેરા પર દીવા થઈ જાય અને પછી થોડી મિનિટમાં આપમેળે બુઝાઈ જાય. વીજળીની આવી કરામત લંડનમાં ક્યાંય જોયેલી નહિ, તેથી તે વિજ્ઞાનમાં છેક જ પછાત રહેલું લાગ્યું. વળી હાઈલેન્ડ જેવો માયાળુ અંગ્રેજ મળેલો નહિ. નવા ઘરમાં, ફાધરલેન્ડમાં જ્યાં ગયો ત્યાં સર્વેએ જે માનવતા અને મીઠાશ દાખવી તે બધા પરથી હું જાણે લંડનના ઘોર અંધકારમાંથી બર્લિનના ઉજમાળા પ્રકાશમાં આવ્યો હોઉં એમ લાગ્યું.

બર્લિન આવીને તરત મારે ભાઈ ટેન્ડુલકરની સૂચના મુજબ તેમનાં જર્મન પત્ની ઈવા શુબ્રીંગને[1] મળવાનું હતું. તેને ફોન કરતાં તરત તેણે મને એક હૉટેલમાં જમવા બોલાવ્યો. ત્યાં ટેન્ડુલકરની ઘણી વાતો કર્યાં પછી પ્રથમ તો તેણે તેના સવારના અગ્રગણ્ય પત્રમાં 'આજના અતિથિ'ના મથાળા નીચે મારે વિષે નોંધ પ્રગટ કરવાનું નક્કી કર્યું. તે માટે હું તેની સાથે તે પત્રના કાર્યાલયમાં પણ ગયો. ત્યાં એક કલાકારે મારું રેખાચિત્ર દોર્યું અને ઈવાએ મારે વિષે માહિતી લખી આપી તે ઉપરથી એ પત્રમાં મારું રેખાચિત્ર અને સાથે મારો ટૂંક પરિચય બીજે દિવસે પ્રકટ થયો.

પછી તેના પોતાના જ પત્રમાં ગાંધીજી સાથેના કંઈ પ્રસંગ વિષે એક ટૂંકો લેખ લખવાને મને તેણે સૂચવ્યું. થોડા દિવસમાં ગાંધીજી સાથે હું યરોડા જેલમાં રહેલો તે વિષે એક ટૂંકો લેખ મેં ઈવાને આપ્યો. તેનું જર્મન ભાષાંતર નવમી ઑકટોબરના 'ફોસીસે

---

૧. આ યહૂદી બાઈ 'ઉલ્સ્ટાઈન' નામના મોટા પ્રકાશન ગૃહ તરફથી ચાલતા એક સાંજના અખબારમાં કામ કરતી અને ત્યાં તે આ નામથી લખતી હતી. તે જ કંપની તરફથી પ્રગટ થતાં સવારના દૈનિક પત્ર 'બર્લીનેર ટાગેબ્લાટ'ના પ્રતિનિધિ તરીકે ભાઈ ટેન્ડુલકર હિન્દુસ્થાન આવી મને મળ્યા હતા.

ત્સાઈટુંગ' પત્રમાં થયો. ને તેના પુરસ્કારરૂપે પહેલ વહેલી જ કંઈ રકમ મને મળી તેથી હું ખુશી થયો.

બીજા દિવસથી પાડોશના હિન્દુસ્થાન હાઉસમાં થોડોઘણો વખત ગાળવા માંડ્યો. ભાઈ સોભાન જેવા માયાળુ સજ્જનની દેખરેખ નીચે ચાલતા આ ભવનમાં કલબ અને ઉપહારગૃહનો બેવડો લાભ મળતો. ત્યાં જ્યારે ભૂખ લાગે ત્યારે મનગમતો હિન્દુસ્તાની આહાર મળતો અને બર્લિનમાં રહેતા હિન્દી ભાઈઓનું અને તેમની મારફત કોઈ જર્મન સ્ત્રી-પુરુષોની સહેજે ઓળખાણ થતી.

સોભાનને ખબર પડી કે, ગાંધીજીની લડતનો પ્રચાર કરવાને હું ત્યાં આવ્યો છું ત્યારે તેમણે તરત 'હિન્દી રાષ્ટ્રીય યુનિયન'ના મંત્રી ભાઈ ચંપક રામન પિલ્લાઈ વાત કરી. તેમની સહીથી 'ભારતની આઝાદીની લડત' વિષે મારા ભાષણમાં હાજર રહેવા સર્વ હિન્દી અને જર્મન હમદર્દોને આમંત્રણ મોકલવામાં આવ્યાં. તે વખતે સૌમેન્દ્રનાથ[1] કવિવર ટાગોર, રવીન્દ્રનાથ સાથે રશિયા ગયા હતા તેથી મને તેમની ખોટ પડી. છતાં સભાને દિવસે (૧૧-૧૦-'૩૦) આ ભવનનો નાનો ખંડ ભરાઈ ગયો. અલબત્ત હિન્દી ભાઈઓની સાથે તેમના થોડા જર્મન મિત્ર પધાર્યા હતા. સ્વામી સત્યદેવ તે વખતે બર્લિનમાં હતા તેથી તેમના કોઈ મેળાપીઓ હાજર હતા. બર્લિનમાં થિયોસૉફિકલ સોસાયટીની શાખા હતી તેથી તેનાં બેચાર સ્ત્રી-સભ્યો પણ આવ્યાં હતાં.

પરદેશની સફરે નીકળ્યા પછી પહેલી જ વાર બર્લિનમાં દિલ ખોલવાની તક મળી તેથી હું ઘણો ખુશી થયો. મેં તો મહિનાઓથી જાતે જે જોયું હતું તેનું વર્ણન કરવાનું હતું. તેથી મારી વાત જેવી મારા દિલમાંથી નીકળી તેવી શ્રોતાઓનાં દિલમાં સીધી ઊતરી ગઈ.

---

૧. તેમને અમે અંગત વાતચીતમાં શોમેન કહેતા તેથી હવે પછી એ જ નામનો ઉલ્લેખ કર્યો છે.

સ્વાભાવિક રીતે થોડા સવાલો રજૂ થયા. તેના જવાબ મેં સહેલાઈથી આપ્યા. સભા પૂરી થયા પછી મારી બેઠકની આસપાસ થોડાં જર્મન સ્ત્રી-પુરુષો ટોળે મળીને મારો અંગત પરિચય કરતાં ગયાં. જેમણે મારું સરનામું લખી લીધું અને પોતાનું મને લખી આપ્યું, તે પૈકી એક થિયોસૉફિસ્ટ યુવતી ઈંગે સ્ટ્રામ હતી. તેનો પિતા કવિ હતો અને છેલ્લા વિશ્વયુદ્ધમાં વીરગતિને પામ્યો હતો. આ બધું જાણતાં, તેની માતાએ મળવાને તેને ઘેર જવાનું નોતરું મોકલેલું તે મેં તરત ઝડપી લીધું. વળી ઘણા જર્મનોએ થિયોસૉફિકલ સોસાયટીના આશ્રયે ભાષણ આપની વિનંતિ કરી તે પણ મેં વધાવી લીધી.

થોડા દિવસ પછી સાંજે હું ઈંગેને ઘેર ગયો ત્યારે માલૂમ પડયું કે, તેનું કુટુંબ કંઈક ગરીબ છતાં ખરેખર સાહિત્યરસિક હતું. તેની આધેડ વયની માતાએ પૂરા ભાવથી મારું સ્વાગત કર્યું. તેના મર્હૂમ પિતાની અનેક છબીઓ મેં નિહાળી અને તેણે પ્રકટ કરેલું જર્મન કવિતાનું પુસ્તક પણ જોયું. ઈંગે બાવીસ-ત્રેવીસ વર્ષની કંઈક ધાર્મિક વૃત્તિની ને દેખાવમાં જરા બેઠાઘાટની હતી. પણ જ્યારે તેની માતાની પ્રેરણાથી કંઈક જર્મન કવિતાના ફકરા વાંચતી કે કંઈક જર્મન ગીત ગાતી ત્યારે તેની આંખોમાં અને ચહેરા પર કંઈક અદ્ભુત તેજ ચમકતું. આખું ગીત પૂરું થયું. અમે હિન્દની ને જર્મનીના લડાઈના કાળની વાતો કરતાં ગયાં ત્યારે કરુણરસનો આનંદ અમે ભોગવ્યો.

જર્મનીમાં તે વખતે સાંજે તો ઠંડા પાઉં, માખણ, પનીર, કેક, કચુંબર ને ગરમ ચાનું સાદું જ ખાણું હોય. બર્લિનમાં બીજી સાલના ઉનાળા સુધી હું રહ્યો તે દરમ્યાન કદાચ વધારેમાં વધારે આ ઘરનો જ મહેમાન થયેલો. સાહિત્યરસિકતાની અને કરુણામય વિશાદની ઘેરી છાયા આ ઘરમાં રહેલી તેથી જ મને ત્યાં સંસારના અનેક ઝંઝાવાતમાંથી અદ્ભુત શાંતિ મળતી.

રાજકીય પ્રચારની દૃષ્ટિથી થોડા જ દિવસમાં મેં ફ્રીડરીક સ્ટ્રાસેમાં આવેલી વીરેન્દ્ર ચટ્ટોપાધ્યાયની ઑફિસનો માર્ગ લીધો. હું ત્યાં પહોંચ્યો ત્યારે ચટ્ટો[1] ફોન પર કોઈની સાથે વાત કરતા હતા. એક ને એક માણસ સાથે કે વારાફરતી જુદા જુદાની સાથે વાત કરે છે, તેની ખબર પડી નહિ. પણ જ્યારે મેં તેમને અંગ્રેજી પછી ફ્રેંચ, જર્મન, સ્પેનીશ ને છેવટે ઉર્દૂમાં વાત કરતા સાંભળ્યા ત્યારે હું ઘણો તાજુબ થયો. પછી મને ખબર પડી કે અનેક દેશમાં ક્રાંતિનો પૈગામ લઈને પહોંચેલા તેથી તેની ભાષા શીખેલા. છેવટે હવે બધાય દેશમાંથી હદપાર થઈને બર્લિનમાં કાયમ રહેતા.

જ્યારે તેમણે મારી ઓળખાણ કરીને મારી સાથે હાથ મીલાવ્યા ત્યારે હું તેમની હીરા જેવી ચમકદાર આંખોનાં ઊંડાણમાં ડૂબી ગયો. ખરેખર મને થોડી જ વારમાં થયું કે, હું દુનિયાના કોઈ પાણીદાર ક્રાંતિકારી વીરલાની સમક્ષ ઊભો છું. મેં તેમને સકલાતવાળાનો કાગળ આપીને તેમની સાથે જર્મનીના સંયોગો વિષે વાતો કરવા માંડી ત્યારે તેમણે કહ્યું કે, શામેન ટાગોરે ગાંધીજીની દાંડીકૂચ વિષે રેડિયો પર ભાષણ કરેલું ખરું; પણ તે પછી અંગ્રેજ સરકારે ઘણું દબાણ કર્યું છે તેથી હવે રેડિયો પર કાંઈ બોલવાની તક નહિ મળે; પણ વિદ્યાર્થીઓ, સ્ત્રીઓ, કામદારો વગેરેનાં મંડળો આગળ બોલી શકશો. પછી તેમણે જુદા જુદા કાર્યકરોનો પરિચય મેળવવા અને દુનિયાભરનાં ઉદ્દામ અખબારો જોવાને વખતોવખત તેમની ઑફિસે આવતા રહેવા કહ્યું.

પછીના મહિનાઓમાં વખતોવખત હું આ ઑફિસનો દાદરો

---

૧. આ પ્રતિભાશાળી પુરુષને તેના બધા મળતીઆ 'ચટ્ટો' નામથી જ ઓળખતા તેથી અહીંયાં એ જ નામ તેમને આપ્યું છે.

ચઢતો ત્યારે ચટ્ટો પાસેથી ખાસ સૂચના મળતી નહિ. તે વખતે ગાંધીજીની જે લડત દેશમાં ચાલતી હતી તે વિષે તેમનો સામ્યવાદી મત અમારાથી જુદો હતો. છતાં તેની ખાસ ટીકા તે કરતા નહિ તેમ તેના પર વારી જતા પણ નહિ અને તેથી તેના પ્રચારમાં ખાસ રસ ધરાવતા નહિ. માત્ર બર્લિનના સમાજવાદી નેતા કુટવાંગલરને[1] મળવાની વાત મેં કરી ત્યારે તેની જાળમાં જરાયે ન ફસાવાની તેમણે સખત ચેતવણી આપી. પણ તેમને ત્યાં ખંડખંડના અને દેશ દેશના આધેડ ને જુવાન ક્રાંતિકારીઓ વખતોવખત મળતા તેથી ઘણું જાણવા મળતું, અહીંના જેવી આંતરરાષ્ટ્રીય હવા ક્યાંયે પિછાની નહોતી. વળી અહીં જે પરદેશીઓ આવતા તેમને પોતાના દેશમાં જાનનું જોખમ હતું; કારણ કે આ શાહીવાદ વિરોધી સંગઠનનો દોર સામ્યવાદીઓના હાથમાં હતો અને તેની સામે બધાંયે રાજ્યો કારમી જેહાદ ચલાવતાં. ત્યાં પશ્ચિમી દેશના ગોરા કરતાં મલાયા ને હિન્દી ચીનના વતનીઓ, આફ્રિકાના અનેક જાતના હબસીઓ, અરબ દેશોના બિરાદરો વગેરે વધારે પ્રમાણમાં આવતા. કોઈ દુભાષિયાની મારફત તેમની વાતો સાંભળતાં મારા જ્ઞાનના સીમાડા વિસ્તાર પામતા અને ક્રાંતિના જોખમ ભરેલા સ્વરૂપની ઝાંખી થતી.

શાહીવાદ વિરોધી સંઘના ભાઈ ચટ્ટો જેવા આગેવાનો આંતરરાષ્ટ્રીય પટ પર સારી દુનિયાના પૂંજીપતિઓ ને સત્તાધીશોની સામે બંડ જગાવવાને આંદોલન ચલાવતા હતા ત્યારે ખુદ જર્મનીમાં જ

---

૧. તે વખતે સમાજવાદી પક્ષના કુટવાંગલર કામદાર મહામંડળના મંત્રી હતા અને કામદારોના પત્રના તંત્રી હતા. પણ તે વખતે સામ્યવાદીઓ અને સમાજવાદી સામસામા લડતા હતા તેથી જ ચટ્ટોએ તેનાથી દૂર રહેવાની સલાહ મને આપેલી.

એક નવી રાજકીય પરિસ્થિતિ પેદા થઈ હતી. છેલ્લી ચૂંટણીઓના પરિણામ પરથી સાફ દેખાતું હતું કે એક બાજુ પર હિટલરના ફાસીવાદી પક્ષનું અને બીજે છેડે સમાજવાદીઓ અને સામ્યવાદીઓનું જોર ઘણું જ વધ્યું હતું. એ બેની વચ્ચેના દહીંદૂધિયા પક્ષોની તાકાત છેક જ ઓસરી ગઈ હતી. આ સંજોગોમાં ફાસીવાદનો વધતો પ્રસારો ખાળવાને માટે સમાજવાદીઓ અને સામ્યવાદીઓએ સંયુક્ત મોરચો રચવાની જરૂર કોઈ પણ નિષ્પક્ષ રાજપુરુષને દેખાય એમ હતું. પરંતુ કમનસીબે સમાજવાદીઓ અને સામ્યવાદીઓ કેટલાય દાયકાથી ક્રાંતિની રાજનીતિ વિષે ઘણા સખત સામસામા મત ધરાવતા હતા. તેમનાં મોટાં જૂથોનાં દિલ પણ એટલાં પરસ્પર વિરોધી બની ગયાં હતાં, કે જેથી હિટલરની ચમત્કારિક પ્રગતિને ડામવા સારુ સંયુક્ત મોરચો રચવાનો એક માત્ર માર્ગ તેમને સૂઝ્યો નહીં અને કંઈ સૂઝ્યો હોય તો તેનો અમલ કરી શકાયો નહીં. તેથી લાખો કામદારોનું જૂથબળ ધરાવતા ફુટવાંગલર[1] જેવા સમાજવાદી આગેવાનને બદલે ચટ્ટોના સાથીઓ અલગ રહેતા અને મને પણ અલગ રહેવાની સલાહ આપતા.

છેલ્લી નવી ચૂંટણી થઈ તે પછી ફાસીવાદીઓએ બધાય ઉદ્દામ પક્ષોના પ્રચારકાર્યમાં અને સભાઓમાં વિરોધ અને ધાંધલ વધારવા માંડ્યાં. તેમનો ખરેખર હલ્લો તો સામ્યવાદીઓની સામે જ હતો—સમાજવાદીઓને તો તેમની ઝાંખી આવૃત્તિ જેવા જ ગણતા. વળી સામ્યવાદીઓમાં પણ તેઓ વધારેમાં વધારે તિરંદાજી યહૂદીઓ સામે ચલાવતા. તેઓ એવો પ્રચાર કરતા કે યહૂદી મૂડીવાદીઓ તેમના મોટા ઉદ્યોગધંધાની જાળ બિછાવીને જર્મન પ્રજાનું ભયંકર શોષણ કરતા અને યહૂદી સામ્યવાદીઓ દેશમાં વર્ગવિગ્રહ જાગૃત

---

૧. આમ છતાં હું તો એ સમાજવાદી આગેવાનને મળ્યો હતો પણ અમારા ઉપર ચટ્ટોની ઊંડી છાપ હોવાને લીધે તેની સાથેના સંબંધો હું વધારી શક્યો નહીં.

કરીને જર્મનીની રાષ્ટ્રીય શક્તિ અંદરથી તોડી નાખતા. આમ બંને રીતે યહૂદીઓને જર્મન પ્રજાના દુશ્મન ગણીને નાઝીઓ તેમની સામે જ ભયંકર પ્રચાર કરતા.

વુલવર્થના ભંડારનો દાખલો નાઝીઓ રજૂ કરતા. સારાયે બર્લિનમાં ઠામ ઠામ લંડનના જેવા જ વુલવર્થના વસ્તુભંડારો સરસ ધંધો કરતા. લંડનમાં જેમ ત્રણ પેની અને છ પેનીથી કોઈ ચીજની કિંમત વધારે નહોતી તેમ અહીંયા પણ ૨૫ ફેનીશ અને ૫૦ ફેનીશમાં બધી ચીજ એ ગંજાવર ભંડારોમાં મળતી.[1] અલબત્ત આ ભંડારોમાં બહુ કિંમતી ચીજો મળી શકતી નહિ. પણ ઘણી ચીજોના નાના નાના ભાગ ૨૫-૫૦ ફેનીશમાં મળે અને તે બધા ભેગા લેવાના હોય એટલે તેની કુલ કિંમત વધી જાય. દાખલા તરીકે કોઈ તાર, જાજમ, રૂમાલ, હલકું કાપડ એ અને આવી ઘણી ચીજોનાં એક નંગ કે એક વાર સસ્તા ભાવે મળતાં અને તેથી એ ભંડાર ગ્રાહકોથી હંમેશાં ભરેલા રહેતા. સ્વાભાવિક રીતે નાના દુકાનદારો અને વ્યાપારીઓને હરીફાઈ બહુ જ સાલતી. નાઝીઓ વુલવર્થ જેવા મોટા ભંડારો તરફ ઇશારો કરીને યહૂદીઓ સામે ઝેરીલો પ્રચાર કરતા, અને મધ્યમવર્ગના દુકાનદારો, વેપારીઓ, જુવાનો અને મોટાં ટોળાં તેમને ટેકો આપતા. આમ પ્રજામાં ફાસીવાદનો ચડતો જુવાળ ઉદ્દામ પક્ષવાળા પારખી શકયા નહિ, અને મધ્યમવર્ગની નજીવી કિંમત કરીને તેને રોકવાને કંઈ પગલાં ભરી શકયા નહિ.

૧. તે વખતે ઇંગ્લાંડના એક શિલિંગની કિંમત લગભગ જર્મનીના એક માર્ક જેટલી હતી. એટલે ૩ પેન્સ અને ૭ પેન્સ, પા અને અડધા શિલિંગ થાય તેમ એક માર્કની ૧૦૦ ફેનીશ હોવાથી ૨૫ અને ૫૦ ફેનીશની કિંમત લગભગ એટલી જ થાય.

મહારાષ્ટ્રના એક વ્યાયામવિશારદ ભાઈ કૅાફરડેકરને હું મુંબઈથી ઓળખતો હતો અને તેઓ તે વખતે બર્લિનની એક વ્યાયામ મહાવિદ્યાલયમાં તાલીમ લેતા. ત્યાં આવ્યા પછી થોડા દિવસમાં હું તેમની સાથે તેમના વિદ્યાલયમાં ગયો અને તેમના રમતગમત અને કસરતના મેદાનમાં તેમની સાથે ફર્યો. ત્યાં તેમને ટીઅર ગાર્ટન અને ઝુના[1] વિશાળ મેદાનમાં ઝપાટાબંધ ચાલવાની અને માઈલો સુધી દોડવાની તાલીમ આપવામાં આવતી. ત્યાં એક સ્નાનાગાર હતું. ઠંડા પાણીમાં ઘણે ઊંચેથી તેઓ ભૂસકા મારતા. આ બધાયના કરતાં મને વધારે નવાઈ તો એ જોઈને થઈ કે વ્યાયામના વિદ્યાર્થીઓને આકાશમાંથી વરસતા બરફના ઢગલામાં ખુલ્લે શરીરે આબોહવાની અને નાહવાની પણ તાલીમ આપવામાં આવતી. ભાઈ કૅાફરડેકરે મને કહ્યું કે, ખરેખર બહાર ગમે તેટલી ઠંડી હોય તોપણ બરફ અમને ગરમ લાગતો, અને તેમાં જોસભેર આળોટવાની અમને મજા પડતી. બર્લિનની અસહ્ય ઠંડીમાં આવી કપરી તાલીમ જે લે તેનું શરીર લોખંડી થાય તેમાં શી નવાઈ?

તેવામાં કોઈ નાના અખબારના પ્રતિનિધિ તરીકે એક ગોળ-મટોળ બાઈ મને મળવા આવી. તેને દેશની ઘણી વાતો મેં કરી પણ તેની કંઈ નોંધ લીધાની કે તે કંઈ છપાયાની મને યાદ નથી. તે મારી પાડોશમાં જ કોઈ આધેડ વયના ધંધાદારી પુરુષ સાથે રહેતી. છતાં તે મારી સાથે ભાત ભાતની કાફે હોટેલોમાં દુભાષિયા અને ભોમિયા તરીકે ફરતી ગઈ. તેથી થોડા વખતમાં કુર્ફર્સ્ટનડામ પર આવેલી કાફે ડેસ વેસ્ટેન્સ, રોમાનીશ કાફે, વોલ્ટર રાઈમેન વગેરે અનેક સ્થાનક તેની સાથે ખૂંદી વળતો. પહેલી એક મોટી કાફેમાં સરસ બેન્ડનું સંગીત સંભળાતું, રાતે નાચરંગ ચાલતા અને વળી આંતરરાષ્ટ્રીય ભાષાઓ ખીલવવાની ક્લબ પણ ચાલતી. રોમાનીશ

૧. પ્રાણીસંગ્રહાલયને અંગ્રેજો તેમજ જર્મનો ઝુ કહે છે.

કાફેના એકના એક ટેબલ પર રોજ ને રોજ બેસીને વિધવિધ કલાકારો શેતરંજ વગેરે રમતો રમતા; તેથી તે કલાકારોનું ધામ ગણાતી. વોલ્ટર રાઈમિન પણ સાદી એવી કાફે હતી, પણ તેની સ્વચ્છ વસ્ત્રોમાં શોભતી પરિચારિકાઓ બધા ઘરાકોને બહુ જ ઉમળકાથી હસીને સત્કારતી અને ઘણાય દિવસના અંગ્રેજી ને જર્મન છાપાં મારા જેવાને લાવી આપતી. આ બધે ઠેકાણે એ બાઈ સાથે આવતી, તેમ ખર્ચાળ ભોજનાલયમાં પણ કોઈવાર દોરી જતી; પણ ત્યાં બિલ ચૂકવ્યા પછી ફરી જવાની ખો ભૂલી જતો.

એ જ અરસામાં હિન્દુસ્તાન હાઉસમાં જર્મનીના ગામડાની એક યુવતી ઇંગે હાઇન્સલની પિછાન થઈ. તેની માંજરી આંખમાંથી તેની યુવાનીની સેરો ફૂટતી હતી. તે પૂર્વ જર્મનીમાંથી બર્લિનના એક વિદ્યાલયમાં ગૃહવિજ્ઞાનનું ને અંગ્રેજીનું શિક્ષણ લેવા આવી હતી. તેને શોમેન ટાગોરનો સારો પરિચય થયો ત્યારથી તેને માટે કંઈ અજબ પૂજ્ય ભાવ થયો હતો. ક્વચિત્ તે પોતાના પ્રદેશના વિશાળ વનવગડામાં ફરવાનાં સ્વપ્નાં કરતી ત્યાં પણ તેને શોમેનની સૌમ્યમૂર્તિનું દર્શન થતું. શોમેનને લીધે તે બધા હિન્દીઓ પર ઘણો ભાવ રાખતી. હું મળ્યો ત્યારે તે મને બાગ-બગીચા દેખાડવા સાથે આવતી; પણ શોમેનની તેની વાતો કદી ખૂટતી નહિ.

આવી રીતે બર્લિનમાં ફરતાં આખો ઑક્ટોબર માસ પૂરો થવા આવ્યો ત્યાં સુધીમાં હું આ શહેર પર દીવાનો થઈ ગયો. જર્મનો તેને ‘દુનિયાની મધ્યસ્થ નગરી’ તરીકે ગણાવતા. તે વિષે ગમે તે મતભેદ હોય પણ તે વખતે લંડન ને પારીસની સરખામણીમાં બર્લિન ઘણું વધારે સ્વચ્છ, સુઘડ અને સુંદર હતું તેમાં તો કોઈ શંકા જ નહોતી. લડાઈ પછીના કાળમાં અમેરિકાની મૂડીના પ્રતાપે નવા રસ્તા ને બાગ-બગીચા, નવાં મકાનો ને ઉદ્યોગો, નવાં સ્નાનાગારો અને નાટ્યગ્રહો ત્યાં બંધાયાં. વળી વીજળીના વિજ્ઞાનમાં ને તેના કલામય ઉપયોગમાં બર્લિન લંડનને ક્યાંય ચઢી જતું.

બર્લિનની કાફે પર તો હું ખૂબ વારી જતો. લંડનની હોટેલમાં દાખલ થાઓ એટલે પરિચારિકા તરત આવીને તમારી માગણી નોંધવાને ઊભી રહે અને ખાઈ-પી લીધું એટલે તમારા પર ઊઠવાનું દબાણ કરે. ત્યારે બર્લિનની કાફેમાં તો તમે દાખલ થાઓ એટલે પરિચારિકા પીવાનું પાણી મૂકીને ચાલી જાય. પછી ગમે તેટલાં છાપાં લઈને કશું બોલ્યા વિના વાંચ્યા કરો તો કોઈ પૂછે નહિ અને કંઈ મંગાવો અને આરોગી રહો તે પછી માગો ત્યાં સુધી બિલ આપે જ નહિ! ત્યાં બેસીને ગમે તેટલા કાગળો લખો, ધંધાદારી મિત્રોને મળો તેમાં કંઈ વાંધો જ નહિ. વળી કેટલીયે કાફેનાં મકાનની બહાર બેઠકો હોય ત્યાં બેસીને સૂરજના પ્રકાશમાં મહાલો, વસંતના વાયરા ખાઓ કે શિયાળામાં સગડીની હૂંફ મેળવો. ખરેખર આવી કાફેમાં સારી કલબની આવી પૂરેપૂરી સગવડનો હું રસિયો થયો. ઘરમાં જ્યારે ન ગમે ત્યારે કલાકો સુધી આવી કાફેમાં બેસીને થોડી કૉફી પીને કેટલાય દિવસનાં છાપાં વાંચવાનું હું ચૂકતો નહિ.

આ સર્વાંગસુંદર શહેરનાં નર-નારીઓ અંગ્રેજોને મુકાબલે કંઈક જાડાં અને ભારેખમ લાગે: પણ એકંદરે નવી પેઢીના દેખાવમાં થોડોઘણો ફરક લાગ્યો છતાં થોડા જ દિવસમાં માલમ પડ્યું કે, આખા યૂરોપમાં વધારેમાં વધારે ઉદ્યમી બર્લિન તો લંડનને ક્યાંય આંટી જાય! અહીંયાં દરેક મ્યુનિસિપાલિટીની સંસ્થા—તેની કેન્દ્રીય ઑફિસથી માંડીને બધી ઇસ્પિતાલો, નિશાળો વગેરે સર્વ—બર્લિનની કારમી ઠંડીમાં પણ સવારે સાડાસાત વાગે શરૂ થાય. તેથી તેના કામ-કરનારને છ વાગ્યા પહેલાં ઘોર અંધારામાં ઊઠી કૉફી પી, નાહી કે ધોઈ ઘરથી દૂર કામના સ્થળે સાડાસાતને ટકોરે પહોંચવું પડે. તેવી જ રીતે બધી બેંક લંડનમાં સાડાનવ વાગે તો બર્લિનમાં સાડાઆઠ વાગે ખૂલે. અલબત્ત આ બધા જેટલા વહેલા કામે જાય તેટલા વહેલા સાંજે છૂટી જાય અને પાંચ પછી મધરાત સુધી સર્વને માટે

આનંદ–અભ્યાસ, તાલીમનો કે સભાસમારંભનો નવો દિવસ શરૂ થાય. આમ મહિના એકમાં બર્લિનની મારી પસંદગી બધી રીતે સાચી ઠરી તેથી હું ઘણો આનંદમાં રહેતો.

ઑક્ટોબરની આખરે ભાઈ શોમેન ટાગોર રશિયાથી પાછા બર્લિન આવ્યા ત્યારે રાજકાજનો સાચો સાથી મળી ગયો. તે ૧૮–૧૯ ની વયના કાચા જુવાનિયા તરીકે અમદાવાદ સન ૧૯૨૨માં અમારા આશ્રમમાં આવેલો અને તેની મનોહર આકૃતિથી, તેની શાંતિનિકેતનની વાતોથી અને તેનાં સુરીલાં બંગાળી ગીતોથી સર્વ મોહિત થયેલાં. પણ વચગાળાનાં આઠ વર્ષ દરમ્યાન તેનું શરીર વધારે ઊંચું અને તેનું વ્યક્તિત્વ વધારે પ્રભાવશાળી થયું હતું. તે વળી હવે ઉદ્દામ રાજપુરુષ અને પાકો પ્રચારક બન્યો હતો. તેણે ભારતમાં તેમ યૂરોપમાં પણ બહોળો પ્રવાસ કર્યો હતો અને બર્લિનનો તો તે વરસોનો ભોમિયો હતો. વળી સામ્યવાદી હોવા છતાંય ગાંધીજીની ઐતિહાસિક દાંડીકૂચનું રહસ્ય તેણે પૂરું પિછાણ્યું હતું અને તે વિષે બર્લિન રેડિયો પર ભાષણ કરીને અંગ્રેજ સરકારને હેરાન કરી હતી.

મેં દાંડીકૂચથી તે પેશાવરમાં બ્રિટિશ રણગાડીઓએ લોકોનો કચ્ચરઘાણ વાળ્યો હતો ત્યાં સુધીની લડતની વિગતથી તેમને માહિતગાર કર્યા. પેશાવરના હત્યાકાંડ વિષે શ્રી વિઠ્ઠલભાઈનો કૉંગ્રેસી હેવાલ અને લડતના ફોટાનો થોક તેમની આગળ રજૂ કર્યો. વળી ગાંધીજીની દાંડીકૂચની જે ફિલ્મ લાવ્યો હતો તે તેમને બતાવી અને હવે આ બધી સામગ્રીનો ઉપયોગ કરીને પ્રચારનો કંઈ કાર્યક્રમ ઘડવા મેં શોમેનને વિનંતિ કરી.

દેખીતી રીતે તેમને કોઈ કોઈ પંથના પાદરીઓ સાથે સારો નાતો હતો. થોડા જ દિવસમાં તેમણે ઘણું કરીને ક્વેકર પંથીઓની

મારફત લેફ્ટીસ્ટ ચર્ચમાં સાંજે સભા રાખવાનું અને ગાંધીજીની ફિલ્મ બતાવવાનું પણ નક્કી કર્યું. અમે બંને તો અંગ્રેજીમાં બોલીએ તેથી તેનું જર્મનીમાં ભાષાંતર કરવાને માટે તેમણે વયોવૃદ્ધ પ્રોફેસર ગેવર્નીટ્ઝની દીકરી રૂથનો સાથ મેળવ્યો. સભા પહેલાં અમે રૂથ શુલ્ટ્સ ગેવર્નીટ્ઝને હિન્દુસ્થાન હાઉસમાં મળ્યા ત્યારે મારી સાથે તેની ઓળખાણ કરાવી અને આપણી લડતોની કેટલીક નાની મોટી વાતો કરી.

દેખીતી રીતે આ સભાના પ્રયોજકોએ ઘણો સારો પ્રચાર કર્યો હશે તેથી ૧૫ મી નવેમ્બરને દિવસે સાંજે ટાગોરની સાથે હું ચર્ચમાં પહોંચ્યો ત્યારે આખું સભાગૃહ સ્ત્રી-પુરુષોથી ચિક્કાર ભરાઈ ગયું હતું. આવો ઉત્સાહી શ્રોતાગણ જોઈ ને અમને બંનેને સારો પાનો ચઢ્યો. જાહેર કર્યા પ્રમાણે બરાબર સાત વાગે કોઈ જર્મની ગૃહસ્થે અમારું બંનેનું ઓળખાણ આપ્યું. તે પછી પહેલાં શોમેને ભારતની આઝાદીની લડતની આર્થિક ને રાજકીય પૂર્વભૂમિકા સમજાવી. પછી મેં દાંડીકૂચથી તે ટિળક સંવત્સરી સુધીની લડતનું હૂબહૂ વર્ણન કર્યું. અમે થોડાં વાક્યો બોલીને અટકીએ તે પછી રૂથ જર્મનમાં ભાષાંતર કરતી જાય તેમ વખતોવખત ચોપાસ તાળીઓ પડતી ગઈ. અમે બંને જણે અમારાં ભાષણ પૂરાં કર્યાં, ત્યારે સર્વેએ બુલંદ હર્ષનાદ કરીને અમને વધાવી લીધા.

છેવટે અમે ગાંધીજીની કૂચની ફિલ્મ બતાવી. તે દરમ્યાન થોડી થોડી ટીકાટિપ્પણ રૂથ જર્મનમાં આપતી ગઈ. આ ફિલ્મમાં ગાંધીજીનું દર્શન થતું ત્યારે શ્રોતાઓના આનંદોત્સાહની અવધિ આવતી. એકંદરે આખો કાર્યક્રમ બહુ સફળ રીતે પાર પડ્યો તેથી અમને સંતોષ થયો.

શિયાળો આગળ વધતો ચાલ્યો ત્યારે એકવાર કાચની બારીમાંથી જાણે રૂના ગાભા જમીન પર પડયે જતા હોય એવું લાગ્યું. પછી નીચે ઊતરીને જોયું તો આ બધા બરફના ઢગલા રાજમાર્ગ અને બાજુની ફૂટપાયરી પર પણ જામતા હતા. બીજી પાસ સુધરાઈના માણસો પાવડાથી બરફને મોટા ખટારામાં ભરીને ઊઠાવી જતા છતાં ઘણેય ઠેકાણે એટલો બધો બરફ જામતો હતો કે જેને બધે ઠેકાણેથી સાફ કરવાનું અશકય હતું.

આવી ઠંડીમાં બહાર નીકળવાનું મન ન થાય. મિત્રોએ ચેતવ્યો પણ ખરો કે, બરફ પર સાચવીને નહિ ચાલો તો લપસી પડશો. હું ભરબપોરે ફૂટપાયરી પર ધીમે ધીમે ચાલી નીકળ્યો. પણ કેમ ચાલવું તેનું ભાન નહિ તેથી એક ઠેકાણે જરા વધારે બરફ જામેલો હતો અને નીચેનો ભાગ તો છેક ઠરી ગયેલો હતો. તેના પરથી પસાર થતાં હું ખાસ્સી મોટી હોટેલ–કાફે ડેસ વેસ્ટેન્સના દરવાજા આગળ જ ચત્તોપાટ ગબડી પડ્યો. અલબત્ત તરત બરફ ખંખેરીને હું ઊભો થઈ ગયો. પણ આ કડવા અનુભવથી સમજી ગયો કે બરફ પર ચાલતાં પહેલી એડી મૂકવાને બદલ પગનું ચાપવું જ જમીન પર દબાવીને ચાલવાથી જ બચી શકાય. પછી વરસો સુધી બર્લિન, લંડન ને ડબ્લીનમાં બરફથી છવાયેલા માર્ગ પર ફર્યો છતાં અડબડિયું આવ્યું નહિ.

એવામાં લંડનના હિન્દીઓના સ્વાતંત્ર્ય સંઘના મંત્રી શ્રી કમલાની તરફથી મારા પર એક કાગળ આવ્યો. તેમાં પોલેન્ડમાં વોર્સો જઈને ભારતની લડતનો પ્રચાર કરવાને જવા તૈયાર હોઉં તો ત્યાંના મિત્ર સાથે કાર્યક્રમ નક્કી કરીને મને લખવાનું જણાવ્યું હતું. દેખીતી રીતે લંડનને બદલે બર્લિનથી વોર્સો પાસે પડે તેથી કોઈ મિત્રે તે મંડળના મંત્રીને એક પ્રચારક તરીકે મારું નામ આપેલું. મેં તરત વોર્સો જવાની તૈયારી બતાવી તેથી લંડનથી અને વોર્સોથી મારા પર

કાગળ આવ્યા અને ચોક્કસ દિવસે વોર્સો પહોંચવાની અને ત્યાં સ્ટેશન પર હાથમાં ફૂલનો મોટો ગોટો લઈને ઊભેલી બાઈને મળવા જણાવવામાં આવ્યું.

નક્કી કર્યા મુજબ એક દિવસ વહેલો સવારે બર્લિનથી ત્રીજા વર્ગના ડબ્બામાં બેઠો ત્યારે જરાય ભીડ નહોતી તેથી મજા પડી. શિયાળામાં ત્યાં સૂર્યનું દર્શન તો ભાગ્યે જ થાય. દિવસના ઝાંખા પ્રકાશમાં, નજીવાં પાંદડાંવાળાં ઊંચાં વૃક્ષોથી શોભતા વિરાટ જંગલમાંથી ગાડી ઝપાટાબંધ પસાર થતી હતી, ત્યારે રશિયા અને સાઇબિરિયાનાં આવાં અરણ્યોમાં કલ્પનાના ઘોડા પર મારું મગજ દોડતું હતું. દિવસ દરમ્યાન ખાધું-પીધું અને જરા આરામ કરી રહ્યો ત્યાર પછી પાછલા પહોરે ગાડીમાં વોર્સોના, પ્રમાણમાં ઝાંખા; સ્ટેશને પહોંચ્યો, ત્યાં એક જાજરમાન બાઈ ફૂલનો મોટો ગોટો લઈને ઊભેલી હતી. તરત તેને મળ્યો ત્યારે મને ગોટો આપીને મારું સ્વાગત કર્યું અને પછી તે મારે માટે રાખેલી હોટેલ પર લઈ ગઈ.

આ બાઈ સાથે વાતો કરવા માંડી ત્યારે મારા આશ્ચર્યનો પાર ન રહ્યો. ઘણાં વરસોથી હિન્દના ક્રાંતિકારીઓની લડતોની તે રસિયણ બનેલી. બંગાળના બૉંબ ફોડવાથી માંડીને તે વખતે જેલમાં પુરાયેલા ભગતસિંહ સુધી બધા વીરલા વિષે છાપાંની ભારોભાર કાપલીઓ તેણે સંઘરેલી હતી. તે વખતે ભગતસિંહ જ તેનો દેવ હતો અને તેને વિષે મારા પાસેથી બને તે બધું જ જાણવાને તે ઇંતેજાર હતી. અલબત્ત ગાંધીજી અને તેમની લડત વિષે પણ તે વાંચતી હતી. પણ તેને વધારે રસ તો ભગતસિંહનાં પરાક્રમ ને વીરવાણી, તેની કુરબાની અને યાતનાઓમાં જ પડતો. આવા અસાધારણ રસનું ખરું રહસ્ય તો, હું જ્યારે તેની સાથે તેના ગામડાના ઘરમાં એક દિવસ રહ્યો અને તેના કુટુંબની કથા સાંભળી ત્યારે મને સમજાયું.

૧૯૧૭ રશિયાની ક્રાંતિ પહેલાં વોર્સો પર ઝારનું ભયંકર દમન

ચાલતું હતું. આ બાઈનો ભાઈ ઝારની સામે લડતા ક્રાંતિદળમાં જોડાયો હતો. વખત જતાં તે પકડાયો ત્યારે તેના પર ઝારના માણસોએ અમાનુષી સિતમ ગુજાર્યો હતો. હવે ઝારશાહીના અંતને તેર વર્ષ વહી ગયાં હતાં તોપણ તેના ભાઈની યાતના યાદ કરીને દૂર ભારતમાં એવી જ યાતના ભોગવતા ભગતસિંહની કહાણીઓ પર ને તેથી ભારતની લડત પર તે દીવાની બની હતી અને તેથી જ મારા જેવાને બોલાવીને બને તે સભાઓ યોજવાને તે પ્રેરાઈ હતી.

તેણે વોર્સોના ઐતિહાસિક મંડળના ખંડમાં મારું ભાષણ રાખ્યું ત્યારે એ મંડળે સદીઓના વારાફેરા દરમ્યાન પોલેન્ડના પડેલા અનેક ભાગલાના ભારોભાર રંગબેરંગી નકશા ટિંગાડેલા હતા તે જોવામાં આવ્યા. સંસ્થાની પ્રવૃત્તિઓના અંગ્રેજીમાં પ્રકટ થયેલા ટૂંકા હેવાલ મને આપવામાં આવ્યા. બાકી તો પોલેન્ડના ઇતિહાસ અને ભૂગોળ વિષે ત્યાં પ્રકટ થયેલાં અઢળક પુસ્તકોની હારમાળા મેં જોઈ. બીજું એક ભાષણ ત્યાંની થિયોસૉફિકલ સોસાયટી તરફથી યોજાયું અને ત્યાં પણ નરનારીઓ સારી સંખ્યામાં ભેગાં થયાં હતાં તેથી મને ઠીક સંતોષ થયો હતો.

વોર્સોની એક યહૂદી યુવતી સરા કોટસ્ટાઈનનું સરનામું અને ટેલિફોન નંબર મને ટાગોરે આપ્યાં હતાં. તેથી ફુરસદ વખતે ટેલિફોન કરીને હું તેને મળ્યો. તરત એક સિનેમામાં સાથે આવીને મને પોલેન્ડની એક ફિલ્મ બતાવી. અલબત્ત તેમાં પણ ઝારશાહી સામે પોલિશ પ્રજાના બંડને મઢી લીધું હતું. તે પરથી મારા યજમાનની વાતો મારા અંતરમાં તાજી થઈ. તે યુવતીના ઘેર જઈને તેનાં માતા-પિતાને પણ મળ્યો. અને સર્વને શોમેનના ખુશીઆનંદના સમાચાર કહ્યા. તેમણે શોમેનને માટે સામી શુભેચ્છા દર્શાવી તે તેને પહોંચાડવાનું કહીને મેં તેમની વિદાય લીધી.

હવે જ્યારે આ યહૂદી કુટુંબની વાત મેં સહેજ મારી યજમાન

બાઈને કહી ત્યારે તે બહુ જ ગુસ્સે થઈ ગઈ અને યહૂદીની આખી જાત પર તેણે પિસ્તાલ પાડી. મેં વિનયપૂર્વક મારી વિશાળ દૃષ્ટિ સમજાવવા માંડી તે એ સમજી શકી જ નહિ અને અમારી વચ્ચે કંઈ બિરદારીની ભાવના જામી હતી તેનો ભંગ થયો. તે વખતે મારો કાર્યક્રમ તો પૂરો થવાથી મારે પાછા ફરવાની ઘડી નજીક આવી હતી તેથી શુષ્ક વિનયથી એકબીજાને વિદાય આપીને અમે છૂટાં પડયાં.

પાછો આવતાં હું રાતની ગાડીમાં નીકળ્યો ત્યારે અકસ્માતથી ઉપલા બર્થ પર સૂવાની સગવડ મળી ગઈ. તે જે રાતે કોઈ જર્મન પાછા દેશ જતા હતા તેમની સાથે કંઈક વાત થઈ ત્યારે મને હિન્દી તરીકે પિછાનીને તરત તે ગાંધીજીની પ્રશંસા કરવા લાગ્યો. આવા આકસ્મિક અનુભવથી ઉત્તેજન પામીને વહેલી સવારે હું બર્લિન પહોંચ્યો અને પ્રવાસનો થાક ઉતારવાને ઘસઘસાટ ઊંઘી ગયો.

વળી થોડા દિવસ ગયા ને નવેમ્બરની આખરે પૂર્વ જર્મનીના એક ગામડેથી એક અમેરિકન ગૃહસ્થનું આમંત્રણ મળ્યું. તેમણે હર્શબર્ગ નામના નાના શહેરમાં લડત વિષે જિજ્ઞાસા દાખવી એથી મને નવાઈ થઈ. આવા ફાંટાબાજ માણસને મળવા અને ભીતરના પ્રદેશમાં પણ બને તે પ્રચાર કરવાને મેં તેમનું આમંત્રણ તરત જ સ્વીકારી લીધું.

હું બર્લિનથી ગાડીમાં બેસીને ચારેક કલાકમાં જ હર્શબર્ગ પહોંચી ગયો. ત્યાં સ્ટેશન પર જ આ અમેરિકન ગૃહસ્થ ભાઈ ડાયમંડ મને મળ્યા અને મને આલીશાન દ્રાયબર્ગ હોટેલમાં[1] રહેવાની વ્યવસ્થા કરી આપી. પાસે ત્રણ શિખરોનો એક નાનો પહાડ હતો તેની સફરે

---

૧. એના નામનો અર્થ જ ત્રણ શિખરની હોટેલ થાય છે.

આવનાર માટે આ હૉટેલ સરસ વિશ્રામસ્થાન હતું. પહેલે જ દિવસે એ હૉટેલના ભોજનખંડમાં જતાં આખી સળંગ દીવાલ પર બુદ્ધના મહાભિનિષ્ક્રમણનું આબેહૂબ રંગબેરંગી ચિત્ર દોરેલું જોઈને હું ચકિત થયો. વળી ત્યાં એક સુંદર યહૂદી દંપતીનું ઓળખાણ થયું. ને તેમના સરસ ઘરનો મહેમાન બન્યો ત્યારથી બંનેની સાથે મારે ગાઢ મૈત્રી થઈ અને મેં બર્લિન છોડયું ત્યાં સુધી બંને જ્યારે જ્યારે ત્યાં આવતાં ત્યારે મને અવશ્ય મળતાં.

હર્ઝબર્ગમાં દ્રાઈબર્ગ હૉટેલના વિશાળ ખંડમાં ભારતની લડત વિષે મેં તા. (૩-૧૨-'૩૦) ભાષણ આપ્યું અને તેના હેવાલ સ્થાનિક પત્રોમાં પ્રકટ થયા. બીજે દિવસે ત્યાંથી નાની ટ્રામમાં બેસીને ડાયમંડને ગામ હેમ્સડૉર્ફ હું ગયો. તેમને ઘેર જતાં માલૂમ પડયું કે, તે એક જર્મન બાઈને પરણીને આ ગામડાના વાસી થયા છે. તે બાઈ ખરેખરી જવાંમર્દ હતી અને અમેરિકાના પ્રાણીને નાથીને બરાબર ઠેકાણે રાખતી. તેમને ઘેર ગામડી પણ સ્વાદિષ્ટ ભોજન આરોગીને એક નાની હૉટેલના ખંડમાં થોડા મિત્રો આગળ આપણી લડતની વાતો કરવાની મને ઘણી મજા પડી.

ડિસેમ્બર માસ આગળ ધપતો ગયો તેમ નાતાલની હવા બર્લિનમાં જામતી ગઈ. ચારે બાજુએ દુકાનોમાં ને હૉટેલોમાં 'વાઈના કટ'નાં એટલે નાતાલનાં કાર્ડ ને કપડાં, ચોકલેટ, મીઠાઈઓ, ડાયરીઓ અને ચોપડા વગેરેની મોટા અક્ષરની ઝમકદાર જાહેરાતો વાંચ્યે જ જતો. હૉટેલો, સિનેમા, નાચગૃહો વગેરે બધાં મનોરંજનનાં સ્થળો પોતપોતાના ખાસ ખર્ચાળ જલસાની ભપકાભરી જાહેરાત કરતાં. પણ ત્યાં સુધીમાં મારી તિજોરીનું તળિયું આવી ગયેલું તેથી દિવસના ઝાંખા પ્રકાશમાં કે રાતની ઝળહળતી રોશનીમાં આ બધી જાહેરાતો દૂરથી જોઈને સંતોષ માનતો અને પોતા માટે તો નાતાલની ઉજવણીનો કંઈક સસ્તો રસ્તો વિચારતો.

સદ્‌ભાગ્યે સૈનિક પોતાની દીકરી ઈંગે સ્ટ્રામની મારફત મને મારા ઘરની કંઈક પાસે રહેતા કુસ્ટર કુટુંબનો પરિચય થયો હતો. કુસ્ટર પોતે સારી સ્થિતિના ઈજનેર હતા અને તે તેમનાં પત્ની અને બે દીકરીઓ સાથે એક મજાના સુંદર સગવડવાળા આવાસમાં રહેતા. તેમને ઘેર એક બે વાર સાંજે જમવા ગયેલો ત્યારે નોકર ન હોવાથી બધી સાદી ભોજન-સામગ્રી મોટા ટેબલ પર ગોઠવાય, એક સ્પિરિટના સ્ટવ ઉપર ચાની કીટલી ગરમ થાય અને આખું કુટુંબ સાથે જમવા બેસી જાય. કોણ જાણે કેમ આ ઘરમાં વાતો કરતાં જ એકવાર મેં માતાપિતાને નાનીમોટી છોકરીઓને ગમે તેટલાં મોડાં ઘેર આવવાની છૂટ અપાય છે તે વિષે પૂછ્યું. તેમણે બધી પરિસ્થિતિ વિસ્તારથી મને સમજાવી. છેલ્લી લડાઈ પહેલાં આવી કંઈ છૂટ હતી જ નહિ. પણ લડાઈમાં બધા સશક્ત પુરુષો લડાઈમાં ને કારખાનામાં ગયા અને ખાનગી ને સરકારી ઓફિસોમાં, બસમાં, ટ્રામમાં, રેલગાડીમાં ને બધાં જ હળવાં કામમાં યુવતીઓને—સ્ત્રીઓને રોકવામાં આવી અને તેમને રોકડ નાણાં મળતાં થયાં. ત્યારથી બધી પરિસ્થિતિ બદલાઈ છે. લડાઈના કાળમાં જે કમાતી થઈ તે મોડીવહેલી ઘેર આવતી થઈ અને હવે એ સ્થિતિ ચાલુ જ છે. વળી માતાઓ એમ વિચારે છે કે, છોકરી ઉંમરલાયક થઈને કમાતી હોય ત્યારે જો તેની ઉપર વધારે પડતો અંકુશ મૂકવા જઈશું તો પછી જુદી રહેવા જશે તો તેને પૂરી ખોઈ નાખીશું. તેના કરતાં છૂટ મેળવીને પણ આંખ આગળ રહે તે તો સારું જ ને?

બર્લિનમાં નવા વર્ષની આગલી રાતે જ લોકો ખરી મોજ માણે છે. ઈંગે સ્ટ્રામ સાથે નક્કી કરીને કુસ્ટર કુટુંબ સાથે સીલ્વેસ્ટર[1] ઉજવવાનું આમંત્રણ મેં સ્વીકારી લીધું. રિવાજ પ્રમાણે થોડાં તાજાં ગુલાબનાં ફૂલની ભેટ લઈને રાતે હું તેમને ઘેર પહોંચ્યો અને બધાંની

---

૧. બેસતા વરસની આગલી રાતને જર્મનો સીલ્વેસ્ટર કહે છે.

સાથે રંગરાગમાં ભળી ગયો. તે રાતે આવે ઘેર અનેક ફળનો રસ ભેગો કરીને 'પંચ'નું પચરંગી અને ઘણું સ્વાદિષ્ટ પીણું બનાવે. તે ગયો ને ગામગપાટા મારતો ગયો અને ગ્રામોફોન રેકર્ડના તાલ સાથે ઈંગે તેમજ કુસ્ટરની દીકરીઓ સાથે નાચતો[1] ગયો. થોડી થોડી વખતે કૉફી, કેક, અખરોટ વગેરે સાદી વાનગીઓ પીરસાતી તે મોજ આરોગતો ગયો અને પાછો નાચરંગમાં ભળતો ગયો. એમ કરતાં રાતે બાર વાગ્યા ત્યારે બધાએ શોર મચાવીને નવા વરસનું સ્વાગત કર્યું. છેવટે મોડી રાતે બધા વિખરાયા ત્યારે હું ભરપૂર આનંદના તાનમાં ઘેર જઈને સન ૧૯૩૧ના કાર્યક્રમનો વિચાર કરતો સૂઈ ગયો.[2]

---

૧. બર્લિનમાં થોડાં અઠવાડિયાં રહ્યા પછી નાચરંગમાં દાખલ થઈને જ સમાજમાં ભળી શકાય એમ લાગવાથી નૃત્યના એક વર્ગમાં થોડી જ તાલીમ લઈને નાચતાં શીખ્યો હતો. અને કોઈવાર મોટી હોટેલમાં પણ કોઈ મિત્રો સાથે નાચવા જતો હતો.

૨. ૧૯૩૧ના નવા વર્ષના ઇસ્ટરના તહેવારમાં પણ હું આ ઘરનો જ મહેમાન થયો ત્યારે વધારે પરિચય થયેલો હોવાથી જાજરમાન ગૃહિણીએ મને સીધો રસોડામા બોલાવ્યો અને મેંદાના લોટમાં થોડું માખણ-પાણી વગેરે મેળવ્યાં હતાં, તેને લાકડાના પહોળા ચમચા વડે લસોટવાનું કામ સોંપ્યું. આ કામ હું એક કુટુંબી બની કરતો ગયો ત્યારે કોલસા, ગેસ અને વીજળી એ ત્રણે જાતના ચૂલા મેં એક લાઈનમાં ગોઠવેલા જોયા અને એ નાના સરખા રસોડામાં નાનાં મોટાં ટેબલનાં ખાનામાં ને તેના ઉપર મૂકેલા ઘોડા પર સરસ ગોઠવેલા નાના મોટા થાળ, રકાબી-પ્યાલાનો જે વિધવિધ સરંજામ જોયો તેથી હું તાજુબ થયો.

હું લોટના રગડાને લસોટી રહ્યો ત્યારે તેને નાની લોખંડની રકાબીઓમાં ઢાળીને ગેસની ગરમ ભઠ્ઠીમાં મૂકવામાં આવ્યા અને જોતજોતામાં તેના મજાનાં કેક તૈયાર થઈ ગયાં. બીજી ઘણી વાનગીઓ તૈયાર થઈ ત્યારે ઇસ્ટરના મજેદાર ભોજનને ઇન્સાફ આપીને હું રસ્તે પડયો.

# ૧૨ : બર્લિનમાં પ્રચાર

**સન** ૧૯૩૦ની નાતાલ આવી તે પહેલાં જ બર્લિનમાં હિન્દના ખેડૂત–ખેતી સંબંધી એક અભ્યાસવર્તુળમાં ભાગ લેવાની તક મને મળી. એક દિવસ ચટ્ટો મારફત જાણવા મળ્યું કે સામ્યવાદી અધ્યાપક દા. વીટ્‌ફોગલ અઠવાડિયામાં એક દિવસ રાતે એક અભ્યાસવર્તુળ[1] ચલાવે છે, તેમાં ઘણું શીખવાનું મળશે. તેથી એ ભલા વિદ્વાનને ઘેર પહેલા જ દિવસે હું હાજર થયો અને પછી નિયમિત રીતે સામેલ થતો. પહેલેથી જ આપણા દેશના આ મૂળભૂત વિષય પર એ પરદેશી અધ્યાપકના ઊંડા અભ્યાસ અને જ્ઞાનની ઘણી ઊંડી છાપ પડી. માર્ક્સવાદી દૃષ્ટિથી તેઓ વિવિધ પ્રકારના જમીનદારો અને ખેડૂતોના તેમ જ જુદાજુદા વર્ગના ખેડૂતોનાં દેવાં અને આવકની અસમાનતા વિષે ચોક્કસ આંકડાની હારમાળા રજૂ કરતા ગયા. છેક બીજે છેડે આવેલા ખેતમજૂરોની પ્રત્યક્ષ અને પરોક્ષ ગુલામીનું વાસ્તવિક શબ્દચિત્ર પણ તે ઉપસાવતા ગયા. ઉપર ઉપરથી શુષ્ક લાગતા આ વિષયની ચર્ચા તેઓ ઘણી જ બોધદાયક અને પ્રેરક બનાવતા ગયા. દેશમાં જ જે જ્ઞાન ક્યાંયથી પણ મળેલું નહિ, તે હજારો માઇલ દૂર બર્લિનમાં એક જર્મન વિદ્વાન

---

૧. આખા યૂરોપમાં તેમ જર્મનીમાં તે વખતે શિયાળાની લાંબી રાતે અનેક વિષયોના અભ્યાસ માટે વિવિધ વિદ્વાનો અને સંસ્થાઓ આવાં વર્તુલ ચલાવતાં હતાં.

પાસેથી શિયાળાની રાતે મેળવતાં હું ઘણો પ્રોત્સાહિત થતો અને પછી ગરમ ગરમ ચા–કૉફી પીતે પીતે તેમની સાથે ચર્ચા કરતાં આનંદના ઘૂંટડા ગળતો.

આ અઠવાડિક વર્ગમાં હાજરી આપતાં એક રાતે મારા ઓરડામાંથી મારી એક ચામડાની મોટી પેટી ચોરાઈ ગઈ. તેમાં મારા લંડનમાં નવાં સિવડાવેલાં કોટ–પાટલૂન હતાં અને બીજાં કંઈ કપડાંની સાથે મારો પાસપોર્ટ પણ ગુમ થયો. પોલીસને ફરિયાદ કરતાં કંઈ મળ્યું નહિ. તેથી બહુ જ કમને મારે નવો પાસપોર્ટ મેળવવાને અંગ્રેજોની એલચી કચેરી પર આંટાફેરા મારવા પડયા. છેવટે નવો પાસપોર્ટ મળ્યો પણ ત્રણસો-ચારસો રૂપિયાનાં કપડાંનું નુકસાન તો મૂંગે મોઢે સહન કરવું પડ્યું. છેવટે હંમેશ મુજબ એમ વિચારીને આશ્વાસન મેળવ્યું કે વરસો પહેલાં પહેરેલે કપડે ઘર છોડયા પછી જિંદગીમાં આટઆટલાં ઘર બદલ્યાં તેમાં કેટલુંય ગયું ને ખોયું છે તો તેમાં આવો નજીવો વધારો થાય તેની ચિંતા શી?

સન ૧૯૩૧નું વર્ષ શરૂ થયું ત્યારે અમે કેટલાક હિન્દીઓએ ટાગોર સાથે બેસીને બર્લિનમાં દેશની આઝાદી માટે પ્રચાર કરવાની યોજનાઓ વિચારવા માંડી. તેમાં સરોજિની નાયડુનો એક પુત્ર દા. નાયડુ પણ અમારી સાથે સામેલ થતો. કેટલાક જર્મન મિત્રો પણ આ વિષયમાં રસ લેતા. ચટ્ટોની આગેવાની નીચે કામ કરતા પ્રખર સામ્યવાદી બિરાદરો તો અમારી રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં રસ લેતા નહિ. બાકીના બધા વિદ્યાર્થીઓ, યુવકો અને નાના ધંધાદારીઓ એવા સાધનહીન હતા કે તેઓ મહિને ૨૦૦–૪૦૦ માર્ક જેટલી રકમ પણ ભેગી શકે એમ નહોતું. તેથી ક્વચિત્ ટાગોર કે હું કોઈ નાની સભામાં કે વર્તુલમાં ચર્ચા કરવા જતા તે સિવાય દેશની લડતના પ્રચાર

માટે રીતસર ઑફિસ રાખીને કંઈ પ્રકાશન કરવાનું કે કંઈ સભા યોજવાનું અમારાથી બની શકે એમ નહોતું. મેં જુલાઈમાં બર્લિન છોડયું ત્યાં સુધી ફરી ફરીને આ વિષે કંઈ કંઈ યોજનાઓ અને ચર્ચાઓ કરી પણ તેનું પરિણામ શૂન્યમાં જ આવ્યું.

આવી અનેક મુસીબતો વચ્ચે કંઈક પ્રોત્સાહક પ્રસંગો પણ સાંપડતા. દેશમાં હતો ત્યારથી જર્મનીના જે ફિલ્મી પત્રને હું ખબરપત્રો મોકલતો તેના સંચાલકને ફોન કરીને એક કાફેમાં મળ્યો ત્યારે મને ઘણો આનંદ થયો. અમે મુંબઈની દુનિયાના પ્રવાહો અને પ્રગતિ વિષે ઘણી વાતો કરી. કલાકેક સુધી મુક્ત ચર્ચા કર્યા પછી તેમણે ખાસ મુદ્દા વિષે મારી મુલાકાત બેએક વખત લીધી ને તેમના પત્રમાં જાન્યુઆરી ત્રીજી અને દસમીના અંકમાં પ્રકટ કરી. આવી રીતે બર્લિનના એક પત્રમાં મારું કંઈક ગૌરવ થયું તેથી હું હરખાયો.

તેવામાં જ એક મિત્રની ભલામણથી એક છબીઘરમાં હું ગયો. સ્ટુડીઓનો મુખ્ય સંચાલક મારા શરીરની અને મુખની આકૃતિ જોઈને ઘણો ખુશ થઈ ગયો. તેણે થોડા દિવસમાં મારી ઘણી છબીઓ ઝડપી લીધી અને તેની નકલો મને સુપરત કરી.[1]

પછી તેણે ખાસ મહેનત લઈને મોટા કદની મારી છબી બનાવી અને તેની પણ બેત્રણ નકલો મને આપી. તે તો મેં લંડનના અને પછી ડબ્લીનના મિત્રોમાં વહેંચી દીધી. નવાઈની વાત તો એ હતી કે મારી મોટા કદની છબી આ સ્ટુડીઓને દરવાજે મોટા કાચની પાછળ બત્તીથી ઝળકાવવામાં આવી હતી. દૂર દેશમાં મારી આવી પ્રશસ્તિ થઈ તેથી હું અને મારા મિત્રો પણ બહુ હરખાયા.

તે વખતે બર્લિનમાં ચદ્દોથી અને અમારા વર્તુલથી નિરાળા

---

૧. આ નકલો જ લંડનથી મારા લેખ-નાટકો સાથે મુંબઈનાં પત્રોમાં છાપવાને મોકલતો ગયો ને તે આજે તે વખતનાં કેટલાંક નાટકો સાથે છપાયેલી દેખાય છે.

એક પ્રૌઢ હિન્દી દેશભક્ત રહેતા હતા. શ્રી ચંપકરામન્ પીલ્લૈએ બંગભંગના યુગ પછી દેશમાં ક્રાંતિકારી લડત શરૂ થઈ ત્યારે તેમાં પરદેશીઓની સહાય મેળવવા તેમણે પરદેશ પ્રયાણ કરેલું. તેઓ છેલ્લા મહાયુદ્ધ દરમ્યાન કૈઝરની સરકાર સાથે મળીને ભારતમાં બંડ જગાવવાને સ્થપાયેલી કમિટીના એક બાહોશ કાર્યકર હતા. તેમણે જર્મન વહાણોમાં ભરીને બંગાળ–ઉત્કલને કિનારે શસ્ત્રાસ્ત્ર અને દારૂગોળો ઉતારવાની તજવીજ કરેલી. આમાં સરિયામ નિષ્ફળતા મળ્યા પછી અને જર્મનીમાં નવી રાજસત્તા સ્થપાયા પછી પીલ્લૈ બધી પ્રવૃત્તિથી નિવૃત્ત થઈને ખાનગી જીવન ગાળતા.

હું તેમને મળવા ગયો ત્યારે ગાંધીજીના જૂના અંતેવાસી અને તેમની લડતના પ્રચારક તરીકે મને તેમણે ભાવથી વધાવ્યો. તેઓ સામ્યવાદના કટ્ટર વિરોધી હોવાથી તેના થોડાઘણા રંગે રંગાયેલા હિન્દીઓના સમાજથી દૂર રહેતા. બીજી પાસ તેઓ જર્મન ઉદ્યોગપતિઓ અને જર્મન સરકારના પરદેશખાતાની કચેરી સાથે સારો સંપર્ક રાખતા. એકવાર હું પણ તેમની સાથે પરદેશ ખાતાના કોઈ ઉચ્ચ અધિકારીને મળવા ગયેલો. ત્યાં ઉપરચોટિયા વાત પરથી પણ માલમ પડ્યું કે જર્મન આગેવાનોએ આફ્રિકા અને એશિયામાં સામ્રાજ્ય જમાવવાનાં તેમનાં જે સ્વપ્નાં છેલ્લી લડાઈને અંતે ભાંગીને ભુક્કો થયાં હતાં તેને હજી તિલાંજલિ આપી નહોતી. તેમણે ફરીવાર આફ્રિકા–એશિયા સાથે વેપારની મારફત અનેક પ્રકારનો સંપર્ક વધારવાને વિવિધ સંસ્થાઓ સ્થાપી હતી. દેખીતી રીતે પીલ્લૈ આ બધા કામમાં સહાનુભૂતિ રાખીને કંઈ કંઈ સલાહ–સૂચના આપતા હતા. તેથી જર્મન રાજપુરુષો અને ધનપતિઓમાં તેમનો વક્કર પડતો હતો.

તેમને મળ્યા પછી મને ખ્યાલ આવ્યો કે જો અમે હિન્દીઓ જર્મન સામ્રાજ્યવાદીઓને સાથ આપીએ તો આઝાદીની લડતના

પ્રચાર માટે અખૂટ નાણાં મળી શકે. પણ આવી શરતે પણ અમે પીલ્લૈનો સાથ મેળવી શકીએ તેમ નહોતું. તેમ ચટ્ટો સામ્રાજ્ય વિરોધી લડતનો અગ્રણી હોવાથી અમારી મધ્યમવર્ગીય ગણાતી પ્રવૃત્તિને સાથ આપે જ નહિ. તેથી ટાગોરની અને મારી બધીયે યોજનાઓ મનમાં જ રહી ગઈ.

નાતાલની આસપાસ બર્લિનની 'શેર્લ ફેલગિ' નામની એક પ્રતિષ્ઠિત પ્રકાશન કંપની તરફથી પ્રકટ થતા દૈનિક 'ડોઈશે અલ્ગામાઈને ટ્સાઈટુંગ'માં હિન્દુસ્થાન વિષે બહુ જ ઝેરીલો નનામો લેખ પ્રકટ થયો. તેનું મથાળું હતું: 'ભારત ૩૩ કરોડ દેવ–દેવીઓને પૂજે છે–તેમાં સાડાત્રણસો ભાષા બોલાય છે.' તે લેખનું ભાષાંતર કોઈ પાસેથી સમજી લીધું એટલે તેનો સણસણતો જવાબ આપવાની મેં મારી ફરજ માની. તરત હું તે પત્રના તંત્રીને મળ્યો અને આ લેખના લેખક વિષે તપાસ કરી તો માલમ પડ્યું કે, કોઈ અંગ્રેજોની પ્રચારસંસ્થા તરફથી તે આવેલો હતો. પછી મારી કંઈક ઓળખાણ આપીને આ લેખનો હિન્દીઓની રાષ્ટ્રીય દૃષ્ટિથી જવાબ આપવાની મારી ઉત્કટ ઇચ્છા મેં દર્શાવી ત્યારે તેમણે તે પ્રકટ કરવાની તૈયારી બતાવી. મેં અંગ્રેજીમાં જ લેખ મોકલવાની વાત કરી ત્યારે તેમણે પોતે જ જર્મનમાં અનુવાદ કરીને પ્રકટ કરવાની ખાતરી આપી.

આ બધી તૈયારી કરીને પછી એ લેખનો જડબાતોડ જવાબ આપવાને સાધનસામગ્રી ભેગી કરવા માંડી. સાઈમન કમિશનનો હેવાલ તાજો જ પ્રકટ થયો હતો તે લઈ આવ્યો. વસતીપત્રકના ગ્રંથ પણ જોઈ ગયો અને પછી તપસીલવાર જવાબ લખવા બેઠો.

દેવદેવીઓની સંખ્યાને કંઈ મહત્ત્વ આપી શકાય નહિ; કારણ કે, બધામાં એક જ સચરાચર ઈશ્વર વસે છે એવો સ્પષ્ટ સિદ્ધાંત

ભગવદ્‌ગીતા, ઉપનિષદો અને શાસ્ત્રોમાં વારંવાર આલેખ્યો છે. ભાષાઓ, ઉપભાષાઓ અને બોલીઓ ગમે તેટલી હોય પણ સરકારી અધિકૃત ગ્રંથોમાં ચોખ્ખું જણાવ્યું છે કે દેશની મોટા ભાગની પ્રજા એક હિન્દી ભાષા બોલે છે અથવા સમજી શકે છે. આ બધું મારા લેખમાં વિગતવાર રજૂ કરીને હું તે પત્રના તંત્રીને આપી આવ્યો. થોડા દિવસમાં મારો આખો લેખ જર્મન ભાષામાં એ પત્રમાં પ્રકટ થયો. દિલમાં એટલો જ વસવસો રહ્યો કે મારા લેખનું મથાળું નાનું એક કોલમનું જ હતું, ત્યારે જેનો મેં જવાબ આપ્યો તેનું મથાળું સાત કોલમમાં ભારે ટાઈપમાં છાપેલું હતું!

આ લેખનું વેતન લેવાને હું પત્રની ઑફિસે ગયો ત્યારે એક રમૂજી પ્રસંગ બન્યો. પત્ર તરફથી કાર્ડ મળતાં હું ગયેલો ત્યારે મારા ખિસ્સામાં થોડા જ પૈસા હતા. ઑફિસમાં જરા વાર હતી તેથી સામેની કાફેમાં કૉફી પીવા ગયો. ત્યાં મોટા અક્ષરે કિંમત ૩૦ ફેનીશ લખેલી હતી અને તેટલી જ રકમ મારી પાસે હતી. કૉફી પીને બિલ જોયું ત્યારે તેમાં ૩૩ ફેનીશ જોઇને હું જરા ગુંચવાયો. ઉતાવળમાં હું ભૂલી ગયો કે બધીયે હોટેલમાં કિંમત પર દશ ટકા નોકરો માટે ઉમેરવાનો રિવાજ છે. તેથી મેં જ્યારે માલિકણ બાઈ આગળ ૩૦ ફેનીશ ધરી ત્યારે તે લાલપીળી થઈ જર્મનમાં કંઈ કંઈ બોલવા લાગી. પછી મેં કહ્યું કે હમણાં સામેની ઑફિસેથી પૈસા લેવા જાઉં છું તેમાંથી તમારી રકમ ચૂકવી દઈશ ત્યારે જરા ટાઢી પડી.[1]

---

૧. મારો આવો જ ફેસ્તો એક રાત્રિ (નાઈટ) ક્લબમાં થયેલો. વાલચંદ હીરાચંદની હ્યુમ પાઈપની કંપનીના એક અધિકારી હિન્દુસ્તાન હાઉસમાં મળ્યા ત્યારે તેમણે બર્લિનની રાતનો કંઈ મનોરંજન કાર્યક્રમ જોવામાં સહાય આપવા મને કહ્યું. તેથી એક જાણીતી ક્લબમાં રાતે દશ વાગ્યા પછી અમે ગયા. ત્યાં આછાં કપડાંમાં સજ્જ થયેલી યુવતીઓ સાથે મળીને કે એકલી અવનવાં નખરાં કરી નાચતી ને તેમનો ખેલ પૂરો થાય ત્યારે શ્રોતાઓ સાથે

પણ આવા કોઈ આકસ્મિક લેખથી મને સંતોષ થાય એમ નહોતું. મને માસ્તરે ભારે ખર્ચ કરીને દૂર દેશાવર મોકલ્યો હતો અને મેં પોતે પૂરી અક્કલ હુંશિયારીથી પ્રચારકાર્ય માટે બર્લિનનું કેન્દ્ર પસંદ કર્યું હતું. તો પછી મારે કંઈ નિયમિત પ્રવૃત્તિ કર્યા વિના કેમ ચાલે? વળી માસ્તર મને દર અઠવાડિયે મુંબઈના અંગ્રેજી રાષ્ટ્રવાદી દૈનિક 'બૉમ્બે ક્રૉનિકલ'ના બધા અંક ભેગા મોકલતા હતા. તે હું ચીવટથી વાંચી લેતો અને જરૂરી માહિતી મિત્રોને આપતો. નવા વરસમાં અનિશ્ચિત મુદત માટે બર્લિનમાં રહેતાં મને થયું કે દેશની લડત હવે સામુદાયિક સત્યાગ્રહ અને ના-કરને તબક્કે પહોંચવાનો સંભવ છે તેથી હવે મારે અઠવાડિક સમાચારનો સાર થોડા ફૂલસ્કેપ કાગળમાં અંગ્રેજી લખાણની (સાઈક્લોસ્ટાઈલ) નકલો કરીને જર્મની, ઇંગ્લાંડ, ફ્રાંસ, બ્રસેલ્સ વગેરે દેશના આગેવાન દેશી ભાઈઓને અને તેમની જાહેર સંસ્થાઓને મારે મોકલવો જોઈએ. આ માટે જે થોડાં નાણાં જોઈએ તે તો ગમે તેમ કરીને કાઢવાનું ઠરાવીને તેમાં સાચા સહાયકની શોધ હું કરવા લાગ્યો.

તે વખતે આચાર્ય નામના એક દક્ષિણ ભારતના પીઢ છતાં ગરીબ દેશસેવકનો પરિચય મને થયો હતો. તે પણ પીલ્લૈની માફક ૧૯૧૦ની આસપાસ ભારતની ક્રાંતિકારી લડતની અસર નીચે પરદેશ સંચર્યા હતા. તે પણ ભરજુવાનીમાં હિન્દી-જર્મન ક્રાંતિકારી કમિટીના

---

શરાબની મહેફિલ ઉડાવતી. મોડી રાતે મારા સાથી ચાલ્યા ગયા ત્યારે જરા વધારે રહેવાનો મને શોખ થયો. પછી મેં કૉફી મંગાવી ત્યારે તેની કિંમતના સાડાત્રણેક માર્ક મારી પાસે હતા. જ્યારે છેવટે બિલ આવ્યું ત્યારે તેમાં દસ ટકા ઉમેરેલા જોઈને હું ચોંક્યો. તેથી મારો ઓવરકોટ બાનમાં મૂકીને મારે જવું પડ્યું. પછી ઠેઠ સાંજે એ નજીવી રકમ ભરીને હું કોટ છોડાવી લાવ્યો.

કાર્યકર્તા અને પ્રચારક બન્યા હતા. જર્મની અને તૂર્કીનાં લશ્કરે જે હિન્દી સિપાઈઓને પકડયા હતા, તેમને આઝાદીની તાલીમ આપવાને તેમને બર્લિનથી તૂર્કી ખાતે મોકલવામાં આવ્યા હતા. લડાઈ પૂરી થયા પછી સામ્યવાદથી પ્રભાવિત થઈને તે મોસ્કો પહોંચ્યા હતા અને ત્યાં તેમણે એક રશિયન કલાકાર સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું. પછી સોવિયેત સરકારની નીતિ તેમને માફક ન આવતાં તે પાછા બર્લિન આવીને, અનેક ભાષાના નિષ્ણાત તરીકે ભાષાંતરનું કામ કરીને પોતાનો નિર્વાહ કરતા હતા.

મેં આચાર્યને મળીને ભારતની લડત વિષે અઠવાડિક સમાચાર પત્રિકાની ટાઈપ નકલો પ્રકટ કરવાની યોજના સમજાવી ત્યારે તેમણે વગર વેતને ટાઈપનું કામ કરવાની તૈયારી બતાવી. તેથી આ પત્રિકાની ૨૦૦–૩૦૦ નકલો કાઢીને ટપાલથી તે યૂરોપભરના મિત્રોને મોકલવા હું તૈયાર થયો.

બીજું મુદ્દાનું કામ યૂરોપના હિન્દીઓનાં ચોક્કસ નામ-સરનામાં ભેગાં કરવાનું હતું. જર્મનીનાં નામ–સરનામાં તો સુલભ હતાં અને લંડનના મિત્રોથી પણ હું માહિતગાર હતો. મુંબઈના એસોસિયેટેડ પ્રેસના માજી મેનેજર શ્રી એ. સી. ચેટરજી તે વખતે જીનીવામાં હતા તે મારા જાણવામાં આવ્યું. પેરીસમાં રહેતા લાડીના જૂના ભાયાત સરદારસિંગ રાણા અને અનુપચંદ શાહનાં અને બેલ્જિયમના ઝવેરી હેમચંદ શાહ વગેરેની યાદી પણ મળી ગઈ. પછી આ બધા ભાઈઓની મારફત બીજા વધારેનો સંપર્ક સાધવાની આશા રાખીને મેં મારું અઠવાડિક હિન્દી સમાચારપત્ર તૈયાર કરી મોકલવાનું શરૂ કર્યું.

અલબત્ત આ કામ છેક સહેલું નહોતું. સાતે દિવસનાં પત્રો ઝપાટાબંધ વાંચીને તેની નોંધ લેવાના અને તેના પરથી લખાણ તૈયાર કરવાનું. પછી આચાર્યને ઘેર જઈને ટાઈપ કરાવવું. અને ત્રીજે ઠેકાણે જઈને તેની નકલો તૈયાર કરાવવી. છેવટે તેને વાંચીને

તેના પર બસોએક સરનામાં કરીને ને ટપાલની ટિકિટો ચોઢીને તેને ટપાલપેટીમાં નાખું ત્યારે મારું કામ પૂરું થાય. ઉપરાંત યૂરોપના હિન્દીઓની દુનિયામાં કંઈ જાણવાજોગ પ્રવૃત્તિ થાય તો તેનો હેવાલ પણ આ પત્રિકામાં દાખલ કરવો પડે. આ બધું કામ મારે દૂર દેશાવરમાં કડકડતી ઠંડીમાં એકલે હાથે કરતાં ક્વચિત્ કંટાળો આવતો. પણ ભારતની ખબર દૂર રહેતા દેશબાંધવોને સત્વરે પહોંચાડવાના તાનમાં કામનો બધોય ભાર હળવો લાગતો.

થોડાં અઠવાડિયાંમાં આચાર્યનો આ કામ માટે ઉત્સાહ ઊતરી ગયો. તપાસ કરતાં માલૂમ પડ્યું કે, તેની પત્ની આવા મફતિયા કામ કરવાનો વિરોધ કરવા લાગી. છેવટે આચાર્યે ટાઈપનું કામ ચાલુ રાખવાની ચોખ્ખી ના પાડી. મેં બર્લિનમાં એક નાનું ટાઈપ-રાઈટર તો ખરીદ્યું હતું. પણ તેના પર ટાઈપ કરવાનો મહાવરો નહોતો, છતાં ઓચિંતી આપત્તિનો સામનો કરવાને મેં પણ ધીમે ધીમે ટાઈપ કરીને થોડો વખત કામ ચાલુ રાખ્યું.

એવામાં હિન્દુસ્થાન હાઉસમાં એક જાજરમાન જર્મન બાઈની ઓળખાણ કોઈ ભાઈએ કરાવી, ત્યારે તેણે કહ્યું કે, તેમને અંગ્રેજીમાં ટાઈપ કરતાં આવડે છે તેથી તમને મદદ કરી શકશે. થોડા દિવસમાં તે બાઈએ ટાઈપ કરવાની પૂરી જવાબદારી ઉઠાવી લીધી. એટલું જ નહિ પણ તેની નકલો કરાવવામાં અને તેનાં સરનામાં લખવામાં પણ તેણે સહકાર કરવા માંડ્યો. હવે મારી પત્રિકાની ગાડી પૂરપાટ દોડ દોડવા લાગી.

બર્લિનમાં જેમને આ પત્રિકા મોકલતો તે જ્યારે મળતા ત્યારે તેની પહોંચ સ્વીકારતા અને કદર કરતા. પણ બાકી બીજે બધે ઠેકાણે તે મોકલતો ત્યાંથી ભાગ્યે જ કંઈ જવાબ મળતા. પત્રિકામાં- વખતોવખત નાણાંની સહાય કરવાને વિનંતિ પણ કરવામાં આવતી પણ તેનું પરિણામ શૂન્યમાં જ આવતું.

થોડાં અઠવાડિયાંમાં ટાઈપનું કામ કર્યા પછી જર્મન બાઈએ નવી ગૂંચ ઊભી કરી. એક દિવસ તેણે મને પૂછ્યું: 'તમે આ પત્રિકામાં સામ્યવાદનો પ્રચાર કેમ નથી કરતા?'

'કારણ કે હું સામ્યવાદી નથી.' મેં જવાબ આપ્યો.

'તો પછી મને આવી પત્રિકાનું કામ કરવામાં કંઈ રસ નથી.' તેણે કહ્યું.

મેં કહ્યું: 'બહુ સારું.'

ત્યારથી તેણે ટાઈપનું કામ બંધ કર્યું તે તરત તો મારે જ થોડી મુસીબતે હાથમાં લેવું પડ્યું. થોડા દિવસમાં તે પાછી મને મળી ત્યારે કહ્યું:

'મારી ભૂલ થઈ ગઈ. ભારતની આઝાદીની લડતમાં મારે સહાય કરવી જ જોઈએ. તેથી હવે તમારું કામ કરીશ.'[1] આમ એકાદ અઠવાડિયામાં ગૂંચ ઊકલી ગઈ એટલે પાછું મારું કામ સરાડે ચઢી ગયું.

આ પત્રિકા દર અઠવાડિયે છપાવતાં અને ટપાલ કરતાં મારી પાસે રહેલી થોડી સિલીક ઘસાતી ગઈ. પહેલાં તો મેં સખત કર-કસર કરવા માંડી. હું માસિક સોએક માર્કના ભાડાના ઓરડામાં રહેતો હતો તેમાંથી ત્રીસ ચાલીસના ભાડાની નાની ઓરડી પર પહોંચી ગયો.

---

૧. કેટલાક મિત્રો મને કહેતા હતા કે, આ બાઈ બ્રિટિશ સરકારની જાસૂસ છે ને તમારી પ્રવૃત્તિની માહિતી મેળવવાને જ તમને મદદ કરે છે. તેણે તમને સામ્યવાદમાં ધકેલવાને તરકીબ અજમાવી જોઈ પણ તે સફળ ન થઈ તેથી એ ફરી જાસૂસી કરવાને પાછી આવી ગઈ

આવી વાતો ઘણી વ્યક્તિઓ માટે યૂરોપમાં સંભળાતી. પણ અમે તો કહેતા કે, અમારે કશું ખાનગી કે છૂપું છે જ નહિ તેથી અમારે ગભરાવાનું કોઈ કારણ નથી.

મેડમ આઝારીઅન[1] નામની મકાનમાલિક બાઈની ઓળખાણ થતાં, તેની એક વયોવૃદ્ધ ભાડૂત બાઈનો નાનો ઓરડો સસ્તામાં મળતાં ત્યાં રહેવા ગયો. પછી કોઈ વખત કૉફી પીવાને મેડમને ત્યાં જતો ત્યારે તે કૉફીનાં બિયાં નાની ઘંટીમાં તરત દળીને ગરમ કૉફી બનાવતી. ક્વચિત્ જમવાને વખતે તેને ત્યાં ચઢી જતો. તે મોટે ભાગે વાલ-વટાણા ને શાકભાજીનુ જ સોંઘું ભોજન પીરસતી તે હું મોજથી આરોગતો. તે આવી મોટી મિલકતની માલિક હોવા છતાં આવી મુસીબત કેમ વેઠે છે એ પણ સમજાવતી. કુલ ભાડાની અડધા ઉપરાંતની રકમ મ્યુનિસિપાલિટી કર તરીકે વસૂલ કરતી. પછી બૅંકની લોનનું ભારે વ્યાજ આપવું પડતું. વળી મકાન માટે જે પોર્ટર-ચોકીદાર રાખવો પડે છે તેને તો તેના મંડળે ઠરાવેલા નિર્ણય પ્રમાણે ઓરડી, પગાર અને ઘણી સગવડ આપવી પડતી અને આખું મકાન શિયાળામાં ગરમ રાખવા માટે કોલસાનો પણ ભારે ખરચ થતો. આ બધું બાદ કરતાં તેના નાનકડા કુટુંબના શાનદાર નિભાવ માટે પણ જોઈતી રકમ નહોતી બચતી!

આ બાઈની માફક હું પણ ઓરડીના ભાડામાં તેમ ખાવા-પીવામાં પણ સખત કરકસર કરતો. સવારે તો કૉફીની સાથે થોડી રોટી મળે તેના પર બપોર સુધી ચલાવતો. પછી ખાણા વખતે કોઈ વખત મેડમને ઘેર તો કોઈવાર હિન્દુસ્થાન હાઉસમાં જઈને દાળ-ભાતનું સસ્તું ભોજન, રોકડેથી કે ઉધાર કરી આવતો. ખરી મુસીબત તો રાતે પડતી. રોનકદાર સુંદર રાજમાર્ગો પર ફરવામાં અને ઝાકઝમાળ દુકાનોમાં ચમકતી વિધવિધ રંગબેરંગી ચીજવસ્તુઓ

---

૧. આ બાઈએ તેના મોટા મકાન પર બૅંકનું મોટું દેવું કર્યું હતું. તે વિધવા થતાં આ ઘરમાં આવી ત્યારે બર્લિનના સમાજવાદી કાયદા મુજબ જુદો ઓરડો ન મળતાં તેને પોતાના ભાડૂતના પેટા ભાડૂત તરીકે રહેવાની ફરજ પડી. તેને એક મોટો કમાતો દીકરો અને એક નાની દીકરી હતાં, અને મારા પર માયા રાખતી.

નીરખવાની ઘણી મજા પડતી. રસ્તામાં મોટી હોટેલ, સિનેમા કે નાટયગૃહ આવે તેનાં દૂરથી દર્શન કરીને જ આગળ વધતો. પછી ઘણું ભ્રમણ કરીને ભૂખ્યાંડાંસ થઈ જતો ત્યારે ફૂટપાયરી પર ઊભો રહી હાથલારીની હોટેલમાંથી સ્થાનિક વાનગી અને બટાટાનું કચુંબર કાગળની રકાબીમાં લઈને સપાટાબંધ આરોગતો. તેના ઉપર કોફી પીવાના પૈસા ન રહેતા એટલે ઘેર ખૂબ પાણી પીને જ ઘસઘસાટ ઊંઘી જતો.

આવા સંયોગોમાં મારી આઝાદ પત્રિકા માટે દર અઠવાડિયે થોડો ખર્ચ કરવાનું પણ મને ભારે પડતું. તેથી છેવટે પહેલું તો મુંબઈ ખાતે માસ્તરને લખીને મારા નિર્વાહ તેમ જ કાર્ય માટે થોડી રકમની માગણી કરી. અગાઉ તેમને મારી ચામડાની બૅગ ને કપડાં ચોરાઈ ગયાની ખબર આપી હતી. તેથી તેમણે તરત જ થોડી રકમ મોકલી આપી. તેથી હું જરા નિશ્ચિંત થયો.

વળી થોડાં અઠવાડિયાંમાં મારી તિજોરીનું તળિયું દેખાવા લાગ્યું. તેથી મેં લંડન ખાતે રમણભાઈને લખીને મારી પરિસ્થિતિની પૂરી જાણ કરી. તેની સાથે મેં અમેરિકામાં હિન્દીઓ માટે ભણતરની વ્યવસ્થા કરે એવી સંસ્થાઓ કે વ્યક્તિઓનાં નામ–સરનામાં મને લખી મોકલવાની વિનંતિ કરી. તેમણે આ બધી માહિતી મોકલી ને સાથે થોડી રકમ પણ મોકલી એટલે પછી ઉનાળા સુધીના નિર્વાહ માટે નિશ્ચિંત બનીને પછી બર્લિનમાં વિહરવા લાગ્યો.

એક વખત કોઈ મિત્રોની સાથે બર્લિનની પ્રેસ (વર્તમાન પત્રકારોની) કલબમાં ગયો ત્યારે તેનું આલીશાન ને અનેક સગવડોથી સમૃદ્ધ મકાન જોઈને હું દંગ થઈ ગયો. મુંબઈમાં તો છાપાંની જે ઑફિસો જોયેલી તેને કયાંયે ચઢી જાય એવી આ કલબમાં સભ્યોનો સભાખંડ, વાંચનાલય, પુસ્તકાલય, રમતખંડ, ભોજનાલય વગેરે અનેક નાના મોટા ખંડ હતા. આ સંસ્થામાં જર્મન તેમજ યૂરોપ–

અમેરિકાના પણ સભ્યો હતા. તેમાં દેશદેશાંતરના પ્રતિનિધિઓ સાથે વાતો કરતાં, અંગ્રેજોએ આપણા માટે સર્જેલી માનસિક દીવાલોને પાર કરીને સારી દુનિયાના વિવિધ વિચારપ્રવાહોમાં હું મહાલતો ગયો.

કોઈ મિત્રોની ભલામણથી મને અમેરિકન વિમેન્સ (સ્ત્રીઓની) ક્લબ આગળ ભારતની લડત વિષે ભાષણ કરવાની તક મળી. આ લડતના મુદ્દા હું ઉડાવતો ગયો તેમ તેમ શ્રોતાઓને ઊંડો રસ પડતો ગયો. ભાષણને અંતે નિર્દોષ સવાલો પૂછવામાં આવ્યા અને તેના નિખાલસ જવાબ સાંભળીને સર્વ ખુશ થયાં. ક્લબના આગેવાનોએ મારો આભાર માનીને મને નાની રકમ ભેટ કરી ત્યારે મને પણ ઘણી ખુશી થઈ તેમ બીજા દેશદેશાંતરની સમૃદ્ધ સ્ત્રીઓ તીવ્ર જિજ્ઞાસાથી આવાં વ્યાખ્યાનમાળા યોજતી થાય એમ ઇચ્છી રહ્યો.

એક જર્મન બાઈએ કામદારોની એક નાની સભામાં બોલવાને મને બોલાવ્યો ત્યારે તેમણે એપીડાયેસ્કોપ નામનું એક યંત્ર તૈયાર રાખ્યું હતું. તેમાં મીઠાની લડતના મારા ફોટા મૂકતાં જ તેની મોટી છબી પડદા પર દેખાતી. આમ બધી છબીઓ સર્વને દેખાડતો ગયો ને તે વિષે સમજૂતી આપતો ગયો, તેમાં સર્વને ઘણો રસ પડ્યો. અહીંયાં પણ સભાને અંતે આભારદર્શન સાથે થોડી ભેટ પણ મળી. તેથી હું કૃતકૃત્ય થયો.

બર્લિનના શિયાળાની એક સભા મને બરાબર યાદ રહી ગઈ છે. તે દિવસે ઠંડીનો પારો (ઝીરો) શૂન્યથી ઘણો નીચે ઊતરી ગયો હતો. પૂરતાં ગરમ કપડાં ને મોજાંને અભાવે સભાસ્થાને જતાં મારા અંગેઅંગમાં ચોમેર વરસતા બરફની ઠંડી પેસી ગઈ હતી. તેનું એક કારણ એ હતું કે હું ઑકટોબરમાં ત્યાં પહોંચ્યો ત્યારે કોઈ મિત્રોની સલાહથી વરસાદ અને મામૂલી ઠંડીથી જતન કરે એવો જે પાતળો ઓવરકોટ મેં લીધો હતો, તેની આરપાર બર્લિનની હવા

સેરસૂટ પેસી જતી. બસમાં બેસીને ટાઢે થથરતો નક્કી કરેલી મોટી શાળા પર પહોંચ્યો ત્યારે નાકની દાંડી અને કાનની બૂટી પણ ઠંડીથી ચચરતી હતી. છેવટે સભાના પ્રયોજકોએ મને ગરમ હવાવાળા ઓરડામાં બેસાડીને ગરમ ગરમ કૉફી પાઈ ત્યારે જ હું કાંઈક હોશમાં આવ્યો

દેશની લડત વિષે બોલવાને તો હું સારી રીતે ટેવાઈ ગયો હતો. અહીં હું થોડાં વાક્યો બોલતો ગયો અને એક શિક્ષક તેનું જર્મન ભાષાંતર સર્વને સંભળાવતા ગયા. વખતોવખત આપણી લડતના નરવીરોની કુરબાની પર આફરિન થઈને શ્રોતાઓ તાળીઓ ગગડાવતા. રિવાજ મુજબ સભા પૂરી થયા પછી થોડા સવાલો પૂછ્યા તેના જવાબમાં મેં આપ્યા. છેવટે ફરીથી કૉફી સાથે થોડો હળવો નાસ્તો લઈને સમી સાંજે હું ઘેર ગયો.

એકવાર ગાંધીજીથી પ્રભાવિત થયેલા એક જર્મન અધ્યાપકે મને એક કાફેમાં મળવા બોલાવ્યો ત્યારે તેમની સાથે ઘણી બોધદાયક વાત થઈ. શરૂઆતમાં તો તાજી લડતનો ખ્યાલ તેમને આપ્યો, તે ઘણા રસથી તેમણે સાંભળ્યો. પરદેશીને ન સમજાય એવી કેટલીક બાબતના ખુલાસા પણ મેં આપ્યા તેથી તે ઘણા ખુશી થયા. આમ અમારી વાત સારી રીતે આગળ વધતી હતી ત્યારે ગાંધીજીના મૂળ સિદ્ધાંતો વિષે મારી બે શંકા રજૂ કરીને મેં તેમની પાસે સંગીન સંમતિની આશા રાખી. પ્રથમ મેં પૂછ્યું કે, 'આખી દુનિયામાં સંગ્રામ અને હિંસાનું વાતાવરણ છવાયેલું છે ત્યારે હિન્દુસ્તાન જેવા એક ભાગમાં માત્ર અહિંસાથી જ આઝાદી મળી શકે એવા ગાંધીજીના વિધાનમાં તમે માનો છો?' તેમણે તો એક ક્ષણ પણ અટકચા વિના કહ્યું: 'જરૂર. ગાંધીજીની શ્રદ્ધાને હું વધાવી લઉં છું; કારણ કે યૂરોપમાં અમે વારંવાર લડાઈઓ કરીને કંટાળી ગયા છીએ અને શાંતિમય

નિરાકરણને જ પસંદ કરીએ છીએ.' પછી મેં બીજો સવાલ કર્યો કે, હાલના યંત્રતંત્રના જમાનામાં ગાંધીજી ચરખો ચલાવીને અંગ્રેજી કાપડને તેમ અંગ્રેજી રાજને હઠાવવાની વાત કરે છે તેમાં તમે માનો છો?' ત્યારે તેમણે કડાંતોડ જવાબ આપ્યો: 'ફરીવાર મારે કહેવું જોઈએ કે, ગાંધીજી જ સાચા છે અને તમે ખોટા છો.' જર્મનીનાં ભૌતિકવાદી દુનિયામાં કોઈ અધ્યાપક ગાંધીજીની અહિંસામાં અને ચરખામાં આટલી ઊંડી શ્રદ્ધા રાખે એ જોઈને હું તાજુબ થયો.

મારા અતિશય એકલવાયા જીવનમાં જ્ઞાન સાથે ગમ્મત મેળવવાને હું 'કાફે ડેસ વેસ્ટન્સ'માં ચાલતી 'આંતરરાષ્ટ્રીય ભાષા ક્લબ'માં દર ગુરુવારે રાતે હું જતો. તે દિવસે હોટેલનો એક ભાગ પહેલેથી આ ક્લબ માટે અનામત રાખવામાં આવતો. તેમાં નજીવી ફી આપીને દાખલ થવાય. તેમાં જુદાં જુદાં ટેબલ પર ભાષાવાર રાજ્યોના નાના નાના વાવટા ગોળ પૂંઠામાં ખોસ્યા હોય તેમાંથી મનગમતી ભાષા મુજબ તેના ટેબલ પર બેસવાનું હોય. પછી ક્લબના સંચાલક તરફથી દરેક ભાષાનો નિષ્ણાત તેના ટેબલ પર બેસે અને બીજા બધા સાથીઓનું એક બીજા સાથે ઓળખાણ કરાવે અને તેમણે પસંદ કરેલી ભાષા બોલવામાં મદદ કરે.

હું જર્મન ભાષા શીખવા માગતો હતો તેથી તેના પર બેસતો, કંઈ પીણું પીતે પીતે સાથીઓ સાથે વાર્તા–વિનોદ કરતો, બાજુ પર બેંડ વાગતું હોય ત્યાં કોઈ સાથી સાથે નાચવા પણ જતો અને પાછો આવીને મોડે સુધી જર્મનમાં બોલવાનું શીખતો.[1]

---

૧. આ ક્લબ આધેડ વયની એક બાઈ ચલાવતી. તેનાં પુત્રપુત્રીઓ ને બીજાં કુટુંબીઓ જુદી જુદી ભાષામાં કુશળ હોઈ તે બધાં ટેબલ પર બેસી સભ્યોને દોરવણી આપે. આ બાઈને હોટલવાળા એક દિવસ માટે મફતમાં

આ કલબમાં કોઈક કોઈક પરદેશીઓ આવતા પણ થોડા માસની મુલાકાતમાં એક જ હિન્દી મળ્યા. તે હતા ડા. રામમનોહર લોહીઆ. અમે એકબીજાને હિન્દુસ્તાની તરીકે પિછાનીને પરસ્પર ઓળખવિધિ કરી લીધી. અમે બંને અમારા કામની ધૂનમાં હતા તેથી ત્યાં વધારે પરિચય કેળવાયો નહિ. તે વખતે ખબર નહોતી કે થોડા જ વખતમાં અમે દેશની લડતના એક મહત્ત્વના સવાલ પર સામસામા થવાના હતા!

જાન્યુઆરીની ૨૬ મીનો પ્રજાસત્તાક-દિન દેશભરમાં સંજોગો અનુસાર પૂરા ઉત્સાહથી ઉજવવાના આદેશ પહેલેથી અપાયા ત્યારથી જ કેટલાક જુનવાણી અગ્રેસરો મારફત પડદા પાછળ કંઈ વાટાઘાટો કોંગ્રેસના આગેવાનો સાથે શરૂ થઈ હતી. તે પરથી સમાધાનની કંઈક આશા પડતાં વાઈસરોય લોર્ડ અર્વીને જેલમાં જ કોંગ્રેસ મધ્યસ્થ કમિટીના સભ્યોને ભેગા મળીને કંઈક નિર્ણય કરવાની સૂચના કરી, તેનો ઇન્કાર કરવામાં આવ્યો. ત્યારે બધા જ અગ્રેસરોને પ્રજાસત્તાક-દિને છોડીને વાઈસરોયે ફેબ્રુઆરી માસમાં ગાંધીજી સાથે વાટાઘાટો શરૂ કરી. આ વાટાઘાટોના સમાચાર બર્લિનમાં અમે વાંચતા ગયા ને બેચેન થતા ગયા, કારણ કે તેમાં તો દેશને કંઈક વધારે આઝાદી આપવાના હેતુથી નવું બંધારણ ઘડવાને માટે બધા રાજકીય પક્ષના પ્રતિનિધિઓની ગોળમેજી પરિષદ લંડનમાં બોલાવવાનું સન ૧૯૩૦નું જૂનું ગાણું જ સરકારે ગાવા

---

જ સારી જગ્યા રોકવા દે. કારણ કે, તેથી તેને ત્રણસો-ચારસો માણસોની ચોક્કસ ઘરાકી મળે. ત્યારે સંચાલકને દરેક પાસેથી થોડી થોડી રકમ મળતાં એક રાતે સહેજે ૨૦૦-૩૦૦ માર્કની કમાણી થાય. ત્યારે જે સ્ત્રી-પુરુષો કોઈ ભાષા થોડીક શીખ્યાં હોય કે ભણતાં હોય તેમાં બોલવાની ટેવ પાડીને વધારે પ્રવીણ બને.

માંડ્યું. સૌ જાણતા હતા કે સરકાર મુસ્લિમ લીગનું અને દા. આંબેડકરના પક્ષનું બહાનું કાઢી સાચી આઝાદીનો માર્ગ રોકી દેશે અને ગાંધીજીને લંડનથી ખાલી હાથે પાછા મોકલશે.

વાટાઘાટો આગળ ચાલતાં જણાયું કે દરિયાકાંઠાનાં ગામોમાં લોકો પોતાની જરૂરિયાત માટે મીઠું પકવે તેને જ માત્ર કરબોજમાંથી મુક્ત કરવા સરકાર તૈયાર છે—બાકી મીઠાના ઉદ્યોગને કંઈ છૂટ આપવા તૈયાર નથી.

આ વાટાઘાટો પરાકાષ્ઠાએ પહોંચી ત્યારે બે બાબતો ઉપર ઉગ્ર મતભેદ કાયમ રહ્યો. એક દારૂની અને બ્રિટિશ માલની દુકાનો ઉપર ચોકી કરવાનો હક્ક કૉંગ્રેસને કાયમ રાખવો હતો ત્યારે સરકારી તંત્ર તેનો સખત વિરોધ કરતું હતું. છેવટે એવો નિકાલ થયો કે બ્રિટિશ માલને બદલે પરદેશી માલના બહિષ્કારને માટે શાંત ચળવળ ગણતરીબંધ માણસો કરે તો સરકારને વાંધો નથી.

બીજી આંટી બારડોલીમાં ચાલેલી ના–કરની લડત અંગે જપ્ત થયેલી જમીનો પાછી મેળવવાની કૉંગ્રેસની માગણીની હતી. આ વિષે સરદારશ્રીના આગ્રહને ગાંધીજીએ છેવટે સુધી ટેકો આપ્યો. આખરે કેટલાક શાહસોદાગરોએ વચમાં પડીને એવું સવાસલું કર્યું કે, તેઓ ખાનગી રીતે આ જમીનો પાછી મેળવવાને માટે બનતું કરશે. તેથી કરની વસૂલાત માટે થયેલી હરાજીને સરકારને નિસબત હતી ત્યાં સુધી કાયમ ગણવામાં આવી. આ વિષે ગાંધીજીએ છેવટે વિરોધ પડતો મૂક્યો અને તેથી જ છેવટે સમાધાનનો માર્ગ ખુલ્લો થયો.

આમ કૉંગ્રેસ બધી લડત પાછી ખેંચી લે તો કૉંગ્રેસના બધા કેદીઓને સરકાર છૂટા કરે એવું નક્કી થવાથી, ખરું જોતાં છેવટે પ્રશ્ન હતો ત્યાં ને ત્યાં જ રહી. વળી ભવિષ્યના રાજ્યબંધારણ વિષે તો સરકાર અને કૉંગ્રેસ વચ્ચે ઉગ્ર મતભેદ કાયમ હતા જ. છતાં લંડન જઈને બનતી વાટાઘાટો બ્રિટિશ સરકાર સાથે કરવા ગાંધીજી તૈયાર થયા.

આમ એકંદરે આ વાટાઘાટોમાં સાચી આઝાદીની દિશામાં એક પણ કદમ ઉઠાવવાની કંઈ ચર્ચા પણ થઈ નહિ. કંઈ પણ સિદ્ધિ મેળવ્યા વિના લડત પાછી ખેંચવાની હતી. તેથી પરદેશના તેમ બર્લિનના હિન્દુસ્થાની જગતમાં નિરાશા ફેલાતી ગઈ. છેવટે જ્યારે કોંગ્રેસ અને સરકાર વચ્ચે સમાધાનના શરતો પર ગાંધીજી અને લોર્ડ અર્વીનના સહીસિક્કા થયા (૫–૩–'૩૧) ત્યારે અમારા દિલમાં પ્રચંડ વિરોધની જ્વાળાઓ ભભૂકી ઊઠી.

એકાદ દિવસમાં ગાંધી–અર્વીન કરારની બધી કલમોનો, પૂરો હેવાલ 'લંડન ટાઈમ્સ'માં છપાયો તે વાંચવા 'વેલ્ટર રાઇમેન' કાફેમાં હું રાતે જરા મોડેથી ગયો. છેક ઝીણા અક્ષરે પાનાં ભરીને છાપેલો આખો કરાર વાંચતાં રાતના ત્રણ વાગ્યા. છેવટે થોડી બત્તીઓ બંધ કરીને બધાને ચેતવણી અપાઈ ત્યારે હું જાણે સ્વપ્નામાંથી જાગીને ઘેર ગયો.

બીજા જ દિવસથી હિન્દુસ્થાન હાઉસમાં ને બહાર ટાગોર, નાયડુ અને હિન્દુસ્થાનીઓ સાથે ચર્ચાઓ શરૂ થઈ. તેમાં એવું નક્કી થયું કે જો આપણે ગાંધીજીના લડતને ટેકો આપ્યો છે તો હવે તેમણે સમાધાનને બદલે શરણાગતી કરી છે તેથી ખુલ્લેખુલ્લો વિરોધ કરવાનો આપણી પવિત્ર ફરજ છે. તેથી આ વિષે પૂરી ચર્ચા કરીને હિન્દુસ્થાનીઓની તાકીદની સભા એક હોટેલના ખંડમાં બોલાવવામાં આવી અને તે માટે ચોપાસ આમંત્રણ મોકલવામાં આવ્યાં.

સભામાં બધા ભાઈઓ આવતા ગયા તેમ તેમના વિરોધની ઉગ્રતા, બધી વાતચીતમાં અને ચર્ચામાં વર્તાતી ગઈ. તે વખતે લાહોરના કેસમાં રાજદ્રોહ માટે ભગતસિંહ, સુખદેવ અને રાજગુરુને ફાંસીની સજા ફરમાવવામાં આવી હતી તે રદ કરવાને દેશમાં પ્રચંડ આંદોલન ચાલી રહ્યું હતું. ગાંધીજીએ પણ તેમની વાટાઘાટો દરમ્યાન તેમ જ પછીથી પણ એ ત્રણે રાષ્ટ્રવીરોનો જાન બચાવવા વાઈસ-

રોયને દર્દભરી વિનંતી કરી હતી. છતાં તે વિષે જરાયે સહાનુભૂતિથી વિચાર કરવાની ખાતરી સરકારે આપી નહોતી. આમ આ નવજુવાનોની જીવાદોરી કાચા સુતરને તાંતણે લટકી રહી હતી. તેથી સર્વનાં દિલ ખુબ ઉશ્કેરાયેલાં હતાં.

સભા શરૂ થઈ ત્યારે એક પછી એક વિદ્યાર્થીએ અને વક્તાએ ગાંધીજીના સમાધાનની સખત શબ્દોમાં જડતી લેવા માંડી. સામ્યવાદી ચટ્ટોએ તેના સાથીઓને કડક વિરોધ કરવાનો આદેશ આપ્યો હતો. તેથી ગાંધી-અર્વીન કરાર પર ટીકાનો ધૂમ મારો વરસી રહ્યો. ગાંધીજીની મીઠાના કરની નાબૂદીની કે બીજી કોઈ માગણી મંજૂર થયા સિવાય આ સમાધાન કરવા માટે વિવિધ દલીલો રજૂ કરીને ગાંધીજી પર સખત ટીકા વરસાવવામાં આવી.

માત્ર એક જ જુવાન ગાંધીજીની પડખે ઊભો રહ્યો—ડા. રામમનોહર લોહીઆ. તેમણે બહુ જ શાંતિથી દલીલ કરી કે ગાંધીજી દેશના સર્વમાન્ય નેતા છે—તેમણે અંગ્રેજ સલ્તનતના પાયા દેશમાં ઢીલા કરવા માંડ્યા છે. જો આજે તેઓ કંઈક પાછા હઠતા દેખાય છે તો તે ફરી પ્રજાશક્તિને વધારે તેજ બનાવવાને વધારે કડક લડત શરૂ કરવાને માટે જ. આજે જ્યારે ગાંધીજીના આગેવાની નીચે કોંગ્રેસના સર્વ કસાયેલા આગેવાનોએ આ કરારને મંજૂર કર્યો છે ત્યારે તેનો વિરોધ કરીને તેમના હાથ આપણે નબળા પાડવા ન જોઈએ.

પણ લોહીઆનું ભાષણ અરણ્યરુદન સમાન નીવડ્યું. કોઈએ તેમને ટેકો આપ્યો નહિ. પછી આ કરારનો વિરોધ કરવાનો ઠરાવ રજૂ થયો ત્યારે પણ એકંદરે આખી સભાને તે મંજૂર હોવા છતાં ડા. લોહીઆએ તેનો વિરોધ ચાલુ રાખ્યો. પછી કોઈ ડાહ્યા માણસોની સુચનાથી સર્વસંમતિ સાધવા માટે આ સભા થોડા દિવસ સારુ મુલતવી રાખવામાં આવી.

વચગાળામાં ભગતસિંહ ને સાથીઓના ફાંસાની સજા કાયમ

થયાના કારમા સમાચાર આવ્યા તેથી અમારી દુનિયામાં ભારે ઉલ્કાપાત મચ્યો. ફરી સભા મળી ત્યારે બધાંયનાંયે દિલમાં ભારે રોષ વ્યાપેલો હતો. હવે ગાંધી-અર્વીન કરારની શરતોનો સવાલ રહ્યો નહિ. આવી ખૂની સરકાર સામે બધા લાલપીળા થઈ ગયા. હવે તો ડા. લોહીઆ પણ વધુમતી સાથે સંમત થયા તેથી સરકારની સાથે થયેલા કરારનો વિરોધ કરવાને અને ભગતસિંહ વગેરેની ફાંસીની સજા રદ કરવાને ઠરાવો ભારે જોરશોરથી સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા.

હવે એક નવી લડત શરૂ થઈ. તેના પડઘા મારી આઝાદ પત્રિકામાં તો બરાબર પાડવામાં આવ્યા. તે ઉપરાંત મુંબઈની શારદા ફિલ્મ કંપનીના એક સંચાલક ને મારા મિત્ર શ્રી ભોગીભાઈ દવે તેવામાં બર્લિનની સફરે આવી ચડ્યા. તેથી ગાંધી-અર્વીન કરાર સામે જેહાદ જગાવવાની જે નવી તક મને સાંપડી તે મેં ઝડપી લીધી.

શ્રી ભોગીભાઈ હર્ઝબર્ગની સફરે જવાને કબૂલ થયા તેથી હું પણ તેમની સાથે ત્યાં ગયો. ત્યાં મારા અમેરિકી મિત્ર ડાયમંડની મદદથી અમે દ્રાઈબર્ગ હોટેલના વિશાળ ખંડમાં એક સભા ગોઠવી. તેમાં મેં ગાંધીજીના સમાધાનની સખત શબ્દોમાં ટીકા કરી. સ્થાનિક જર્મન મિત્રો સાથે અમે વાર્તાલાપ ગોઠવ્યા, તેમાં પણ આ સમાધાનની જડતી લેવામાં આવી. ઉપરાંત ભોગીભાઈ એ ત્યાં હાજર રહેલા શ્રોતાગણને સાદી મિજબાની આપી. આખોય સમારંભ આનંદપ્રમોદના વાતાવરણમાં પૂરો કરીને બર્લિન પાછા ફર્યા.

માર્ચની આખરે આ સમાધાન પસાર કરવાને સરદાર વલ્લભભાઈના પ્રમુખપણા નીચે કરાંચીમાં કોંગ્રેસની બેઠક મળી. બેઠક દરમ્યાન જ ( ૨૬-૩-'૩૧ ) ભગતસિંહ ને તેના સાથીઓને ફાંસી દેવાઈ. તેથી કરાંચીમાં ગાંધીજીની સામે જ કાળા વાવટા દેખાડવામાં આવ્યા. ને ઉપરથી દેશમાં પ્રકટેલા રોષને વર્તી ચકાયો.

કૉંગ્રેસની ચર્ચા દરમ્યાન સુલેહના કરારની ઘણીયે ટીકા થઈ પણ છેવટે તે પસાર કરવામાં આવ્યા.

આ કૉંગ્રેસમાં ભારતના કિસાનો અને મજૂરોના હક્કનું જાહેરનામું પસાર કરવામાં આવ્યું. તેથી તે નામાંકિત બની છે. આવું જાહેરનામું પહેલી જ વાર પસાર કરીને કૉંગ્રેસે એક નવું કદમ ઉઠાવ્યું. પણ બર્લિનમાં તો તે બધાય હકનામાની ખૂબીઓ સમાધાનના ઉગ્ર વિરોધથી અને ભગતસિંહની ફાંસી સામે રોષથી છેક જ ઢંકાઈ ગઈ. આ વિષે વિચાર કરવાને ફરીથી કોઈ સભા મેળવવામાં ન આવી. પણ જે હિન્દુસ્થાનીઓ મારી માફક થોડા જ માસ પહેલાં ગાંધીજીની લડતનાં ગુણગાન કરતા હતા તે હવે તેમની નબળી નીતિના કટ્ટર ટીકાકાર બની ગયા. આ વિરોધના રણકતા પડઘા કુદરતી રીતે મારી પત્રિકામાં પાડવામાં આવ્યા.

વસંતના વાયરા વાવા માંડયા ને ક્વચિત્ સૂર્ય ભગવાનનાં દર્શન થવા લાગ્યાં ત્યારે કોઇ દિવસ બર્લિનની બહારનાં જલાશયો અને લીલાછમ વિસ્તારની મુલાકાત મેં લેવા માંડી. એક વખત એક મિત્રમંડળ સાથે એક નાના 'બાથ'માં નાહવા પડયો પણ તરતાં આવડતું ન હોવાથી થોડી જ વારમાં બહાર નીકળી ગયો. બર્લિનથી ત્રણેક માઈલ દૂર 'ગ્રુન વાલ્ડ' (લીલુડી ધરતી) નામના મનોહર હરિયાળા વિસ્તારમાં પણ હું ફરવા ગયો. પણ આ બે અનુભવ કરતાં વધારે ઊંડી છાપ પોટ્સડામ પાસે નૌકાવિહારની ને વાઝીન્ના સરોવર પર બાંધેલા વિશાળ સ્નાનાગારની મારા પર પડી.

બે સ્ત્રીમિત્રોના આમંત્રણથી તેમની સાથે બર્લિનથી સોળેક માઈલ દૂર આવેલા જૂના પાટનગર પોટ્સડામ સ્ટેશને હું પહોંચ્યો. ત્યાંથી થોડું ચાલીને અમે એક નાની નદીને કિનારે પહોંચ્યા. ત્યારે આ મિત્રોએ એક ગોદામમાંથી પોતાની નાની બોટ બહાર કાઢીને તેને નદીમાં તરતી મૂકી. તરત અમે ત્રણે જણ તેમાં હલેસાં મારવાને

બેસી ગયાં. દિવસમાં ક્વચિત્ વાદળાં રહેતાં તો ક્વચિત્ કૂણો તાપ પડતો. પણ અમે તો આખો દિવસ નૌકામાં હલેસાં મારીને વિહાર કર્યો, ક્વચિત્ નાસ્તો કરવાને કિનારા પર બેઠાં, ક્વચિત્ નદીમાં નાહ્યાં અને છેવટે પાછી બોટને મૂળસ્થાને હંકારી લાવ્યા.

અમે જ્યારે નદીમાં ફરતાં હતાં ત્યારે ચોપાસ એવા જ સેંકડો મછવામાં સ્ત્રીપુરુષો મોજ કરતાં દેખાયાં. મારા મિત્રો તેમ જ આ બધા આવા નાના મછવા ખરીદીને આખું વરસ ગોદામમાં રાખવાનું ભાડું ભરતા અને ઉનાળામાં રજાના થોડા જ દિવસોમાં તેનો ઉપયોગ કરતાં છતાં તેમને ખુલ્લા આકાશની નીચે નદી પર થોડા દિવસ વિહરવાનો એટલો બધો શોખ હતો કે જેથી તે કોઈ એકલા કે કોઈ બે–ત્રણ જણ ભેગા થઈને મછવો ખરીદીને તેને સાચવવાને ભાડું પણ ખુશીથી આપતાં. ખરેખર, નાની નદી પર સેંકડો નર-નારીઓને વહેલી સવારથી તે સાંજ સુધી આખો દિવસ આવો નૌકા-વિહાર કરતાં જોઈને હું બહુ જ ખુશી થયો.

ઉનાળો બેઠો ત્યારે બર્લિન પાસે વાન્ઝી સરોવરને કિનારે બાંધેલા ભવ્ય સ્નાનાગારથી તો વળી હું વધારે પ્રભાવિત થયો. સરોવરને કિનારે સેંકડો વાર સુધી લાંબા બાંધેલા આ એકમાળી મકાનમાં નીચે વિવિધ માલથી ભરચક ભરેલી સેંકડો દુકાનો હતી ત્યારે માળ પર લાંબી ખુલ્લી અગાસીમાં કોઈ લોકો બેસતા તો કોઈ ફરવા નીકળતા તો કોઈ દોડાદોડ કરી મૂકતા. અગાશીની પાછળ ઓરડીઓની હારમાળા હતી તેમાં લોકો કપડાં બદલતાં કે રાતવાસો કરતાં.

પણ બર્લિનના લોકો ખરી મજા તો આ પાકા મકાન અને સરોવરનાં જળની વચ્ચે પથરાયેલી રેતીના વિસ્તારમાં કરતાં. કોઈ નાહવાનાં આછાં કપડાં પહેરીને ખુલ્લાં આકાશ નીચે આળોટતાં ત્યારે બીજાં કેટલાંક મોટી છત્રીઓ ભાડે લઈને તેની નીચે લાંબાં થઈને

આરામ કરતાં. અહીં હજારો સ્ત્રી-પુરુષોનો ખરેખરો મેળો પાછલા પહોરે ને સાંજે જામતો. તેઓ ક્વચિત્ કિનારાની રેતીમાં સૂર્યસ્નાન કરતાંને પાછાં પાણીમાં ડૂબકીઓ મારી તર્યા કરતાં. આવી જલ ક્રીડા કરીને જે ભૂખ્યાં થાય તે સામે આવેલા ઉપાહારગૃહમાં મોજથી ખાણીપીણી કરીને તાજા થાય ને વળી પાછાં રેતીમાં આળોટે કે પાણીમાં ઝંપલાવે.

જર્મનીનાં ખડતલ જુવાનિયાંને પગપાળા પ્રવાસનો જે શોખ છે તે વિષે તો છાપાંમાં ઘણું વાંચ્યું હતું. ત્યાં જે યુવકો ને યુવતીઓ ટોળે મળીને ગામડાના વિસ્તારમાં, સરોવરને કાંઠે કે વનવગડે પગપાળા પરિભ્રમણ કરતાં તે ફરતાં પંખી ( વાન્ડર ફોગલ ) નામથી ઓળખાતાં. તે બધાંયે એક નાનો થેલો ખભે ભેરવીને, સાથે નકશા રાખીને વહેલી સવારથી તે મોડી સાંજ સુધી ઉનાળામાં પ્રવાસ કરતાં. ઘણાંખરાંની પાસે નાનું મોટું વાજિંત્ર હોય. બધાંયે સાથે મળીને સંગીતના સૂર રેલાવતાં અને સાથે મળીને ઋતુનાં વિધવિધ ગીત ગાતાં. કોઈ હોટેલમાં જાય ત્યાંયે બધાં તેમને સાંભળવા ટોળે મળતાં. ગામડામાં જાય ત્યાં સેંકડો સ્ત્રી-પુરુષ ભેગાં મળીને તેમનો આદરસત્કાર કરતાં.

મને આવી કોઈ ટોળીમાં ભળવાની તક ન મળી, પણ રજાને એક દિવસે આવો પ્રવાસ યોજાતો હતો, તેમાં ભાગ લેવાને મને સૂચના મળી. ' ઝુ સ્ટેશન પર મોટા ઘડિયાળ નીચે સવારે આઠ વાગે -સ્ટેશનની ટિકિટ લઈને ઊભા રહેજો.' તેથી રોજ કરતાં ઘણો વહેલો ઊઠીને સ્ટેશન પર બધા પ્રવાસીઓ સાથે ભળી ગયો. પછી રેલગાડીમાં થોડી સફર કરીને અમે એક છાપેલા નકશાને આધારે ચાલ્યા જ કર્યું. રસ્તામાં કોઈ ઠેકાણે કૉફી પીધી, કોઈ ઠેકાણે નાસ્તો કર્યો, ભરબપોરે કલાકેક લીલી ધરતી પર લંબાવ્યું. રસ્તામાં નવાંજૂનાં મકાનો, બાગ, બગીચા, વહેળા અને પુલ, કંઈ જળાશય અને લીલાં ખેતરો જોતાં જોતાં સંધ્યાકાળે અમે એક મોટી હોટેલ પર પહોંચ્યાં. ત્યાં સર્વેએ

રુચિ અને ખિસ્સા પ્રમાણે ભોજન પતાવી દીધું. રાતે ઘેર પહોંચ્યાં ત્યારે સર્વ થાકી ગયાં હતાં. પણ લીલી ધરતીની વાસ, સૂર્યનો પ્રકાશ, કંઈ ગીતની લહેજત અને બિરાદરીના મીઠા અનુભવ દિલમાં ગુંજતા રહ્યા.

ઉનાળાની મજાની હવામાં મેં વિશ્વવિખ્યાત કલાકૃતિઓના ધામ તરીકે પંકાયેલા ડ્રેસ્ડન શહેરની ઊડતી મુલાકાત લીધી. હિન્દુસ્થાન હાઉસમાં ઇર્માગ્રાડ કલાઉઝ નામની એક જર્મન વિદ્યાર્થિની મને કવચિત્ મળતી અને ત્યાં ચાલતી લડાયક કામદાર પ્રવૃત્તિથી મને વાકેફ કરતી. તેનું વતન શેમ્નીટ્સ એક મોટું ઔદ્યોગિક નગર હતું અને ત્યાંની જહાલ સામ્યવાદી પ્રવૃત્તિમાં તે ભાગ લેતી. ઉનાળાની રજા પડતાં તેને ઘેર જઈને એક દિવસ મને ડ્રેસ્ડન જોવા સારુ ત્યાં મળવા બોલાવ્યો એટલે થોડા જ પૈસા અને ચામડાનું નાનું પાકીટ લઈને હું ડ્રેસ્ડન પહોંચ્યો.

અમે નિશ્ચિત કરેલી હોટેલના મોટા સભાખંડમાં મળ્યાં. થોડોક વખત અમે એ શહેરના પુરાણા રાજમહેલો અને કલાકૃતિઓનું સંગ્રહસ્થાન જોવામાં ગાળ્યો. પછી સસ્તું ભોજન આરોગીને અમે એક હોટેલના નૃત્યખંડમાં ગયાં. ત્યાં અમે વાતો કરતાં ગયાં, કવચિત્ સાથે નાચતાં ગયાં અને પછી ભૂખ લાગે ત્યારે થોડો ઉપાહાર કરતાં ગયાં. હું પાછા જવાની ટિકિટ લઈને આવ્યો હતો તેથી મારા ખિસ્સામાં છેક નજીવી રકમ રહી ત્યારે અમે હોટેલ છોડીને પોતપોતાને રસ્તે પડ્યાં. મેં તો મધરાતે રેલવે સ્ટેશન પર જઈને એક બાંકડા પર લંબાવ્યું અને કોઈ પોલીસવાળો પૂછે તો હું કહેતો કે, સવારે ગાડીમાં પાછા બર્લિન જવાનું છે તેની ટિકિટ મારા ખિસ્સામાં છે.

સવારે મોઢું ધોઈને ગાડીમાં બેઠો ત્યારે કૉફી પીવાની તલપ લાગી. ખિસ્સામાં જોયું તો ૧૫ ફેનીશ હતી. પણ ૨૫થી ઓછે ક્યાંય કૉફી મળી નહિ. વચલા કોઈ સ્ટેશને કોઈ કૉફીવાળો આવે

ત્યારે તેનો ભાવ પૂછું ને ખિસ્સામાં પૈસા ગણું પણ એની એ ખોટ દેખાતી. સારા નસીબે બર્લિનના સ્ટેશને પહોંચ્યો ત્યારે ઘેર જવાને ભોંયભીતર ગાડીની ટિકિટ બરાબર ૧૫ ફેનીશમાં મળી ગઈ. છેવટે ઘેર પહોંચ્યો ત્યારે કૉફીની તરસ છીપાઈ.

આ કામમાં જ એક દિવસ હિન્દુસ્થાન હાઉસમાં એવી ખબર પડી કે ઉફા[1] સ્ટુડીઓમાં ઊતરતી કોઈ ફિલ્મમાં તુર્કીની કાફેના સીનમાં પાઠ ભજવવાને ઘઉંવર્ણા પુરુષોની તાકીદની જરૂર હતી. તરત જ અમે ચોપાસ ખબર આપીને બને તેટલા ભાઈઓ સારા એવા જૂથમાં ઉફા સ્ટુડીઓના દરવાજે કોઈ ભોમિયાની સાથે હાજર થયા. જે ગયા તેમને બધાને તરત રોકી લેવામાં આવ્યા. પહેલાં તો અમે બધા સ્ટુડીઓની કાફેમાં બેઠા અને કંઈ ખાણીપીણી કરતે કરતે ગપાટા મારતા ગયા. કલાક વિત્યા પછી અમને તુર્કીની કાફેના તૈયાર કરેલા સીન આગળ ખડા કરવામાં આવ્યા અને અમુક જાતના અવાજ અમુક ક્રમથી કરવાની સૂચના અપાઈ. તે મુજબ જરૂરી હાવભાવ સાથે અમે કોલાહલ મચાવતા ગયા. તેની ફિલ્મ લેવાતી ગઈ અને અમારા અવાજ પણ કચકડામાં ઉતારવામાં આવ્યા. પણ તેમાં કંઈ ને કંઈ ભૂલ થતી તેથી ફરીથી બધીયે ફિલ્મ લેવાઈ. એમ કેટલીયે વાર ફરી ફરીને ફિલ્મ લીધા પછી અમને પાછા કાફેમાં બેસવાની પરવાનગી અપાઈ.

અમે પાછા મધરાતે વાતો કરતા બેઠા તે દરમ્યાન ફિલ્મ ધોઈને તપાસવામાં આવી. વળી તેમાં કંઈ દોષ દેખાયા તેથી ફરીવાર અમને સ્ટુડીઓમાં બોલાવીને ફરી ફરી ફિલ્મ લેવાઈ. આમ કરતાં જ્યારે છેવટે અમારી ફિલ્મ બધી રીતે સંતોષકારક જણાઈ, ત્યારે અમને છૂટા કરતી વખતે દરેકને પૈસાનું કાર્ડ આપવામાં આવ્યું. તે

---

૧. બર્લિનમાં ઉફા સ્ટુડીઓ સર્વોપરી સ્થાન ભોગવતો અને તેની સુંદર ફિલ્મો દેશદેશાંતરમાં પ્રશંસા પામતી.

લઈને અમે ખજાનચી પાસે ગયા ત્યારે અમને એક રાતની મહેનતના ૨૦ માર્કમાંથી આવકવેરાની બેઅઢી માર્કની રકમ કાપીને ચૂકતે કરવામાં આવી. આ બધું પતાવતાં સવાર પડી. તેથી ઘેર જઈને હું સૂઈ ગયો.

જર્મનીના સ્ટુડીઓના આ અનુભવનું વર્ણન એક લેખમાં કરીને તે મુંબઈના એક પત્રને હવાઈમાર્ગે ટપાલ કરતી વખતે હું એક મોકા[1] કાફેમાં હતો. ત્યાં તારટપાલની પૂરી સગવડ હતી. તેથી ત્યાંથી જ રવાના કરી સંતોષ પામ્યો. પછી આ લેખ તે પત્રમાં છપાયેલો જોયો ત્યારે હું ઘણો ખુશી થયો.

ઉનાળો આગળ ધપતો ગયો ત્યારે જર્મનીની રાજકીય પરિસ્થિતિ ઘણી સ્ફોટક બનતી ગઈ. લડાઈમાં હારેલા જર્મની પર નુકસાનીના વળતરરૂપે અબજોનું ભારે દેવું અનેક કરારોથી લાદવામાં આવેલું. તેમાંથી કંઈક છુટકારો મેળવવાને તેનો વડાપ્રધાન—જેને વાઈસ ચાન્સેલર કહેવામાં આવતો હતો—તે અરસામાં જ પેરિસ ને લંડન જઈ આવ્યો. પણ તેનું કંઈ પરિણામ આવ્યું નહિ તેથી જર્મનીમાં ભારે નિરાશાનું મોજું ફરી વળ્યું. આમ નિરાશ થયેલા હજારો અને પછી લાખો મધ્યમવર્ગના ને ગરીબ લોકો અંગ્રેજ-અમેરિકી રાજ્યો સાથે વેરઝેરથી બળતા દિલે હિટલરના નાઝી પક્ષમાં ભળતા હતા.

આ પક્ષે ચોપાસ તોફાની દેખાવો, ખાસ કરીને બાવેરિયાના વિસ્તારમાં વધારવા માંડયા અને તેનાં છમકલાં બર્લિનમાં પણ ક્વચિત્ ચમકતાં. તેના તરફથી નાઝી સૈનિકો અને લશ્કરી અમલદારોની કવાયત-કૂચો યોજવામાં આવતી. લહેણદાર મૂડીવાદી રાજ્યોમાં

૧. તે વખતે બર્લિનમાં અનેક મોકા કાફે હતી. તેમાં ઘણી જ કડક કોફી નાના કપમાં અપાતી. તેમાં દૂધ નાખ્યા પછી બીજી કોફીના કરતાં આ કોફી મારા જેવાને ઘણી જ લિજ્જતદાર લાગતી.

તેમ જ સામ્યવાદી પક્ષમાં યહૂદીઓનું જ પ્રભુત્વ માનીને હિટલરે યહૂદી જાતિની સામે તેમ જ તેનાથી પ્રેરાયેલા સમાજવાદી અને સામ્યવાદી પક્ષ સામે પ્રચંડ આંદોલન શરૂ કર્યું હતું. વખત જતાં બધા ઉદ્દામ પક્ષોની સભાઓ તોડવાને નાઝીઓ વારંવાર ટેટા ફોડતા, છછુંદર છોડતા, લાઠીઓ ચલાવતા અને બંદૂકો પણ ફોડતા. એક બાજુ મોંઘવારી, બેકારી અને કરભારણ વધતાં ગયાં ત્યારે બીજી બાજુ ફાસીવાદીઓના પ્રચાર અને તોફાનની માત્રા ચડતી ગઈ અને દેશની શાંતિ જોખમાતી ગઈ.

આવા સંજોગોમાં એક વાર સામ્યવાદીઓએ ઉન્ટર ડેન લીન્ડનના વિશાળ ચોગાનમાં કામદારોની એક જંગી સભા યોજેલી તેમાં હું હાજર રહેલો. ત્યાં કુદરતી રીતે જર્મની લહેણદાર દેશોની સામે અને તેના મૂડીવાદીઓની પેદાશ જેવા ગણાતા નાઝી પક્ષ સામે કટ્ટર ઝનૂની વિરોધ દર્શાવવામાં આવ્યો. વળી તે મતલબનાં સૂત્રો મોટા લાલ પડદા પર ઝળકાવવામાં આવ્યાં અને તે બુલંદ સ્વરે પોકારવામાં આવ્યાં. કમનસીબીની બીના એ હતી કે તે વખતે સામ્યવાદીઓ તેમનાથી નજીકના સમાજવાદીઓ સાથે સંયુક્ત મોરચો કરવાને બદલે તેની સામે પણ જેહાદ પોકારતા રહ્યા. તેથી નાઝીવાદનો ઝનૂની રાષ્ટ્રીય પ્રચાર ફદકે ને ભૂસકે આગળ વધતો ગયો.

એવામાં જર્મનીના તે વખતના પ્રખ્યાત ઉદ્દામ કવિ ને નાટ્યકાર[1] એર્ન્સ્ટ ટોલરનું ભાષણ માનવીના હક સંરક્ષક સંઘ

---

૧. આ સાહિત્યકારના તોફાની જીવનની તવારીખ 'કાયાપલટ' પુસ્તકમાંથી તેના એક નાટકના શ્રી સુંદરમ્‌ના ભાષાંતરમાંથી નીચે મુજબ [પાન ૧૪ નોંધ] ઉતારી છે :

સન ૧૮૯૩માં જન્મ, નવમા વર્ષે કવિતા લખવી શરૂ કરી. જિલ્લાની શાળામાં અભ્યાસ, ૧૩મા વર્ષે પિતાનું કેન્સરથી મૃત્યુ, ૧૮મા વર્ષે ફ્રાન્સમાં ગ્રેનોબલની યુનિવર્સિટીમાં અભ્યાસ, ફ્રાન્સ ને હોલેન્ડનો પ્રવાસ, સન ૧૯૧૪માં યુદ્ધ જાહેર થતાં જર્મનીમાં પાછો, લશ્કરમાં ભરતી, યુદ્ધના મોરચા

તરફથી એક વિશાળ સભાગૃહમાં યોજાયેલું તે સાંભળવા હું દોડી ગયો. સભાગૃહ સેંકડો શ્રોતાથી ઠસોઠસ ભરેલું હતું. ટોલર વ્યાસપીઠ પર હાજર થયા ત્યારે તેમને ભારે હર્ષનાદથી સત્કારવામાં આવ્યા. તેમની ઓળખવિધિ પત્યા પછી તેમણે યુદ્ધોત્તર રાજકીય પરિસ્થિતિની વિશદ છણાવટ કરી. પશ્ચિમી શાહીવાદીઓની જર્મનીનું લોહીનું ટીપેટીપું નીચોવવાની ઇચ્છાની તેમ જ નાઝીઓનાં ખૂનખાર તોફાનોની તેમણે સખત ઝાટકણી લીધી. જર્મનીની દયાજનક હાલત પર વેધક દૃષ્ટિ ફેંકીને તે વિચક્ષણ વક્તા ફરી ફરીને પૂછતા ગયા કે : 'લડાઈ પૂરી થયે બાર વર્ષ વહી ગયાં છે પણ શાંતિ ક્યાં છે?' અલબત્ત આ સૂર નિરાશાના હતા. તેમાં ભૂતકાળ માટે રુદન હતું; ભાવિ માટે કંઈ માર્ગદર્શન નહોતું. છતાં તે ભાષણ એક દિલસોજ યુગ-દૃષ્ટાનું હતું—તેમાં તેમની વેધક દૃષ્ટિ અને માનવતાથી મહેંકતું

---

પર ૧૩ માસ, તોપખાનામાં કામગીરી, બીમાર પડતાં લશ્કરમાંથી વિદાયગીરી, મ્યુનિક યુનિવર્સિટીમાં આગળ અભ્યાસ, ક્રીલ અને મ્યુનિકના કામદારોની હડતાળ અને તેની નેતાગીરી, ધરપકડ, મિલિટરી પ્રિઝનમાં કારાવાસ, વાંચન અને અભ્યાસ વધાર્યાં. સોશ્યાલિસ્ટ બન્યો, વળી બીમાર પડતાં જેલમાંથી મુક્તિ, માની વિનંતિ પરથી સરકારે પકડી પાગલખાનામાં માનસિક તપાસ માટે મોકલ્યો, ચાર દિવસમાં છૂટો થયો. જર્મનીમાં ક્રાંતિ, નવેમ્બર ૯મી ૧૯૧૮ બર્લિનના કામદારોએ હથિયાર હેઠાં મૂકી લશ્કરની બરાકો પર કૂચ કરી. લશ્કર મળી ગયું, કૈસર હોલેન્ડમાં નાસી છૂટયો. જર્મનીનું સોશ્યલિસ્ટ રીપબ્લિક જાહેર થયું. બાવેરિયામાં પણ ક્રાંતિ, નવેમ્બર ૭મી ૧૯૧૮. બે લાખ લોકોનું સરઘસ, રાજા નાઠો, ક્રાંતિકારીઓના હાથમાં સત્તા, ટોલર ડેપ્યુટી પ્રેસિડન્ટ ચૂંટાયો. બાવેરિયાની સરકારમાં ભાગલા, ટોલર પ્રેસિડેન્ટ, પરિસ્થિતિ બદલાતાં કામદારોએ એને સેનાપતિ બનાવ્યો. લશ્કરની કઢંગી સ્થિતિમાં સેનાપતિ તરીકે રાજીનામું, ૧૦૦,૦૦૦ની શત્રુસેના આગળ મ્યુનિક પડ્યું, ૧લી મે ૧૯૧૯. ૬ઠ્ઠીએ ધરપકડ, માથાનાં ઇનામોની જાહેરાત ધરપકડ, પાંચ વર્ષનો કારાવાસ, ૧૯૨૪માં મુક્તિ. ૧૯૩૩ ડિસેમ્બર ૨૮ માતાનું મૃત્યુ. ૧૯૩૪ ઇંગ્લાંડમાં આત્મકથા પ્રસિદ્ધ થઈ, જર્મનીમાં તેનાં પુસ્તકોની હોળી. ૧૯૩૯ મેમાં આપઘાત પેરીસમાં.

દિલ પરખાતું હતું. તે વખતે મેં તેમનું ‘જનગણ અને જન’[1] નામનું નાટક વાંચ્યું હતું. તેથી તેમના એક ગુણપૂજક તરીકે તેમના ભાષણમાંથી જે કંઈ સમજ્યો તેથી પ્રભાવિત થયો.

બર્લિનના રિવાજ મુજબ ભાષણ પૂરું થયા પછી ટોલર એક ઉપાહારગૃહમાં ગયા. ત્યાં હું પણ તેમની ટોળીમાં ભળી ગયો. કોઈ મિત્રોએ તેમની સાથે ગાંધીજીના માણસ તરીકે મારી ઓળખાણ કરાવી ત્યારે તેમની સાથે થોડી ઔપચારિક વાત કરીને હું દૂર હઠી ગયો. પણ પાસેથી તેની આંખોના તેજમાંથી, કપાળની કરચલીઓમાંથી, હોઠના તરવરાટમાંથી અને ચપળ વ્યક્તિત્વમાંથી તેનું ક્રાંતિકારી ખમીર સહેજે તરી આવતું. તે વખતે ખબર ન પડી કે આવો ક્રાંતિવીર ૧૯૩૯ની લડાઈ ફાટી નીકળતાં ઘેરી નિરાશાથી વ્યગ્ર થઈને આપઘાત કરશે.

ઉનાળો આગળ વધતો ગયો ત્યારે દેશમાંથી ખબર આવતા ગયા કે ગાંધીજી ગોળમેજી પરિષદમાં જવા તૈયાર થયા હતા, પણ પછીથી દેશમાં અનેક પ્રાંતોમાં સરકારી દમન પૂરબહારમાં ચાલતું હતું, અને તેથી ગાંધીજી ગોળમેજીનો બહિષ્કાર કરે એવો સંભવ દેખાતો હતો. અમારાં દિલ તો ગાંધી-અર્વીન કરારના કાળથી જ ગોળમેજી પરિષદ પરથી ઊઠી ગયાં હતાં, તેથી અમે તો છેલ્લી ઘડી સુધી એવી આશા રાખતા હતા કે કંઈ ને કંઈ બહાનું કાઢીને પણ છેવટે ગોળમેજી પરિષદમાં ન આવે તો સારું.

ગોળમેજીનું ભાવિ આવી રીતે સૂતરને તાંતણે તોળાતું હતું તે દરમ્યાન ઇંગ્લાંડના સ્વતંત્ર કામદાર પક્ષનો એક કાર્યકર ગોળમેજીનો પ્રચાર કરવા બર્લિનમાં આવ્યો. પ્રથમ તેણે યુનિવર્સિટીના કોઈ

---

૧. અંગ્રેજીમાં તેનું નામ ‘masses and man’ હતું.

વિભાગમાં ભાષણ કર્યું. તે વખતે હિન્દી યુવકોને સંગઠિત થઈને તેનો પીછો પકડવાની તક ન મળી. પછી મેડિકલ કૉલેજમાં તેનું ભાષણ નક્કી થયું ત્યારે તો શેમેન ટાગોર અને બધા આગેવાન કાર્યકર્તાઓ પહેલેથી જ સજ્જ અને સંગઠિત થઈને સભા પર ઊતરી પડ્યા. ચટ્ટો તરફથી સર્વેને ચાનક આપવામાં આવી હતી કે આ વખતે અંગ્રેજ બચ્ચાને આબરૂભેર જવા દેશો તો તમારું નાક કપાશે.

એ અંગ્રેજ વક્તા સભાખંડમાં આવ્યો ત્યારે હિન્દી શ્રોતાઓ સારા પ્રમાણમાં ત્યાં જામી ગયા હતા. તેણે ભાષણ જરા ખચકાતે ખચકાતે જર્મન ભાષામાં કર્યું, અને તે તેની માતૃભાષા નહોતી માટે પોતાની ક્ષતિઓ દરગુજર કરવાનું કહ્યું. અમે સર્વેએ તો તેને બરાબર બ્રિટિશ શાહીવાદના એક પાકા દલાલ તરીકે જ પારખી લીધો. તેનું ભાષણ શાંતિથી સાંભળ્યા પછી શેમેન અને બીજા કેટલાય હિન્દી જુવાનોએ અંગ્રેજીમાં અને જર્મન ભાષામાં પણ તેની રેવડી દાણાદાણ કરી. પછી ભારતમાં ચાલતા સરકારના દમનકાંડ વિષે પૂછવામાં આવ્યું ત્યારે તે થોડીવારમાં પાછલે બારણેથી પસાર થઈ ગયો.

ગમે તેમ થાય તો એ તો ચોખ્ખું હતું કે, ગાંધી–અર્વીન કરાર પછી ભારતનું રાજકારણ નવો વળાંક લઈ રહ્યું હતું અને તેથી પરદેશમાં તે વિષે નવો રસ જાગૃત થયો હતો. તેવામાં જ મારા ઓળખીતા જર્મન અધ્યાપક દા. શુલ્ટ્સ ગેવર્નીટ્ઝની ભલામણથી બર્લિનની રાજનીતિ કૉલેજમાં હિન્દની રાજકીય પરિસ્થિતિ વિષે વ્યાખ્યાન આપવાનું આમંત્રણ મને મળ્યું તે મેં ઘણી હોંશથી સ્વીકાર્યું. આખા વરસની મારી પત્રિકાઓ અને તાજાં છાપાં પરથી ટૂંકી નોંધ તૈયાર કરીને હું એ કૉલેજના સભાખંડમાં વખતસર દાખલ થયો. (૧૯–૬–'૩૧)

લગભગ એક કલાક સુધી મેં અંગ્રેજીમાં એકધારું પ્રવચન કર્યું. વધારે વખત તો અંગ્રેજી સામ્રાજયના જુલમ અને શોષણની ટીકા કરવામાં અલબત્ત અને તેની સામે તાજેતરમાં ચાલેલી આઝાદીની લડતને બહલાવવામાં જ મેં ગાળ્યો. તેમાં ગાંધીજીની લડત દરમ્યાન સરકારી મીઠાની લૂંટ કરતાં તેમજ બ્રિટિશ માલનો બહિષ્કાર કરતા હિન્દી નવજુવાનોએ જે કેસરિયાં કરેલાં ને બલિદાન આપેલાં તેના આબેહૂબ વર્ણનને જુવાન વિદ્યાર્થી શ્રોતાઓ વખતોવખત તાળીઓના ગડગડાટથી વધાવી લેતા. પછી જ્યારે ગાંધી–અર્વીન કરાર પર આવ્યો ત્યારે તેની તરફના તેમજ વિરોધી મત બહુ જ દંડકથી રજૂ કર્યા અને તે વખતે પણ ગોળમેજી પરિષદમાં જવાની નામરજી આગળ ધરીને તેમના પર પ્રશંસાનાં પુષ્પો વેર્યાં. છેવટે મેં કહ્યું કે, નજીકના ભવિષ્યમાં જે વાટાઘાટો થાય તેનું ગમે તે પરિણામ આવે પણ જ્યાં સુધી ભારતને સંપૂર્ણ સ્વરાજ નહિ મળે ત્યાં સુધી અમારી આઝાદીની લડત વણથંભા ચાલુ રહેશે. આવા ઉપસંહારને સર્વેએ ઉત્સાહથી સત્કાર્યો. પછી સંસ્થાની કમિટી સાથે થોડી ચર્ચા કરીને હું મારે પંથે પડ્યો.

આ ભાષણનો જે પુરસ્કાર મળ્યો તે મારી ટૂંકી સિલકમાં ઉમેરીને મારે બર્લિન છોડીને લંડન ગયા સિવાય હવે છૂટકો નહોતો. ખીસામાં પૈસા ન હોય તો બર્લિનમાં કંઈ કમાઈ શકાય એમ નહોતું. લંડનમાં તો ઘણા હિન્દી મિત્રો અને શ્રીમંતો હતા તેમની પાસેથી કંઈ મદદ મળી શકે. આમ ઝટપટ લંડન જવાનું અનિવાર્ય ગણીને મેં ચરોતર કેળવણી મંડળના શિક્ષક તરીકે મારા મિત્ર બનેલા શ્રી મણિભાઈ પટેલનો સંપર્ક સાધ્યો. તેઓ લંડનમાં સારો ધંધો કરતા હતા ને તેમણે તો ક્યારનુંયે મારો આદરસત્કાર કરવાનું મને કહેલું. વળી હિન્દુસ્થાન પત્રના સંચાલક લોટવાલા પણ લંડનમાં હતા ને તેમણે પણ તેમના ઘરમાં રહેવાનું મને લખેલું.

છેલ્લા પત્રમાં લંડનમાં લોટવાલાને ઘેર પહોંચવાનો નજીકનો

દિવસ મેં જણાવ્યો એટલે તેમણે ઓચિંતું લખ્યું કે વિઠ્ઠલભાઈ પટેલ તરત જ થોડા દિવસ માટે વિમાનમાર્ગે બર્લિન આવે છે માટે તેમના કાર્યમાં સાથ આપવા મારે ત્યાં રોકાઈ જવું. આ સૂચના માથે ચઢાવીને મેં થોડા જ દિવસમાં વિઠ્ઠલભાઈનું વિમાનઘર આગળ સ્વાગત કર્યું, અને તેમની સાથે ઈડન હોટેલના તેમના ઉતારે ગયો. પછી બે–ત્રણ દિવસ તે રહ્યા તે દરમ્યાન તેમની સૂચના મુજબ તેમની સાથે ફરતો ગયો.

તેમણે બર્લિનના કોઈ રાજકીય અગ્રણીઓ સાથે મસલત કરી તેમ જ બર્લિન યુનિવર્સિટીની અંગ્રેજી મજલસ આગળ ભાષણ કર્યું, ત્યારે હું હાજર નહોતો. મેં તો હિન્દુસ્થાન હાઉસ સાથે સંકળાયેલા કેટલાક હિન્દીઓને આમંત્રણ આપીને વિઠ્ઠલભાઈને બોલાવ્યા ત્યારે દેશના રાજકારણ વિષે મુક્ત ચર્ચા થઈ ને તેમણે ગાંધીજીથી કંઈક જુદા વિચારના હળવા મુદ્દા ઉઠાવ્યા. પછી તે મોટરમાં બેસીને માઈલો સુધી સુંદર સ્વચ્છ રાજમાર્ગ પર આનંદ-પર્યટન કરતા છેવટે સુંદર જલાશય પર આવેલી શ્રીમંતોની 'હેરન્સ (પુરુષોની) ક્લબ'માં મહેમાન થયા ત્યારે હું તેમની સાથે હતો. ક્લબમાં તેમની સાથે અમને પણ બાદશાહી ભોજન પીરસવામાં આવ્યું. તે આરોગીને તેમના સ્વાગતસમારંભમાં પણ સામેલ રહ્યો. છેવટે તેમને ઈડન હોટેલ પર મૂકીને મેં તેમની રજા લીધી.

વિઠ્ઠલભાઈના પર્યટન દરમ્યાન એક જર્મન સુંદરી પણ અમારી સાથે હતી. એ ઊંચા કાઠાની, પચીશીએ પહોંચેલી પાતળી કમરવાળી સ્ત્રીનું શરીર સપ્રમાણ ને ભરાવદાર હતું. તેની તીરછી નજરવાળાં નયનની નીચે તેના અણીદાર નાકમાં અને બીડાયેલા હોઠમાં નિશ્ચય-બુદ્ધિ અને તેજીલો આવેશ વરતાતાં હતાં. મોટરના લાંબા પ્રવાસ દરમિયાન અમારી આંખો સામસામી ઓળખાણ પાડતી ગઈ અને અમને નજીક લાવતી ગઈ.

છેવટે મેં વિઠ્ઠલભાઈની રજા લીધી ત્યારે એ યુવતીને મળીને તેની સાથે ઈડન હૉટેલના ખુલ્લા આકાશ નીચે સજાવેલા નૃત્યખંડમાં પછી તેની સાથે થોડીવાર વાતો કરતો ગયો અને વખતોવખત નૃત્ય પણ કરતો ગયો. હું એ યુવતીના રૂપરંગ કરતાં પણ તેના પ્રભાવશાળી વ્યક્તિત્વ પર આફરીન થયો. તેના ઘઉંવર્ણા થયેલા હાથપગનો ભેદ પૂછ્યો ત્યારે તેણે કહ્યું કે, હું જાહેર સ્નાનાગાર પર જઈને સૂર્યસ્નાન કરવાની ઘણી શોખીન છું તેથી મારા હાથપગ જ નહિ પણ મારા ઢંકાયેલા અંગનો રંગ પણ પલટાયેલો છે. જ્યારે આ સૂર્યસ્નાનની ટેવથી ઘણા યુવાનો તેના પર મોહિત થાય એવો ઇશારો મેં કર્યો ત્યારે તેણે ભવાં ચઢાવીને કહ્યું કે, સૂર્યસ્નાનને દોસ્તી કે પ્રેમ સાથે હું કદી ભેળવતી નથી. હું એકાંતમાં ને ગંભીરપણે તડકાની ચાદર ઓઢું છું ત્યારે કોઈની સાથે બોલતી નથી કે સંપર્ક રાખતી નથી. આ બધું સાંભળીને તેનું વ્યક્તિત્વ ઓર રહસ્યમય લાગ્યું અને તેનો ભેદ પામવાને તેને બીજે દિવસે સવારે મળવાની મેં માગણી કરી તે તેણે ઘણી મોજથી સ્વીકારી.

બીજે દિવસે તેને એક કાફેમાં મળ્યો ત્યારે તેના ગુલાબી બદન અને વાત્સલ્યમય પ્રકૃતિ પર ફરીવાર હું આફરીન થયો. કૉફી પીતે પીતે હું મારા જીવનની કંઈ વાતો કરતો ગયો ત્યારે તેની સાથે આગલે દિવસે રાખેલો જુદાઈનો પડદો ઓસરી ગયો અને એક જૂના ગાઢ મિત્ર તરીકે તેની આગળ દિલ ખોલતો ગયો. સમાન કક્ષાના અંગત મિત્ર તરીકે વાત કરતાં હું ઊંડા વાત્સલ્યભાવથી તેના ઘઉંવર્ણા હાથ પર વખતોવખત કોમળ સ્પર્શ કરતો ગયો. હું ભારતની ને ગાંધીજીની તેમજ લંડન-બર્લિનની વાતો કરવામાં એટલો તલ્લીન હતો કે મારા સ્પર્શથી તેના પર થતી અસરનો મને જરાયે ખ્યાલ રહ્યો નહિ. પણ જ્યારે તેની સાથે ઘેર જવાની ઇચ્છા મેં દર્શાવી ત્યારે તેણે જરા આવેશથી ધસીને ના પાડીને સાફ કહ્યું : તમારાં ચરિ-

તર પરથી મને જણાય છે કે તમે પણ બધા પુરુષની માફક સ્ત્રી-શરીરના જ ભૂખ્યા છો તેથી તમારો વધારે સંસર્ગ રાખવાની મારી જરાયે ઇચ્છા નથી.

આ શબ્દો સાંભળીને હું છેક જ ડઘાઈ ગયો. મારા નિર્દોષ સ્પર્શથી તેના દિલ પર થયેલા કારી ઘાનો મને ઓચિંતો ખ્યાલ આવ્યો. મારો ચહેરો એકદમ પડી ગયો અને મારો હાથ મેં પાછો ખેંચી લીધો. મારી આંખોમાં દિલનું દર્દ પારખીને તે પણ એકદમ નરમ પડી ગઈ. 'જેવી આપની મરજી,' એમ કહીને ઘણા વિનમ્ર ભાવથી તેની સાથે ચાલતે ચાલતે જરા ખુલાસો કરવાની માગણી મેં કરી તે તેણે ઠંડા સ્વરે સ્વીકારી. અમે ચાલવા માંડ્યું ત્યારે થોડીવાર તો મારી જીભ ન ઊપડી. પછી મારી ભરજુવાનીથી જે એકલવાયું જીવન મેં ગાળ્યું હતું અને સ્ત્રીજાતિ તરફ ભાવનાશીલ વૃત્તિ મેં કેળવી છે તે મેં કંઈક દાખલા આપીને સમજાવી. ખાસ તો તેના જેવી પરિપકવ અને સંસ્કારી સ્ત્રીને જોતાં તેના માતૃત્વની હૂંફ મેળવવા હું કેવો તલસું છું તેનું તાદશ વર્ણન મેં કર્યું. આવી રીતે હું જાણે એક બાળક બનીને તેના તરફ ઉન્નત પ્રેમ અને માનના ભાવ દર્શાવતો ગયો તેમ તેનું દિલ પીગળવા માંડ્યું. છેવટે તેણે ઘણી મીઠાશથી બીજે દિવસે તેને ઘેર જમવાનું આમંત્રણ આપ્યું.

તેને ઘેર ગયો ત્યારે તેણે ખરેખર એક કુટુંબી તરીકે મને અપનાવી લીધો. હવે અમારી વચ્ચે કંઈ સંકોચ રહ્યો નહિ. અમારાં બંનેનાં દિલ એકબીજાની આગળ ખુલી ગયાં. તેની માતા અને ભાઈઓએ પણ મને ઘણા ભાવથી વધાવી લીધો. મારા અંતરમાં વરસોથી ઘર કરી બેઠેલી માતૃગ્રંથિને વશ થઈને મેં તેને કોમળ સ્પર્શ કર્યો, તેનો તેણે તે જ રીતે વળતો જવાબ વાળ્યો. એના દિલમાંથી શંકાકુશંકા સાફ થઈ ગયાં; અમે બંને જિંદગીમાં છેલ્લીવાર મળીએ છીએ તેનું પૂરું ભાન હતું. છતાં અમે જીવનભરનાં મિત્રો તરીકે એકબીજાને નવાજ્યાં અને કાયમ માટે જુદાં પડ્યાં.

બર્લિનના મારા દશ માસના વાસ દરમ્યાન મને ઘણાં સ્ત્રી-રત્નો સાંપડ્યાં હતાં. સૈનિક પિતાની સંસ્કારી પુત્રી ઇંગે સ્ટ્રામ અને પૂર્વ જર્મનીના ગામડાની સુંદરી ઇંગે હાઈન્સિલનો મેં આગળ પરિચય આપ્યો છે. છેક શરૂઆતના દિવસોમાં એક પત્રકાર યુવતી સાથે ઘણી હોટેલો અને મનોરંજનનાં સ્થાનોમાં ફર્યો હતો. તેની સાથે એક નૃત્યગૃહમાં ગયેલો, ત્યાં 'ગયા શનિવારે તું કરતો 'તો શું?' એવા શબ્દોનું મસ્તાની ગીત–નૃત્ય–સંગીતના સરોદો સાથે સાંભળતાં જર્મનીના મદોન્મત્ત સ્ત્રીત્વની ઊંડી છાપ મારા પર પડી હતી. વળી 'ફેમીના'[1] નામના એક નૃત્યગૃહમાં ટેલિફોન પર વાત કરીને એક નાજુક નમણી યુવતી સાથે મેં નૃત્ય કરેલું અને પછી બીજે દિવસે મને કાફેમાં મળેલી. ભાયડાછાપની એક બાઈ ઢીંચણ સુધીનાં હોલ બુટ પહેરીને મને સાથે ક્યાંક સુધી ફરવા લઈ જતી અને જર્મનીના સામાજિક ને આર્થિક જીવન વિષે નક્કર માહિતી આપતી. આઇસ્લેન્ડની એક ગભરુ બાળા મારી સાથે ભરશિયાળે ફરવા આવતી અને તેના દેશની ખટમીઠી સુણાવતી. એક વિલક્ષણ અમેરિકન સ્ત્રી મને કોઈક-વાર હોટેલમાં બોલાવતી અને પછી મારી સાથે છેક જ ગરીબ લતામાં બરછટ ભોજન લેવામાં મજા માણતી.

મેં બર્લિન છોડ્યું ત્યારે ઇંગે સ્ટ્રામ જૂના બગીચાના ગુલાબથી મહેકના વિભાગમાં મને વિદાય આપવા આવેલી. એક યુવતી તો

---

૧. 'ફેમીના' બર્લિનની એક અનોખી નૃત્યસંસ્થા હતી. તેમાં દરેક ટેબલનો નંબર તેના પર ઊંચે મૂકેલી વીજળિક બત્તીથી ઝળકતો હતો. વળી દરેક ટેબલ પર ટેલિફોન હતો તેથી કોઈ પાસે કે દૂર ટેબલ પર બેઠેલી કોઈ યુવતી સાથે મારે નાચવું હોય તો તેના ઝળકતા નંબર પર ફોન કરી તેને પૂછી લેઉં અને તે સંમત થાય તો પછીનો નાચ શરૂ થાય ત્યારે તેની સાથે નાચી શકાય. વળી દરેક ટેબલ આગળ હવાઈ નળીઓ મારફત ફાવે તે ટેબલ પર બેઠેલા માણસને પણ ચિઠ્ઠીઓ પણ મોકલીને તેનો જવાબ મેળ-વવાની પણ વ્યવસ્થા હતી.

સ્ટેશન પર મૂકવા આવેલો. પણ જે મસ્તાન સ્ત્રીની સોબત થઈ, વચમાં તૂટી ગઈ અને પછી છેવટે પૂરી પાકી થઈ તેને જ બર્લિનના સર્વોપરી સ્ત્રીરત્ન તરીકે મેં પિછાની છે. જર્મનીની વૃદ્ધ સ્ત્રીઓ, આધેડ વયની માતાઓ અને સોળે કળાએ શોભતી સુંદરીઓમાં જે માતૃત્વનું મેં નિરંતર દર્શન કર્યું હતું તેનો આ સ્ત્રીરત્નમાં અણુમોલ સાક્ષાત્કાર કરીને બડભાગી થયો.

વિઠ્ઠલભાઈ બર્લિન છોડી ગયા એટલે મેં બિસ્તરા બાંધવા માંડયા. મારી વિદેશયાત્રામાં બર્લિન પહેલું હતું. તે બ્રિટિશ વિરોધી પ્રચાર માટે વધારેમાં વધારે અનુકૂળ ગણીને પસંદ કરેલું. જ્યાં પહોંચી શક્યો ત્યાં મારો સારો સત્કાર થયેલો. આ સ્વચ્છ સુંદર શહેરની, તેની નદી અને સરોવરની, માનવીના હેતથી હૂંફાળી તેની હોટેલ, રેસ્ટોરાં વગેરે આહાર–વિહારનાં સ્થાનોની મને ઊંડી લગની લાગી હતી. તેના ઘર ઘરમાં આઝાદ સ્ત્રીઓના વાત્સલ્યભાવથી મારું હૈયું પ્રફુલ્લ બન્યું હતું. પણ હવે નાણાં પૂરાં થતાં બર્લિન છોડયા વિના છૂટકો નહોતો.

મારા ટૂંકા વસવાટ દરમ્યાન જર્મનોની માફક હું પણ ઘણી રીતે બર્લિનને જગતનું એક મધ્યસ્થ શહેર ગણવા લાગેલો. અંગ્રેજો સાથે એક જાતિના અને રાજકુટુંબના સંબંધને લીધે બંને દેશ વચ્ચે જૂનો સંબંધ હતો. જૂનો જર્મન બાદશાહ ફ્રેડરિક ફ્રેંચ સાહિત્ય-કલાનો શોખીન હતો તેથી ફ્રેંચ ભાષાનું ત્યાં સારું ચલણ હતું. આયર્લેન્ડના એક વિદ્વાને ભાષણ આપ્યું તેમાં તેના દેશની માફક જર્મનીને પણ પશ્ચિમની સામ્રાજ્યશાહીનું આશ્રિત થયેલું ગણાવેલું. અમેરિકાએ લડાઈ પછી જર્મનીને પગભર કરવાને અબજો રૂપિયા આપીને દેશમાં પગદંડો જમાવ્યો હતો અને તેથી હવે અંગ્રેજી ભાષા બીજી ભાષા બની ગઈ હતી. પૂર્વ તરફ રશિયામાં[1] ક્રાંતિ થયા પછી

---

૧. રશિયાના સરકારી વેપારીખાતાના બે ભાઈઓ થોડો વખત મારી પાસે અંગ્રેજી ભાષા શીખવા આવતા.

તેની નવી પાવરધી સરકારે જર્મનીમાં વેપાર ને પ્રચારનાં થાણું નાખ્યાં હતાં. આમ જર્મની પૂર્વ અને પશ્ચિમના સીમાડાના દેશ તરીકે મહત્ત્વનું લાક્ષણિક સ્થાન ધરાવતું તેથી તે છોડવાનું મને જરાયે ગમતું નહિ.

વળી અહીં હિન્દી ધર્મગુરુ તરીકે કૃષ્ણમૂર્તિ વિશાળ સભાખંડમાં ભાષણ આપતા. તેમ લંકા-જાવા જેવા કેટલાયે એશિયાના કલાકારો પોતાનાં નૃત્યનો પરછો બતાવવા અહીં આવતા. રશિયા ને જાપાન, હંગેરી અને ઑસ્ટ્રેલિયા, ઈટાલી અને ફ્રાંસ, ચીન અને સ્પેન વગેરે અનેક દેશની અસલી વાનીઓ પીરસવાને ઉત્તમ ભોજનાલય હતાં, અને તે બધાંનો સ્વાદ એક એક વાર હું ચાખી આવેલો. આવી પચરંગી નગરી છોડવાનું કોને ગમે?

આમ છતાં છેવટે મારા મનને વારીને મેં લંડન જવાનું નક્કી કર્યું ત્યારે ત્યાંની ટિકિટ ઉપરાંત માત્ર દશ માર્કની એક નોટ મારી પાસે રહી. છેવટે ચામડાની એક ભારે બૅગ મેડમ આઝારીઅનને ઘેર મૂકીને ચાર્લોટનબુર્ગ સ્ટેશનથી હું ચાલી નીકળ્યો.

તે જ દિવસે જર્મનીનાં કેટલીયે બૅંકો કાચી પડ્યાના સમાચાર છાપામાં ચમક્યા. તેથી હુક ઑફ હૉલૅન્ડના બંદરે હું દશ માર્કની નોટનું અંગ્રેજી ચલણ લેવા નીકળ્યો ત્યારે કોઈએ મારી નોટ સંઘરી નહિ. વધુ તપાસ કરતાં માલૂમ પડ્યું કે કોઈ ખાનગી દલાલ દશ માર્કની નોટના સાડાપાંચ શિલિંગ આપે છે. હું તેટલી રકમ લઈને ચા-સિગારેટનો ખર્ચ કાઢી શક્યો. લંડન પહોંચ્યો ત્યારે સ્ટેશન પર ભારે સામાન મૂકીને અંડર ગ્રાઉન્ડ ગાડીથી લોટવાલાને ઘેર રાતે મોડો પહોંચ્યો. તે વખતે બધાં ભોજનાલય બંધ થયેલાં અને બર્લિનની સરખામણીમાં રસ્તાની રોશની છેક જ ઝાંખી લાગી. ઘડીભર જાણે યુરોપ છોડીને મુંબઈ આવ્યો હોઉં એમ લાગ્યું. તે વખતે ખિસ્સામાં એક શિલિંગ રહેલો તે હાઈડપાર્ક આગળ ઊભેલા લારીમાંથી નાસ્તો આરોગીને પૂરો કર્યો. રાતે જ્યારે સૂતો ત્યારે મારી લક્ષ્મીનો છેલ્લો અવશેષ પણ પતી ગયો હતો.

# ખંડ ૪ થો

## [૧૯૩૧-'૩૫]

## ૧૩ : લંડનમાં ઉદ્દામ રાહ

**લંડનમાં** પહેલે જ દિવસે સવારે લોટવાલાને ઘેર હું જાગ્યો ત્યારે ખિસ્સામાં દમડી નહોતી. લોટવાલાના પત્ર માટે જે લખાણ નિયમિત લખું તે પેટે મારે દરમાયો ઠરાવવાનો હતો. તે વખતે તેમની પાસેથી કંઈ રકમ લેવાથી વાટાઘાટમાં મારું જોર નબળું પડે. તે વખતે મારા ભાઈ રમણભાઈ હજી લંડનમાં હતા અને તેમના નિબંધ ગ્રંથ માટે ડૉકટરની માનદ ડિગ્રી મળતાં હવે થોડા જ દિવસમાં તે પાછા દેશ જવાના હતા. તેમનો મેં તરત સંપર્ક સાધ્યો. તેમને ઘેર જઈને વિનોદભાભી અને નાના બાબા અનિલને મળીને મેં તેમની પાસેથી માત્ર એક પાઉંડ માગ્યો ત્યારે તે ગળગળા થઈ ગયા : 'તમારે અહીંયાં વરસો કાઢવાં છે તો એક પાઉન્ડથી તમારું શું વળશે?' તેમણે પૂછ્યું. મેં હસતે હસતે 'ઘોડાનું ગજ કપાળ' કહીને ખુલાસો કર્યો : 'હું લોટવાલાના પત્ર માટે લખીશ તે પેટે મને નિયમિત રકમ મળવાની જ છે, પણ તે નક્કી નહિ થયેલી હોવાથી થોડા દિવસ માટે જ આ નાની રકમ જરૂરની છે.' વળી હું નાટકોનો તો રસિયો હતો અને નાટકો લખવાં હતાં, તેથી લંડનમાં નાટક સંઘ( ડ્રામા લીગ )ના વહીવટદાર સાથે રમણભાઈએ મારી ઓળખાણ કરાવી ને તેના સભાસદ થવાની ફી મારી પાસે હપ્તાથી લેવાનું નક્કી કરાવ્યું. છેવટે સન

'૩૧ના જુલાઈની આખરે રમણભાઈ સહકુટુંબ લંડનથી રવાના થયા. ત્યારે તેમને સ્ટેશને મૂકવા ગયો ને અમે હસીખુશીથી છૂટા પડ્યા.

લોટવાલાને ઘેર રહેતાં મને તરત ખબર પડી ગઈ કે વરસો સુધી સામ્યવાદી પક્ષ, તેના સાહિત્ય ને તેની નીતિનો ખૂબ પ્રચાર કર્યા પછી હવે તે ખાસ કરીને સોવિયત રુસના શાસક સ્ટાલિનના સખત વિરોધી થયા હતા. વળી સ્ટાલિને તેના જે હરીફ ટ્રોટ્સ્કીને રુસમાંથી હદપાર કર્યો હતો તેનું ખૂબ સાહિત્ય તેમણે વસાવ્યું હતું અને મને પણ તે વાંચવાને આપવા માંડ્યું. અલબત્ત ટ્રોટ્સ્કી સ્ટાલિનને પ્રત્યાઘાતી ગણતો હોવાથી તેનાથી વધારે ઉદ્દામ નીતિનો પ્રણેતા હતો. તેથી લોટવાલા હિન્દના રાજકારણમાં ચુસ્ત શાહીવાદ વિરોધી, તેમ જ ગાંધીજીના કડક ટીકાકાર તો રહ્યા જ હતા; માત્ર સામ્યવાદીઓની બધી નીતિરીતિમાં હાજીઓ ભણતા નહિ.

થોડા દિવસમાં સકલાતવાલા ઘેર આવ્યા ત્યારે તેમની સાથે લોટવાલાને ચકમક ઝરી. અગાઉ સકલાતવાલા ઇંગ્લૅન્ડની પાર્લામેન્ટમાં ચુંટાયા ત્યારે લોટવાલાએ તેમને ભારે મદદ કરેલી. પણ હવે તેમને સ્ટાલિન તરફી ગણીને તેમની સાથે ઘડી ઘડીમાં જીભાજોડી કરતા. છતાં તે વખતે ગાંધીજી ગોળમેજી પરિષદમાં આવીને શાહીવાદીઓની જાળમાં ફસાવાના હતા તેથી તેમની નીતિ સામે હિન્દીઓનું સંગઠન કરવામાં લોટવાલા સંમત હતા. તેથી 'હિન્દી સ્વાતંત્ર્ય સંઘ' નામની જે સંસ્થા હિન્દી દાક્તરો, નાગરિકો અને વિદ્યાર્થીઓના સહકારથી સકલાતવાલા લંડનમાં ચલાવતા તેનો પ્રચાર ગાંધીજીની મુલાકાતને ટાંકણે વધારે ગરમાગરમ બનાવવામાં લોટવાલા સંમત થયા. આ તાકીદના કાર્યમાં લોટવાલાનું ઘર અને તેમની સાધનસામગ્રી પણ પૂરેપૂરી ઉપયોગી થાય અને હું પણ તેમાં કામે લાગું તેમાં ખુશી હતા.

લંડનમાં રહેતાં સકલાતવાલાનો અંગત પરિચય વધતો ગયો, તેમ તેમના વિવિધરંગી વ્યક્તિત્વની ઊંડી છાપ મારા પર પડતી ગઈ. અગાઉ મુંબઈમાં તેમને પ્રભાવશાળી ભાષણકર્તા તરીકે મેં પિછાનેલા. મુંબઈના જેવી જંગી સભામાં લંડનમાં બોલવાની તક સકલાતવાલાને જવલ્લે જ મળતી. પણ પાંચ-પચાસ માણસોની કમિટીની કે જાહેર સભામાં, હળવા મીઠા શબ્દોથી સમજાવવાની તેમજ ઊંચે સ્વરે સખત શબ્દો ઝીંકીને છાપ પાડવાની તેમની કલા અનુપમ હતી. વળી તેમના બોલ મુજબ તેમની આંખો, હોઠ અને આખી મુખમુદ્રા પર કોમળ ભાવ તરવરતા. તેમ શ્રોતાઓને ગભરાવવાને કે ધમધમાવવાને તે વિરાટ સ્વરૂપ ધારણ કરતા. વળી પારસીઓને સુલભ હળવી કે કડક મશ્કરી પણ વાતોમાં તેમ ભાષણમાં કરીને શ્રોતાઓને થોડું ઘણું હસાવતા.

સકલાતવાલા ઘરમાં, વાતચીતમાં કે સભામાં ગમે તે રૂપ ધારણ કરે, પણ હંમેશ તે ગરીબ અને દલિત શ્રમજીવી જનતાના બિરાદર હતા. અસલ તો તેઓ મુંબઈની ટાટાની ધીકતી પેઢીની શાખા ચલાવવા લંડનમાં આવેલા. પછીથી વાંચન, અભ્યાસ ને ચિંતનને પરિણામે પાકા સામ્યવાદી થયા ત્યારે તે ટાટા કંપનીની બાદશાહી આવકને ઠોકરે મારીને સામ્યવાદી પક્ષના આજીવન પ્રચારક થયા. ત્યારથી તે ઇંગ્લૅન્ડમાં ને જર્મની[1], ફ્રાંસ વગેરે દેશમાં પણ સામ્યવાદી તેમ જ હિન્દી પ્રચારક તરીકે ચોપાસ ઘૂમતા અને પોતાનાં ભાષણોથી તેમ જ વ્યક્તિત્વથી ઊંડી છાપ પાડતા. કૉમરેડ (બિરાદર) સેક[2] યુરોપનાં સામ્યવાદી ને ઉદ્દામ વર્તુળમાં ઘણા જાણીતા હતા.

---

૧. જર્મનીમાં ભાષણ કરવાનું હતું ત્યારે તેમણે અંગ્રેજીમાં લખીને તેનું જર્મનમાં ભાષાંતર કરાવ્યું. પછી તે ગુજરાતી લિપિમાં તેમણે લખી નાખ્યું. આ ભાષણ તેમણે જર્મન લોકો આગળ વાંચ્યું ત્યારે તેમના જર્મન ભાષાના પ્રભુત્વ પર સર્વ આફરીન થયા.

૨. સકલાતવાલાના મિત્રો તેમને ટૂંકમાં 'સેક' કહેતા.

પોતાના બહોળા કુટુંબ સાથે સકલાતવાલા લંડનમાં કાયમ રહેતા હતા તેથી ત્યાં વસતા હિન્દી વિદ્યાર્થી અને નાગરિકોને સંગઠિત કરીને તેમને આઝાદીની લડત માટે માત્ર સામ્યવાદી જ નહિ પણ વિશાળ ઉદ્દામ નીતિ અપનાવવાની સમજૂત આપતા. ગાંધીજીની નીતિ તેમને ઢીલીપોચી ને ભાવનાશાળી (યુરોપિયન) લાગતી ત્યારે સકલાતવાલા નક્કુર વાસ્તવવાદી ને ઐતિહાસિક દૃષ્ટિથી પોતાની લડાયક નીતિ રજૂ કરતા.

હવે ગોળમેજી માટે ગાંધીજીની મુલાકાતને ટાંકણે તેમની નીતિના વિરોધના રાહ પર લંડનના હિન્દીઓને વાળવાને સકલાતવાલા રોજ-બરોજ મને મળીને સમજૂત અને સૂચનાઓ આપતા. બર્લિનમાં ચટ્ટો ઘણો પાવરધો માણસ હતો. પણ તેના પ્રમાણમાં સકલાતવાલા વધારે ફૂલો નિકટનો અંગત સંબંધ બધાની સાથે રાખતા. વળી જર્મની કરતાં ઇંગ્લાંડમાં હિન્દીઓની સંખ્યા ઘણી મોટી હતી અને લંડનમાં જ તે વધારે જામેલી હતી. ગાંધીજી બ્રિટિશ સરકાર સાથે વાટાઘાટો કરવાને લંડન જ આવતા હતા. તેથી હિન્દની સંપૂર્ણ સ્વતંત્રતા વિષે કડક આંદોલન કરવાની અણમોલ તક અમને સાંપડી.

સન ૧૯૩૦-૩૧માં ગાંધીજી આઝાદીની લડત ચલાવતા હતા ત્યારે બધી શંકા-કુશંકાને બાજુએ મૂકી બર્લિનમાં મેં તેમનો બનતો પ્રચાર કર્યો હતો. પણ ગાંધી-અર્વિન કરાર થતાં જ બર્લિનના હિન્દીઓની સાથે હું પણ તેમનો કટ્ટર ટીકાકાર બન્યો હતો. તેથી લંડનમાં સકલાતવાલાની શક્તિશાળી નેતાગીરી નીચે દેશની અણનમ લડતના મુદ્દા ઉઠાવવાની જે તક મને મળી તે મેં ઝડપી લીધી.

દશ મહિના પછી ફરીવાર લંડનમાં નિરાંતે સ્થિર થઈને મેં

રહેવા માંડ્યું ત્યારે શહેરની અવનવી ખૂબીઓ આંખે ચઢતી ગઈ. શહેરમાં જ્યાં ફરો ત્યાં ઘરડાં માણસોની અને તેમાં સ્ત્રીઓની મોટી સંખ્યા જોઈને હું નવાઈ પામ્યો. હૉટેલમાં કે સિનેમામાં, રાજમાર્ગ પર કે બસમાં, સભાઓમાં કે બગીચામાં જ્યાં જાઓ ત્યાં સ્ત્રીઓની આઝાદીની અને પ્રમાણમાં લાંબા આયુષ્યની સહેજે પ્રતીતિ થતી.

વળી શહેરમાં જ્યાં જાઓ ત્યાં 'લાન્સ ઍન્ડ કંપની'ની ચાની સેંકડો દુકાનો તો દેખાય જ. તેમાં બધે એક સરખાં સગવડ, સેવા અને ભાવતાલ નજરે પડે. વળી આ કંપની શહેરના ચાર–પાંચ મધ્યસ્થ ચોકમાં વધારે મોટા ને કંઈક વધારે મોંઘાં કૉર્નર હાઉસ ચલાવે તે લગભગ આખી રાત ખુલ્લાં રહે. તેથી સિનેમા-નાટકમાંથી પાછા ફરતાં સહેલાણીઓને તેમાં ભાવતું ભોજન મળી શકે.

નાટક–સિનેમાની દુનિયા પીકાડેલી સર્કસ(ચોક)ની આસપાસ કેન્દ્રિત થયેલી હોવાથી ત્યાં મોડી રાત સુધી ઝળહળતા પ્રકાશમાં હજારો માણસો ફરતાં દેખાય. ત્યાં ઘણી આલીશાન હૉટેલો હતી તેમ પાસે સોહોમાં ઇટાલિયનોનાં સસ્તાં ભોજનાલય પણ હતાં. તેમાં દશ–બાર ખાનામાં પોલી સેવ જેવી મેકેરોની ને ટમાટોનો સરકો આપે, તેથી પેટ ભરાઈ જાય. હું ત્યાં ઘણીવાર ભૂંડી ભૂખને સમાવવા જતો. વળી પાડોશમાં જ ચીની, ફ્રેંચ વગેરે દેશદેશની વાનીઓ પીરસનારી હૉટેલો હતી. તેમ પાસે 'ટ્રોઈકા'[1] નામનું રશિયાનું ભોજનાલય પણ હતું. ત્યાં એક દિવસ દા. જીવરાજ મહેતા અને હંસાબેન સાથે નાટક, રાજનીતિ વગેરે અનેક વિધવિધ વિષયની ચર્ચાઓ દિવસભર કરીને પછી સમી સાંજે જમણ મેં લીધું હતું.

જુલાઈની આખરે હું લંડન પહોંચ્યો ત્યારે દેશમાં સરકારે તેના

૧. ત્રણ ઘોડાની નાની બગીને રશિયામાં ટ્રોઈકા નામ અપાય છે.

કરારનો છડેચોક ભંગ કર્યો હતો. અનેક પ્રાંતમાં ભયંકર દમન ચલાવીને સુલેહનું વાતાવરણ તેણે બગાડી નાખ્યું હતું. બારડોલીમાં મોટા ભાગનું ચાલુ મહેસૂલ ભરાઈ ગયુ હતું છતાં પાછલી બાકી વસૂલ કરવાને મહેસૂલી અધિકારીઓ પોલીસનાં ધાડાંની મદદથી ધાકધમકી આપીને તેમજ મારપીટ કરીને નાણાં વસૂલ કરતા હતા. ઉત્તર પ્રદેશના જમીનદારી વિસ્તારમાં કિસાનો પાસેથી સાંથ વસૂલ કરવાને આકરો સિતમ થતો હતો. બંગાળમાં પણ બિનસરકારી ગોરાઓએ દેશી ગુંડાઓના સહકારથી એક રાષ્ટ્રીય છાપખાનાની ભાંગફોડ કરી હતી. વળી હીજલીની અટકાયતીઓની છાવણીમાં સરકારે ગોળીબાર કરીને બે કેદીનાં ખૂન કર્યાં હતાં.

હવે સરકારે પોલીસના અત્યાચાર વિષે કંઈ તપાસ કરવાને ધરાહાર ઇન્કાર કર્યો, ત્યારે ગાંધીજીએ બારડોલીના સરકારી સિતમ પર ધ્યાન એકાગ્ર કર્યું. તે વિષે સરદાર વલ્લભભાઈના આગ્રહને ટેકો આપીને ગાંધીજીએ ન્યાયી રાહત આપવાને લવાદપંચ નીમવાની માગણી કરી તેને પણ સરકારે નામંજૂર કરી. પરિણામે ગાંધીજી અને તેમના સાથી સરોજિની નાયડુ અને પંડિત માલવિયા જેવા આગેવાનોએ ૧૩ મી ઑગસ્ટે ‘મુલતાન’ આગબોટમાં લંડન જવાની થયેલી વ્યવસ્થા રદ કરી. મુંબઈમાં આ નિર્ણય લેવાયો ત્યારે ગામદેવીમાં ગાંધીજીના પાણિ ભુવનના મકાન આગળ જંગી મેદની જામી ગઈ અને જૂની લડતના ભણકારા વાગી રહ્યા. ફેર માત્ર એટલો રહ્યો કે કોઈ લડતનું એલાન અપાયું નહિ અને ગાંધીજીએ જાહેર કર્યું કે સુલેહના કરારનો માનભેર અમલ કરવાને બધું જ કરી છૂટીશું.

પછીથી નરમ દળના કેટલાક અગ્રણીઓના અને ખાસ કરીને સર પ્રભાશંકર પટ્ટણીના આગ્રહથી ગાંધીજી નવા વાઈસરૉયને સીમલામાં મળ્યા. ત્યાં છેવટે એવો તોડ કાઢવામાં આવ્યો કે બારડોલીના ખેડૂતોની ફરિયાદોની તપાસ કરવાને મુંબઈ સરકારે એક



ગાંધીજી, મહાદેવભાઈ ને સરોજીની નાઇડુ
૧૯૩૧

અધિકારી નીમવો અને તેના ચુકાદાને બંને પક્ષ માન્ય કરે. વાઈસરોયની સાથે આ સમાધાન થતાં ગાંધીજી સરોજિની નાયડુ, ઘનશ્યામદાસ બિરલા, પંડિત માલવિયા વગેરે સાથીઓ સાથે ૨૯મી ઑગસ્ટના રોજ 'રાજપૂતાના' આગબોટમાં બેસી લંડન જવા ઊપડ્યા.[1]

ગાંધીજી એડન, પોર્ટ સૈયદ, માર્સેલ્સ વગેરે બંદરેથી પસાર થયા ત્યારે હિન્દીઓ તથા બીજા સ્થાનિક વતનીઓ તરફથી તેમનું ભાવિક સ્વાગત કરવામાં આવ્યું. તા. ૧૨ મી સપ્ટેમ્બરે ગાંધીજી લંડન પહોંચ્યા

---

૧. આ નિર્ણયની જાહેરાત થઈ તે દિવસે જ રાષ્ટ્રશાયર શ્રી ઝવેરચંદ મેઘાણી બાપુના પરદેશગમન વિષે કવિતા લખવા બેસી ગયા. તે 'સૌરાષ્ટ્ર'માં છપાયું તેની સાથે સાથે જ 'સૌરાષ્ટ્ર'ના તંત્રી શ્રી અમૃતલાલભાઈ આર્ટ પેપર ઉપર એ કવિતાને છપાવીને તેની નકલો ગાંધીજીને આપવાને મુંબઈ પહોંચી ગયા. એ કવિતાની થોડીક પંક્તિઓ નીચે આપી છે:

'છેલ્લો કટોરો ઝેરનો આ: પી જજો બાપુ!
સાગર પીનારા! અંજલિ નવ ઢોળજો બાપુ!
અણખૂટ વિશ્વાસે વહ્યું જીવન તમારું:
ધૂર્તો-દગલબાજો થકી પડિયું પનારું:
શત્રુ તણે ખોળે ઢળી સુખથી સૂનારું:
આ આખરી ઓશિકડે શિર સોંપવું બાપુ!
સુર-અસુરના આ નવયુગી ઉદધિ-વલોણે,
શી છે ગતાગમ રત્નના કામી જનોને?
તું વિના, શંભુ! કોણ પીશે ઝેર દોણે?
હૈયા લગી ગળવા ગરલ ઝટ જાઓ રે, બાપુ!
ઓ સૌમ્ય-રૌદ્ર! કરાલ-કોમલ! જાઓ રે, બાપુ!
જા, બાપ! માતા આખલાને નાથવાને,
જા વિશ્વહત્યા ઉપરે જળ છાંટવાને,
જા સાત સાગર પાર સેતુ બાંધવાને—
ઘનઘોર વનની વાટને અજવાળતો, બાપુ!
વિકરાળ કેસરિયાળને પંપાળતો, બાપુ!
ચાલ્યો જજે, તુજ ભોમિયો ભગવાન છે, બાપુ!
છેલ્લો કટોરો ઝેરનો પી આવજે બાપુ!"

એવા જ સીધા જ એમના સત્કારને માટે ફ્રેન્ડઝ હાઉસમાં[1] યોજાયેલી જાહેર સભામાં પહોંચી ગયા.

સભામાં લગભગ ૧૫૦૦ માણસો હાજર હતા. તેમાં લગભગ અડધા હિન્દીઓ હતા. સ્વાગતપ્રમુખ શ્રી લોરેન્સ હાઉસમેને ગાંધીજીને અંજલિ આપી તે પછી ગાંધીજીએ જે વ્યાખ્યાન આપ્યું, તેનાથી લોકો ઘણા ખુશ થયા. હજારો ટોપીવાળાની વચ્ચે ગાંધીજી કામળો ઓઢીને બેઠા બેઠા પ્રવચન આપતા હતા. જાણે અંગ્રેજોના ઈશુ ખ્રિસ્ત બોલે છે! ગાંધીજીએ કહ્યું: 'અત્યારે તમારી સરકાર પોતાનાં જમા-ઉધાર પાસાં સરખાં કરવામાં પડી છે એટલે એને અત્યારે ફુરસદ નથી. પણ જ્યાં સુધી અમારો હિસાબ નહિ પતાવો ત્યાં સુધી કંઈ કર્યું નથી એમ સમજજો. હું દેશભક્ત છું, પરંતુ મારી દેશભક્તિ જીવમાત્રની ભક્તિ છે. હું સૌનું ભલું ઈચ્છું છું.' આ શબ્દો પર તાળીઓનો ગડગડાટ થયો.[2]

સ્વાગત પછી ગાંધીજી મજૂર લતામાં આવેલાં કિંગ્ઝલી હૉલમાં મિસ લેસ્ટર નામની એક ધર્મપરાયણ બાઈના મહેમાન થયા. બીજે દિવસે રવિવારે બપોરે ૧૨-૩૦ વાગે બે પટેલ મિત્રો સાથે હું ગાંધીજીને મળવાને કિંગ્ઝલી હૉલ પહોંચી ગયો. મહાદેવભાઈ છેક ખુલ્લી અગાસીમાં ગાંધીજી રેંટિયો ચલાવતા હતા ત્યાં મને લઈ ગયા. પહેલાં તો તેમણે મને ઓળખ્યો જ નહિ. પણ પાસે જઈને

---

આ કવિતા વિશે ગાંધીજીએ અભિપ્રાય આપતાં કહ્યું: 'આ રાષ્ટ્રીય શાયર મારા દિલમાં પેસી ગયો અને અંતરના એક એક પ્રવાહો જોઈ ને જ જાણે આલેખ્યા હોય, બસ એવું આબેહૂબ આલેખન આ કાવ્યમાં છે.'

૧. દુનિયાભરના અડંગ શાંતિવાદી ખ્રિસ્તીઓ ક્વેકર તરીકે જાણીતા છે. તેમનું આ સભાગૃહ છે.

૨. ઘનશ્યામદાસ બિરલાના પુસ્તક 'ગાંધીજી સાથે ગોળમેજીમાં' પાન ૨૨.

કંઈક બોલ્યો ત્યારે ડોસા ખૂબ આનંદમાં હસીને બોલ્યા: 'ઓહો! ઇન્દુલાલ! બહુ વર્ષે મળ્યા. હું તો ધારતો હતો કે તમને ખોઈ બેસવાનો તો નથી જ.'

'હું આપને સાત વર્ષે મળું છું.' મેં નમસ્કાર કરીને કહ્યું.

'હા, બરાબર.' તેમણે રેંટિયો ચાલુ રાખીને કહ્યું.

પછીથી ગાંધીજીએ રેંટિયો પૂરો કરીને તેમનું ભોજન લેવા માંડ્યું. મેં ક્યાંય સુધી તેમની સાથે વાતો કરી. જાણે ફરી પાછો સાબરમતી આશ્રમમાં કે યરવડા જેલમાં તેમની પડખે બેસીને તેમના અંતરમાં સમાઇને એક કુટુંબી તરીકે વાતો કરતો હોઉં એમ લાગ્યું. છેવટે તેજબહાદુર સપ્રુ અને જયકરની પધરામણી થઈ ત્યારે અમે ઊભા થયા. 'જરૂર આવતા રહેજો.' એમ કહીને ગાંધીજીએ અમને વિદાય આપી.[1]

તા. ૧૫ મીના રોજ ગાંધીજીએ ગોળમેજીમાં પહેલું ભાષણ કર્યું તે પછી થોડા દિવસમાં ભારતનું સમવાયતંત્ર ઘડવાને નીમેલી સમિતિમાં અને લઘુમતીઓની સમિતિઓમાં પણ ગાંધીજીએ ભાષણો કર્યાં. અલબત્ત ગાંધીજીએ ખાનગીમાં હિન્દી વજીરને કહ્યું તેમ ગોળમેજી પરિષદમાં પણ પોતે પહેલાં બ્રિટિશ રાજપદ્ધતિના પરમ ભક્ત હતા, તે કેવી રીતે તેના કટ્ટર શત્રુ બની ગયા અને આજે તે દોસ્તમાંથી દુશ્મન બનીને બ્રિટિશ સામ્રાજ્યનાં મૂળ સિંચવાને બદલે તે ખોદવાને કેમ લાગી ગયા છે, તે વિસ્તારથી સમજાવ્યું.

૨૩મી સપ્ટેમ્બરને દિવસે પાર્લામેન્ટમાં ગાંધીજીએ ભાષણ કર્યું. તેમાં તેમ બીજાં ભાષણોમાં પોતાની રાજકીય ભૂમિકા તેમણે સ્પષ્ટ શબ્દોમાં રજૂ કરી: 'અમે શું માગીએ છીએ અને શા માટે માગીએ છીએ એ હું એકવાર કહી ચૂક્યો છું. અમને પૂર્ણ સ્વરાજ્યથી સંતોષ થઈ શકે. એનો અર્થ એ નથી કે અમારો જુદો ચોકો કરીશું. તમારી સાથે અમે ભાગીદાર થઈને રહેવા માગીએ

---

૧. લેખકે તે વખતે 'પ્રસ્થાન' માસિકમાં લંડનનો એક પત્ર પ્રગટ કરેલો તેને આધારે લખ્યું છે.

છીએ, ગુલામ બનીને નહિ. તમારી સાથે રહેવું ન રહેવું એ અમારી ઇચ્છાનો પ્રશ્ન હોવો જોઇએ. તમારી સાથે રહેવામાં અમારું ભલું છે એમ જણાશે ત્યાં સુધી સાથે રહીશું. એથી ઊલટું જણાતાં સબંધ તોડી નાખીશું.

'ગઈ પરિષદમાં બાંહેધરીઓ ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો. પરંતુ તેમાં જે વ્યવસ્થા નક્કી કરવામાં આવી હતી તેમાં નહોતું સંસ્થાની સ્વરાજ્ય ને ન હતી કોઈ પ્રકારની સ્વતંત્રતા. લશ્કર અને પરદેશનીતિ બંને તમે તમારા હાથમાં રાખવા માગો છો. આર્થિક નીતિની બાબતમાં પણ તમો સંરક્ષણ માગો છો. પછી જે રહે તે આપો છો. તેની કિંમત જ શી? તમે કહો છો કે લશ્કર હિન્દના રક્ષણ માટે રહેશે પણ એનું ખરેખરું કામ તો રહેશે હિંદને પરાધીન રાખવાનું. અંગ્રેજોને અમે કાઢી મૂકવા બિલકુલ માગતા નથી, પણ અમે જરૂર ઇચ્છીએ છીએ કે તેઓ અમારા નોકર બનીને રહે, શેઠ બનીને નહિ.' ૧

આ બધા સમાચાર મળતાં જ અમારી પ્રવૃત્તિઓનો પારો સપાટાબંધ ચઢતો ગયો. સ્વાતંત્ર્યસંઘના અગ્રણીઓની સભા મોટે ભાગે લોટવાલાના જ મકાનમાં મળતી ગઈ. પહેલાં તો એક લડાયક નિવેદન ઘડીને જાહેર રીતે ગાંધીજીને સુપરત કરવાની યોજના થઈ. તે નિવેદનના મુદ્દા વિષે ગરમાગરમ ચર્ચાઓ જામતી ગઈ. કોઈક રાષ્ટ્રવાદીઓને પરદેશમાં ગાંધીજીની આગેવાનીને પડકારવાનું ઠીક ન લાગ્યું પણ તે વિરોધ તો છેવટે રદ થયો. પણ કોંગ્રેસની નીતિની ગમે તેટલી ટીકા કરીને છેવટે ગાંધીજીને જે નક્કર ભલામણ

૧. બિરલા ઘનશ્યામદાસની લખેલી પુસ્તિકા 'ગાંધીજી સાથે ગોળમેજી'માંથી, પાન ૩૩-૩૪.

કરવી જોઈએ તે વિષે સ્પષ્ટ મતભેદ તરી આવ્યો. મોટાભાગના નાગરિકો, વિદ્યાર્થીઓ વગેરે રાષ્ટ્રવાદી દૃષ્ટિથી જ સંપૂર્ણ સ્વરાજ અંગ્રેજ સરકાર પાસેથી હાંસલ કરવાનો આગ્રહ રાખતા અને તે દૃષ્ટિથી કંઈક પણ વાટાઘાટ કે સમાધાન કરવાનો ઉત્કટ વિરોધ કરતા. ત્યારે સામ્યવાદીઓ અને તેમના સાથીઓ રાષ્ટ્રીય ક્રાંતિની સાથે સાથે સામાજિક ક્રાંતિ કરીને તરત જ સમગ્ર મૂડીવાદી પ્રથાને નાબૂદ કરીને મઝદૂર કિસાન રાજ્ય સ્થાપવા ઇચ્છતા હતા. નીતિ-રીતિના બીજા નાનામોટા મતભેદ પણ દેખાયા. પરિણામે ગાંધીજીને જાહેરમાં નિવેદન સુપરત કરવાની યોજના પડતી મુકાઈ. માત્ર ગાંધી-જીની કોઈ જાહેર સભા થાય તેમાં જ તેમને હંફાવવાને કંઈ સવાલો પૂછવાનું નક્કી થયું.

તે વખતે દેશમાં તો સામ્યવાદીઓ સિવાય કોઈ ગાંધીજીની પરદેશયાત્રાનો વિરોધ કરતા નહિ. છતાં ગોળમેજી પરિષદમાં ગાંધીજી ભારતની બહુમતી તરફથી જ નહિ પણ જનતા સમસ્ત તરફથી રજૂઆત કરવાનો દાવો કરતા હતા. તેથી બધાં દેશી રાજ્યોની કચડાયેલી પ્રજાની માગણી લંડનમાં રજૂ કરવાને મારા જૂના મિત્ર અમૃતલાલ શેઠ, જી. આર. અભ્યંકર અને પોપટલાલ ચુડગરનું એક પ્રતિનિધિ મંડળ આવી પહોંચ્યું. શેઠ પહેલાં તો બેલ્સાઈઝ પાર્કમાં—શહેર-ના મધ્ય ભાગથી દૂરના લત્તામાં—આર્યભવનમાં રહેતા હતા. તે મને મળતા ત્યારે તેમની પ્રવૃત્તિઓની વાતો કરતા. પછી કહેતા કે, મારે આર્યભવનમાં સાંજે જમવાનું હોય છે તે જ વખતે અહીં નવી સામાન્ય ચૂંટણી આવી રહી છે તેને અંગે ચર્ચિલ વગેરે મોટા રાજપુરુષો મોટી સભાઓ ગજાવે છે. પણ મારાથી તેમાં હાજર રહી શકાતું નથી. મેં સલાહ આપી કે જો તમારે અહીંના જાહેર જીવનથી

પરિચિત થવું હોય તો આર્યભવનને બદલે મારી સાથે લોટ-વાલાના ઘરમાં જ રહેવું જોઈએ. તરત મારી સૂચના માન્ય કરીને થોડા જ દિવસમાં તેમની રાજ્ય પરિષદનાં પ્રકાશનોથી ભરેલી મોટી પેટી લઈને મારે ત્યાં રહેવા આવી ગયા.

વખતોવખત જુદાં જુદાં રાજ્યોમાં પ્રજા પર વરસતા જુલમ ને કરવેરા વિષે જુદી જુદી નોંધ તૈયાર કરીને અમૃતલાલભાઈ ગાંધીજીને સુપરત કરતા અને પછી રાજા–નવાબો સાથે તે વિષે ચર્ચા કરવા ગાંધીજીને વિનવતા. ગાંધીજી માનવતાની દૃષ્ટિથી રાજાઓ સાથે તેમની પ્રજાની ફરિયાદો વિષે વખતોવખત ચર્ચા કરી કંઈ માનભર્યો ઉકેલ કરવાને તેમને સમજાવતા. માત્ર રાજદ્વારી દૃષ્ટિથી જાહેરમાં કે બ્રિટિશ સરકાર આગળ તેમની કંઈ ટીકા કરવાનો ઇન્કાર કરતા, તેથી અમે ઘણા ગુસ્સે થતા.

ગોળમેજી પરિષદમાં કૉંગ્રેસના તો એકમાત્ર પ્રતિનિધિ ગાંધીજી જ હતા. શ્રી સરોજિની નાયડુ તો એક સાથી તરીકે જ આવ્યાં હતાં. વિનીત પક્ષ તરફથી પંડિત માલવિયા ને શ્રીનિવાસ શાસ્ત્રી, રાજવી સંઘ તરફથી બિકાનેરના મહારાજા વગેરે, મુસ્લિમ લીગ તરફથી આગાખાન ને ઝીણા, અછૂત વર્ગ તરફથી દા. આંબેડકર તેમ જ ઍંગ્લો ઇન્ડિયન, હિન્દી, ખ્રિસ્તીઓ વગેરે લઘુમતીઓના પ્રતિનિધિઓ પણ ગોળમેજીમાં હાજર હતા. તે ઉપરાંત પ્રો. શ્રી કે. ટી. શાહ જેવા ઘણા વિદ્વાનો, વકીલો, અર્થશાસ્ત્રીઓ વગેરે ગોળ-મેજીના પ્રતિનિધિઓને જુદા જુદા વિષય પર સલાહ–સૂચના આપવાને આવ્યા હતા. આમ લંડનના હિન્દીઓની વસ્તીમાં અનેક નામાંકિત રાજપુરુષોનો ઉમેરો થયો હતો.

આ બધાય પ્રતિનિધિઓ ગોળમેજીમાં તેમ જ તેના સમવાય સમિતિ, લઘુમતી સમિતિ વગેરેમાં હાજર રહેતા. આ બધાને જોઈ ને ગાંધીજી ખૂબ ચીઢાતા અને ગુસ્સે થતા. છતાં જ્યારે ફરી ફરીને

સરકાર તરફથી તેમની સાથે મસલત કરીને કંઈ સમાધાન કરવાનું સૂચન ગાંધીજીને મળતું, તેથી તેમણે છેવટે સીધી કે આડકતરી રીતે મુસલમાનોના પ્રતિનિધિઓ સાથે વાટાઘાટ કરવાની તૈયારી બતાવી. સમયવાય તંત્રની સમિતિમાં ગાંધીજીએ આવો સૂર કાઢચો, તેથી વિઠ્ઠલભાઈ પટેલ તરત ગાંધીજી પાસે પહોંચી ગયા અને કહેવા લાગ્યા કે, સમવાય સમિતિનું આપનું ભાષણ વાંચીને હું તો બેહોશ જેવો થઈ ગયો. એ આપે શું કરી નાખ્યું ?

મહાત્માજીએ મજાકમાં કહ્યું: 'મેં તો એક જ ચાર્લી ચેપ્લીનનું નામ સાંભળ્યું હતું; મને શું ખબર કે આપણે ત્યાં પણ એક ચાર્લી ચેપ્લીન છે ? ઠીક, તમને લોકોને મારું ભાષણ પસંદ ન હોય તો તમે તમારું મુખત્યારનામું પાછું લઈ જઈ શકો છો !'

એવામાં જ એક દિવસ વિઠ્ઠલભાઈએ ગાંધીજીને ઉતારે મહાદેવભાઈને ફોન કરીને ચેતવણી આપી કે, બ્રિટિશ રાજપુરુષ લૉર્ડ સેંકી[1] ગાંધીજીને મળવા આવવાના છે, પણ તે જે કાંઈ વાત કરે તે વિષે મને પૂછ્યા વિના ગાંધીજી જવાબ ન આપે. પછી થોડા દિવસમાં લૉર્ડ સેંકી સવારે ૫-૦ વાગે ગાંધીજીની પ્રાર્થનામાં હાજર થયા. ઘણી મીઠી મીઠી વાતો કરીને તેમને સમજાવ્યું કે આ મુસલમાનો સાથે કોમી સવાલનું નિરાકરણ કરવા માટે તેઓ આગાખાનને મળે તો જલદી ફેંસલો થઈ જશે. ગાંધીજીએ આ વાત સ્વીકારી અને ત્યારથી કેટલાંક અઠવાડિયાં સુધી બધો વખત ગાંધીજી આગાખાનને મળતા રહ્યા. તેનું પરિણામ તો શૂન્યમાં જ આવ્યું. લઘુમતી સમિતિની બેઠક પણ મળતી જ રહી. તેમાં કંઈ સમજૂતી ન થઈ તેથી અંગ્રેજોને કહેવાની મજા પડી કે તમે બધાય સમજૂતી ઉપર આવો એટલે જ આપણે નવું બંધારણ ઘડી કાઢીએ !

---

૧. બિરલા ઘનશ્યામદાસના 'ગાંધીજી સાથે ગોળમેજીમાં' પુસ્તકના પાન ૩૫ માંથી.

ઑક્ટોબરની પહેલીએ લંડનના એસેક્સ હૉલમાં હિન્દીઓની એક મોટી સભા શ્રી વિઠ્ઠલભાઈ પટેલના પ્રમુખપણા નીચે મળી. તેમાં પંડિત માલવિયા અને સરોજિની નાયડુ હાજર હતાં. ગાંધીજી-ની કોમી સવાલની ચર્ચામાં ભાગ લેવાની નીતિરીતિથી વિઠ્ઠલભાઈનું દિલ ક્યારનુંય બળીને ખાખ થઈ ગયું હતું. તેથી આ સભામાં પોતાનો વિરોધ દર્શાવવાને માટે ગોળમેજીમાં હિન્દના પ્રતિનિધિ તરફે ગાંધીજીની આગળ થોડા સવાલો તેમણે રજૂ કર્યા :

(૧) સમવાય સમિતિની બેઠકમાં ભારતની સ્વરાજ્યની માગણી રજૂ કરીને સંતોષ માનવો જોઈતો હતો. પણ હિન્દુસ્તાનની મૂળભૂત માગણીઓ વિષે અંગ્રેજ સરકાર પોતાનો સ્પષ્ટ મત જાહેર ન કરે ત્યાં સુધી ગાંધીજીએ શા માટે રાજબંધારણની વિગતોમાં ઊતરવાનું પસંદ કર્યું ?

(૨) અંગ્રેજ સરકાર કેટલી સત્તા આપવા માગે છે એ જાણ્યા પછી જ જુદી જુદી કોમોની વચ્ચે તેના ભાગલાની વિચારણા કરી શકાય. પણ અંગ્રેજ સરકારે તો પોતે કેટલી સત્તા આપે છે તે વિષે કશી જ ચોખવટ કરી નથી. તો શા માટે ગાંધીજીએ મુસલમા-નોની અને બીજી લઘુમતીઓની સાથે કંઈ પંચાતમાં પડવું જોઈએ ?

(૩) હિન્દુસ્તાનમાં એવા અડંગ રાષ્ટ્રવાદીઓ છે, કે જેઓ અંગ્રેજો સાથે કોઈ જાતની ભાગીદારીમાં ઊતરવાનું પસંદ કરતા નથી અને જેઓ ઇંગ્લાંડથી પૂરેપૂરા છૂટાછેડા લેવા માગે છે, તો આવો મત પણ હિન્દુસ્તાનમાં પ્રચલિત છે. એની જાહેરાત સમવાયતંત્રની સમિતિ આગળ શા માટે ગાંધીજીએ રજૂ કરી નથી ?

અલબત્ત પંડિત માલવિયા અને સરોજિની નાયડુએ ગાંધીજીનો ઢીલોપોચો બચાવ કરવાની કોશિશ કરી; પરંતુ મારા જેવા ઘણાય શ્રોતાઓનાં દિલમાં વિઠ્ઠલભાઈની દલીલો જ ઊંડી વગી ગઈ. અને તેનો જ ઉપયોગ કરીને ગાંધીજીની સખત ટીકા કરવા માંડી.

તા. ૨જી ઑકટોબરના ગાંધીજીના ૬૨ મા જન્મદિને લંડનના કૉંગ્રેસીઓ તરફથી ગાંધીજીના માનમાં વિકટોરિયા સ્ટેશન પાસે એક સભાગૃહમાં સન્માનસમારંભ યોજવામાં આવ્યો હતો. તેમાં મોટે ભાગે હિન્દુઓની જ પૂરી જમાવટ હતી. ગોળમેજીમાં ગાંધીજીનાં ભાષણ શરૂ થયેલાં હોવાથી હવે તેમના તરફ શરૂઆતનો પૂજ્ય ભાવ ઓસરી ગયો હતો. ગાંધીજીએ દેશના રાજકારણનું જે બયાન આપ્યું તે ખાસ ઉત્સાહ વિના શાંતિથી સાંભળવામાં આવ્યું. પણ આ વખતે અમારા બિરાદરોએ પોતાનો વિરોધ વ્યક્ત કરવાને સવાલોની ઝડીઓ ગાંધીજી પર વરસાવી :

'તમે હિન્દમાંથી બ્રિટિશ લશ્કરની ઉઠાંતરી માગો છો ખરા ?'

'તમે હિન્દમાં અંગ્રેજોએ જે ઇસ્કામતો જમાવી છે તેને જપ્ત કરવા માગો છો ?'

'તમે બધા ક્રાંતિકારી કેદીઓની જેલમાંથી મુક્તિ માગો છો ?'

'પેશાવરમાં હિન્દી લડાયક વીરો પર ગોળીબાર કરવાનો ઇન્કાર કરનાર ધારવાલી સિપાઈઓને અંગ્રેજ સરકારે જેલમાં પૂર્યા છે તેમના છુટકારાની માગણી તમે ઉઠાવો છો ?'[1]

આ સવાલો ઉપરાછાપરી પુછાતા ગયા ત્યારે સભાને છેડે 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'નું સૂત્ર બુલંદ અવાજે પોકારવામાં આવ્યું. કંઈ જવાબની વાટ જોયા વિના વધુ સવાલ પુછાતા હતા તેથી વિરોધનું તાંડવ સભાના પ્રયોજકો પારખી ગયા અને તેમની સૂચનાથી ગાંધીજી સભામાંથી પાછલે બારણેથી ચાલ્યા ગયા.

---

૧. આ ધારવાલી કેદીઓ વિષે ગાંધીજીને અગાઉ પૂછવામાં આવેલું ત્યારે તેમણે એવો જવાબ આપેલો કે સિપાઈઓ તરીકે તેમના સેનાપતિના હુકમ પાળવાને બંધાયેલા હતા અને જો તેમણે તેનો ભંગ કર્યો છે તો તેમને સજા થાય એનો વિરોધ થઈ શકે નહિ.

આ સભાઓમાં ગાંધીજીનાં પ્રવચનોથી કે ગોળમેજીનાં તેમનાં ભાષણોથી મારા મન પર કંઈ અસર થઈ નહિ. તેમની સમાધાન-વૃત્તિ સામે મારો વિરોધ મક્કમ રહ્યો. તેમના આગમન પહેલાં મેં લોટવાલાના મુંબઈના 'સન્ડે એડવોકેટ'માં[1] અઠવાડિક પત્ર જે કડકાઈથી લખવા માંડ્યો હતો તે જરાય નરમ પડવાને બદલે વધારે ઉગ્ર થતો રહ્યો. થોડા વખતમાં નૈરોબીના એક અંગ્રેજી અઠવાડિક 'ફેઈર પ્લે' તરફથી સૂચન મળતાં તેને પણ મેં મારા સમાચાર પત્રની નકલ મોકલવા માંડી.

લંડનમાં ઘર કરીને રહેતાં અને ગોળમેજીમાં ગાંધીજીના નવા અવતારનું દર્શન કરતાં તેમને વિષે મારાં સંસ્મરણો લખવાનો વિચાર મને થયો. તરત મેં છેક ૧૯૧૪ થી તે લખવા માંડયાં તેમ નાનાં નાનાં પ્રકરણમાં મારા અનુભવો ગોઠવાતા ગયા. થોડાં પ્રકરણ એક ફાઈલમાં મૂકીને કેટલાક મિત્રોને વાંચવા આપ્યાં ત્યારે તેમણે ઘણાં રસમય અને બોધદાયક ગણ્યાં. તેથી નિયમિત રીતે દર અઠવાડિયે થોડાં ટૂંકાં પ્રકરણ લખતો ગયો અને તે મુંબઈમાં 'સન્ડે એડવોકેટ'માં છાપવા માટે મોકલતો ગયો.

વળી દેશ છોડયે એક વરસ પરદેશમાં વિત્યા પછી મુંબઈની આઝાદીની લડતના મારા છેલ્લા અનુભવો રોમાંચક નાટકના દશ્યરૂપે મારા મનમાં ગોઠવાતા ગયા. તે પરથી 'રણસંગ્રામ'[2] નામનું પહેલું નાટક લખવાની પ્રેરણા થઈ. જિંદગીમાં પહેલીવાર લંડનમાં બેસીને આ નાટક લખવામાં મારી કલમ ઝપાટાબંધ ચાલતી જ ગઈ. અને તેના પણ અંક એક પછી એક દર અઠવાડિયે હું મુંબઈના 'હિન્દુસ્થાન પ્રજામિત્ર' પર મોકલતો ગયો. ખૂબી એ થઈ કે એક

---

૧. મારો પત્ર અંગ્રેજી પત્રમાં તેમ ગુજરાતી 'હિન્દુસ્થાન-પ્રજામિત્ર' અઠવાડિકમાં પણ પ્રકટ થતો.

૨. આ અને બીજાં નાટકોનો સાર પરિશિષ્ટ ૪માં આપ્યો છે.

નાટક પૂરું કર્યું કે તરત બીજું શરૂ કર્યું. એમ નાટકો એક પછી એક મારી કલમમાંથી સરતાં જ ગયાં.

આ ત્રણે પ્રકારનાં લખાણુ એક મહિનામાં મોકલતો ગયો તેથી તેનું વેતન લોટવાલા સાથે નક્કી કર્યું. તેની કુલ રકમમાંથી મારી ઓરડી ને નાસ્તાની રકમ કાપીને બાકીની રકમ દર અઠવાડિયે તે મારા હાથમાં મૂકતા. અલબત્ત તે જૂજ રકમ મળતી. તેમાંથી ઘણી કરકસર કરીને જ જીવી શકાય એમ હતું. પણ હું તો ગરીબાઈમાં રહેવાને ટેવાયેલો હોવાથી અને મારા કામમાં અને વિચારોમાં મસ્ત હોવાથી હું વર્તમાન કે ભવિષ્યની કંઈ ચિંતા કરતો નહિ.

સવારે તો સારો નાસ્તો ઘરમાં મળતો અને પછી બપોરે ચા મળે ત્યાં સુધી અસલથી કંઈ ખાવાની ટેવ નહોતી તેથી રાતે જ મારે પૂરી મુસીબત વેઠવી પડતી. બર્લિનમાં તો સોસેજ ને બટાટાનું રાયતું પ્રમાણમાં સસ્તાં પડતાં; તેથી લંડનની મોંઘવારીથી વધારે મૂંઝાતો. એક વખત સમી સાંજે હું બહાર ફરવા નીકળતો હતો ત્યારે અમૃતલાલ શેઠ ઘેર પાછા ફરતા મળ્યા : ‘ક્યાં જાઓ છો ?’ એમ મને પૂછ્યું ત્યારે મેં કહ્યું : ‘મારા ખિસ્સામાં પૂરો શિલિંગ નથી ને ભૂખ તો કકડીને લાગી છે એટલે શું કરવું તે સૂઝતું નથી.’ આ શબ્દ સાંભળીને શેઠ હસી પડ્યા ને બોલ્યા : ‘તું તો હંમેશ આવો જ રહ્યો. ચાલ હવે આપણે સાથે જમીશું.’ એમ કહીને તે દિવસે તો તેમણે મારી ભૂખ ટાળી. પણ રોજની તો મારી કહાણી હું જ જાણું !

એવામાં ગાંધીજી કિંગ્ઝલી હોલ છોડીને મારા ઘરની પાસે નાઈટ્સબ્રીજના એક વાસમાં રહેવા આવ્યા. ત્યાં એક દિવસ સવારે હું અમૃતલાલ શેઠ સાથે તેમને મળવા ગયો. અમે દરવાજાની

બહારની ઘંટડી વગાડીને ઊભા રહ્યા હતા તેવામાં ગાંધીજી એચિંતા હાથમાં લોટા લઈ ને બહાર નીકળ્યા. તેમને જોતાંવેંત જ હું તેમના ચરણમાં ઝૂકી ગયો અને તેમણે હાથ પકડીને મને ઊભો કર્યો ત્યારે ફરી નીચા વળીને પ્રણામ કર્યા. પછી તેમના ખંડમાં બેસીને થોડી વાતો કરી હું અમૃતલાલભાઈ સાથે રવાના થયો.

મારે માટે આ ઘટના અણધારી હતી. તે વખતે હું તો તેમને વિષે મારી સ્મરણમાળાના પુસ્તકમાં સખતમાં સખત ટીકા કરતો અને તેમને મળી આવ્યા પછી પણ એવું જ સમસમતું લખાણ ચાલુ રાખ્યું. છતાં ગાંધીજીને જોતાં જ હું કંઈ અણધાર્યા આવેગને વશ થઈ ને નીચે નમી પડ્યો તેમાં મારા અંતઃકરણમાં ઊંડી છુપાયેલી લાગણી જ કારણભૂત હતી. આમ મારા હૃદય અને બુદ્ધિ વચ્ચે જે વિસંવાદ તે વખતે પરખાયો તે મારા જીવનમાં લાંબા કાળ સુધી કાયમ રહ્યો છે.

ઑક્ટોબરની નવમીએ રાજાએ પાર્લામેન્ટ બરખાસ્ત કરી અને નવી ચૂંટણીને માટે તે જ મહિનાની ૩૧ મી તારીખ ઠરાવી. અગાઉ મજૂર પક્ષનાં આગેવાન રામ્સે મૅકડૉનલ્ડની સરકારની નાણાંની કટોકટી ટાળવાને માટે ફ્રાન્સની બેંકે નાણાં આપવાની ના પાડી ત્યારે તેણે પોતાના મુઠ્ઠીભર માણસોની સહાયથી રાષ્ટ્રીય મજૂર પક્ષ સ્થાપીને અને રૂઢિચુસ્ત પક્ષ સાથે સંધિ કરીને નવી સરકાર રચી હતી. પણ આવી કામચલાઉ ગોજના લાંબો સમય ચલાવી શકાય નહિ; તેથી લોકશાહીના નિયમ મુજબ નવી ચૂંટણીની જાહેરાત થઈ. પણ એ તો દેખીતું જ હતું કે મજૂર પક્ષનો દ્રોહ કરીને મૅકડૉનલ્ડે તેની તાકાત તોડી નાખી હતી. અને આંતરરાષ્ટ્રીય મૂડીપતિઓના દબાણ નીચે લંડનના મૂડીપતિઓને તે શરણે થયો હતો. તેથી ૩૦ મીની ચૂંટણીમાં રૂઢિચુસ્ત પક્ષને ધાર્યા કરતાં ઘણી વધારે સફળતા મળી

અને મજૂર પક્ષ તો ઊડી જ ગયો. પરિણામે મૅકડોનલ્ડના હાથ વધુ મજબૂત બન્યા અને હવે તેણે નિશ્ચયાત્મક રીતે ગોળમેજીનું કામ આગળ ધપાવવા માંડ્યું.

નવેમ્બર મહિનો શરૂ થયો એટલે લઘુમતી સમિતિઓની ચર્ચાની પરાકાષ્ઠા આવી. ગાંધીજીએ પણ પોતાનો નિર્ણય સાફ કહી દીધો: 'મુસલમાન અને શીખો સિવાય, અંગ્રેજી, ખ્રિસ્તી, ઍંગ્લો-ઇન્ડિયન, અસ્પૃશ્ય જમીનદારો અને મજૂરો–કોઈને પણ ગાંધીજી જુદી બેઠક આપવા માગતા નથી...કોઈ અસ્પૃશ્યોની સિફારસ કરતા આવે છે તો મહાત્માજી તપી ઊઠે છે અને કહી દે છે કે, તમને અસ્પૃશ્યોની શી ખબર? તેમનો આગેવાન તો હું છું. મુસલમાનો ૫૧ ને બદલે ૫૦ પણ લેવા તૈયાર છે, એવી વાત આવી છે. મહાત્માજી કહે છે: 'એકાવન જ લો પણ બીજા કોઈને કંઈ નહિ મળે. હું હિન્દુસ્તાનની વહેંચણી કરવા નથી આવ્યો. મુસલમાનો અને શીખોને મેં ગમે તેમ કરીને સહી લીધા પણ હવે આથી વધારે નહીં બને.'[1]

નવેમ્બર મહિનામાં ગોળમેજીની છેલ્લી ઘડીઓ ગણાતી હતી ત્યારે ગાંધીજીએ થોડાક અંગ્રેજ મૂડીપતિઓને કહ્યું: 'તમારા (અંગ્રેજ) લોકો પર મારો વિશ્વાસ હતો તે ઊડી ગયો. મુસલમાન અને અસ્પૃશ્યોની સાથે તમે લોકોએ જે કરાર કર્યા તેથી મારા હૃદયને એવો જખમ થયો છે કે તે જલદી રૂઝાવાનો નથી...તમે તો સાબિત કરી આપ્યું કે તમારા આદર્શો હજુ પણ બદલાયા નથી... અને ઇસ્ટ ઇન્ડિયા કંપનીના રસ્તે જ ચાલનારા છો. કંપનીએ પોતાના અધિકારો જમાવવા માટે કોઈકવાર એકને મદદ કરી, કોઈવાર બીજાને અને અંતે બધાને પાયમાલ કરીને પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું. તમે પણ એવી જ ભેદનીતિથી કામ લેવા ઇચ્છો છો. આજે હિન્દુસ્થાનમાં જે જાતિઓ જીવનસંગ્રામમાં પાછળ પડી ગઈ છે, જેમની પાસે

---

૧. બિરલા ઘનશ્યામદાસ કૃત 'ગાંધીજી સાથે ગોળમેજીમાં', પાન ૭૦.

નથી મિલકત કે નથી બુદ્ધિ. તેમને પોતાના પંજામાં ફસાવીને તમે આખા દેશ પર પોતાની સત્તા સ્થાપવા માગો છો.'[१]

આ શબ્દોમાં ગાંધીજીએ સારીયે ગોળમેજીના પરિણામનો નીચોડ કાઢયો એમ કહી શકાય. તે પછી તે વિષે કંઈ આશા રાખી શકાય એમ નહોતું.

આ પરિષદ ચોથી ડિસેમ્બરે પૂરી થઈ તે પહેલાં મૅકડૉનલ્ડની નવી સરકારે કશું પરખાવ્યું નહિ. તેથી ગાંધીજી અને બધા પ્રતિનિધિઓ પોતપોતાની રીતે નરમ ગરમ ભાષણો કરીને સંતોષ પામ્યા. લઘુમતીઓના હક વિષે કંઈ સમજૂતી ન થઈ એ બહાનું કાઢીને સરકારે કંઈ સમવાયી બંધારણ સુપરત કર્યું નહિ અને પ્રાંતિક સ્વરાજ્યનું જે ચિત્ર સરકારે રજૂ કર્યું તે કોઈને જોઈતું નહોતું. તેથી બધાયે હિન્દીઓ ખાલી હાથે પાછા ફર્યા.

પાંચમી ડિસેમ્બરે લંડન છોડીને ગાંધીજી જીનીવામાં જગવિખ્યાત ફ્રેંચ સાહિત્યકારને મળ્યા તે સૌને ગમ્યું. પણ તે રોમમાં ખૂની ફાસીવાદી સરમુખત્યાર મુસોલિનીને મળ્યા તેની ચોપાસ સખત ટીકા થઈ.

ગાંધીજી ૨૮મી ડિસેમ્બરને દિવસે મુંબઈ પહોંચ્યા ત્યારે સરકારી દમનરાજ પૂરબહારમાં ચાલતું હતું. ગાંધીજીનું ભવ્ય સ્વાગત કરીને આઝાદ મેદાનમાં તેમની સભા થઈ. તેમાં વાઈસરોયને કરેલા તારમાં અને કૉંગ્રેસની મધ્યસ્થ કમિટીના ઠરાવમાં સરકારી અત્યાચારની સખત ટીકા કરીને જણાવવામાં આવ્યું કે, જો કૉંગ્રેસને શાંત ને ન્યાયી રીતે પોતાની પ્રવૃત્તિ ચલાવવાની છૂટ નહિ અપાય તો દેશવ્યાપી સત્યાગ્રહની લડત ચલાવવામાં આવશે. આના જવાબમાં સરકારે તેમજ જુદાંજુદાં રાજ્યોમાં દેશભરમાં દમનકારી વટહુકમો બહાર પાડીને ચોથી જાન્યુઆરીના દિવસે ગાંધીજી અને સરદારથી માંડીને હજારો કૉંગ્રેસીઓને જેલમાં પૂર્યા. કૉંગ્રેસ કમિટીઓને ગેરકાયદેસર સંસ્થાઓ

---

૧. બિરલા ઘનશ્યામદાસ કૃત 'ગાંધીજી સાથે ગોળમેજીમાં', પાન ૭૯,૮૦.

જાહેર કરી અને તેનાં મકાનો, આશ્રમો, છાપખાનાં વગેરેનો બળજબરીથી કબજો લીધો. આવી પરિસ્થિતિ '૩૨ અને '૩૩ માં પણ ચાલુ રહી તેથી ફરીવાર અમે કૉંગ્રેસની ટીકા બંધ કરીને સરકારી દમન પર જ પિસ્તાળ પાડવા માંડી.

લોટવાલાના પત્રોને માટે મેં અંગ્રેજીમાં અઠવાડિક સમાચાર પત્રમાં ગાંધીજીનાં સંસ્મરણો લખવા માંડ્યાં ત્યારથી જ રોજ સાંજના બે કલાક સારુ એક અંગ્રેજી બાઈ મિસ હેન્રીએટા રોઝને રોકવામાં આવી હતી. તે બાઈએ એવી દિલસોજીથી અને વફાદારીથી કામ કરવા માંડ્યું કે બે કલાકને બદલે ત્રણથી ચાર કલાક સુધી તે બહુ હોંશથી કામ કરતી. થોડા વખત પછી અમે હિન્દી સ્વાતંત્ર્ય સંઘ તરફથી એક ચાર પાંચ ફૂલસ્કેપ કદના કાગળની પત્રિકા 'સાઇક્લો-સ્ટાઈલ' યંત્ર પર છાપીને ચોપાસ મોકલવા માંડી ત્યારે તે ટાઈપ કરવાનું કામ પણ આ બાઈ જ સેવાભાવથી કરતી. કોઈવાર સકલાતવાલા લખાવે કે કોઈવાર વિઠ્ઠલભાઈનું કામ હોય, ગાંધીજીના વિષે મારું પ્રકરણ હોય કે પછી શ્યામજી કૃષ્ણ વર્માનું જીવનચરિત્ર લખતો હોઉં તે બધું જ કામ મેં પાંત્રીસની આખરમાં લંડન છોડ્યું ત્યાં સુધી પૂરા સેવાભાવથી તે બાઈ કરતી જ રહી તેથી તેનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.

લોટવાલાએ ઑકટોબરમાં જરા જરા ઠંડી પડવા માંડી ત્યારે લંડન છોડીને દેશ જવા વિદાય થયા તે પહેલાં જ હિન્દી સંઘ તરફથી અઠવાડિક પત્રિકાની ટાઈપ નકલો કરીને ચોપાસ મોકલવાનો બધો ખર્ચ તેમણે મંજૂર કર્યો હતો. આ પત્રિકાના કામમાં સકલા-તવાલા જ મારા ખરેખરા ગુરુ, સલાહકાર અને સાથી હતા. કોઈક

વાર ખૂબ જ ગંભીરપણે અને કોઈકવાર મજાક કરતાં અમારી પત્રિકાને વિષે ચર્ચા કરી લેતા. બીજા બિરાદરોને કાંઈક કાંઈક નોંધ તૈયાર કરી આપવાની પણ સૂચના તે આપતા અને દેશમાંથી આવતાં બધાં છાપાંનો સાર તૈયાર કરવાનું કામ મને સોંપતા. આ પત્રિકાની તેમજ સ્વાતંત્ર્ય સંઘની કચેરી અમારા મકાનમાં જ રહેતી તેથી ઘણા મિત્રો સાથીઓ અને પત્રકારો વખતોવખત હળવી કે ગંભીર ચર્ચાઓ કરતા.[1]

વળી સ્વાતંત્ર્ય સંઘના ઠરાવો અને કાર્યક્રમો નક્કી કરવા માટે વખતો-વખત દશપંદર કાર્યકર્તાઓની સભાઓ પણ આ ઘરમાં જ

---

૧. લોટવાલાએ છ બોફર્ટ ગાર્ડનનું મકાન ઘણાં વર્ષોને માટે ભાડાપટાથી રાખ્યું હતું, તેમાં તેઓ લંડન આવે ત્યારે પહેલા માળના મોટા ખંડમાં રહેતા અને બાકીનો બધો ભાગ મોટે ભાગે હિન્દીઓને જ ભાડે આપતા. તેની બાજુ ઉપર જ બે બોફર્ટ ગાર્ડનના મકાનમાં હિન્દી વિદ્યાર્થી સંઘનું મકાન હતું. અને તેમાં જે વિદ્યાર્થીઓનો સમાવેશ થઈ શકતો નહિ તે અમારા મકાનમાં આવીને ઊતરતા.

લંડનમાં આવા ઘરમાં બિછાના અને તળાઈ સાથે ખંડ અઠવાડિયાના ધોરણે ભાડે અપાય ત્યારે નાહવાને ગરમ પાણીની, ઓરડામાં કોલસા, ગૅસ કે વીજળીની સગડીની અને સવારના ચા-નાસ્તાની સગવડ કરવી પડતી. ઓરડીમાં સગડીને માટે તો તેના યંત્રમાં પૈસા નાખીને ગરમી મેળવવાની હતી પણ ગરમ પાણી માટે તો ઘરની નીચેના ભોંયરામાં કોલસાનો મોટો ભઠ્ઠો સળગાવવો પડતો અને તેથી એકના એક જ નાહવાના ઓરડામાં ગરમ પાણી મળતું. તેવી જ રીતે એ ભઠ્ઠાની બાજુ પર ગૅસનો ચૂલો હતો તેના પર ચા અને નાસ્તો તૈયાર કરવાને અને બજારમાંથી બધો સામાન લાવવાને એક હિન્દી નોકર રાખ્યો હતો.

લોટવાલાએ લંડન છોડયું તે પછી તે નોકર ઓચિંતો ચાલ્યો ગયો અને બીજા નોકર રાખવામાં વધારે પડતો ખર્ચ થાય એમ સમજીને મેં છેવટે ભોંયરામાં રહીને પાણીનો ભઠ્ઠો સળગાવવાનું અને ચા-નાસ્તો તૈયાર કરીને ભાડૂતોને આપવાનું માથે રાખેલું. એક અંગ્રેજ નોકરબાઈને છૂટક કામે રાખેલી તે ભઠ્ઠામાં કાગળના કાકડા વાળી તેના ઉપર લાકડાનાં છોડિયાં મૂકી

મળતી અને રાત્રે થોડીઘણી ચર્ચા કર્યા પછી શિયાળાની ઠંડીમાં સહેજ તાજા થવા માટે અમે બધા ભોંયરાના રસોડામાં મળતા. ત્યાં એક બાજુએ કીટલીમાં ચા બનતી જાય અને બીજી બાજુએ પાઉં રોટીના કકડા થતા જાય અને કવચિત્ સગડી પર શેકાતા પણ જાય. પછી બધાં ગરમાગરમ અલ્પાહાર કરતાં કરતાં વાતો કરતાં જાય. આમાં કોઈક અંગ્રેજ યુવતીઓ પણ સામેલ હોય તો ચા–નાસ્તાનું તેમજ સફાઈનું કામકાજ તે સંભાળી લેતી.

હું તો તે ઘરમાં કાયમ રહેતો હતો તેથી બપોર અને રાત્રે બહારથી કંઈક વાનગી લાવીને તેને ગરમ કરી આરોગતો. ભરશિયાળામાં એક દિવસ મને માલૂમ પડ્યું કે, ગોળમેજીને માટે લંડન આવેલા મહારાજા ગાયકવાડના માનમાં વિદ્યાર્થી ભવનમાં સ્નેહ-સંમેલન યોજવામાં આવેલું તે વખતે જે કેટલાંય 'કેક' લાવવામાં આવ્યાં હતાં, તેમાંથી થોડાં એમ ને એમ પડી રહ્યાં હતાં. ત્યાંની ઠંડીમાં આવી ભોજનસામગ્રી સહેજ પણ બગડે નહિ તેવી પૂરી ખાતરીથી હું ભવનના સંચાલકો સાથે વાત કરીને બધો માલ ઘેર લઈ આવ્યો અને પછી પેણીમાં તેનો ભૂકો કરીને અને થોડું પાણી રેડીને ચૂલા ઉપર ખદખદાવ્યું એટલે તેનો સરસ શીરો બની

---

તે ઉપર ભારે કોલસા–એ રીતે ગોઠવતી કે હું વહેલી સવારે છેક નીચેના કાગળમાં દિવાસળી ચાંપીને આખો ભઠ્ઠો સહેલાઈથી સળગાવી શકતો અને તેની ગરમી છેક છાપરા ઉપર મૂકેલી ટાંકીનું પાણી ગરમ થતાં નાહવાની ઓરડીમાં એકાદ કલાકમાં ફફળતું પાણી મળી શકતું. પણ કોઈ વખત અકસ્માતથી બાઈએ કરામતથી કાગળ અને લાકડા ઉપર ગોઠવેલા કોલસા જો નીચે સળગ્યા પહેલાં અંદર પડી જાય તો નાહવા ગયેલા માણસને થોડીવાર ગરમ પાણી મળ્યા પછી એચિંતું ઠંડું જ પાણી મળવા માંડે અને તેથી ચીડાઈને મારી આગળ ફરિયાદ કરે ત્યારે હું તેને અકસ્માતની હકીકતથી વાકેફ કરું અને અમારી ઓરડીના સસ્તા ભાડાની યાદ આપી દઉં. અને એવી જ રીતે નાસ્તો ગરમ હોય ત્યારે જે જમવા આવે તેને તે મળી શકે અને જે મોડા આવે તેને ઠંડો મળે અને તે માટે બધી જવાબદારી તેમના પર ઢોળી દઉં.

ગયો. થોડાક વિદ્યાર્થીઓને પણ આ કરામત મેં બતાવી ત્યારે તેમના વાસી માલનો આવો સદુપયોગ થતો જોઈને તેઓ ચકિત થઈ ગયા.

ઑક્ટોબર માસમાં ચૂંટણીના પ્રચારથી લંડનની હવા ગરમ થઈ હતી. તે વખતે ચૂંટણીની અનેક સભાઓનો અનુભવ લેવાની તક મેં ઝડપી લીધી. 'બેટરસી'ના મતવિભાગમાંથી સકલાતવાલાએ પણ પાર્લામેન્ટની ઉમેદવારી નોંધાવી હતી તેથી તેમની પણ કોઈક સભાઓમાં મેં હાજરી આપેલી. એક સભામાં રૂઢિચુસ્ત કામદાર, સ્વતંત્ર કામદાર અને સામ્યવાદી પક્ષના ઉમેદવારોએ એક જ મંચ ઉપરથી ભાષણ કર્યાં ત્યારે મેં સ્વતંત્ર કામદાર પક્ષના પ્રભાવશાળી આગેવાન મેક્સ્ટનનું ભાષણ સાંભળ્યું. ખરેખર તેણે ઘણી જ છટાદાર ભાષામાં સરસ મુદ્દા ઉઠાવ્યા પણ મારા ઉપર તેની ઊંડી છાપ પડી નહિ. તેના ભાષણમાં પ્રચારની વસ્તુ કરતાં ભાષાનો આડંબર વધારે લાગ્યો.

તે વખતે સામ્યવાદી પક્ષ તરફથી જ સ્નેહસંમેલનો' પ્રચાર-સભાઓ, કટાક્ષ નાટકો વગેરે યોજાતાં તેમાં હું બહુ જ શોખથી હાજરી આપતો. તેમની સભાઓમાં એવું બિરાદરીનું વાતાવરણ જામતું કે જેથી એક હિન્દી તરીકે મને પણ જરા પણ જુદાઈ લાગતી નહિ. આ સભાઓમાં હિન્દ, આફ્રિકા, મિસર, દક્ષિણ, અમેરિકા, વેસ્ટ ઇન્ડિઝ વગેરે અનેક દેશના વતનીઓ બહુ છૂટથી આવતા અને તે બધાનું બહુ જ ભાવથી સ્વાગત કરીને તેમની સાથે અંગત પરિચય કેળવવામાં આવતો. આવી રીતે હું પણ પ્રોફેસર ટી. એ. જેકસન વગેરે કેટલાય અંગ્રેજ સામ્યવાદીઓ અને તેમનાં કુટુંબીજનોના પરિચયમાં આવ્યો અને મેં લંડન છોડયું ત્યાં સુધી તે સંબંધ જળવાઈ રહ્યો.

સામ્યવાદી પક્ષ તરફથી જે કટાક્ષ નાટિકાઓ ભજવાતી તેમાં મને વધારેમાં વધારે રસ પડતો. પહેલાં તો કામદાર મહામંડળના મંત્રી શ્રી હેન્ડર્સન અને રાજકીય મજૂર પક્ષના આગેવાન મેક-

ડૉનલ્ડ બંને દિલોજાન દોસ્ત હતા. પછી દુનિયાના મૂડીપતિઓનો ધક્કો વાગતાં મેકડૉનલ્ડે કામદાર પક્ષમાંથી જુદા પડી નવા કહેવાતા રાષ્ટ્રીય કામદાર પક્ષની સ્થાપના કરી ત્યારે હેન્ડર્સન તેમના અસલ સ્થાન પર રહીને મજૂર પક્ષના આગેવાન રહ્યા. તેથી રાજકારણના ક્ષેત્રમાં આ બે મહારથીઓ સામસામા તીરંદાજી કરતા દેખાતા. પરંતુ સામ્યવાદીઓનાં નાટકોમાં બંને વચ્ચે થયેલા ભંગાણને બતાવીને પછી તે માત્ર ઉપર ઉપરની જ ગોલ્લા લડાઈ છે તેમ બતાવવામાં આવતું. મેકડૉનલ્ડનું પાત્ર ભજવનાર નટ એમ કહેતો હતો કે હું તો હવે પૂંજીપતિઓનો ટેકેદાર બનીને દેશના રાજ્યનો રથ ચલાવું છું ત્યારે સામેથી હેન્ડરસનનું પાત્ર ભજવનાર નટ એમ કહેતો કે, તે પણ છેવટે તો મૂડીપતિ મહારથીઓ સાથે સમાધાન કરીને અને તેમને રીઝવીને જ કામદારોની સેવા કરી શકે છે. આ રીતે બંનેનું પોત પ્રકાશતું ત્યારે શ્રોતાઓ પેટ પકડીને હસતા અને સિસોટીઓ વગાડીને તેમના ઉપર ફિટકાર વરસાવતા.

આ શિયાળામાં જ એક દિવસ સામ્યવાદી પક્ષ અને સ્વતંત્ર કામદાર પક્ષ વચ્ચે એક પરિસંવાદ ગોઠવાયો હતો તે સાંભળવા માટે એક મોટા સભાગૃહમાં ઊતરી પડેલી વિશાળ મેદનીમાં હું પણ સામેલ થયો. સામ્યવાદી પક્ષ તરફથી હેરી પોલિટે પોતાનું દૃષ્ટિબિંદુ સમજાવ્યું. સ્વતંત્ર મજૂર પક્ષ તરફથી ફેનર બ્રોકવેએ પોતાની ભૂમિકા સમજાવી અને છેવટે પોલિટે ઉપસંહાર કર્યો. હેરી પોલિટ કામદાર તરીકે કાળી મજૂરી કરીને રાજકારણમાં પડ્યો હતો તેથી તેનો બોલે બોલ નક્કુર, વાસ્તવિક અને સચોટ લાગ્યો. જ્યારે ફેનર બ્રોકવે મધ્યમવર્ગના બુદ્ધિજીવી તરીકે ભાવનાઓમાં અને શબ્દોમાં અદ્ધર ઊડતો લાગ્યો. બ્રોકવેએ કામદારોની લડત સહેજ પણ સમાધાન કર્યા સિવાય ચુસ્તપણે જોરદાર રીતે આગળ ધપાવવાની વાત ઘણા સખત શબ્દોમાં કરી. ત્યારે પોલિટે સાફ શબ્દોમાં કહ્યું કે, અમારો સામ્યવાદી પક્ષ કોઈ સિદ્ધાંતની ભૂમિકા ઉપર જ નહિ, પરંતુ તેને રોજ-

બરોજની કામદારોની લડતમાં કસોટીએ ચઢાવવામાં જ માને છે; અમારો પક્ષ આખી દુનિયામાં જ્યાં હસ્તી ધરાવે છે, ત્યાં દલિત પીડિત શ્રમજીવીઓની રોજબરોજની લડતને આગળ ધપાવીને જ જનતાને ક્રાંતિને માર્ગે દોરે છે. પોલિટનું છેલ્લું ભાષણ થયું ત્યારે બ્રોકવે કરતાં ઘણી જ વધારે તાળીઓના ગડગડાટથી તેને વધાવી લેવામાં આવ્યો. એકંદરે આ પરિસંવાદમાં પોલિટનો જ ઝળહળતો વિજય થયો.

આ કાળ દરમ્યાન જ જાપાની શાહીવાદીઓએ છળકપટથી તેમજ બળજબરીથી ચીનના એક પ્રાંત જેવા મંચુરિયાનો કબજો લીધો. ત્યારે આવા આક્રમણની સામે દુનિયાભરનાં તેમ ઇંગ્લાંડનાં પણ લોકશાહી ને સમાજવાદી વર્તુળોમાં ઘણો સખત વિરોધ થયો. લંડનમાં લોકશાહી અંકુશનો સંઘ (યુનિયન ઑફ ડેમોક્રેટિક કંટ્રોલ) ડોરોથી વુડમેન નામની એક જાજરમાન ને જુસ્સાદાર બાઈ ચલાવતી હતી. તેણે મંચુરિયાના સવાલ વિષે એક પત્રિકા પ્રકટ કરી તે મને વાંચવા મળી. પછી તે જ સંસ્થા તરફથી લંડનના ચીની તેમજ જાપાની સરકારના એલચીઓ વચ્ચે પરિસંવાદ ગોઠવવામાં આવ્યો. તેમાં હાજરી આપતાં જણાયું કે, ત્યાંના શ્રોતાઓની તેમજ એકંદરે જનતાની પૂરી સહાનુભૂતિ ચીની પક્ષે જ હતી અને જાપાની હુમલાખોરોની વિરુદ્ધ જ હતી. સભામાં પણ સર્વેએ ચીની એલચીને જ વધાવી લીધો ને તેની જ રજૂઆતને પૂરો ટેકો આપ્યો.

તે વખતે લંડનમાં હિન્દુસ્તાનના કામદારોના રક્ષણને માટે એક સંસ્થા ( The workers welfare Leagur for India ) તરફથી દર મહિને એક સભા નિયમસર મળતી હતી. તે સંસ્થાની કચેરીએ હું કોઈવાર જતો અને ઘણુંખરું તેની માસિક સભાઓમાં

નિયમિત રીતે હાજરી આપતો. ત્યાં જે ભાષણો અને ચર્ચાઓ થતાં તે ઉપરથી માલૂમ પડતું કે લંડનમાં કેટલાય અધ્યાપકો અને કાર્યકરો હિન્દુસ્તાનના કામદારોના હક્ક, માગણીઓ અને લડતના પાકા અભ્યાસી હતા. કોઈ કોઈ વિષયની ચર્ચા થતી ત્યારે કેટલાયે કામદારો વક્તાઓને ઝીણવટથી સવાલો પૂછતા ત્યારે તેના માહિતીપૂર્ણ ખુલાસા આપવામાં આવતા. આ સંસ્થા તરફથી કોઈકવાર હિન્દુસ્તાનના રાજકીય સવાલો વિષે પણ લંડનના કામદાર વિસ્તારમાં આવેલા એક જાણીતા સભાગૃહમાં ખાસ પરિષદ બોલાવવામાં આવતી અને તેમાં અનેક કામદાર યુનિયનોનાં તેમજ સમાજવાદી અને સામ્યવાદી પક્ષના પ્રતિનિધિઓ સારી સંખ્યામાં હાજર રહેતા. કોઈકવાર તેના તરફથી સામાજિક સંમેલન અને નૃત્યના કાર્યક્રમ પણ રાખવામાં આવતા. ત્યાં વખતોવખત બધાય ઉદ્દામ વલણના હિન્દીઓ અને હિન્દી લડતમાં રસ લેનારા દિલસોજ અંગ્રેજોને મળવાની સરસ તક મળતી.

લંડનના બે પક્ષના અગ્રેસરો વચ્ચે શાનદાર સંવાદ સાંભળ્યો તે પછી થોડા વખતમાં હિન્દીઓની સભામાં ગરમ અને નરમ પક્ષની વચ્ચે ખરેખરી સાઠમારી પણ જોવા મળી. ગોળમેજી પૂરી થઈ એટલામાં બંગાળના કોંગ્રેસ નેતા સેનગુપ્તા લંડન પહોંચ્યા એટલે એસેક્સ હોલમાં તેમનું ભાષણ યોજવામાં આવ્યું. હું તે સ્થાને દાખલ થયો ત્યારે સામ્યવાદીઓ અને મજૂર પક્ષના હિમાયતીઓ તરફથી પોતપોતાના પ્રમુખ નીમવાની હોંશાતુંશી ચાલતી હતી. સેનગુપ્તા એક નાના ઓરડામાં બેઠા હતા ત્યારે કેટલાક મવાળ ભાઈઓએ બ્રિટિશ કામદાર પક્ષના આગેવાન ને પત્રકાર બ્રેઈલ્સફર્ડનું નામ પ્રમુખપદ માટે સૂચવ્યું. તરત કોઈ સામ્યવાદીએ સકલાતવાલાનું નામ રજૂ કર્યું. પછી ઘણા ઘોંઘાટ વચ્ચે પોતાનું નામ પાસ થયેલું માની લઈને

બ્રેઈલ્સફર્ડ પ્રમુખની ખુરશી પર બેસી ગયા ત્યારે સકલાતવાલા પોતાની સાચી વધુમતીનો દાવો કરી સામે ઘૂરકતા ઊભા રહ્યા. થોડા જ વખતમાં ધાંધલ અને તોફાનની પરાકાષ્ઠા આવી ત્યારે બ્રેઈલ્સ-ફર્ડ ખુરશી છોડી રસ્તે પડયા ને પછી સકલાતવાલા તે સ્થાને બેસવા ગયા, ત્યારે પણ ઘણી કિકિયારીઓ થવા માંડી અને ખુરશીઓનો કઠોર ઘસારો સંભળાવા માંડ્યો, ત્યારે છેવટે સભા બરખાસ્ત થઈ અને સેનગુપ્તા નિરાશ થઈ પાછા ફર્યા. સદ્‌ભાગ્યે થોડા દિવસ પછી બીજા એક સભાગૃહમાં બીજી જ કોઈ વ્યક્તિના પ્રમુખપણા નીચે સેનગુપ્તાએ ભાષણ આપ્યું અને તે પૂરી શાંતિથી પાર પડ્યું.

સકલાતવાલા સાથે વિઠ્ઠલભાઈ પણ મારા વડીલને સ્થાને હતા. આ શિયાળામાં ગોળમેજી પરિષદને અંગે તેમની ભારે કામગીરી પૂરી થયા પછી તેઓ સવારના પહોરમાં સીધા મારે ઘેર આવીને મને સાથે ફરવા બોલાવતા. તેમની સાથે છેક ધીમી ચાલે ચાલવું મારે માટે જરા મુશ્કેલ હતું. છતાં કંઈક હળવી ને ગંભીર વાતો કરતે કરતે તેમની સાથે તેમના નિવાસસ્થાન—નેશનલ લીબરલ ક્લબ—સુધી જતો અને પાછો એકલો ઘેર આવતો.

તે વખતે સકલાતવાલા તો ઉદ્દામ તેમ જ વાસ્તવવાદી દૃષ્ટિથી ગાંધીજીની ટીકા કરતા. ગાંધીજી અંગ્રેજોને તેમનાં ગોરા લશ્કરને દેશમાંથી વિદાય કરવા નહિ પણ સેવાભાવથી કાયમ રહેવા સમજાવતા ત્યારે સકલાતવાલા આવાં હવાઈ ને કપોલકલ્પિત વિધાનો કરવાને બદલે અંગ્રેજ શાસકો ને લશ્કરને વહેલામાં વહેલાં વિદાય કરવાને પડકાર ફેંકતા. વિઠ્ઠલભાઈ તદ્દન કાયદાની અને બંધારણની દૃષ્ટિથી આઝાદીનો સવાલ વિચારતા. અંગ્રેજ સરકાર ભારતને કેટલી સ્વતંત્રતા આપવા માગે છે તેની જાહેરાત કરે તે પહેલાં લઘુમતીઓના

હકની ચર્ચામાં પડવામાં ગાંધીજીએ ભયંકર ભૂલ કરી છે અને તેથી દેશની આખી બાજી બગડી છે એમ તેઓ માનતા. આમ બંને અગ્રેસરો પોતપોતાનાં કારણસર ગાંધીજીના કડક ટીકાકાર હતા.

’૩૨ની વસંતઋતુમાં લોટવાલા પાછા લંડન આવ્યા તેવામાં જ અમારી ટાઈપીસ્ટ મિસ રોઝને તેના કોઈ વડીલ તરફથી સારો વારસો મળ્યો. તેથી તેણે લંડનના મધ્યભાગમાં એક નાનો માળ[1] ભાડે રાખ્યો ને તેના આગલા ખંડમાં ટાઈપ કરવાની ઑફિસ રાખી. તેમાં હવે અમારા સ્વાતંત્ર્ય સંઘની સભાઓ મળતી. તેને અંગે તેમ જ વિઠ્ઠલભાઈ તેમ જ લોટવાલાને મળવા સકલાતવાલા વખતોવખત ત્યાં જ આવતા. થોડા વખતમાં આ નાનું સ્થાનક આ સર્વનું મિલનસ્થાન બની ગયું. ત્યાં જ હું મારું લેખનકાર્ય કરતો, સકલાતવાલા પણ પોતાના લેખ કે ભાષણો ટાઈપ કરાવતા અને વિઠ્ઠલભાઈને આમ્સ્ટર્ડામની યુદ્ધવિરોધી પરિષદમાં જે ભાષણ કરવાનું હતું તે પણ ત્યાં જ તૈયાર થયું.

આખી દુનિયાના શાંતિચાહકો તરફથી હૉલૅન્ડના આમ્સ્ટર્ડામ શહેરમાં યુદ્ધવિરોધી પરિષદમાં મળવાની હતી તેમાં સામ્યવાદી પક્ષ તરફથી સકલાતવાલા જવાના હતા. ત્યારે ભારત તરફથી વિઠ્ઠલભાઈ પટેલની સાથે કાલાકાંકરના રાજા જવાના હતા. આ પરિષદને માફક આવે એવું ભાષણ તૈયાર કરવા વિઠ્ઠલભાઈએ સકલાતવાલાને કહ્યું. માત્ર તે સામ્યવાદને બદલે ચુસ્ત રાષ્ટ્રવાદીને માફક આવે એવી રીતે લખવા સૂચવ્યું. સકલાતવાલા તો એક હિન્દી તરીકે પૂરા ઉદ્દામ રાષ્ટ્રવાદી પણ હતા, તેથી આ મુશ્કેલ કાર્ય તેમણે માથે લીધું અને થોડી ચર્ચાવિચારણા કરીને આખું ભાષણ તૈયાર કરી વિઠ્ઠલભાઈને સોંપી દીધું.

આ ભાષણ લઈને વિઠ્ઠલભાઈ હવાઈ માર્ગે આમ્સ્ટર્ડામ

---

૧. તેનું સરનામું ૩, પાર્ટન સ્ટ્રીટ, લંડન એસ. ડબ્લ્યુ. ૧ હતું.

પહોંચી ગયા. યુદ્ધવિરોધી પરિષદમાં જ્યારે ભાષણ કરવા ઊભા થયા ત્યારે પોતાનું ભાષણ વાંચતાં પહેલાં તેમણે જે ગાંધીજીની લંડનમાં સખત ટીકા કરતા હતા તેમને દુનિયાભરમાં શાંતિના એક સર્વોત્તમ પયગંબર તરીકે બિરદાવીને તેમને ભવ્ય અંજલી આપી. વિઠ્ઠલભાઇના આગવાં આ પ્રાસ્તાવિક વચનો સાંભળીને સકલાતવાલા તાજુબ થયા. પણ પછીથી તેમણે તૈયાર કરેલું આખું ભાષણ પણ વંચાયું તેથી સંતોષ પામ્યા.

ઉનાળો નજીક આવ્યો ત્યારે દુનિયાના આઇરિશ લોકોની એક મોટી પરિષદ ન્યૂયોર્કમાં મળવાની હતી તેને માટે ભારતના અઠંગ રાષ્ટ્રવાદી તરીકે વિઠ્ઠલભાઈનો સંદેશો માગવામાં આવ્યો. અમારા કાર્યાલયમાં આવીને વિઠ્ઠલભાઈએ આવો સંદેશો ઘડી આપવા સકલાતવાલાને કહ્યું તેની બીજી જ મિનિટે તેમણે રોઝીને લખાવવા માંડયું : 'ભારતના કરોડો પરાધીન પ્રજાજનો તરફથી આપણા એકના એક જ દુશ્મન બ્રિટિશ શાહીવાદીઓ સામેની આપણી લડતમાં હું તમને સફળતા ઇચ્છું છું........' પણ આવો માત્ર શાહીવાદ વિરોધી સંદેશો વિઠ્ઠલભાઈને અધૂરો લાગ્યો. રાજકીય લડતના અનુભવી તરીકે તેમણે આ સંદેશામાં પરિષદને એવી ખાસ ભલામણ કરી કે, તેણે દુનિયાભરમાં રહેતા આઇરિશ લોકોને બ્રિટિશ માલ, વેપાર અને ખાસ કરીને બ્રિટિશ વહાણોનો બહિષ્કાર કરવા આદેશ આપવો. આવો તદ્દન વહેવારિક સંદેશો ન્યૂયોર્ક પહોંચ્યો અને તેની અસર પણ થઈ. અમેરિકાના આઇરિશ અધિકારીઓએ ટપાલના હજારો-લાખો કાગળો પર 'બ્રિટિશ વહાણનો બહિષ્કાર કરો' એવાં સૂત્રના સિક્કા લગાવવા માંડયા. ને એવું સાંભળ્યું પણ ખરું કે આ પ્રચારની કંઈક અસર થયેલી ને તેથી બ્રિટિશ સરકારને વહાણના માલિકોને થોડી ચિંતા પણ થયેલી.

લંડનની વસંતઋતુમાં મે-દિનનો શાનદાર ઉજવણી મેં

પહેલી જ વાર જોઈ, તેની મારા પર ઊંડી છાપ પડી. પણ તેનું વર્ણન કરતાં પહેલાં મૅકડોનલ્ડની નવી પાર્લામેન્ટ શરૂ થઈ ત્યારે તેના લોખંડી દરવાજા આગળ ધસતી હજારો કામદારોની એક વિરાટ કૂચ મેં જોઈ હતી તેનો નિર્દેશ કરવો જોઈએ. મૅકડોનલ્ડ કામદારોનો દ્રોહ કરીને રૂઢિચુસ્ત મૂડીપતિઓનો બગલબચ્ચો બન્યો હતો અને તેના નીતિથી બેકારી વધતી હતી અને બેકારોના લાભ ઓછા થયા હતા તેથી તેની સામે કામદારોમાં ભારે રોષ વ્યાપ્યો હતો. ચારે બાજુએથી કૂચ કરીને આવેલા કામદારો, દંડુકાથી સજ્જ થયેલી ઘોડેસવાર પોલીસને જોઈને ઘણા ઉશ્કેરાઈ ગયા. કોઈક તો સિપાઈને ઘોડા પરથી નીચે ખેંચી પાડતા હતા. પણ આથી જરાયે ઉશ્કેરાયા વિના એ સિપાઈ તરત પોતાના ઘોડા પર ચઢી જતો અને તેના હુમલાખોર તરફ ખાસ ધ્યાન આપ્યા વિના હળવેથી દંડો હલાવીને બધાયે માણસોને એક ઠેકાણે ટોળે મળીને ઊભા રહેવાને બદલે આગળ જવાની તાકીદ આપતો.

પાર્લામેન્ટના લોખંડી દરવાજા આગળ ખરી ધમાલ થઈ. કોઈ તેના પર ચઢી ઊતરવાની વેતરણ કરતાં હતાં પણ તેને પોલીસે રોકયા. કેટલાયે કામદારો દરવાજા ખખડાવતા ગયા પણ તે તૂટે એમ નહોતું. માત્ર કામદારોના ચૂંટેલા થોડા પ્રતિનિધિઓને જ સરકાર આગળ નિવેદન રજૂ કરવાને જવા દેવામાં આવ્યા. એકંદરે આ તોફાની મોરચામાં કોઈનાં માથાં ફૂટયાં નહિ અને કોઈની ધરપકડ થઈ નહિ. આવા સંયોગોમાં આપણા દેશમાં કેટલું લોહી રેડાય ને કેટલી ધરપકડ થાય એ સહેજે કલ્પી શકાય.

આ મોરચાની સરખામણીમાં પહેલી મેની કામદારોની કૂચ ને સભા ઘણી શાંત અને શાનદાર લાગ્યાં. લંડનના કેટલાયે વિભાગમાંથી કામદારો અને હમદર્દોનાં સરઘસો નીકળીને હાઈડપાર્કમાં ભેગાં થયાં. ત્યાં 'મે-દિન ઝિંદાબાદ' 'કામદાર એકતા ઝિંદાબાદ' 'દુનિયાના

મઝદૂરો એક હો' વગેરે સૂત્રોના પોકાર થયા. પછી કામદારોનું આંતરાષ્ટ્રીય ગીત 'જાગો જગના ક્ષુધાર્ત, જાગો દુર્બળ અશક્ત' એ પણ હજારો નરનારીઓએ સાથે મળીને બુલંદ અવાજે ગાયું. પછી ત્યાં એક વિરાટ સભા મળી તેમાં કામદાર સંઘના અને સામ્યવાદી પક્ષના આગેવાનોએ પ્રેરક ભાષણો કર્યાં. આવા મોટાં શહેરનો મે-દિનનો ભરચક કાર્યક્રમ મેં પહેલી જ વાર નિહાળ્યો તેથી હું ઘણો જ પ્રભાવિત થયો.

ઉનાળો આગળ વધતો ગયો ત્યારે વિઠ્ઠલભાઈએ અમેરિકાના પ્રવાસની તૈયારીઓ કરવા માંડી. પ્રથમ તો તેમને ન્યૂયોર્કમાં જઈને રેડિયો ઉપર હિન્દુસ્તાનની પરિસ્થિતિ વિષે એક ભાષણ આપવાનું હતું. તેમજ હિન્દુસ્તાનની આઝાદીની લડત વિષે તેમને કડીબદ્ધ છ વ્યાખ્યાનો આપવાનાં હતાં. આમાંથી દેશની રાષ્ટ્રીય પ્રગતિ વિષે છેક આરંભથી તે સાંપ્રતકાળ સુધી તપસીલવાર નોંધ તૈયાર કરવાનું કામ મને સોંપવામાં આવ્યું અને રેડિયોનું ભાષણ તૈયાર કરવા સકલાતવાલાને સૂચવવામાં આવ્યું.

હું તો તરત જ પહેલું કામ પાર પાડવાને માટે ચારે બાજુએથી જરૂરી જૂનાં–નવાં પુસ્તકો ભેગાં કરવા બેસી ગયો. પૂરતા પ્રમાણમાં સામગ્રી ભેગી થઈ ત્યાર પછી છેક ૧૮૫૭થી તબક્કાવાર વરસેવરસની પ્રવૃત્તિની વિગતવાર નોંધ તૈયાર કરવા માંડી. આ બધી નોંધ તૈયાર કરતો ગયો તેમ તેમ તે ટાઈપ થતી ગઈ. કામ પૂરું થતાં તે ફાઈલમાં બધી ટાઈપ કરેલી નોંધ મૂકીને વિઠ્ઠલભાઈને સુપરત કરી.

વિઠ્ઠલભાઈનું રેડિયોનું ભાષણ તૈયાર કરવાનું કામ વધારે કપરું નીવડ્યું. અલબત્ત, વિઠ્ઠલભાઈએ પહેલેથી જ તેમને કહેલું કે, આ ભાષણ સમાજવાદી કે સામ્યવાદી દૃષ્ટિથી નહિ પણ શુદ્ધ રાષ્ટ્રીય

દૃષ્ટિથી લખવાનું છે. સકલતાવાલાને માટે આ કામ ઘણું મુશ્કેલ હોવા છતાં તેમણે માથે લીધું. પણ તેમનો એક પછી એક મુસદ્દો રદ થતાં બીજો ઘડતા ગયા અને ફરી ફરીને વિઠ્ઠલભાઈને તેમાં કંઈ ને કંઈ વાંધા ભરેલું લાગતાં તે નાપસંદ કરતા. આમ પાંચ–સાત ખરડા નાપાસ થયા પછી સકલાતવાલાએ આ કામ ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં પાસ થયેલા તેમના દીકરા બહેરામને સોંપ્યું. પછી તેના મુસદ્દા આવતાં ગયા અને તેમાં પણ થોડાઘણા સુધારા વિઠ્ઠલભાઈ સૂચવતા ગયા. અને તે નવેસર ઘડવા માટે પાછા સોંપતા ગયા. આવી રીતે ૧૭વાર આ ભાષણના નમૂના ટાઈપ થયા પછી છેવટે વિઠ્ઠલભાઈએ પોતે જ જરૂરી સુધારા કરી છેવટનું લખાણ તૈયાર કર્યું અને તે અમેરિકા લઈ જવાનું નક્કી કર્યું.

ભરઉનાળામાં વિઠ્ઠલભાઈએ લોટવાલાના સાથમાં ડબ્લીનની મુલાકાત લીધી. વિઠ્ઠલભાઈએ તે વખતના દક્ષિણ આયર્લૅન્ડના પ્રમુખ ડી' વેલેરાનો સંપર્ક સાધ્યો અને તેમને અનેકવાર મળીને ભારતની રાજકીય પરિસ્થિતિ સમજાવી. તે ઉપરથી બ્રિટિશ સામ્રાજ્ય સામે હિન્દીઓ અને આઇરિશ લોકોના સંયુક્ત મોરચાનો સવાલ ચર્ચાયો. તે કામ માટે કોઈ હિન્દી પ્રતિનિધિને ડબ્લીન મોકલવાની વાત વિઠ્ઠલભાઈએ કરી ત્યારે ડી' વેલેરાએ તેને વધાવી લીધી. પછી આ દરખાસ્ત ધ્યાનમાં રાખીને વિઠ્ઠલભાઈ અને લોટવાલા જુદા જુદા આયરિશ ક્રાંતિકારીઓ અને ડી' વેલેરાના અનુયાયીઓને મળ્યા અને બધાએ સંયુક્ત મોરચો રચવાની સૂચનાને ટેકો આપ્યો.

લોટવાલા પાછા લંડન આવ્યા ત્યારે તેમણે આ કામ માટે મને ડબ્લીન મોકલવાની સૂચના કરી. તરત મેં ખૂબ ઉત્સાહથી તે સ્વીકારી લીધી. લંડનમાં થોડાક ઉદ્દામો અને સમાજવાદીઓ હિન્દીઓની લડતને ગમે તેટલો ટેકો આપે પણ આમજનતામાં તેનો સખત વિરોધ ચોખ્ખી રીતે દેખાતો હતો. વળી, હિન્દના અને બીજા દેશના શામળા

લોકોની સામે ચોપાસ જે રંગદ્વેષ હતો તેથી પણ અમે સૌ હેરાન થતા. ત્યારે આયર્લૅન્ડ જેવા જે દેશે થોડાંક વરસ પર ખૂનખાર લડાઈઓ કરીને સારા પ્રમાણમાં આઝાદી મેળવી હતી અને સર્વે અંગ્રેજ શાસકો અને તેમના વાવટાને હદપાર કર્યો હતો તેના લડાયક વીરલાઓને મળવા હું તૈયાર થયો.

લંડનના મારા વસવાટ દરમ્યાન હું એક પ્રચારક તેમજ પત્રકાર તરીકે હિન્દી પત્રોના પ્રતિનિધિઓના સંપર્કમાં આવતો ગયો. પહેલો તો 'ફ્રી પ્રેસ જર્નલ'નાં પ્રતિનિધિ મિસિસ બાર્ન્સને મળ્યો અને ગોળમેજી પરિષદ શરૂ થઈ ત્યારે તે પત્રના તંત્રી શ્રી સદાનંદ પોતે જ લંડન આવી ગયા. સુંદર કબાડી પણ અનેક વાર પત્રના પ્રતિનિધિ તરીકે લંડનમાં સ્થિર થયો હતો. તેની સાથે તો મારો વધારે પરિચય છેવટ સુધી જામતો ગયો. વળી બી. પી. સીલ, ત્હામણકર ને બીજા કેટલાક ભાઈઓ હિન્દનાં છાપાંમાં ખબર મોકલતા અને કોઈવાર લંડનનાં છાપાંમાં પણ નામાંકિત હિન્દીઓ વિષે સમાચાર આપતા. એક દિવસ ફ્લીટ સ્ટ્રીટના વિસ્તારમાં એક ભોંયરામાં એક ઑફિસ હતી ત્યાં પણ ઘણા પત્રકારોનો મહેમાન થયો હતો. કેટલાક ખબરપત્રીઓને ઑફિસ નહોતી તેથી તાર ઑફિસમાં જ લાંબા–ટૂંકા તાર લખીને જ રવાનગી માટે આપી દેતા.

આ બધા લંડનની ખબર હિન્દુસ્તાન મોકલે તે તો મને સમજાયું. પણ લંડનનાં પત્રોમાં કેવી બાતમી છપાવી શકાય તે વિષે પૂછતાં ખુલાસો મળ્યો કે ભારતના કોઈ રાજા, નવાબ કે રાજપુરુષ લંડન આવે ત્યારે તેના શિકાર, હોદ્દો, સિદ્ધાંત, પ્રવૃત્તિ, લોકપ્રિયતા વગેરે વિષે ટૂંકી નોંધ વખતસર અપાય તો અહીં પ્રકટ થાય ને પૈસાયે મળે. તે જ પ્રમાણે હિન્દમાં કંઈ લડત ઊપડે કે ઉલ્કાપાત થાય, ગાંધીજી ઉપવાસ કરે કે જેલમાં જાય ત્યારે તેની પૂર્વભૂમિકા

ટૂંકમાં સમજાવાય તો તેને પણ છાપાંમાં સ્થાન મળે. ગોળમેજી પરિષદ ચાલતી હતી ત્યારે તો ગાંધીજી, આગાખાન વગેરે જગમશહૂર હિન્દીઓના આગમનથી આ સર્વેને કેવો તડાકો પડે એ તો સહેલાઈથી સમજી શકાય.

'૩૨ના ઑગસ્ટ માસમાં હું ડબ્લીન જવાની તૈયારી કરતો હતો. ત્યારે સકલાતવાલાની મારફત એક પારસી વેપારી પાસેથી હિન્દની કંઈ કલાના નાના મોટા નમૂના વેચવા માટે ભેગા કરતો હતો. તેવામાં બ્રિટિશ વડા પ્રધાન શ્રી મૅકડોનલ્ડે એક ધડાકો કર્યો. ગાંધીજીએ ફરી ફરીને આપેલી ચેતવણીને ઠોકરે મારીને તેમણે હરિજનો માટે નવી ધારાસભાઓમાં અનામત બેઠકોની સંખ્યા નક્કી કરી એટલું જ નહિ પણ તેમનાં ઈલાયદાં મતદાર મંડળો રચવાનો નિર્ધાર પણ જાહેરાત કર્યો. આ હુકમની ખબર પડતાં જ દેશનાં ઘણા પક્ષના આગેવાનોએ અને દા. આંબેડકરના કેટલાક અનુયાયીઓએ સખત વિરોધ કર્યો. ત્યારે ગાંધીજીએ જાહેર કર્યું કે હરિજનોનાં જુદાં મતદાર મંડળ રચવાનો નિર્ણય વખતસર રદ કરવામાં નહિ આવે તો તેઓ ૨૦ મી સપ્ટેમ્બરથી આમરણાંત ઉપવાસ પર ઊતરશે. તરત તેમણે વડાપ્રધાન એને વાઈસરૉય સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. સરકારે કંઈ મચક આપ્યા વિના ૧૩ મી સપ્ટેમ્બરે ગાંધીજી સાથેનો બધો પત્રવ્યવહાર પ્રકટ કર્યો. તેથી નિશ્ચિત બનેલા ગાંધીજીના ઉપવાસથી દેશભરમાં ઊંડી ચિંતા ફેલાઈ ગઈ.

તાજુબીની વાત તો એ થઈ કે દરિયો ઓળંગીને મારા સરસામાન સાથે વહેલી સવારે ડબ્લીન પહોંચ્યો ત્યારે 'ગાંધીજીના આમરણાંત ઉપવાસનો આરંભ'—એ શબ્દો દૈનિક છાપાનાં મોટાં ભીંતપત્રો પર ભડકાવનાર અક્ષરે છાપેલા મેં વાંચ્યા.

આમ બ્રિટિશ શાહીવાદ સામે લડવાને ડબ્લીનમાં પગ માંડતાં જ તેના સિતમની કહાણીનું પહેલું દર્શન થયું.

## ૧૪ : ડબ્લીનમાં રાષ્ટ્રીય તાલીમ

હું '૩૨ના સપ્ટેમ્બરની ૨૧ મી તારીખે સવારે ડબ્લીન પહોંચ્યો તે જ દિવસે બ્રિટિશ સરકારની હરિજનોનાં જુદાં મતદારમંડળો રચવાની યોજનાના પ્રચંડ વિરોધમાં ગાંધીજીએ શરૂ કરેલા આમરણાંત ઉપવાસની જાહેરાત થઈ. તેથી ભારતની આઝાદીની લડત વિષે આખી દુનિયામાં તેમ આયર્લૅન્ડમાં પણ નવી ચેતના ફેલાઈ. વળી ફરીવાર આવા મહત્ત્વના સવાલ પર ગાંધીજીએ પોતાના જાન હોડમાં મૂકયા તેથી મારું દિલ પણ વલોવાયું. આ બાબતમાં પંડિત માલવિયાજીએ કંઈ ગોળમેજી પરિષદ તરત બોલાવવાની વાત પણ છાપાંમાં આવી હતી. પણ તેમાં ડૉ. આંબેડકર જેવા બ્રિટિશ સરકારના મળતિયા ગાંધીજીને કંઈ મચક આપે એમ નહોતું. વળી બ્રિટિશ સરકારે મહિનાઓની મંત્રણા પછી જે ચુકાદો જાહેર કર્યો હતો તેમાં કંઈ સુધારો સહેલાઈથી મંજૂર કરે એ પણ અશકય જ લાગ્યું. તેથી દેશ પર ફરી વળેલા ઘનઘોર વાદળથી ઘણે ભારે હૈયે મેં ડબ્લીનમાં પહેલાં પગલાં માંડયાં.

ત્યાં હું કોઈને જ ઓળખતો નહોતો. અનાયાસે જૂના અંગ્રેજોના લશ્કરનો એક માજી સૈનિક મને મળી ગયો અને જરા વાતમાં એક પોતાના જ વાસમાં ઓરડી મને કાઢી આપવાનું નક્કી કર્યું. તેથી તેને ત્યાં જ સામાન મૂકીને બીજા મિત્રોને શોધવાને હું નીકળી પડયો.

તે વખતે આખા શહેરમાં એક જ વ્યક્તિને હું ઓળખતો હતો—તે વયોવૃદ્ધ ક્રાંતિકારી બાઈ મૅડમ હેસ્વાર્ડ હતાં. લંડનની એક સભામાં સકલાતવાલાએ મને તેમનું ઓળખાણુ કરાવેલું. તેમના ભાઈ આયર્લૅન્ડના માજી ગવર્નર–જનરલ હતા, અને છતાં તેમનું ઘર ઝનૂની ક્રાંતિકારોનું આશ્રયસ્થાન હતું. તે વખતે તેના નાનકડા શરીરમાં પણુ અપાર જુસ્સો હતો અને કરચલીઓથી છવાયેલા તેમના મુખ-માંથી તણખા જેવા બોલ ઝરતા.

મૅડમ હેસ્વાર્ડે, તેમનાથી થોડીક ઓછી વયનાં બાઈ–મૅડમ મેકબ્રાઇડનું ઓળખાણુ મને કરાવ્યું. તેમનો પતિ ગઈ સદીના બોઅર યુદ્ધમાં બંડખોર બોઅરો[1] તરફથી અંગ્રેજ લશ્કરને હાથે મરાયો હતો. ત્યારથી જ મૅડમ મેકબ્રાઈડે માથે કાળો રૂમાલ બાંધીને તેના પુત્ર શાન (જ્હૉન) સાથે અંગ્રેજો સામે ખૂનખાર લડાઈમાં ઝુકાવ્યું હતું. તે સશસ્ત્ર લડાઈમાં પણુ છૂપી રીતે મદદ કરતી તેમ જાહેર સભાઓ પણુ તેના બુલંદ અવાજથી ગજાવતી.

આ બંને બાઈઓ તો રવિવારે કે ખાસ પ્રસંગે મળતી. પણુ થોડા જ દિવસમાં મારે આઇરિશ પ્રજાસત્તાક સેનાના એક સુભટ પાદર ઑ'ડોનલનો મેળાપ થયો. ૪૫–૫૦ વર્ષના ને બેઠા ઘાટના એ બિરાદારે તેના તેજસ્વી વ્યક્તિત્વથી અને ચમકદાર આંખોથી મને તરત જ પ્રભાવિત કર્યો. ત્યારથી તે જ ડબ્લીનના મારા વસવાટ દર-મ્યાન મારો રોજબરોજનો સાથી અને માર્ગદર્શક બની રહ્યો. તે

---

૧. દક્ષિણ આફ્રિકામાં પહેલો વસવાટ હોલૅન્ડના વલંદાએ કરેલો ત્યાં જર્મન વગેરે અનેક યૂરોપના દેશના લોકો વસ્યા. તે બધા બોઅરો કહેવાયા. પછી અંગ્રેજોએ ત્યાં વસવાટ કરીને આખા પ્રદેશ પર રાજ જમાવ્યું. ત્યારે અસલ વતનીઓ તરીકે બોઅરે બંડ કરીને અંગ્રેજ શાસકો સામે ખૂનખાર લડાઈ આદરી, તેમાં અંગ્રેજોના દુશ્મન તરીકે ઘણા આઈરિશ બોઅરો સાથે લડવામાં ભળ્યા હતા.

વખતે અંગ્રેજો સામે કટ્ટર લડતમાં સિત્તેરેક દિવસના ઉપવાસ કરી શહીદ થનાર ટેરન્સ મેકસ્વીનીની બેનને ઘેર તે રહેતા હતા. એ જાજરમાન બેન થોડા જ વખત પર મેકસ્વીનીની જર્મન પત્ની પાસેથી પોતાના ભાઈની દીકરીનો કબજો લઈને ડબ્લીન આવી હતી. એ ઐતિહાસિક ઘરમાં આઈરિશ આઝાદીની લડતના સર્વોપરી નેતા થિયોબાલ્ડ વુલ્ફ ટોનની[1] જીવનકથાના વિસ્તૃત ગ્રંથના બધા ભાગ હતા. તેમ સારા આયર્લૅન્ડના ઇતિહાસ વિષે પુસ્તકોનો અણમોલ ખજાનો હતો. આ ઘરમાં સાંજે પાદર ઑ'ડૉનોલની આસપાસ ઘણા ક્રાંતિકારીઓ ભેળા મળતા—ચા-નાસ્તો કરતે કરતે દેશની અને દુનિયાની આઝાદીની લડતોની ચર્ચા કરતો.[2]

આયર્લૅન્ડની તે વખતની પરિસ્થિતિનો પહેલો પૂરો ખ્યાલ મને

૧. સન ૧૭૯૮માં નેપોલિયનની આગેવાની નીચે ફ્રાન્સે ઇંગ્લાંડ સામે યુદ્ધ જાહેર કર્યું ત્યારે અલ્સ્ટરના એક પ્રોટેસ્ટંટ ધર્મના આઝાદ વીર વુલ્ફ ટોને સારા દેશને 'સ્વતંત્ર આઈરિશ પ્રજાસત્તાક રાજ્ય' સ્થાપવાનો આદેશ આપ્યો. ઇંગ્લાંડની મુસીબતનો પૂરો લાભ ઉઠાવવાને તેણે ફ્રાન્સની સાથે મળીને ઇંગ્લાંડની સામે યુદ્ધ પોકારવાની હાકલ કરી. છેવટે જે આઝાદ ફોજ તેણે રચી તે નિષ્ફળ થઈ અને ટોન શહીદ થયો. પણ આજ સુધી આયર્લૅન્ડની આઝાદીના સર્વોપરી નેતા તરીકે તેની સંવત્સરી દર સાલ સાત દિવસ સુધી ઉજવાય છે અને દરેક દિવસે જુદા જુદા પક્ષના અને જૂથના માણસો તેની કબર આગળ અંજલિ આપે છે.

૨. 'આ ઘરમાં બધા આયર્લૅન્ડની તાજી લડાઈઓની દિલ કંપાવનારી યાતનાઓ અને સાહસોની વાતો ખૂબ હસીને કરતાં.......ખરેખર આ દીવાનખાનામાં રોજબરોજ જતાં આવતાં તેને ત્યાં ચાની મિજલસો માણતાં, નવા નવા વિરલ યોદ્ધાઓ સાથે કલાકોના કલાકો સુધી શેતરંજની બાજી ખેલતાં અને કોઈ કોઈની સાથે લાંબી લાંબી ચર્ચાઓ કરતાં તે દેશની તાજી લડતનાં અને ચાલુ પરિસ્થિતિનાં જેવાં રહસ્ય સાંપડયાં તેવાં કોઈ પુસ્તકમાંથી મળ્યાં નથી–ને મળશે નહિ.' 'બળવાખોર પિતાની તસવીર' એ પુસ્તકમાં લેખકની પ્રસ્તાવના, પાન ૭.

પાદર પાસેથી જ મળ્યો. તે પોતે છૂપા ક્રાંતિકારી દળનો સભ્ય હતો. તેના જૂના આગેવાન ડી' વેલેરાએ એ દળને છોડીને ચૂંટણી લડવાને એક બંધારણીય પક્ષની રચના કરી ત્યારે પાદરના સારાયે દળે તેમને અંગ્રેજોના દિલોજાન મળતિયા કૉઝગ્રેવના દળની સામે લડવામાં પૂરો સાથ આપ્યો. તેથી જ્યારે ડી' વેલેરાના પક્ષે વિજય મેળવ્યો અને તે પોતે રાજ્યનો પ્રમુખ થયો ત્યારે તેણે પહેલે જ તડાકે ક્રાંતિકારી દળના બધા કેદીઓને તરત છોડી મૂક્યા.

વળી પાદરે મને સમજાવ્યું કે, તેમના દળમાં પણ હવે રાષ્ટ્ર-વાદી અને સમાજવાદી–એવાં બે જુદાં જૂથ જામ્યાં છે અને છતાં શાહીવાદ વિરોધી કાર્યક્રમમાં ને લડતમાં બંને સાથે મળીને કામ કરે છે. આ સન્મિત્રની સાથે જ આ દળના મુખપત્ર 'અન ફ્રૉબ્લાકટ'[૧]ના કાર્યાલયમાં હું ગયો. ત્યાં તે પત્રના તંત્રી ફ્રૅંક રાયન અને તેમના દળના કેટલાક આગેવાન પુરુષો ને સ્ત્રીઓને હું મળ્યો. મારા જાણવામાં આવ્યું કે અંગ્રેજોની સામે ખૂનખાર યુદ્ધ દરમ્યાન આ દળની વીરાંગનાઓ બૉંબ અને બંદૂકોના જુદા જુદા ભાગ કપડાંમાં સંતાડીને વનવગડે લાવતી. પછી શૂરા વીરલાઓ તે બધી સામગ્રી ઉપયોગમાં લેતા, અને પછી તરત તે શૂરી સેવિકાઓને સોંપીને રવાના થઈ જતા. સિંહણ જેવી શૂરી કોઈ યુવતીઓને આ કાર્યાલયમાં અને પછી બહાર જોઈને અને મોડી રાતે તેમની વીર કહાણીઓ સાંભળીને હું હેરત પામતો ગયો.

પાદર અને તેના ક્રાંતિદળના સાથીઓને અંગ્રેજોએ આયર્લૅન્ડના ભાગલા પાડેલા તેનાથી તો અસંતોષ હતો જ—વખતો-વખત આયર્લૅન્ડ–અલ્સ્ટરની સરહદ પર કંઈક શાંતિમય લડતો ચલાવીને ભાગલાની સામે વિરોધ નોંધાવવામાં આવતો; પણ તેથીયે વધારે અસંતોષ તો દેશમાં મોટા જમીનદારો અને મૂડીપતિઓના

---

૧. આ આઈરિશ શબ્દનો અર્થ 'પ્રજાસત્તાક' થાય છે.

શોષણ અને વર્ચસ્ સામે હતો. ડી' વેલેરાની સરકાર સ્થાપિત હિતને થાબડતી હતી તેથી એકવાર ક્રાંતિકારી સેનાએ, તેના ઉપરી મંડળના હુકમથી ચોપાસ પેઢીઓ અને દુકાનો પર છાપો મારીને લહેણુંદેણુંના પત્રો કબજે કરીને નાબૂદ કર્યાં હતાં પણ તેથી કંઈ વળ્યું નહિ તેથી હવે તો ક્રાંતિદળના ઉદ્દામો સમાજવાદીઓ સાથે મળીને સંયુક્ત દળની રચના કરવાનું વિચારતા હતા.

પાદર પોતે ડબ્લીનમાં રહીને સમાજવાદી લેખ, પત્રિકા વગેરે પ્રકટ કરતા હતા અને જનતાના જુદા જુદા સ્તરમાં તેનો પ્રચાર કરતા હતા. પોતાના નિર્વાહ માટે વખતોવખત આયર્લૅન્ડના પશ્ચિમ કિનારે થોડો વખત એક મઢૂલીમાં બેસીને નવલકથા લખતા અને તે અમેરિકામાં પ્રકટ કરીને જરૂરી રકમ મેળવી લેતા. તે જરૂરી ગરમ કપડાં પહેરીને પોતાનું સ્વાસ્થ્ય સારી રીતે સાચવતા પણ રોજની હજામતની, કપડાંની ઇસ્ત્રી કે એવી કંઈ વરણાગીની પરવા કરતા નહિ.

તેમણે મને આઇરિશ ક્રાંતિદળના સેનાપતિ ટુમીને એક પત્ર લખી દળની વરસોજૂની કામગીરી બદલ અભિનંદન આપવાની તેમજ હિન્દી અને આઈરિશ પ્રજાનો શાહીવાદવિરોધી સંયુક્ત મોરચો રચવામાં તેમનો સાથ માગવાને એક કાગળ લખવાની સૂચના આપી. તે પત્ર મેં દળના કાર્યાલયમાં પહોંચાડયો ને પછી થોડા જ દિવસમાં તેમની પૂરી હમદર્દીનો જવાબ મળ્યો. તેમને જ્યારે હું મળ્યો ત્યારે બીજા સાથીઓની માફક તે નિઃશસ્ત્ર જ હતા, પણ તેમના એક હુકમથી તેમના દળને નિશ્ચિત લડાયક કામગીરી પાર પાડવાને મેદાનમાં ઉતારવાની તાકાત ધરાવતા.

પાદરને મેં જ્યારે મારા વસવાટની વાત કરી ત્યારે તરત જ પાસેના ઘરમાં મારે માટે એક ઓરડીની વ્યવસ્થા કરી. પણ થોડાં અઠવાડિયાંમાં તે મને ઘણી મોંઘી માલૂમ પડી તેથી ઑક્ટોબર

માસમાં હાર્કોર્ટ સ્ટ્રીટમાં પહેલા માળ પર સરસામાન વિનાની સાદી ઓરડી સોંઘા ભાવે લઈને ત્યાં રહેવા ગયો. લોટવાળાએ ટેબલ, ખુરશી, ખાટલો, ગોદડાં વગેરે જરૂરી સામાન માટે રકમની મંજૂરી આપી એટલે ઓરડીને છેક સાદાઈથી સજાવીને ત્યાં જ ચા-નાસ્તો બનાવી લેતો અને સસ્તું ભોજન પકાવીને આરોગતો.

ડબ્લીનમાં મારું મુખ્ય કામ હિન્દી-આઇરિશ સંયુક્ત મોરચો જમાવીને પ્રવૃત્તિ આદરવાનો હતો. હવે આ કામમાં પાદરના ક્રાંતિકારી જૂથ ઉપરાંત મારે ડી' વેલેરાના શાસક પક્ષનો અને મૅડમ મેકબ્રાઈટ જેવી આઝાદ સ્ત્રીઓનો સાથ લેવાનો હતો. શાસક પક્ષનાં એક આધેડ વયનાં બાઈ મિસિસ વુડ્ઝ ઘણી જ લાગવગ ધરાવતાં હતાં. તેમનો પરિચય થયો ત્યારે તેમણે પૂરો સહકાર આપવાની ખાતરી આપી. તેમને ત્યાં એક બે વાર રાતે જમવા ગયો ત્યારે અંગ્રેજોની સાથે ખૂનખાર લડતના કાળની રોમરોમ ઊભાં કરે એવાં સાહસની કહાણીઓ ક્વચિત્ ગંભીરપણે અને પછી વિજયના આનંદથી તેમણે સંભળાવી ત્યારે હું તાજા ઝળકતા ઇતિહાસનાં પાનાં વાંચીને મુગ્ધ થતો ગયો.

તેવી જ રીતે મૅડમ હેસ્વાર્ડને ઘેર રવિવારે જમવા જતો ત્યારે મૅડમ મેકબ્રાઈટ, તેમનો દીકરો શૉન વગેરે મંડળી જામતી. પણ અંગ્રેજી કાળની લડતની રોમાંચક વાતો હું સાંભળતો. મૅડમ હેસ્વાર્ડના બંગલાના વિશાળ ચોગાનમાં જે ક્રાંતિકારી સ્ત્રીઓ રહેતી તેમને દેખાવની ખાતર શાકભાજી ને ફળફળાદીનો રસ કાઢવાની કે સરકો-મુરબ્બો બનાવવાનું કામ સોંપાતું...છતાં કોઈ વાર રાત-મધરાતે પોલીસના માણસો લોખંડી નાળ જડેલા બૂટ પહેરીને આ ઘરની જડતી લેવા આવતા, ત્યારે આ સ્ત્રીઓને અને તેમને સોંપેલાં શસ્ત્રાસ્ત્ર છુપાવવાને ઘણી તરકીબ અજમાવવી પડતી. કોઈવાર આ વીરબાળાઓને અને તેમની સામગ્રીને ભોંયરામાં, કોઈવાર અધમેડીઆમાં

સંતાડવામાં આવતાં. આવે વખતે પોલીસવાળા ઉપરની છતમાં બંદૂકના કૂદા કે સંગીન ખોસતા ત્યારે જાણે શ્વાસનો અવાજ રોકીને તેમજ ઘણી ચતુરાઈ ભરેલી તરકીબ કરીને તે બચી જતી. આ બધું સાંભળતાં આઇરિશ પ્રજાની સહનશક્તિ અને કુરબાનીનો ખ્યાલ મને આવતો.

આ અરસામાં ડી' વેલેરાની સરકારે જે ઉદ્દામ નીતિ અંગ્રેજ સરકાર તરફ અખત્યાર કરી તેને લીધે અમારે માટે ઘણી અનુકૂળ પરિસ્થિતિ સર્જાઈ. ડી' વેલેરાની સરકાર સત્તા પર આવી કે તરત તેણે એક ક્રાંતિકારી કદમ ઉઠાવ્યું. તેથી ત્યાંના રાજકારણમાં એકદમ ગરમીનો પારો ચઢી ગયો. આ સદીના આરંભમાં અંગ્રેજ જમીનદારોના જમીનના હક્ક નાબૂદ કરીને તે દેશના ખેડૂતોને સોંપવામાં આવ્યા ત્યારે ખેડૂતોને દર સાલ જમીનની કિંમતના હપ્તા અને વ્યાજ પેટે અમુક રકમ આઇરિશ સરકાર વસૂલ કરીને અંગ્રેજ સરકારને પરત કરતી. પણ નવી સરકારે તો ખેડૂતો પાસેથી વસૂલાત ચાલુ રાખીને ઇંગ્લાંડને એક પાઈ પણ પરખાવવાની ચોખ્ખી ના પાડી. આથી અંગ્રેજ સરકારે એક પાસથી આઇરિશ સરકાર સાથે વાટાઘાટ કરવાની તૈયારી બતાવી, પણ તેની સાથે જ આયર્લૅન્ડનાં દૂધ-માખણ વગેરે પેદાશની આયાત પર સખત કરવેરા ઠોકીને તેનો બહિષ્કાર પોકાર્યો. આવા સંયોગોમાં આયર્લૅન્ડના શાહીવાદ વિરોધી મંડળ તરફથી અનેક સભાઓ ભરીને ડી' વેલેરાની સરકારને પૂરો ટેકો આપવામાં આવ્યો અને અંગ્રેજ સરકારની અવળચંડાઈના સખત વિરોધમાં તેમના માલનો પણ બહિષ્કાર પોકારવામાં આવ્યો.[1]

---

૧. આ ચળવળ અંગે ભરાયેલી એક સભામાં એક વયોવૃદ્ધ મહિલા અગ્રેસર મિસિસ સ્કેફીંગને કહ્યું: 'અંગ્રેજો કેટલા મૂરખ છે? શું તેઓ અમારા ખોરાકના પદાર્થ નહિ ખરીદે તેથી શું અમે ભૂખે મરીશું......? ખરેખર, અંગ્રેજો મંદ અને ચોક્કસ છેઃ અર્થાત્ તેઓ બુદ્ધિમાં છેક જ મંદ છે અને મોડા પડવામાં પણ ચોક્કસ છે.' આવી ઘણી સભાઓમાં બ્રિટિશ નીતિ પર પિસ્તાળ પાડવામાં આવતી.

આમ બંને દેશ વચ્ચે આર્થિક લડત ચાલી રહી હતી ત્યારે ડી' વેલેરા, અંગ્રેજ સરકાર સાથે વાટાઘાટ કરવાને લંડન પહોંચ્યા. તેમણે તો પહેલે જ દિવસે અંગ્રેજ શાહીવાદીઓને પરખાવી દીધું કે, અમારા દેશની જમીન તમે બળજબરીથી કબજે કરેલી તે અમને પાછી આપવા બદલ કંઈ તમને આપવાનું હોય જ નહિ; પણ ખરું જોતાં છેલ્લાં સાતસો વરસમાં તમે અમારા દેશનાં જાનમાલને ભયંકર નુકસાન કર્યું છે, તે પેટે અમે તમારી પાસેથી કરોડો રૂપિયાનું વળતર મેળવવાને હકદાર છીએ. આવી વાત સાંભળતાં જ બ્રિટિશ પ્રતિનિધિએ આવા ધોરણસર વાટાઘાટનો ઇન્કાર કર્યો. તેથી તરત જ ડી' વેલેરા વિજય વાવટો ફરકાવતા ડબ્લીન પાછા ફર્યા.

આવા વાતાવરણમાં ૧૧મી નવેમ્બરે બ્રિટિશ શાહીવાદીઓના 'પોળી-દિન'ની ઉજવણી ડબ્લીનમાં કેવી થાય એ સહેલાઈથી સમજી શકાય.

બ્રિટિશ સામ્રાજ્યમાં તેમ હિન્દમાં પણ ૧૧મી નવેમ્બરના જે દિવસે પહેલા વિશ્વયુદ્ધનો વિરામ થયેલો તેની ઉજવણી સરકાર તરફથી બહુ જ ભપકાથી થતી અને તે દિવસે લાલ 'પોળી' નું ફૂલ—સાચું કે કાગળનું—વેચીને તેની રકમ લડાઈના સૈનિકોની ને તેમનાં કુટુંબીઓની રાહત માટે વપરાતી. '૩૨નો આ દિવસ તો ગોળમેજની ધમાલમાં ધ્યાનમાં આવેલો નહિ પણ આયર્લૅન્ડમાં કૉઝગ્રેવ જેવા અંગ્રેજના પિઠ્ઠુઓ આ દિવસ ખાસ ભપકાથી ઊજવવાનો પ્રયાસ કરતા ત્યારે અહીંયાં રાષ્ટ્રવાદીઓ પોળીનો બહિષ્કાર કરીને આયરિશ ગુલાબના પ્રતિકને વેચવાનો ખાસ આગ્રહ કરતા. હંમેશ મુજબ આ સાલ પણ મધરાત સુધીમાં બંને પક્ષ વચ્ચેની સાઠમારી પરાકાષ્ઠાએ પહોંચી. તે રાતે હું કોઈ જલસામાંથી પરવારી ઘેર જતો હતો ત્યારે સામસામી મારામારીના અને ઠોંસાબાજીના પ્રસંગો મેં નિહાળ્યા. જેને માર પડે તેના પક્ષકારો તેના ટેકામાં પહોંચી જાય અને ફરી પાછું તોફાન જાગે. આ બધું જોઈને જ્યારે એક નાના રસ્તા પર વળ્યો ત્યારે પોળી

વેચવાની મોટી દુકાનના કાચને તોડી નાખીને તે ફૂલને ચોપાસ ફગાવી દીધેલાં જોયાં.[1]

આવી રીતે શાહીવાદ વિરોધી નવી હવા જામતી હતી, ત્યારે લોટવાલા નવેમ્બરમાં ડબ્લીન આવીને જરા દૂર ડનલેરી બંદરની એક આલીશાન હોટેલમાં ઊતર્યા. તેમણે આઈરિશ કાર્યકરો સાથે પોતાના સંબંધ તાજા કર્યા. મારી બધી હકીકત સાંભળીને મેન્શન હાઉસના મોટા સભાગૃહમાં સંયુક્ત મોરચાની સભા રાખવાને માટે તેમણે જરૂરી ખર્ચ મંજૂર કર્યો. તરત પત્રિકા વહેંચીને અને ખાસ અગ્રેસરોને આમંત્રણો આપીને થોડા જ દિવસમાં એક શાનદાર સભા ભરવામાં આવી. તેમાં પાદર ઓ'ડોનેલ, શોન, મેકબ્રાઈડ, ક્રાંતિકારી સેનાના પ્રતિનિધિ, અન ફોબ્લાકટના તંત્રી ફ્રેંક રાયન વગેરેએ ઘણાં કડકડતાં ભાષણો કર્યાં. બધાંનો સૂર એક જ હતો કે હવે હિન્દ અને આયર્લૅન્ડની પ્રજાએ એકત્ર થઈને બ્રિટિશ શાહીવાદના છેલ્લામાં છેલ્લા

---

૧. આયર્લૅન્ડની આઝાદીની લડાઈ પૂરી થયા પછી પણ બ્રિટિશ રાજ્યનો ત્રિરંગી વાવટો આયર્લૅન્ડમાં ક્યાંય દેખાતો નહિ. ડનલેરીના મોટા વસ્તુભંડાર પર દેશદેશના વાવટા ફરકે પણ તેમાં બ્રિટિશ વાવટો ન જ હોય. માત્ર ૧૧મી નવેમ્બરના યુદ્ધતહકૂબીના દિનને બ્રિટિશ શાહીવાદને રંગે રંગવાને ડબ્લીનમાં આયર્લૅન્ડની બેંક પર, ટ્રિનિટી કૉલેજ પર અને આલીશાન શેલ્બોર્ન હોટેલ પર બ્રિટિશ વાવટો ચઢાવવામાં આવતો. તે પૈકી ટ્રિનિટી કૉલેજનો વાવટો તો અગાઉ વિદ્યાર્થીઓના આગ્રહથી ઉતારી નાખવામાં આવ્યો. બેંક પરના વાવટા પર ગોળીબાર કરીને તેના ફૂરચા ઉડાવવામાં આવ્યા. ત્યારે શેલ્બોર્ન હોટેલના શાહીવાદી માલિક પાસે ક્રાંતિવીર જ્યોર્જ ગીલ્મોર પહોંચી ગયો. તેણે વાવટો ઉતારવાને કડક શબ્દોમાં કહ્યું ત્યારે માલિકે ગીલ્મોરનું સુકલકડી શરીર જોઈને પૂછ્યું: 'તમે વળી કોણ છો તે આટલું બધું જોર કરો છો?' ત્યારે તેને જવાબ મળ્યો કે: 'હું આઇરિશ ક્રાંતિકારી દળનો સૈનિક જ્યોર્જ ગીલ્મોર છું.' ત્યારે તેના નામથી જ ગભરાઈને માલિકના મોતીઆ મરી ગયા અને તરત વાવટો ઉતારી નાખ્યો.

અવશેષને વહેલામાં વહેલા દેશનિકાલ કરવા જોઈએ. આ નેમને પૂરો ટેકો આપીને મેં હિન્દી–આઈરિશ સ્વાતંત્ર્ય સંઘ સ્થાપવાની દરખાસ્તને વધાવી લીધી અને તે માટે પૂરી એકાગ્રતાથી કામ કરવાની ખાતરી આપી. છેવટે 'હિન્દી–આઈરિશ સંયુક્ત મોરચો અમર રહો' 'બ્રિટિશ શાહીવાદ મુર્દાબાદ' વગેરે બુલંદ ઘોષણા કરીને સભા પૂરી થઈ.

આ સભામાં નવા સંઘના પ્રમુખ તરીકે મિસિસ વુડ્ઝ અને હું મંત્રી ચૂંટાયા. સર્વ લડાયક જૂથના પ્રતિનિધિઓની કાર્યવાહક કમિટી પણ નીમવામાં આવી. અમે સર્વે મળીને તરત જ નવા સંઘ તરફથી દર અઠવાડિયે એક સમાચાર પત્રિકા પ્રકટ કરવાનું નક્કી કર્યું. મારી પાસે લોટવાલાની સૂચનાથી મુંબઈના ક્રોનિકલ દૈનિકના અઠવાડિયાના અંક એકસામટા મને મળતા, તેમાંથી સારરૂપ ખબર હું તારવતો અને આયર્લૅન્ડમાં જે પ્રવૃત્તિ થતી તે ઉમેરતો. શરૂઆતમાં તો એક બાઈને બધું લખાણ ટાઈપ કરીને તેની નકલો કઢાવવાનું અને તેને ટપાલ કરવાનું કામ સોંપાયું હતું. પણ આ બાઈનો ખરચ પોસાયો નહિ તેથી તેનું કામ થોડા વખતમાં મારે જ ઉપાડી લેવું પડ્યું.

શિયાળામાં આ અઠવાડિક સમાચાર પત્રિકા મેં નિયમિત પ્રકટ કરવા માંડી. તેવામાં એક ઓચિંતું વિઘ્ન મને નડ્યું. મેં પ્રકટ કરેલી કેટલીક પત્રિકાની કંઈ કંઈ ટીકાઓ થવા લાગી. પરિણામે મારી સાથે આ પત્રિકાના સહતંત્રી તરીકે આયર્લૅન્ડના અમર શહીદ જેમ્સ કોનોલીની[1] પુત્રી નોરા કોનોલી ઓ'બ્રાયનની નિમણૂક થઈ.

---

૧...જેમ્સ કોનોલી વરસો સુધી અનેક જાતની જાડી મજૂરી કરીને પછી વાહનવ્યવહાર તંત્રના તેમજ સામાન્ય કામદારોના સર્વોપરી મંડળનો પ્રણેતા અને અગ્રેસર બન્યો હતો. સન ૧૯૧૩–૧૪માં જીમ લારકીન સાથે તેણે તેના મંડળને નાબૂદ કરવાના મૂડીપતિઓના કાવતરાને ખતમ કરવાને સાર્વત્રિક હડતાળ પાડી હતી. એ હડતાળ એક વરસથી પણ વધારે

ઓ'બ્રાયન નામના એક વેપારી સાથે પરણીને નોરા શાંત જીવન ગાળતી હતી પણ તેના પિતાની ઉદ્દામ ભાવનાઓ તેના દિલમાં સમસમતી હતી.

આ બાઈ આશરે ૩૫ વર્ષની હતી. તેના સોજીલા મુખડા પર ઉત્સાહ અને હાસ્ય હંમેશાં તરવરતાં તેથી તે પ્રમાણમાં જુવાન લાગતી. તેના પિતાના ગાઢ સંસ્કાર, આયર્લૅન્ડની અનેકરંગી લડતો ના અનુભવ તેમજ દુનિયાના રાજકારણના અભ્યાસને લીધે તે મારા વિચાર અને વલણને સહેજે સમજી લેતી. તેથી તે જોતજોતામાં એક બહેનની માફક મારી સાથે હળી ગઈ. તેમ તેની સાથે કામ કરતાં મને તેની મીઠી સોબતમાં ઘણું જ્ઞાન પણ મળતું.

તે વખતે તે પોતાના 'બળવાખોર પિતાની (કોનોલીની) તસવીર' નામનું એક પુસ્તક લખતી હતી અને અમેરિકામાં આવા સર્વોત્તમ જીવનચરિત્ર માટે ઇનામ જાહેર થયું હતું તેને અંગે આ પુસ્તક મોકલવાનું હતું. આ વાત તો એકવાર સહેજમાં કહીને દર અઠવાડિયે ગુરુવારે દશ-અગિયાર વાગે મારા ખંડમાં તે આવતી અને બધાં છાપાં અને મારું લખાણ પૂરાં ધ્યાનથી તપાસીને કેટલીક બાબતોની ચર્ચા કરતી, પત્રિકામાં કંઈક સુધારા ઉમેરા સૂચવતી અને પૂરું સુધારેલું લખાણ ટાઈપ થઈ જાય ત્યાર પછી જ તે પાછી ઘેર જતી.

આમ નોરા આખી પત્રિકા પસાર કરતી. છતાં વખતોવખત અમારા સંઘની કમિટીમાં ડી' વેલેરાની તેમજ ગાંધીજીની ભક્ત મિસિસ વુડ્ઝ કંઈક કંઈક વાક્યો પર ટીકા કરતી. એકવાર હિન્દની ધારાસભામાં ગાંધીજી વિષે બોલતાં શ્રી રંગા આયરે ગાંધીજીને 'બ્રિટિશ' સામ્રાજ્યના

---

વખત ચાલી તે દરમ્યાન પહેલું વિશ્વયુદ્ધ શરૂ થતાં તે અંગ્રેજ સરકારની સામે સશસ્ત્ર બંડ કરવાની તૈયારીમાં પડયો ને તે માટે તેણે એક શહેરી દળની રચના કરી. છેવટે ૧૯૧૬ના બંડમાં રાષ્ટ્રીય નેતા પેટ્રીક પિયર્સ સાથે તે ભળીને ઘવાયો અને થોડા જ દિવસમાં અંગ્રેજોની ગોળીથી ઠાર થયો.

સર્વોત્તમ પોલીસ મેન '—ચોકીદાર કહેલા ને તે વાક્ય મેં પત્રિકામાં ઉતારેલું તેના પર મિસિસ વુડ્ઝે પિસ્તાળ પાડી. પણ તરત જ નોરાએ મારો આબાદ બચાવ કર્યો અને સર્વ ટીકાકારોનાં મોં બંધ કરી દીધાં.[1]

આ કામમાં મારે ખરેખરો મુકાબલો રોજ વધતી કાતિલ ઠંડીનો કરવો પડતો. ચા–પાણી ને હળવો નાસ્તો તૈયાર કરવાને મારી પાસે ગૅસની નાની સગડી હતી, પણ ઠંડી હઠાવવાને જરૂરી ગૅસનો મોટો સગડો કે ભઠ્ઠો નહોતો, તેથી મારે આખો વખત કોલસાનો દેવતા સમારીને બરાબર સળગતો રાખવો પડતો. પણ આ દેવતા ઘડીઘડીએ રીસાઈ જાય ત્યારે ઓચિંતી ઠંડી ફેલાતી. વળી દેવતા ગમે તેવો સળગતો હોય તોપણ ટાઈપરાઈટર તો તેની સામે નહિ પણ એક બાજુએ રાખીને કામ કરવું પડે અને તેથી ઘડીએ ઘડીએ કોઈ કોઈ આંગળીઓ ઠરી જાય ત્યારે કામ થોડીવાર અટકાવીને પાછું શરૂ કરવું પડે. મારે ડબ્લીનથી અઠવાડિક પત્રિકા ઉપરાંત ગાંધીજીનાં સ્મરણના લેખ પણ દર અઠવાડિયે હિન્દુસ્તાન મોકલવા પડતા. તે મધરાત પછી તૈયાર થાય ત્યારે ઍરમેલથી હિન્દ મોકલવા માટે મારે બે–ત્રણ વાગે કેન્દ્રીય ટપાલ ઑફિસે જવું પડે ને પછી ટાઢમાં ધ્રૂજતા પાછા આવીને બિછાનાનું શરણ લેવું પડે.

ડિસેમ્બર માસમાં નવા સંઘનું અને સમાચાર પત્રિકાનું કામ સરાડે ચઢયું તેવામાં મારી મિત્ર કપિલા અમેરિકામાં અભ્યાસ પૂરો કરીને લંડન થઈ મને મળવા ડબ્લીન આવી પહોંચી. મારા ખંડ પાસે તેના વસવાટની જરૂરી વ્યવસ્થા કરીને હું તેને બંદરે જઈને મળ્યો. તેણે અમેરિકાના તેના અભ્યાસ અને

---

૧. 'બળવાખોર પિતાની તસવીર'—એ નામે કોનોલીની પુત્રી નોરાએ લખેલા સ્મરણગ્રંથની મારી પ્રસ્તાવના, પાન ૭.

અનુભવની કહાણી સંભળાવવા માંડી ત્યારે મેં લંડન અને ડબ્લીનના મારા રોજબરોજના જીવનસંગ્રામની કથા કહેવા માંડી. તે થોડા જ દિવસોમાં પાછી દેશ જવાની હતી તેથી કુદરતી રીતે માસ્તર અને બીજા મિત્રોને મોકલવાના સંદેશા ને સૂચનાઓ તેને આપી દીધાં.

કપિલાને આખું શહેર બતાવવાને હું ચારે બાજુએ તેની સાથે ઘૂમ્યો. શહેરની વચ્ચેથી પહેલી લીફી નદીના પુલ પાસે જ ડેનીઅલ ઓ'કોનેલના[1] બાદશાહી બાવલાથી શરૂ થતા રાજમાર્ગ પર ફરતાં છેવટે બ્રિટિશ નૌકા-સેનાધિપતિ નેલ્સનના માનમાં સ્થાપેલા સ્તંભ સુધી પહોંચ્યા. ત્યાંથી જે પોસ્ટ ઑફિસ પર ૧૯૧૬ના શહીદોએ દારૂગોળો ચલાવીને સર કરી હતી તેના નવા મકાનથી પસાર થઈને મૂર સ્ટ્રીટમાં કાળી કામળી ઓઢીને જાતજાતનો માલ વેચતી ગરીબ બાઈઓને પણ અમે નિહાળી. અમે બંદરને રસ્તે કોનોલીએ સ્થાપેલા જે સ્વાતંત્ર્ય ભવનમાં હવે વાહનવ્યવહારના અને સામાન્ય કામદારોનું મોટું પણ નિષ્પ્રાણ યુનિયન ચલાવવામાં આવતું હતું, ત્યાંથી અમે પસાર થયાં. વળી પાસે જ નદીકિનારે જે માર્ગ કુંવારાની પગદંડી તરીકે જાણીતો હતો તેના પર ફરી વળ્યાં. કમનસીબે બીજા મોટા શહેરની માફક ડબ્લીનના પણ નાના શહેરના રાજમાર્ગની સાખ-પડોશમાં આવેલી ગલીકૂંચીઓમાં ફરતાં ત્યાં જામેલી ગંદકી અને જીવલેણ ગરીબીથી અમે ત્રાસી ગયાં. અમે ઘેર પકાવેલા સાદા ખોરાકથી જ સંતોષ માન્યો—માત્ર પાદર કે નોરા જેવા મિત્રને ઘેર સાંજે ચા—નાસ્તો કરવા ગયાં ત્યારે જ જાણે મોટી મિજબાની માણી.

---

૧. જ્યારે સન ૧૮૦૦માં આયર્લૅન્ડની ધારાસભાને બ્રિટિશ પાર્લામેન્ટમાં ભેળવી દેવામાં આવી ત્યારે રોમન કેથોલિક ધર્મના કોઈ અનુયાયીની ચૂંટણી પર પ્રતિબંધ મૂકવામાં આવેલો. ડેનીઅલ ઓ' કોનેલે આ કાયદાની સામે પ્રચંડ આંદોલન જગાવ્યું તેથી સન ૧૮૨૯માં કેથોલિકોને ચૂંટણીમાં ભાગ લેવાની છૂટ મળી. તેથી એ નેતાના માનમાં તેમનું બાવલું મુકાયું ને એ રાજમાર્ગને પણ તેમનું નામ અપાયું.

આ અરસામાં જ કૉનોલીના સિદ્ધાંતોનો પ્રચાર કરવાને અને ચાલુ સંજોગોમાં તેનો પ્રયોગ કરવાને 'કૉનોલી ફેલોશીપ ક્લબ' સ્થાપવામાં આવી. તેના મુહૂર્તની સભામાં મિસિસ સ્કેફીંગરટને[1] ભાષણ આપ્યું તે વખતે કપિલા સાથે હું હાજર રહ્યો. તે વખતે સભામાં આવેલા નોરા અને પાદર વગેરે અનેક અગ્રગણ્ય કાર્યકર્તા સાથે એની ઓળખાણ કરાવી. કેટલાક મિત્રોએ કપિલાને મારા પ્રચારમાં સાથ આપવાને મહિનો ડબ્લીનમાં રહેવાની વિનંતિ કરી. પણ તે તો એક દિવસ આયર્લેન્ડની પાર્લામેન્ટ–ડોઇલની બેઠકમાં હાજરી આપીને એકએ દિવસમાં પાછી લંડન ઊપડી ગઈ.

'૩૨ની નાતાલ આવી ત્યારે જે લંડન શહેરમાં જાણે હું ઘર કરીને બેઠેલો ત્યાં થોડા દિવસ જઈ આવવાની તાલાવેલી થઈ. ભાડાના પૈસા, લોટવાલાએ સોંપેલો થોડો સામાન વેચીને મેળવ્યા અને તરત હું લંડનમાં ટાઈપીસ્ટ રોઝનો મહેમાન થયો.

---

૧. 'આ વક્તા અને તેમના પતિ મિ. સ્કેફીંગસ્ટન બંને એમ.એ. ની ઊંચી પરીક્ષા પાસ થયેલાં. બંનેએ આયર્લેન્ડમાં સ્ત્રીઓની સ્વતંત્રતાનો ઝંડો ફરકાવ્યો હતો. મિ. સ્કેફીંગસ્ટન ખાસ કરીને શાંતિના ઉપાસક હતા અને અંગ્રેજ સામ્રાજ્યશાહીના કટ્ટર વિરોધી હોવા છતાં આયર્લેન્ડના જહાલ પક્ષમાં નહોતા ભળ્યા. છતાં સન ૧૯૧૬નું બંડ થયું તે દિવસે ગોળીબારથી ઘવાતા માણસોની સારવાર કરવાને તેઓ બહાર પડ્યા. તેમનાં પત્નીએ ઘણુંય વાર્યા છતાં લોહીથી છંટાતા રસ્તા પર તે આગળ વધ્યા. તેમને શક પરથી અંગ્રેજ અમલદારોએ પકડ્યા અને મધરાતે લશ્કરી કોર્ટ આગળ તેમનો ખોટો કેસ ચલાવીને તેમને ઠાર કર્યા. પછી મિસિસ સ્કેફીંગસ્ટન ઉપર આફતનાં જે વાદળ ઊતરી પડ્યાં. તેનું વર્ણન અહીં ન થાય. એટલું જ કહેવું બસ છે કે, એ વૃદ્ધ, વિદ્વાન અને બુદ્ધિમાન બાઈ રાષ્ટ્રીય તેમજ સમાજવાદી વિચારોનો અદ્ભુત સમન્વય કરીને આમજનતાના આર્થિક સવાલો પર વેધક પ્રકાશ પાડતી. ખરેખર શીન ફેઈનની આઝાદ પક્ષની તેમજ કામદારોની સભામાં દરેક સવાલ ઉપર શિષ્ટ વાણીમાં પ્રવચન કરનાર મેં ડબ્લીનમાં બીજી કોઈ વ્યક્તિ જોઈ નથી.' જુઓ 'બળવાખોર પિતાની તસવીર' નામે પુસ્તકનાં પાનાં ૮ અને ૯.

સ્વાભાવિક રીતે હું સકલાતવાલા અને ડૉ. ચુનીભાઈ તેમજ બીજા મિત્રોને મળ્યો. લંડન ટાઈમ્સના પાછલા બને તેટલા અંક વાંચીને ઇંગ્લાંડના અને દુનિયાના રાજકારણની બધી બાતમી મેળવી લીધી. કોઈ મિત્રોને ઘેર નાતાલનાં અને નવા વર્ષનાં ખાણાં ખાઈને જરી તાજો થયો.

વીર સાવરકરે ૧૮૫૭ના સ્વાતંત્ર્યસંગ્રામના લખેલા પુસ્તકની નકલો પેરીસમાં રહેતા સરદારસિંગ રાણા પાસે છે એમ હું જાણતો હતો. હવે તે સહેલાઈથી ડબ્લીનમાં ખપે એમ હોવાથી મેં રાણાજીને થોડી નકલો મોકલવા વિનંતિ કરી. પછી તેમની સૂચના મુજબ લંડનથી તેના રવાનગીના ટપાલખર્ચની રકમ તેમને મોકલી ને તે નકલો ડબ્લીનને સરનામે મંગાવી. ત્યાં પાછો ફરતાં તે મને મળી ત્યારે તે પુસ્તક પહેલી જ વાર વાંચીને મારા દિલમાં રાષ્ટ્રીયત્વનો પારો એકદમ ખૂબ ચઢી ગયો. ખરેખર, જે સાવરકરે દેશની આઝાદી માટે ભારે કેસરિયાં કર્યાં તેમણે જ રાજાઓ અને નવાબોએ, હિન્દુ-મુસલમાનોએ દેશભરમાં ભેગા મળીને ચલાવેલા પ્રચંડ યુદ્ધને જે અદ્ભુત શૈલીમાં બિરદાવ્યું છે તે વાંચીને હું આફરીન થયો. પછી ડબ્લીનના મિત્રો આગળ હું તેના મુક્ત કંઠે વખાણ કરતો ગયો અને તેની નકલો વેચતો ગયો.

'૩૩ના જાન્યુઆરીમાં ડબ્લીન પાછો ફર્યો ત્યારે વેચેલા સર-સામાન વિના ઠાલી ઓરડીમાં રહેવું અગવડ ભરેલું લાગવાથી હું પાસે આવેલી એક ઇન્ટરનેશનલ હોટેલમાં રહેવા ગયો. લંડનની સફર દર-મ્યાન નેવે મૂકેલું ગાંધીજી વિષેનું પુસ્તક ફરીથી આગળ લખવા માંડ્યું. પણ ત્યાં સુધીમાં નાતાલની આસપાસ બે-એક અઠવાડિયા દરમ્યાન લોટવાલાને કંઈ જ લખાણ નહિ મળેલું હોવાથી તે ઘણા ગુસ્સે થયા. વળી તેમના પુત્ર કિશોરને હું લંડનમાં મળેલો તેથી તેની માર-ફત તેમણે જાણી લીધું કે કંઈક સામાન વેચીને હું લંડન મોજ

કરવા ગયો છું. આ બધા સમાચારથી તેમણે મારા અઠવાડિક દર-માયામાં સખત કાપ મૂકયો તેથી મારી સ્થિતિ ઘણી કફોડી થઈ. આવે વખતે સાવરકરના પુસ્તકના[1] વેચાણમાંથી જે થોડી રકમ મળતી તે પણ આશીર્વાદ સમાન બની. પછી ગાંધી–પુસ્તકના હપ્તા નિયમસર મોકલીને થોડા વખતમાં તેમનું મનરંજન કરીને ફરી પૂરી રકમ મેળવવાની આશા રાખવા લાગ્યો.

આ શિયાળામાં અંગ્રેજ સરકાર સાથે ખેડૂતોના હપ્તા આપવા વિષે નવો ઝગડો થયો તેથી ડી' વેલેરાની સરકાર, ક્રાંતિકારી દળ, સમાજવાદીઓ અને સામ્યવાદીઓ વચ્ચે એક સરસ સંયુક્ત મોરચો જામ્યો. તેના તરફથી જે સભાઓ ખુલ્લા મેદાનમાં કે બંધ હોલમાં થતી તેમાં સર્વ શાહીવાદવિરોધીઓ એક જ મંચ પરથી અંગ્રેજ સરકારને પડકારતા. આ પૈકી ઘણી સભાઓ તો શાહીવાદવિરોધી સંઘના મંત્રી શૌન મેકબ્રાઈડ[2] તરફથી યોજાતી. એક જંગી સભા ટ્રિનિટી કૉલેજના દરવાજા આગળના મેદાન–કૉલેજ ગ્રીન પર મળી હતી. ત્યાં લાઉડસ્પીકરના અભાવે એ મંચ પરથી જુદા જુદા વક્તાઓ કડક ભાષણ કરતા હતા. આ સભામાં ડી' વેલેરા પણ હાજર રહ્યા હતા; તેમણે તો ઇંગ્લાંડ સાથેના ઝગડાનો સાર બહુ જ શાણી પણ મક્કમ ભાષામાં સમજાવ્યો. બીજી બાજુએ જીમ લારકીન[3] જેવા

---

૧. પહેલીવાર જે થોડી નકલ મંગાવેલી તે ખપી ગઈ કે તરત ટપાલ-ખર્ચ ભરીને વધારે નકલ મંગાવતો ગયો. તેથી મારા અઠવાડિક વેતનની ખોટ કંઈક પૂરી થતી.

૨. શૌન મેડમ મેકબ્રાઈડનો પાકી વયનો લડાયક પુત્ર હતો. શૌન એ અંગ્રેજી નામ જૉનનો આઇરિશ પર્યાય છે.

૩. જીમ લારકીનનો એ જ નામનો પિતા તે વખતે વયોવૃદ્ધ થવાથી સક્રિય નહોતો. પણ તેણે જ જેમ્સ કોનોલી સાથે મળીને કામદારોનું પહેલું વિરાટ સંગઠન કર્યું હતું, ને સન ૧૯૧૩–૧૪માં ઐતિહાસિક હડતાળ ચલાવી હતી. આ બુઢ્ઢો મને લંડનના સ્ટેશન પર મળેલો ત્યારે તેની વિરાટ કાયા જોઈને અને તેના જોશીલા બોલ સાંભળીને હું પ્રભાવિત થયેલો.

સામ્યવાદી વક્તાએ કહ્યું કે, અહીંયાં એક નહિ પણ બે ડબ્લીન છે: એક ગીનીસ,[1] જેકબ[2] ને એવા મૂડીપતિઓનું અને બીજું ગરીબ શોષિત આમજનતાનું. આ મુઠ્ઠીભર મૂડીપતિઓ અંગ્રેજ સરકારના પિઠ્ઠુઓ છે ત્યારે બાકીની આમ પ્રજા શાહીવાદવિરોધી લડતમાં આપણી સાથે છે તેથી આપણો વિજય નિશ્ચિત છે. આ સભામાં પાદર ઓ' ડોનેલ, શૉન મેકબ્રાઈટ, હેલીના મેલોની[3] વગેરે ઘણાં વક્તાઓએ મોડે સુધી ભાષણો કર્યાં ને શિયાળાની ઠંડી હવાને પણ જરા ગરમ કરી મૂકી.

પણ આ સભામાં કૉઝગ્રેવના કમાના ગેલના[4] શાહીવાદીઓ સખણા ન રહ્યા. તેમણે આખી સભામાં કોઈ કોઈ ઠેકાણે ધાંધલ

---

૧. ગીનીસનું શ્રીમંત કુટુંબ બીઅર અને સ્ટાઉટ જેવાં માદક પીણાંનું જંગી કારખાનું ડબ્લીનમાં ચલાવે છે. સ્થાનિક પાણીના અજબ ગુણને લીધે તેનો માલ આખા ઇંગ્લાંડમાં પણ ખૂબ વેચાય છે.

૨. જેકબનું બિસ્કિટનું કારખાનું પણ ડબ્લીનમાં ચાલતું. આ બે સિવાય કોઈ મોટો ઉદ્યોગ તે વખતે એ શહેરમાં નહોતો.

૩. 'હેલીના મેલોની આયર્લૅન્ડના સ્ત્રીકામદાર યુનિયનની જાજરમાન અને પ્રભાવશાળી મંત્રી હતી. કૉનોલીની એ સાથી હતી અને એના સિદ્ધાંતની ઉપાસક હતી. તેનાં ભાષણોની મારા દિલ પર છાપ પડી તેથી એકવાર તેની સંસ્થા જોવા ગયો. એના સ્ત્રી યુનિયનનું મોટું ભવ્ય મકાન, ભાષણો અને નાટકશાળાનો મોટો હૉલ, તેની અંદર અનેક ઑફિસો, અને ત્યાં રોજ રોજ જામતી વિધવિધ ખાતામાં કામ કરતી સ્ત્રીઓની ઠઠ–આ બધું જોઈને હું ચકિત થયો. અને મારા અંતરમાં સવાલ થયો કે આપણા દેશમાં સ્ત્રી-કામદારોની આવી કોઈ સંસ્થા કેમ નથી?' જુઓ, 'બળવાખોર પિતાની તસવીર', પાન ૧૦.

૪. અંગ્રેજો આયર્લૅન્ડમાંથી હઠી ગયા ત્યારે **કમાના ગેલ**–પક્ષ તરફથી કૉઝગ્રેવે **સત્તાનાં સૂત્ર હાથમાં** લીધાં. તે અંગ્રેજ **સરકારનો** પાકો મળતિયો હતો. તેની **સામે ફીઆનાફેલ** નામનો બીજો આઝાદ પક્ષ રચીને તાજી ચૂંટણીમાં ડી' વેલેરા સત્તાધીશ થયો.

કરવાની ને વિક્ષેપ નાખવાની કોશિશ કરી. પણ શાહીવાદવિરોધી દળના લડાયક સેવકો તરત તેમને પકડીને આજુબાજુની ગલીમાં ખેંચી જઈને એવો આદુપાક આપતા કે તે ત્યાંથી ભાગી જ જતાં. એકંદરે આ સભા શાહીવાદવિરોધી બુલંદ ગર્જનાઓ વચ્ચે પૂરી થઈ.

એ શિયાળામાં શીન ફેઈનના[1] અંતિમ રાષ્ટ્રવાદી પક્ષ તરફથી વખતોવખત આઝાદ વીરોની સંવત્સરી શાનદાર રીતે ઊજવાતી તેમાં હાજર રહેવાની અણમોલ તક મને સાંપડી. ત્યાં વુલ્ફ ટોન, રોબર્ટ એમેટ[2], માન્ચેસ્ટરના શહીદો[3] વગેરે ગઈ સદીના વીરોની પુણ્યતિથિની ઉજવણી નિમિત્તે અભ્યાસપૂર્ણ પ્રવચન કરવાને ખાસ વિદ્વાનને આમંત્રણ અપાતાં. શરૂઆતમાં રાષ્ટ્રીય વાજિંત્ર હાર્પ(ઘણા તાર-વાળું આઇરિશ સિતાર)ના સૂર સાથે કોઈ રાષ્ટ્રીય ગીત ગવાય. પછી વિગતવાર પ્રવચન થતું ત્યારે વાતાવરણ ઘણું ગંભીર બની જતું. કોઈવાર સભામાં શ્રોતાઓ થોડા કે વધારે હોય, પણ કંઈ સૂત્રોચ્ચાર કર્યા વિના સર્વ શહીદીના બોધપાઠનું શાંતિથી ચિંતન કરતા વિખ-રાઈ જતા.

વખતોવખત આવી સભાઓમાં હાજર રહેતાં, વુલ્ફ ટોનની સશસ્ત્ર લડતની પ્રણાલિકા ચાલુ રાખનાર એમેટ, માન્ચેસ્ટરના શહીદો,

---

૧. શીન ફેઇનનો શબ્દાર્થ: અમે પોતે. ઇતિહાસના અકસ્માતથી ભારતમાં ૧૯૦૫થી સ્વદેશીની લડત શરૂ થઈ તેમ આયર્લૅન્ડમાં આગલાં ઘણાં આંદોલનના પરિપાકરૂપ તે જ સાલમાં આર્થર ગ્રીફીથ્સ જેવા પીઢ આગે-વાને 'શીન ફેઇન' નામની સંસ્થા સ્થાપી. જોતજોતામાં આ સંસ્થા સર્વ લડાયક રાષ્ટ્રવાદીઓનું ક્રાંતિકારી તંત્ર બની ગઈ.

૨. સન ૧૮૦૩માં નિષ્ફળ બળવો કરી ભરજુવાનીમાં શહીદ થનાર રોબર્ટ એમેટને આપણા ભગતસિંગ સાથે સરખાવી શકાય.

૩. સશસ્ત્ર ક્રાંતિકારીઓએ ૧૮૬૭માં ઇંગ્લાંડમાં બંડ પોકાર્યું હતું તેમાં ભાગ લઈને માન્ચેસ્ટરના ત્રણ આઇરિશ વીરો શહીદ થયા હતા. તેમની સંવત્સરી બહુ ભાવથી વરસોવરસ ઊજવાય છે.

૧૯૧૬ના ઇસ્ટરના આઝાદ વીરો વગેરેનો કંઈક સળંગ ઇતિહાસ ધ્યાનમાં આવતો. ત્યારે આપણા દેશમાં ૧૮૫૭ની લડાઈના આગેવાન નાના સાહેબ, તાત્યા ટોપે ને ઝાંસીની રાણીનું કે પછી પૂના પ્લેગની લડતમાં હોમાઈ ગયેલા નાટુ ભાઈઓનું, ખુદીરામ બોઝનું કે કરતાર-સિંગનું કે ભગતસિંગ કે જતીન દાસનું ગૌરવ કેમ થતું નથી? એ સવાલ મને મૂંઝવતો. વળી શીન ફેઈન જેવી ક્રાંતિકારી સંસ્થા આપણે ત્યાં કેમ રચાઈ નથી અને રાષ્ટ્રવીરોની જયંતીઓ કેમ ઊજવાતી નથી એનો વિચાર કરતો હું ઘેર જતો.

’૩૩ના શિયાળામાં હું હોટેલમાં રહેતો હતો ત્યારે ફેબ્રુઆરી માસની આખરમાં એક દિવસ પાદર ઑ’ડોનેલ અને તેમના એક-બે સાથીઓ મને મળવા આવ્યા. તે દિવસે જ કેટલાંય વરસથી કહેવાતા ત્રીશેક સામ્યવાદીઓને ૧૯૨૯માં પકડીને તેમની સામે મીરતમાં રાજદ્રોહના અને શહેનશાહની સામે સશસ્ત્ર બંડના વગેરે અનેક આરોપ મૂકીને કામ ચલાવવામાં આવતું હતું, તેમાં અદાલતનો ચુકાદો જાહેર થયો હતો. તે મુજબ ઘણાખરા આરોપીઓને પાંચ-દશની ને વધારે સખત સજા ફરમાવવામાં આવી હતી. આથી કુદરતી રીતે દેશના તેમ દુનિયાના અને ડબ્લીનના સર્વ સમાજવાદી અને ઉદ્દામ કાર્યકરોને સખત આઘાત લાગ્યો. પાદર અને તેમના સાથીઓ તરત જ મને આ આરોપીઓના કેસ અને તેમની સજાઓ વિષે એક લેખ તેમના ઉદ્દામ ‘અન ફ્રેબ્લાકટ’ પત્રમાં લખી મોકલવા સૂચના આપી અને તરત તે કામ મેં હાથમાં લીધું.

મીરતના કેસની શરૂઆતથી જ સારી કૉંગ્રેસે તેમજ જવા-હરલાલજી, તેજબહાદુર સપ્રુ વગેરે રાષ્ટ્રીય આગેવાનોએ આ આરો-

પીઓની ધરપકડને અને તેમની ઉપર મુકાયેલા ભયંકર આરોપને સખત શબ્દોમાં વખોડી કાઢ્યા હતા. સર્વ જાણતા હતા કે સન ૧૯૨૮માં મુંબઈની કાપડની મિલોના કામદારોની લાંબી હડતાળનું સમાધાન થયા પછી તેના આગેવાનો સામે કિન્નાખોરી રાખીને સરકારે તેમની સામે આ કાવતરું કર્યું હતું. તેથી મીરતના આરોપીઓનો કાયદેસર બચાવ કરવાને જવાહરલાલજીના પ્રમુખપણા નીચે એક કમિટી સ્થપાઈ હતી અને તેની કામગીરીને પરિણામે જ દુનિયાભરમાં બ્રિટિશ શાહીવાદીઓના આ કરતુક સામે વંટોળ જાગ્યો હતો. આવા સંયોગોમાં સમાજવાદી તેમજ રાષ્ટ્રીય દૃષ્ટિથી મીરત કેસના ચુકાદાની મેં સખત ઝાટકણી કાઢી. મારો લેખ તૈયાર કરીને એ પત્રના કાર્યાલયમાં આપી આવ્યો. ત્યાર પછીના અંકમાં મીરતના બધા આરોપીઓની જગમશહૂર છબી સાથે તે પ્રકટ થયો તેથી સર્વ બહુ ખુશ થયા.

’૩૨ ની આખરે સ્થપાયેલી કોનોલી કલબ નવા વર્ષમાં છેક કંગાળ ઓરડામાં મળવા લાગી. તેમાં ઘણુંખરું કોનોલીના ઉપાસક કામદારો તેમજ સમાજવાદી-સામ્યવાદી વિચારનાં યુવક-યુવતીઓ આવતાં. આ કલબમાં નોરાએ તેના પિતાના સિદ્ધાંત પર સરસ ભાષણ આપેલું ત્યારથી કોનોલીનાં મૂળ લખાણ વાંચવાની વધારે તાલાવેલી મને થયેલી. તેમ કોનોલીના એક જૂના સાથી કેપ્ટન વ્હાઈટ[1] અને હેલોના મેલોની, તેમજ સામ્યવાદી પક્ષના અગ્રણીઓ જીમ લારકીન ને શોન મરે[2] વગેરે ઘણાનાં ભાષણ ત્યાં જ મને સાંભળવા મળ્યાં.

---

૧. કેપ્ટન વ્હાઈટ અલ્સ્ટરના પ્રોટેસ્ટંટ રાજભક્ત કુટુંબનો નબીરો હતો. તેનો બાપ હિન્દી લશ્કરમાં મોટો અમલદાર હતો, તેમ કેપ્ટન વ્હાઈટે લશ્કરી અમલદાર તરીકે આપણા દેશમાં ઘણાં વર્ષ ગાળેલાં પણ ૧૯૦૯ના અરસામાં તેને લશ્કરી હિંસાવાદની નફરત આવી ને તે રાજીનામું આપી આયર્લૅન્ડ ગયો. સન ૧૯૧૧-૧૨માં જેમ્સ કોનોલી આયર્લૅન્ડના કામદારોનું સંગઠન

આવા બધા સમાગમ ને સંસ્કારને લીધે કોનોલી ક્લબનો હું આશક થયો અને તેના વિકાસ વિષે કેપ્ટન વ્હાઈટ સાથે ચર્ચા કરવા લાગ્યો. છેવટે માર્ચ મહિનામાં મુખ્ય પોસ્ટ ઑફિસ પાસે હેન્રી સ્ટ્રીટના મોટા સરિયામ રસ્તા પર, વુલવર્થના મોટા વસ્તુભંડારની પાડોશમાં પહેલા માળ પર મેં એક મોટો ખંડ ભાડે રાખ્યો. ત્યાં આ ક્લબ અઠવાડિયે બે-ત્રણ વાર મળતી અને જે કંઈ ઉઘરાણું ગરીબ કામદારોમાંથી થઈ શકતું તે મને ભાડા પેટે મળતું.

પછી મારી નબળી હાલતમાં આ ખંડનું ભાડું ભરવાને કેપ્ટન વ્હાઈટની સલાહ લઈને મેં એક નવો અખતરો કર્યો. મેં દિવસમાં પાઉં-માખણ જેવા સાદા નાસ્તા સાથે ચા-કૉફીનાં પીણાં આપવાની વ્યવસ્થા કરી અને તે વિષે સાદી જાહેરાત બધા મિત્રોને મોકલી આપી. તરત જ ભલો કેપ્ટન તો પહેલો જ ગ્રાહક થયો. પછી તે અને તેની

---

કરતો હતો ત્યારે ખાસ ઉત્તર તરફની (અલ્સ્ટરની) ચળવળમાં તેણે ઝુકાવ્યું. સન ૧૯૧૪-૧૫માં કોનોલીએ કામદારોના હિતનું રક્ષણ કરવાને અને અંગ્રેજ સરકાર સામે લડવાને શહેરી સેના સ્થાપી ત્યારે કેપ્ટન વ્હાઇટે તેને તાલીમ આપવા માંડી. ૧૯૧૬માં કોનોલીનું અવસાન થયા બાદ તેના સિદ્ધાંતોના ઉપાસક તરીકે તે જહાલ કામદાર આગેવાન તરીકે આખા દેશમાં પંકાયો...(સન ૧૯૩૨માં) બેલ-ફાસ્ટમાં કામદારોની મોટી હડતાળ પડેલી તેમાં આ કેપ્ટને ભાગ લીધેલો-એક ઠેકાણે તેમના પર પથ્થરનો વરસાદ વરસેલો તેથી તેમનું માથું ફૂટેલું-ને પછી ઉત્તરની સરકારે તેમને સામ્યવાદી ચળવળખોર ગણીને હદપાર કર્યા. એટલે આ છ ફૂટ ઊંચો પડછંદ બુઢ્ઢો-જવાન પાછો ડબ્લીનમાં રહેવા આવ્યો. અમે અચાનક કંઈક મળ્યા કે તરત જ અમારી વચ્ચે ગાઢ મૈત્રી જામી અને મારે ઘેર તેમના સાથીઓનો પગદંડો જામવા લાગ્યો.' જુઓ, 'બળવાખોર પિતાની તસવીર,' પાન ૯-૧૦.

૨. આ મિત્રોના સામ્યવાદી પક્ષના કાર્યાલયમાં ગયો ત્યારે જાણવામાં આવ્યું કે તેને 'કોનોલી ભવન' નામ આપ્યું હતું. તેમની દુકાનમાં કોનો-લીની છબીઓ અને પુસ્તિકા વેચાતી.

દીકરી પણ તેમનાં મિત્રો સાથે આવતાં થયાં. ડબ્લીનના એક દૈનિકના તંત્રીવિભાગના પ્રોટેસ્ટંટ કર્મચારી પણ તેમનાં પત્ની સાથે મારા મહેમાન થતા. વળી અમારા સ્વાતંત્ર્યસંઘના કોઈ કાર્યકરો અને કોઈ કામદારો ક્વચિત્ ચા–પાણી કરવા આવતા. ઉપરાંત થોડી સિગારેટ ને ખાંડ પણ વેચીને બે પૈસા કમાતો.

આ વસંતઋતુમાં લગભગ દર રવિવારે સવારે મૅડમ મેક-બ્રાઈડ સાથે હું હિન્દી–આઈરિશ સંયુક્ત મોરચા વિશે ભાષણ આપવા જતો. તે માટે મૅડમ તરફથી ઘોડો જોડેલું એવું એક લાંબું સપાટ ગાડું[1] રોકાતું અને તે મોટા રાજમાર્ગમાં પડતા એક આડમાર્ગને નાકે ઊભું રહેતું. તેના પર ઊભા રહીને અમે વારાફરતી ભાષણ કરતાં અને એક ખુરશી મૂકેલી હોય તેના પર વારાફરતી અમે બેસતાં. મીરતના કેદીઓને સખત સજાઓ થઈ ત્યારે અમારાં ભાષણમાં વધારે ગરમી આવતી તેમ અમે આયર્લૅન્ડની ખેડૂતોનાં વળતરની સરકારી લડત વિષે પણ ઇંગ્લાંડની જડતી લેતાં.

અમારાં ભાષણ પૂરબહારમાં ચાલતાં હોય ત્યારે ઘોડો ધીમેથી ચાલવા માંડે ત્યારે સભામાં જરા હસાહસ થતી. પાછો ગાડાવાળો ઘોડાને કાબૂમાં લેતો એટલે વળી અમારી સભા પાછી ચાલતી. આ સભાઓમાં ઝાઝાં માણસો આવતાં નહિ પણ અમે જરાયે નિરાશ થયા વિના થોડાં અઠવાડિયાં સુધી આ કાર્યક્રમ રાખ્યો.

એક દિવસે સવારે હું ગુલાબી હવામાં શહેરના મધ્ય ભાગમાં ફરતો હતો ત્યારે રોટંડા યુનિવર્સિટીના મોટા સભાગૃહને દરવાજે પાદર અને બીજા મિત્રોને મેં જોયા. તેમણે ઘણા ઉમળકાથી મને આ સ્થળે બોલાવેલી સભામાં હાજર રહેવા અને બે બોલ બોલવા વિનંતિ કરી.

---

૧. આપણે ત્યાં સોડા-લેમન વગેરેની બાટલીઓ ભરીને જેવાં ગાડાં દર દુકાને જાય છે તેવું એ ગાડું હતું.

જોતજોતામાં તો સેંકડો શ્રોતાઓથી ભરચક ભરેલા એ ખંડની વ્યાસપીઠ પર મોટા આગેવાનોની સાથે હું ગોઠવાઈ ગયો.

તે વખતે બ્રિટિશ સરકાર સામે આયર્લૅન્ડની જે લડાઈ ચાલતી હતી તેને ટેકો આપવાને જ આ સભા બોલાવી હતી. તેમાં રાષ્ટ્રવાદી તેમજ કામદાર આગેવાનોએ પ્રવચન કર્યાં. મને બોલવાનું કહેવામાં આવ્યું ત્યારે શરૂઆતમાં તો મને ઊભા થતાં જરા સંકોચ થયો. પછી મારી જીભ ખૂલી ગઈ. આઈરિશ પ્રજા અને સરકારની લડતને ટેકો આપ્યો. પછી ડબ્લીનમાં ઉગ્ર ક્રાંતિકારીઓના મતને અનુલક્ષીને મેં કહ્યું: 'અને જોકે કેટલાક રાષ્ટ્રવાદીઓના મત મુજબ ડી' વેલેરાની સરકાર આયર્લૅન્ડની સંપૂર્ણ આઝાદી માટે લડે છે એમ કહી શકાય નહિ.' આટલા શબ્દો બોલ્યો ત્યાં તો આખા સભાખંડમાંથી સિસોટીઓ અને વિરોધના પડકાર સંભળાયા. તેથી ઘડીભર તો હું ડઘાઈ ગયો. પછી સાવધાન થઈને મેં ઉમેર્યું: 'તોપણ આખી દુનિયામાં ડી' વેલેરાની સરકારને આયર્લૅન્ડની સમગ્ર પ્રજાના હિતના ચુસ્ત ચોકીદાર અને તારણહાર તરીકે પિછાનવામાં આવે છે.' અને આ શબ્દો બોલ્યો ત્યારે મને ખૂબ તાળીઓના ગડગડાટથી વધાવી લેવામાં આવ્યો. બીજે દિવસે છાપામાં મારા ભાષણનો પહેલો વિરોધ થયો અને પછી સત્કાર થયો; તેના હેવાલ પ્રકટ થયા. તેથી મારે વિષે અમારા સંયુક્ત સ્વાતંત્ર્યસંઘમાં કંઈક ગેરસમજ થઈ તે સહેલાઈથી ચોખ્ખી થઈ ગઈ.

થોડો વખત ચા-કૉફીનું મારું સાદું ભોજનાલય ચાલ્યું તેવામાં વળી ખંડની આવક વધારવાને કૅપ્ટન વ્હાઈટ સાથે મળીને મેં દર શનિવારે બપોરે પૂરું હિન્દી ભોજન પીરસવાની જાહેરાત કરી. ત્યાં સુધી અમારા સંઘનાં આગેવાન મિસિસ વુડ્ઝના દિલમાં મારી ઉદ્દામ નીતિ સામે પૂર્વગ્રહ બંધાઈ ગયો હતો. પણ મારા રવિવારની સભાનાં સાથી મૅડમ મેકબ્રાઈડ તો પહેલે દિવસે મારા આમંત્રણને

માન આપીને જમણમાં સામેલ થયાં. તેમણે મારા આ સાહસમાં પૂરી સહાનુભૂતિથી સહાય આપવાની ખાતરી પણ આપી. થોડીવારમાં આ ભોજનમાં સામેલ થવાને કેપ્ટન વ્હાઈટ કોઈ સાથીઓ સાથે આવ્યા. તેમને જોતાંવેંત જ મેડમના ચહેરા પર કડવાશ પ્રસરી ગઈ. પણ તરત જ પોતાની લાગણીને વશ કરીને મેડમે પૂરા વિનયવિવેકથી બધાની સાથે છેવટ સુધી વાતચીત કરી અને બહુ હસીખુશીથી છૂટાં પડયાં.

પછી તરત જ મેડમે સંઘના વર્તુળમાં કેપ્ટન વ્હાઈટ જેવા હડહડતા સામ્યવાદીના સંગદોષનો આરોપ મૂકીને મને પણ સામ્યવાદી તરીકે વગોવવા માંડયો. હવે મિસિસ વુડ્ઝને તો પહેલેથી જ મારી પત્રિકાના લખાણ પરથી મારી સામે પૂર્વગ્રહ તો હતો જ. વળી આગલી સાલ કાલાકંકરના રાજા ડબ્લીન આવી ગયેલા, તેમણે પણ મને છૂપા સામ્યવાદી તરીકે ગણાવ્યો હતો. છતાં નોરા કોનોલી, મેડમ મેકબ્રાઈડ જેવાં મારાં રોજનાં સાથીઓએ આવી ટીકાનો સામનો કર્યો હતો. પણ હવે મારા ચા–પાણીના ભોજનાલયને 'ઈન્ટરનેશનલ' નું નામ આપ્યું હતું અને તે નામથી જ મેડમ મેકબ્રાઈડને પણ જમણનું નોતરું આપ્યું હતું. પણ તેથી તે શબ્દોમાં પણ તેમને સામ્યવાદની ગંધ આવી. પછી કોનોલી કલબમાં સમાજવાદી ને સામ્યવાદી આગેવાનો આવીને કામદારોને વખતોવખત ભાષણ આપે છે એ વાત પણ અમારાં સ્વાતંત્ર્યસંઘનાં વર્તુળોમાં જાણવામાં આવી ત્યારે તેમણે મારી સામે રીતસર વંટોળ જગાવ્યો અને વિઠ્ઠલભાઈને કાગળ લખીને મારે વિષે સખત ફરિયાદ કરી.

થોડા દિવસમાં વિઠ્ઠલભાઈ અમેરિકાથી પાછા ફરી ડબ્લીન આવ્યા ત્યારે તેમને મળીને મેં ખુલાસો કર્યો કે, લંડનમાં તેમ ડબ્લીનમાં હું તો ભારતની આઝાદીમાં સહાય કરે એવા સર્વ પક્ષના તેમ સામ્યવાદી પક્ષના કાર્યકરોને પહેલેથી જ મળતો આવ્યો છું. મેં કોઈને રાજ-

કાજમાં અરપશ્ય ગણ્યાં નથી તેથી અહીંનાં કોઈ મારા સામે નકામાં ગવિફર્યાં છે. પછી વિઠ્ઠલભાઈને મળવાને અમારા સંઘના બધા કાર્યકરો ભેગા થયા ત્યારે કેટલાકે મારી નીતિરીતિ સામે ટીકા કરી—અને રેટંડાના મારા ભાષણુ વિરુદ્ધ ઉગ્ર વિરોધને પણુ ટાંકવામાં આવ્યો. પછી વિઠ્ઠલભાઈની સલાહથી મેં ટૂંકમાં જ મારો ખુલાસો કર્યો. છેવટે તેમણે સલાહ આપી કે તમારે માથે કોઈને મારવાનો ઈરાદો નથી તેથી ઇન્દુલાલ તમને ફાવતો ન હોય તો તમારા સંઘના મંત્રી તરીકે તમે બીજા કોઈને નીમી શકો છો. તરત જ મારું રાજીનામું સ્વીકારીને બીજા કોઈને મંત્રી તરીકે પસંદ કરવામાં આવ્યો. પછી વિઠ્ઠલભાઈ મને થોડી વહેવારિક સલાહ આપીને લંડન ઊપડી ગયા.

દરમ્યાન મિસિસ વુડ્ઝ ને તેમના સાથીઓએ લોટવાલાને મુંબઈ કાગળ લખીને મારી સખત ટીકા કરેલી. તે વખતે તે તો શાહીવાદ કરતાં પણુ સામ્યવાદના વધારે સખત વિરોધી બન્યા હતા. તેથી તેમણે હવાઈ ટપાલ મારફતે મારો બધો દરમાયો બંધ કરવાની ખબર આપી. સાથે તેમણે ઉમેર્યું કે, જો મારે હવે તરત દેશ પાછા આવવું હોય તો તે માટે તેઓ ખુશીથી કંઈક બંદોબસ્ત કરશે. આવો કાગળ વાંચીને હું તો લાલપીળો થઈ ગયો. તેમના વેતનને ઠોકરે મારીને મેં તેમને જણાવ્યું કે તેમની સલાહથી મેં દેશ છોડયો નથી અને તેમના કહેવાથી હું પાછો ફરવાનો નથી!

ગુસ્સાના પૂરા મિજાજમાં આ બધું મેં લખી તો નાખ્યું. પણુ પછી ડબ્લીનના સંઘ કે લોટવાલા તરફથી મને કંઈ નહિ મળે તો મારા મોટા ખંડનું ભાડું કેમ આપવું અને મારો નિર્વાહ કેમ કરવો તેની મૂંઝવણમાં હું પડયો. હવે માત્ર મારા ચા-કોફીના, નાસ્તાના અને શનિવારે બપોરના જમણુમાંથી આ બધો ખર્ચ કોઈ રીતે નીકળી શકે એમ નહોતો. કેપ્ટન વ્હાઇટ મારે ત્યાં આવીને મળતા અને દર શુક્રવારે નોરા કોનોલીને ઘેર અઠવાડિક સ્નેહસંમેલનમાં

હાજરી આપતો. બધાં મારા તરફ ઘણી દિલસોજી દર્શાવતાં પણ કોઈ સંગીન મદદ કરી શકે એમ નહોતું. પછી પાદર ઓ'ડોનલને મળ્યો ત્યારે તેમણે સાફ કહ્યું કે, જો તમારા દેશમાંથી પૈસા ન મળે તો અહીં કોઈ રીતે તમારો નિર્વાહ થઈ શકે એમ નથી. તેથી ડહાપણનો માર્ગ એ છે કે તમારે વહેલામાં વહેલા ઘરભેગા થઈ જવું.

પણ મારા પર જૂઠા આરોપ મૂકીને મને નિરાધાર કરવામાં આવ્યો હતો. તેથી મારા દિલને સખત વળ ચઢયો હતો. તેથી લોટવાલાને લખી નાખ્યું હતું તેમ ગમે તેમ કરીને થોડો વખત તો ડબ્લીનમાં કોઈ રીતે પણ મારો નિર્વાહ કરવાનો માર્ગ હું શોધવા લાગ્યો. મધરાત સુધી વિચાર કરતાં એક દિવસ ઓચિંતું સૂઝયું કે બર્લિનની આંતરરાષ્ટ્રીય ભાષા કલબના ધોરણે યૂરોપની જુદી જુદી ભાષાઓ ખીલવવાને એક કલબ હું ચલાવું તો મારું ગાડું ગબડે ખરું. દર અઠવાડિયે પ્રવેશ ફી એક શીલિંગ રાખું ને તેમાંથી અડધી રકમ ચા-પાણીમાં જાય તોયે વીસેક જણ આવે તો દશ શીલિંગ મળે. તેથી મારા ખર્ચમાં કંઈ ટેકો થાય. આ યોજના મનમાં નક્કી કરીને તેને અમલમાં મૂકવાને હું પ્રવૃત્ત થયો.

પહેલાં તો મેં આ કામમાં આયર્લૅન્ડનો એક સાથી શોધીને મેળવ્યો. તે ગઈ લડાઈમાં અંગ્રેજ લશ્કરમાં લડતાં જર્મનીનો કેદી થયો હતો અને તેથી જર્મન ભાષા જાણતો હતો. પછી અમારી બંનેની સહીથી વિગતવાર યોજના એક પરિપત્રમાં છાપીને તે બધા સાથીઓ અને મિત્રોને તેમજ ડબ્લીનમાં જુદાં જુદાં પરરાજ્યોનાં એલચીખાતાંને મોકલી આપ્યાં. વળી થોડાંઘણાં માણસો એકસામટાં આવે તેમને માટે સસ્તાં લાંબાં ટેબલ, બાંકડા અને થોડી ખુરશીઓ ભાડેથી લઈ આવ્યો. જે કોઈ આવે તેમને બતાવવાને કાશ્મીરનાં દશ્યોની અને આપણી લડતની છબીઓનાં આલ્બમ પણ મેં તૈયાર

રાખ્યાં. વળી બર્લિનનાં પ્રોફેસર યૂરોપનાં મુખ્ય દેશના નાના નાના વાવટા લાવી ટેબલો પર રોપી દીધા. માત્ર ઇંગ્લાંડના ત્રિરંગી વાવટાને ડબ્લીનમાં દેશવટો આપેલો તેથી તે લાવ્યો નહિ. પછી ચા-કૉફી-કેક વગેરેની વ્યવસ્થા કરીને પહેલા જ ગુરુવારને દિવસે મહેમાનોની વાટ જોતો હું મારા ખંડમાં અધીરાઈથી આંટા મારવા લાગ્યો.

આઠ વાગ્યાનો વખત થવા આવ્યો તોપણ મારી સાથે પરિચય પર સહી કરનાર સાક્ષી જણાયો નહિ તેથી હું જરા નિરાશ થયો. પણ તેવામાં તો કોઈ કોઈ એલચીખાતાનાં કર્મચારી સ્ત્રી-પુરુષો મારા ખંડમાં દાખલ થવા લાગ્યાં. મેં તેમનો સત્કાર કરીને તેમનાં નામ સરનામાં લખવા માંડયાં. તેવામાં બીજાં થોડાં આવ્યાં. પણ મારા સાથીનો કંઈ પત્તો લાગ્યો નહિ. છતાં જરાયે હિંમત હાર્યા વિના મેં કાશ્મીરનાં અને આઝાદીની લડતનાં ચિત્રો સર્વની આગળ મૂકયાં. એટલે તેઓ બહુ જ શોખથી જોવા લાગ્યાં.

છેવટે જ્યારે મારા સાથીની કંઈ આશા રહી નહિ ત્યારે ચા-નાસ્તો તૈયાર કરવા નોકરને સૂચના આપીને મેં નવી કલબની કોઈ પરભાષા ખીલવવાની નેમ ધ્યાનમાં રાખીને થોડાં ચિત્ર મહેમાનો આગળ રાખીને તેની સમજૂતી મારી ભાંગીતૂટી જર્મન ભાષામાં આપવા માંડી. આમાં કેટલાયને ઘણો રસ પડ્યો એટલે આ કાર્યવાહી મેં હિંમતભેર આગળ ચલાવી. ચા આવી ગઈ તે પછી તો સામસામી વાતચીત પણ જર્મનમાં બધાંની વચ્ચે ચાલી. દેખીતી રીતે જર્મન એલચીખાતાનાં કોઈ ભાઈબહેનો તેની ભાષા ખીલવવાને જ અહીં આવ્યાં હતાં. મિજલસનો બે કલાકનો વખત પૂરો થવા આવ્યો ત્યારે મારા સાથી આવી પહોંચ્યા. પછી તેમણે પણ જર્મન ભાષામાં રંગત જમાવી. આમ પહેલે દિવસે સાત-આઠ સભ્યો આવ્યા. પણ તેમને જે રસ પડયો તે પરથી બીજે અઠવાડિયે તેમના ઓળખીતા

બીજા એલચીખાતાના વધારે મહેમાનોના સહકારની આશા બંધાઈ.

પછીના શનિવારના બપોરના જમણુ દરમ્યાન મેં કેપ્ટન વ્હાઈટને મારી ક્લબના આરંભ વિષે વાત કરી ત્યારે તેમણે તેની ઊંચી કિંમત કરીને પછીના ગુરુવારે હાજર રહેવાનું વચન આપ્યું. તેઓ એક સ્પેનની સ્ત્રીને પરણેલા તેથી સ્પેનીશ ભાષા જાણતા અને વળી તેમની દીકરી સાથે તે ફ્રાંસમાં પણ ઘણું રહેલા તેથી બન્ને ફ્રેંચ ભાષા પણ જાણતાં. જર્મન તો હું અને મારો સાથી ચલાવી શકીએ એમ હતું. પરિણામે ક્લબની બીજી મિજલસને દિવસે આશરે ૧૫ સભ્યો પધાર્યાં તે વિવિધ ભાષાનાં શોખીન હતાં. આ વખતે તો ભલા કેપ્ટન અને તેમની દીકરી વખતસર આવી પહોંચ્યાં. તેથી ત્રણે ભાષામાં કામ ચાલ્યું. હવે તેમને પણ આ મિજલસમાં ઘણો રસ પડ્યો તેથી તેમના પ્રચારથી ક્લબની મિજલસોમાં ઉત્તરોત્તર વધારે સફળતા મળવાની આશા પડી.

એવામાં ઈસુ ખ્રિસ્તના અંતિમ બલિદાનથી પવિત્ર બનેલા ઈસ્ટરના તહેવાર નજીક આવ્યા. ત્યારે આયર્લેન્ડના ધર્મગુરુઓએ હંમેશ મુજબ ધાર્મિક સરઘસ કાઢવા માંડયાં. પણ કોણ જાણે કેમ આ વખતે આ સરઘસો, ધર્મવિરોધી નાસ્તિકવાદીઓ સામે યોજવાનું અને તે વિષે દેવળોમાં પણ ઉગ્ર જેહાદ જગાવવાનું નક્કી થયું. એક દિવસ સાંજે કંઈ રોકાણ ન હોવાથી પરા વિસ્તારમાં કોઈ મિત્રને ઘેર હું જતો હતો ત્યારે રસ્તામાં કેપ્ટન વ્હાઈટ મળ્યા. તેમણે મને કહ્યું : 'તમને ખબર છે કે આજે કેથોલિક પાદરીઓ મોટું સરઘસ લઈને સામ્યવાદીઓના કોનોલી ભવન પર અને તમારી કોનોલી ક્લબ પર પણ હુમલો કરવાના છે ? માટે જાઓ સીધા પોલીસ કચેરી પર અને એક વફાદાર પરદેશી તરીકે પૂરું રક્ષણ માગો.' આ શબ્દો

સાંભળીને હું સજ્જડ જ થઈ ગયો. પછી કૅપ્ટન સાંજના મારે ઘેર આવવાનું કહીને હું તરત પોલીસ કમિશનરની કચેરીએ ગયો. ત્યાં 'તમારી સરકારના પૂરા સહકારથી સંયુક્ત આઝાદી સંઘ ચલાવવાને હું આવેલો છું અને કોઈ લોકોએ મને સામ્યવાદી તરીકે બદનામ કરીને મારે ત્યાં મોરચો લાવવાની તજવીજ કરી છે માટે મને પૂરું રક્ષણ આપો,' એવી વિનંતિ મેં કરી. પોલીસ અધિકારીએ મારી વાત તરત મંજૂર કરી અને મારે સરનામે પોલીસની ટુકડી મોકલવાનો બંદોબસ્ત કર્યો.

હું ઘેર પહોંચ્યો ત્યારે કૅપ્ટન કોઈ સાથીઓ સાથે આવી ગયા હતા. પછી બધી પરિસ્થિતિની ચર્ચા કરીને ઠરાવવામાં આવ્યું કે પોલીસ આવે તોપણ આપણે તો સ્વરક્ષણ માટે પગલાં ભરવાં જ જોઈએ. તેથી કૅપ્ટનની લશ્કરી સૂચના મુજબ પાણીનો મોટો હાંડો ઉકાળવા મૂક્યો અને જો કોઈ હુમલાખોરો સીડી પર ચઢે તો તેમના પર ઉકળતું પાણી નાખીને તેમને ભગાડવા. પછી અમે ચિંતાતુર દિલે વાતો કરતા બેસી રહ્યા ત્યારે લોકોનાં ધાડાં 'ફેઈથ ઑફ અવર ફાધર્સ'નું ગીત[1] ગાતાં ગાતાં ચોપાસ ઘૂમતાં સંભળાયાં. બીજે દિવસે છાપાં મારફત જાણવામાં આવ્યું કે પાદરીઓનો મોરચો સામ્યવાદીઓની કચેરી પર ધસ્યો હતો. તેણે થોડીઘણી આગ લગાડી હતી પણ શૉન મરે વગેરે આગેવાનો છાપરા પરથી નાસી છૂટ્યા હતા.[2]

---

૧. ગીતના મથાળાનો અર્થ તો 'આપણા બાપદાદાનો ધર્મ' એ હતો. પછીના શબ્દોમાં એ ધર્મના રક્ષણ માટે બનતું કરી છૂટવાનો આદેશ આપ્યો હતો. તે વખતે આ ગીત જ સામ્યવાદીઓની સામે મોરચાના રણગીત તરીકે મશહૂર થયું હતું.

૨. તે વખતે મારા સાંભળવામાં આવ્યું હતું કે આઈરિશ ક્રાંતિસેનાને ધર્મગુરુઓના આવા ઝનૂની હુમલાનો સામનો કરવાનો હુકમ આપવાની દરખાસ્ત કોઈ સમાજવાદીઓ તરફથી રજૂ થઈ હતી. પણ ઉદ્દામ ને ઝનૂની

આ બધું જાણ્યું તે જ દિવસે અમારી ક્લબની મિજલસ હતી ને તેમાં સારી હાજરીની આશા હતી. સાથે સાથે એવી પણ શંકા રહેતી હતી કે કોનોલી હાઉસ પર ધસારો કર્યા પછી ધર્માંધ ટોળાં હવે કોનોલી ક્લબના મારા મકાન પર હુમલો કરે. તેથી પોલીસની ચોકી તો ચાલુ જ રહી. પણ તેની સાથે ક્લબના સભ્યોને આવા હુમલાની કંઈ શંકા ન પડે તે માટે અમારે ખાસ કાળજી રાખવાની હતી; કારણ કે સામ્યવાદના આરોપની પણ ગંધ તેમને આવે તો આખી ક્લબ પાયામાંથી જ તૂટી જાય. એટલે તે દિવસે પાણી ગરમ કર્યું નહિ અને જાણે માથે કંઈ જ વાદળ ન હોય તેમ સમજીને મિજલસ ચલાવવા અમે તૈયાર થયા.

છતાં પરિસ્થિતિમાં એક વિષમતા તો રહી. એક પછી એક સભ્યો આવતાં ગયાં તેમ પોલીસ સિપાઈઓ તેમની લોખંડી એડીઓ ખખડાવતા દાદરો ચઢીને ઉપર આવી પૂછે : 'આ તમારા સભ્ય છે?' હું હકારમાં જવાબ આપું ત્યારે જ તે સભ્ય ઠંડે કલેજે અંદર દાખલ થાય. છતાં તે દિવસે આશરે મોટામાં મોટી—૨૫ સભ્યની હાજરી થઈ તેથી ચારેક ભાષાનાં વર્તુળો ગોઠવાયાં. કેપ્ટને, તેમની પુત્રીએ અને બીજા સાથીઓએ પણ સંગીન સહકાર આપ્યો. આવા મુશ્કેલ સંયોગોમાં પણ ક્લબનું ભવિષ્ય નિશ્ચિત બન્યું ને તેની અસલ ભાવના લોકપ્રિય બની.

તે જ વખતે મારી આર્થિક કટોકટી પરાકાષ્ઠાએ પહોંચી. ચા-પાણી, અઠવાડિક ભોજન કે ક્લબના જલસામાંથી મોટા ખંડનું ભાડું અને મારો ખર્ચ નીકળે એમ નહોતું. તેથી મેં આ ખંડ ખાલી કરીને જૂના હાર્કોર્ટ સ્ટ્રીટ પર એક બોંયબીનરની છેક સસ્તી ઓરડી રાખ-

---

રાષ્ટ્રીય નેતાઓએ આ દરખાસ્તનો વિરોધ કર્યો હતો, તેથી તે પડતી મુકાઈ હતી.

વાનું નક્કી કર્યું. ક્લબના એલચીખાતાના અને બીજા ને ગોજે છે. રસ પડચો હતો તેમણે પણ ક્લબનું રીતસર બંધારણ ઘડીને તેને કાયમનો વહીવટ હાથ ધરવાનો નિર્ણય કર્યો. તેમણે થોડા પૈસા ભેગા કરવાને એક રાતે નૃત્યસમારંભ રાખ્યો અને બાજી પાસ એક હોટેલના દીવાનખાનામાં આ ક્લબની અઠવાડિક બેઠક રાખવાનું નક્કી કર્યું.

નૃત્યસમારંભ પરાવિસ્તારમાં એક ભલાં દંપતીના વિશાળ ખંડમાં રાખ્યો હતો. તેમાં નરનારીઓ સારા પ્રમાણમાં આવ્યાં. મેં પણ મોડી રાત સુધી નૃત્ય કર્યું. ઉપાહારની ઉજાણી કરીને બધા સાથીઓ સાથે મોજથી વાતો કરી. તે જ રાતે નવા ઘરમાં જઈ શકાય એમ નહોતું તેથી એક ખાનગી હોટેલમાં રાતવાસો કર્યો. બીજે દિવસે શાકભાજીની ઘોડાગાડીવાળાએ મારા સામાનની ફેરબદલી કરવા માંડી ત્યારે એણે મને કહ્યું : 'હું તો આવા ધૂળિયા કોટ જેવા ભોંયરામાં ન રહું.' મેં જવાબ આપ્યો : 'તમે તો દેશના વતની છો. હું તો પરદેશી છું—ને વળી બેકાર. તેથી મારે તો અહીં રહ્યા સિવાય છૂટકો નથી.'

અસલ આ ભોંયરામાં પાઉંરોટી બનાવવાનું ભઠિયારખાનું હતું. ઘણા વખતથી તે રદ્દ હોવાથી તેમાં એક-બે ઇંચ ધૂળ જામી ગઈ હતી. તે સાફ કરી ત્યારે છાબંધ તળિયું દેખાયું. ચૂલા પણ બહુ મોટા હતા. પણ ફાયદાની વાત એ હતી કે તેમાં એક બાજુએ દેવદારનાં ભંગાર ખોખાંના પુષ્કળ ટુકડા પડ્યા હતા. તે સગડીમાં હોમીને ગરમી અને રસોઈ બન્ને થઈ શકે. ત્યાં ગૅસ કંપનીએ મારા ખંડમાં ગૅસ આપવાની ના પાડી; કારણ કે સાથેના મારા જૂના મકાનમાં મારા ગૅસનું બિલ બાકી હતું. અર્થાત્ મેં ગૅસ માટે નાખેલા પૈસા કોઈ વચગાળાનો ભાડૂત ઉડાવી ગયો હતો. તેથી તરત વીજળીની કંપનીમાં જઈને વીજળીનો મોટો સગડો અને બત્તીઓ વસાવ્યાં—માત્ર જરૂર પડે એમ સંચમાં રોકડા પૈસા નાખવા પડે

આવી રીતે રહેવાની ગોઠવણુ કરીને ખોરાકની વ્યવસ્થા કરવામાં રોકાયો. હવે છેક ગરીબ થયેલો હોવાથી એક કામદાર પાડોશીને ત્યાં થોડા પૈસા આપી પાઉંરોટીનો મોટો ટુકડો છેક સસ્તામાં મેળવતો. માખણુ માટે પૈસા ન હોવાથી હવે વનસ્પતિ–માર્ગારીન લેવા માંડ્યું. ચા પણુ સસ્તામાં સસ્તી જ–ને તે પણુ ઉપરની દુકાનમાંથી કોઈવાર ઉધાર લેતો. ખાંડ અને દૂધ માટે પૈસા નહિ તેથી નેસલ્સ–ઘટ્ટ મીઠા દૂધનો નાનો ડબ્બો લેતો અને દિવસો સુધી તેમાંથી એક ચમચો મેળવીને ચા બનાવતો. વળી સામેની જે શાકભાજીની દુકાનમાંથી સારા વખતમાં ફળ અને મગફળી ખરીદતો ત્યાંથી હવે નંદાગેલાં સફરજન, કેળાં વગેરેનો મોટો જથ્થો નજીવી રકમમાંથી લેતો અને તેની છોલછાલ કરીને જે કાંઈ સત્ત્વ નીકળતું તે ચા–રોટી સાથે આરોગતો. સવાર બપોર અને સાંજનું આ જ ભોજન મારે નસીબે લખાયું. અને પછી ભૂખ્યા પેટે ઊંઘ રીસાઈ જતી ત્યારે છાનમાં ઉંદરની દોડાદોડ યૂરોપમાં પહેલીવાર સાંભળીને હું ચોંકી જતો.

મારા નવા સ્થાનકમાં હું ગોઠવાતો હતો ત્યારે કલબના બંધારણુની ચર્ચા ચાલી. મોટા ભાગના સભ્યો તો મારા તરફ ઘણી સહાનુભૂતિ રાખતા. એક બાઈ મેડમ ફ્રીસી તો મારી ગરીબાઈ પિછાનીને કોઈવાર મને થોડી રોટી–મસ્કાની થપ્પીઓ પાકીટમાં બાંધીને મારે ત્યાં પહોંચાડતી. પણુ આ સંઘમાં એકબે યહૂદી બાઈઓ મારા પર મુકાયેલા સામ્યવાદના આરોપથી માહિતગાર હતી. તેથી તેમણે કોઈ સંયોગોમાં આ કલબના સંસ્થાપક આજીવન સભ્ય તરીકે મારું નામ રાખવાની ના પાડી અને મારી સામે વ્યંગમાં અદ્ધર તહોમત ફરમાવ્યાં. તેમણે તો મારું નામ નાબૂદ કરીને કલબના દાન પેટે મને સારી રકમ આપવાની પણુ દરખાસ્ત મૂકી. પણુ મેં આવી કોઈ દરખાસ્તનો વિરોધ કરીને મારું નામ સંસ્થાપક સભ્ય તરીકે કાયમ રાખવાનો આગ્રહ કર્યો. પરિણામે એ યહૂદી બાઈઓ કલબમાંથી

રાજીનામું આપીને નીકળી ગઈ. પછી સર્વાનુમતીથી મને સંસ્થાપક સભ્ય ગણીને નવું બંધારણ ઘડવામાં આવ્યું અને મારી સેવા બદલ મને અઠવાડિયે એક પાઉંડ આપવાનું નક્કી થયું.

ડબ્લીનના મારા જીવન દરમ્યાન ભારતની કેરીની ચટણીનું પીપ વેચીને એક પાઉન્ડ કમાયેલો તેમ લંડનના એક વેપારી ભમગરાના હિન્દીકળાના કંઈ નમૂના વેચીને થોડા પૈસા કમાયેલો. વળી બધોગે વખત મુંબઈના 'બે ઘડી મોજ' વગેર પત્રોમાં સામયિક પત્રો લખીને કંઈક કમાયેલો, તેથી અણીને વખતે મારી ભીડ ભાંગેલી. વળી પાપડનો પણ થોડો ધંધો કરતાં થોડો માલ મારા નજીકના પાડોશી—એક રશિયન હોટેલવાળાને વેચેલો અને તે પાપડ તેની પાસેથી તળાવીને મેં ખાધેલા, તેમાં તેને નફો થયેલો. છતાં એ સંબંધ મને મારા છેવટના દિવસોમાં સારો ઊગી નીકળ્યો.

અસલ લીથુનીઆનાના એ વતનીએ છેક મંચુરીઆ સુધી ખાણાં–પાણાંની હોટેલો ચલાવેલી. તેની કાયાની લંબાઈ પહોળાઈ વિરાટ હતી. તેનું વલણ મારા તરફ ઘણું માયાળુ રહ્યું. મારી બેહદ ગરીબાઈ તેના ધ્યાનમાં આવી ત્યારે તે થોડા પૈસામાં મને બટાટાની ઘણી ચીરીઓ આપતો અને તેમાં મીઠું મરી ખૂબ ઝીંકીને અને તેના પર ખૂબ પાણી પીને ઘેર જઈ સૂઈ જતો. આવો સંબંધ ઘણા વખતથી કેળવેલો હોવાથી જ્યારે મેં ભોંયરામાં વાસ કરીને શનિવારે બપોરે તેની દુકાનમાં હિન્દી જમણ પકાવીને પીરસવા સગવડ માગી ત્યારે માત્ર ગેસ કે વીજળીનો થોડો ખર્ચ લઈને પૂરો સાથ આપવા તે તૈયાર થયો, તેથી બધા મિત્રોને ખબર આપીને મેં માસમાં આ દુકાને શનિવારનું ભોજન આપવાની મેં જાહેરાત કરી.

હવે પહેલા જ શનિવારના એક–બે દિવસ પહેલાં ડબ્લીનના એક મોટા ચોગાનની આસપાસ ફરતાં મને લંડનના મારા જૂના મિત્ર યશોધર મહેતા અને તેમના એક સાથી મળી ગયા. તરત જ તેમની

હૉટેલ પર જઈને અલકમલકની વાતો કરી તેમ મારી પરિસ્થિતિ પણ સમજાવીને શનિવારનું મારું ભોજન આરોગવા તેમને આગ્રહ-પૂર્વક વિનંતિ કરી.

તેઓ મારા ભાડૂતી ભોજનાલય પર પધાર્યા ત્યારે ચણાના લોટમાં તેલનું મોણ નાખીને પછી પાણીથી કાલવીને તેમાં બટાટાના ગોળ ટુકડા ભેળવી તેલના ઉકળતા પેણામાં ભજિયાં પાડવાની પેરવીમાં હતો. ગમે તેટલી મહેનત કરું તોપણ બટાટાનો પતીકો વેસણના ખીરામાં બોળીને તેલમાં પધરાવું ત્યારે પતીકો ને વેસણ જુદાં જ પડી જાય અને ભજિયું તો પડે જ નહિ. વિચિત્ર કામગીરીમાં મને રોકા-યેલો જોઈને યશોધર અને તેમના મિત્ર ખડખડાટ હસી પડ્યા. તરત એ મિત્રે કામ હાથમાં લીધું. ખીરામાં થોડો લોટ ભેળવીને વધારે ઘટ્ટ બનાવ્યું અને પછી એક પછી એક ભજિયાં તેમણે ઉતારવા માંડયાં. બીજી બધી રસોઈ તો તૈયાર જ હતી. એટલે અમે ત્રણે જણ જમવા બેસી ગયા. યશોધર ને તેમના મિત્ર ભોજનનાં ઘણાં વખાણ કર્યાં ને પછી મને ઉત્તેજન આપવાને એક પાઉન્ડની ભેટ ધરીને રસ્તે પડ્યા.

આવી રકમ મળતાં ખૂબ પ્રોત્સાહિત થઈને બીજે અઠવાડિયે છાપામાં મેં જાહેરાત કરી અને ચાર-પાંચ માણસ માટે કંઈક ખર્ચ કરીને સારું ભોજન તૈયાર કર્યું. પણ કમનસીબે ઘણી વાટ જોયા પછી કોઈ મહેમાન આવ્યો જ નહિ ત્યારે હોટેલના માલિકને ને તેની પત્નીને તેમના ખર્ચ પેટે મારું તૈયાર ભોજન આરોગવાની વિનંતી કરી. તેમણે તે સ્વીકારી. એવામાં મારો એક સિલોનનો મિત્ર આવ્યો. રીતસરના દોઢ-બે શીલિંગને બદલે માત્ર ૬ પેની આપીને જ તે જમી ગયો. પછી પૂરી, શાક-દાળ વગેરે જે બધું ભોજન વધ્યું તે કંઈક વાસણમાં ભરીને મારે ઘેર લઈ ગયો અને બે-ચાર દિવસ સુધી તેની મિજબાની ઉડાવતો ગયો. પણ આ અનુભવ પછી ભોજનનો

કાર્યક્રમ ચાલુ રાખવાની હામ રહી નહિ. હવે ક્લબના દરમાયા પર જ નિર્વાહ કરવાની ફરજ પડી.

વસંતઋતુ ચાલુ હતી તે દરમ્યાન ક્લબના નવા સંચાલકોએ કંઈ નૃત્યસમારંભ, સ્નેહમિલન જેવા કંઈક કાર્યક્રમ રાખ્યા તે સફળ થયા. તેથી મને મારો દરમાયો એક પાઉંડથી દોઢ પાઉન્ડ સુધી વધારી અપાયો. પણ જૂન માસ આગળ વધ્યો અને ઉનાળો નજીક આવ્યો ત્યારે ક્લબના વ્યવસ્થાપકે મને સાફ કહી દીધું કે, હવે ઉનાળામાં ક્લબ ચાલી શકશે નહિ તેથી જુલાઈ માસથી કંઈ દરમાયો આપી શકાશે નહિ. તે પરથી જ્યારે મેં લંડન જવાનો મારો નિર્ણય જણાવ્યો ત્યારે મને વિદાય આપવાને ક્લબ તરફથી એક સમારંભ યોજવામાં આવ્યો. મને આયર્લૅન્ડની કંઈ કલાકૃતિ ભેટ આપવાનો કોઈ અગ્રેસરોનો વિચાર હતો. પણ મારે તો લંડન પહોંચવાને નગદ નાણાંની જરૂર હતી તેથી સમારંભમાં મીઠાં સ્મરણ યાદ કરીને મને આશરે બે પાઉન્ડ ભેટ તરીકે આપવામાં આવ્યા. તેનો સ્વીકાર કરતાં મેં ક્લબના સર્વ મિત્રોનો ભારોભાર આભાર માનીને દુ:ખી દિલે તેમની રજા લેતાં કહ્યું કે, હું મારા દેશમાં પાછો જઈશ ત્યાં પણ કદી આયર્લૅન્ડની માયા ભૂલીશ નહિ.

ડબ્લીન છોડવાનો દિવસ નજીક આવ્યો ત્યારે તેનાં કેટલાંયે સ્મરણો મગજમાં તરવરતાં ગયાં. મારા ધૂળિયા ભોંયરાના વસવાટ વિષે તો એક લેખ લખીને તેને મગજમાંથી દૂર કર્યો. તેમ લીફી નદીને કિનારે મૂકેલા ડેનીઅલ ઓ'કોનેલનું ભવ્ય બાવલું પાછલી એક લડતના પ્રતિકરૂપ જ બની ગયું. પણ તે જ રસ્તાને છેડે નેલ્સનની શાહીવાદી મૂર્તિની બાજુ પર આવેલી નવી પોસ્ટ ઑફિસ આગળ સન ૧૯૧૬માં પિયર્સ અને કોનોલીની આગેવાની નીચે જ્યાં સશસ્ત્ર જંગ ખેલાયો હતો તેની પાડોશમાં હું રહેલો તેથી મનમાંથી ખસતો નહિ. અંગ્રેજ સેનાના તોપમારાથી હઠી જઈને, એ વીરલાએ ચોપાસ

સમસમતી ગોળીઓ વચ્ચેથી પસાર થઈને બાજુના મુર સ્ટ્રીટમાં નવી છાવણી સ્થાપી હતી. ત્યાં આજે કામળી ઓઢીને આધેડ સ્રીઓ શાકભાજી વેચતી. તેમની ગરીબાઈ પણ નવી આઝાદીના કાળમાં મને દમતી હતી. ત્યાંથી જરા દૂર જાઉં તો શીન ફેઈન ક્લબનો સભાખંડ, વુલ્ફ ટોન ને એમેટ, માન્ચેસ્ટરના શહીદો અને પિયર્સનો સંદેશો નિરંતર આપતો દેખાતો. ત્યારે લીફી નદી પાસે થઈને બંદરને રસ્તે જતાં આઝાદ ભવનને જોતાં ત્યાંથી કોનોલીએ કામદારોને આઝાદીની લડતમાં ઝુકાવવાનો આપેલો પૈગામ સંભાળતો.

વળી અહીં બહાર શહેર બજારમાં ફરતાં પણ આ પ્રજાની આઝાદીની કાયમની લડત પણ નજરે દેખાતી. આખા બ્રિટિશ સામ્રાજ્યમાં જમાનાથી ક્રિકેટ રમાય છે પણ ગઈ સદીમાં રાષ્ટ્રીય વ્યાયામ મંડળની સ્થાપના થઈ ત્યારથી તો ક્રિકેટનો પૂરેપૂરો બહિષ્કાર થઈ ગયો. વળી શહેરનાં ત્યાં ચોગાનોમાં કે બહાર મેદાનમાં ફૂટબોલ જેવી આંતરરાષ્ટ્રીય રમત રમાય પણ હોકીને બદલે યુવાનો 'હર્લી'[1] રમે અને યુવતીઓ 'કમોગી' રમે. રવિવારે આ બંને રમતો ચોતરફ રમાતી જોવા મળે છે. વળી સારા યૂરોપનાં જેવાં પશ્ચિમી ઢબનાં સ્ત્રી-પુરુષની બેલડીના નૃત્યસમારંભ અહીં થાય છે. આ વિદેશી નૃત્ય સામે અહીં પ્રબળ આંદોલન ચાલ્યું હતું. તેને પરિણામે આવા નૃત્ય-સમારંભ નાબૂદ થયા નથી. પણ જે ચુસ્ત રાષ્ટ્રવાદીઓ હોય તેઓ આઈરિશ ઢબના-કંઈક હિન્દી રાસની ઢબનાં સમૂહનૃત્ય પોતાનાં આગવાં વાદ્યની સાથે કરે છે. આવાં નૃત્યમાં જ ડી' વેલેરા ને બીજા પ્રતિષ્ઠિત રાષ્ટ્રવાદીઓને હાજરી આપતા મેં જોયા હતા. વળી કેટલાક સભ્યો તો પરસ્પર વાતચીતમાં અંગ્રેજીનો બહિષ્કાર કરીને અસલ

---

૧ હોકીની ને હર્લીની તેમજ કમોગીની લાકડીમાં થોડો ફેરફાર છે. આયર્લૅન્ડમાં પુરાણાકાળથી હર્લી અને કમોગી રમાતી તે જ હવે પૂરા રાષ્ટ્રીય આવેશથી રમાય છે.

ગેઈલીક ભાષામાં જ બોલે છે. અને તે ભાષાનું નિયમિત શિક્ષણ આપવાને લત્તે લત્તે વર્ગો ચલાવવામાં આવે છે.

ડબ્લીનની ભાષા અને સંસ્કાર, નૃત્ય અને સંગીત રાષ્ટ્રીય રંગે રંગાયાં. તેમ તેનાં નાટકોમાં પણ રાષ્ટ્રીય ભાત પડેલી. ત્યાં નાટકની બે સંસ્થા હતી—એબી થિયેટર અને ગેટ થિયેટર. તે પૈકી ગેટ થિયેટરના અગ્રણીઓ આઝાદીની લડતના ટેકેદારો હોવાથી તેમનાં કોઈ નાટક જોવાની અને નાટક પૂરું થયા પછી તેમના નટમંડળના અંગત સંબંધમાં આવવાની તક મને મળેલી. તેમનો મુખ્ય નાયક મેગલીઆમોર સૌનું વધારેમાં વધારે ધ્યાન ખેંચતો. પણ તેના કરતાં ગે 'બુઢ્ઢી માનો નન્નો' જેવાં નાટક દિલમાં વધારે ઊંડી છાપ પાડતાં. ભારતની માફક આયર્લૅન્ડને સમગ્ર જનતાની દુઃખિયારી વયોવૃદ્ધ માતા તરીકે રંગભૂમિ પર ઉતારવામાં આવે છે. તે તેના પુત્ર ને પુત્રીઓનાં બલિદાનથી દુઃખી થાય છે તેમ હરખાય છે. કાળમૂખા અંગ્રેજ પર વારંવાર ફિટકાર વરસાવે છે. તે દેશના ભાગલા પાડવાને ને તેના પર અંકુશ રાખવાને જે લાલચો ધરે છે તેને ઠોકરે મારે છે. પાછલા ઇતિહાસમાં થયેલા અનેક અત્યાચારોની પરંપરા પર માતા આંસુ સારે છે. અને છતાં જ્યારે નવી કસોટી આવે છે ત્યારે કોઈ પણ ભોગે તેનાં સંતાનોને પૂરી આઝાદી માટે લડવાને હાકલ કરે છે. આ ઘડીએ બધા પ્રેક્ષકો તેને તાળીઓથી વધાવી લે છે. આપણા દેશમાં એવી જ પરિસ્થિતિ દોઢસો વરસ સુધી હતી છતાં ભારતમાતાની અહાલેકનાં આવાં નાટક કદી દેખાયાં નહોતાં.

આવાં બધાં દશ્યો નજરે ચઢ્યાં તેમ ચોક્કસ વિશિષ્ટ વ્યક્તિઓ દિલમાં ઊંડી વસી ગઈ. પ્રમુખ ડી' વેલેરાને કોઈક જ વાર જોયેલા. પણ મિયર્સનાં ૧૯૧૬ની લડતના સાથી તરીકે અને '૨૧-'૨૨ ના

આંતરવિગ્રહના નેતા તરીકે તેમણે દુનિયામાં પ્રતિષ્ઠા મેળવેલી. તેમની શુભેચ્છાથી જ હું ડબ્લીન આવેલો અને તે વિઠ્ઠલભાઈ સાથે બ્રિટિશ વિરોધી મોરચામાં સામેલ થયેલા તે કેમ ભૂલાય? અલબત્ત તે વખતે તેમની વૃદ્ધાવસ્થામાં દેશના જમીનદારો અને મૂડીપતિઓ તરફ તે ઘણું પક્ષપાતી વલણ દાખવતા તેથી તેમને મનમાંથી કેમ હઠાવાય?

તે વખતના સક્રિય કાર્યકરોમાં અને સમાજવાદી પ્રચારકોમાં મિસિસ સ્કેફીંગસ્ટન મોખરે હતાં. હું ડબ્લીનમાં હતો ત્યારે ક્રાંતિકારી દળની સંમતિથી તેમણે બેલ્ફાસ્ટની સરહદમાં ગેરકાદેસર રીતે પ્રવેશ કરેલો તેથી તેમને પકડીને આયર્લેન્ડમાં પાછા લાવી મૂકેલાં ત્યારે તેમને સન્માનવાને એક ગંજાવર સભા મળી હતી ને તે બાઈએ આયર્લેન્ડના ભાગલા નાબૂદ કરવાની હાકલ કરી હતી. તેમણે 'જીવન-સંભારણાં–ગંભીર ને હળવાં' એ નામે ઘણું જ બોધદાયક ભાષણ કરેલું. તેમાં તેમણે તેમના પતિની સન ૧૯૧૬ની હૃદયભેદક કહાણી સંભળાવી હતી. પછીથી તે લસ્કરી ખૂનીઓને સજા કરવાને એ બાઈએ ઘણા વખત સુધી અંગ્રેજ સરકાર સાથે પત્રવ્યવહાર કરેલો તેનો હેવાલ પણ આપ્યો હતો. છેવટે ઇંગ્લાંડના વડાપ્રધાને વળતર પેટે કંઇક નાણાં આપવાની શરમ ભરેલી દરખાસ્ત કરેલી તે તેમણે તરત જ ઠુકરાવેલી.

મારા છેવટના વસવાટ દરમ્યાન કેપ્ટન વ્હાઈટનો સંબંધ તો કંઈક રાજકીય મતભેદને લીધે પતી ગયો હતો. પણ પાદર ઓ'ડોનેલ સાથે મારો ગાઢ સંબંધ છેવટ સુધી ચાલુ રહ્યો હતો. તે વખતે તેઓ ક્રાંતિસેનાના અને બહારના સાચા સમાજવાદીઓ તેમજ સામ્યવાદીઓનો એક સંયુક્ત મોરચો રચવાની તજવીજમાં હતા. તેમને છેલ્લો મળ્યો ત્યારે તેમણે કહ્યું કે થોડા જ વખતમાં આ મોરચાની વિધિસર સ્થાપના થશે ત્યારે તેની ભૂમિકા મને લંડન મોકલી આપશે.

તેવી જ રીતે નોરા કોનોલી ઓબ્રાયનને તેમના શુક્રવારના મિલનમાં મળતો રહ્યો. તે વખતે તેઓ તેમના પિતા વિષેનું પુસ્તક પૂરું કરતાં હતાં અને તે છપાશે ત્યારે તેની નકલ મને લંડન મોકલવાનું તેમણે વચન આપ્યું.

આ બધાયે અગ્રેસરો હાડોહાડ રાષ્ટ્રવાદી તેમજ સમાજવાદી હતાં. લંડનમાં સમાજવાદ ને સામ્યવાદના કંઈક પાઠ ભણ્યો હતો. તેથી આયર્લૅન્ડની ઉગ્ર રાષ્ટ્રીય પ્રણાલિકાઓએ મને નવી તાલીમ આપી. તે ભાથું બાંધીને હું જૂન માસમાં લંડન પાછો ફર્યો.

## ૧૫ : પરદેશપ્રવાસની ફલશ્રુતિ

'૩૩ના ઉનાળામાં હું પાછો લંડન આવ્યો ત્યારે કોઈ મિત્રની એક નાની ઓરડીમાં રહી શકું એમ તો હતું. પણ નિર્વાહ માટે તો નવેસર વ્યવસ્થા કરવાની જ હતી. તે વખતે મારું ગાંધી પુસ્તક અધૂરું રહ્યું હતું. તેથી લોટવાલાનો સંપર્ક સાધી તેના વધુ હપ્તા દર અઠવાડિયે લખી આપું, તો તે પેટે તેમણે નાની રકમ આપવાનું કબૂલ કર્યું. તેથી વળી ગઈ ગુજરી ભૂલી જઈને મેં નવેસર લેખન-કાર્ય શરૂ કર્યું અને લંડનમાં આબરૂભેર નિર્વાહ કરવાની વ્યવસ્થા કરી.

પણ આવાં નજીવાં વેતનથી મને પૂરો સંતોષ થયો નહિ. તેથી ડબ્લીનમાં આંતરરાષ્ટ્રીય ભાષા ક્લબના જે જાદુઈ ઈલમથી મેં થોડા મહિના નિર્વાહ કર્યો હતો તે લંડનના વિરાટ શહેરમાં તો વધારે સફળ રીતે અજમાવવાનો મનસૂબો કર્યો. આ વિચાર કરતો હું સકલાતવાલાને ઘેર પહોંચ્યો ત્યારે આખું કુટુંબ ચા પીવા બેઠું હતું. ત્યાં મેં મારી યોજના જેવી રજૂ કરી તેવી સર્વેએ વધાવી લીધી. તરત જ માલૂમ પડ્યું કે સકલાતવાલાનો મોટો પુત્ર બહેરામ સારું ફ્રેંચ જાણતો ને તેની એક દીકરી એક જર્મન સાથે પરણવાની હતી. એટલે આ બધા ભાષાના નિષ્ણાતો તરત મળે તો જરા પ્રચાર અને છાપાંની જાહેરાતથી જરૂરી સભ્યો સહેલાઇથી મળી આવે.

હવે સવાલ રહ્યો તે ક્લબના યોગ્ય સ્થાનકનો. કોઈએ મધ્ય

લંડનમાં 'એગીઝબાર' નામની એક હોટેલ મિલન માટે સૂચવી. એટલે સકલાતવાલા કુટુંબનો સાથ મેળવીને હું તરત તે હોટેલના સંચાલકોને મળવા ગયો. તેમના રસ્તા પરના ખંડની નીચે એક સરસ સજાવેલું ભોંયરું હતું. તે બપોરે જમવાના જ કામમાં આવતું, તેથી કોઈ સાંજે અમારા મિલન માટે મળી શકે. છેવટે એવું નક્કી થયું કે, દર મિલન બે-એક કલાક ચાલે તેના ભાડા પેટે ૫ શીલિંગ આપવા અને અમારા દરેક સભ્યના ચા-નાસ્તા પેટે ૬ પેની આપવા. આવી વહેવારિક વ્યવસ્થા કરીને પછી દર ગુરુવારે આ ક્લબ મેળવવાનું નક્કી કરી હું ઘેર ગયો.

પહેલેથી જ આ યોજના વિષે મારી લંડનની જૂની મિત્ર ને મદદનીશ મિસ રોઝનો પૂરો સાથ ને સહકાર તો મળ્યો હતો. તેની મદદથી ડબ્લીનના ધોરણસર એક પરિપત્ર ઘડી તેની નકલો લંડનના મિત્રો, વિદ્યાર્થીઓ વગેરેને મોકલી આપી; છાપામાં તો જાહેરખબર આપવાના પૈસા બેસે. તેથી આ યોજનાની નકલો છાપાંને મોકલીને તે સાર્વજનિક હિત ખાતર પ્રકટ કરવાની વિનંતી કરી. ઘણાંખરાં છાપાંએ તો તેની પરવા ન કરી. પણ 'રેફરી' નામના એક વગદાર સાપ્તાહિક અખબારે મારી જાહેરાત છાપી તેથી મને ઘણો લાભ થયો.

ક્લબની સજાવટ માટે મારે તો માત્ર દેશ દેશના નાના નાના વાવટા લાવવાના હતા. અહીં તો અંગ્રેજોના કે રશિયાના કોઈ વાવટાનો બાધ નહિ તેથી બધા લાવીને તેને લોખંડના સોયા ઉપર સીવી લઈ બુચના પોચા લાકડાના ગોળ ટુકડામાં બેસીને અમે બધા વાવટા જુદા જુદા ટેબલ પર ગોઠવી દીધા. પછી મિસ રોઝ ટેબલ પર બેસીને જે આવે તેમનાં નામ-સરનામાં લખીને એક એક શીલિંગ લે ત્યારે હું કોઈ મિત્રો આવે તેમની સાથે વાતો કરું અને આ ક્લબનો હેતુ સમજાવું. પહેલે જ દિવસે પચ્ચીસેક સ્ત્રીપુરુષો આવ્યાં. તેમને ફ્રેંચ અને જર્મન વગેરે ભાષામાં તાલીમ આપવાને સકલાત-

વાલાનાં કુટુંબીઓ તેમ બીજા નવા સાથીઓ પણ આવી મળ્યા. કલબ બરાબર જામી ગઈ. ત્યારે મિસ રોઝ બધા નવા આવનાર માણસો સાથે બેસીને અંગત સંબંધ જમાવતી ગઈ અને તેમને બીજાં ભાષાનાં શોખીનોને અહીં લાવવા સૂચવતી ગઈ. અનુભવથી જ તેની ઉપયોગિતા સર્વને સમજાતી ગઈ અને દર અઠવાડિયે સભ્યોની સંખ્યા વધતી ગઈ.

કલબના આરંભ પછી થોડા જ દિવસમાં અમારા પર વિવિધ પ્રકારના કાગળ આવતા ગયા. જેમને કોઈ ભાષાનો મહાવરો કેળવવો હોય તેમને અમે હાર્દિક આમંત્રણ આપ્યું. કોઈએ પોલિશ ને રશિયન ભાષા વિષે પૂછ્યું તેમને પણ વ્યવસ્થા થયાની ખબર આપી. બેલ્જિયમની ફ્લેમીશ કે ડચ ભાષાનો બંદોબસ્ત નહોતો તેથી તે વિષે નન્નો ભણવામાં આવ્યો. ત્યારે એક પીઢ વિદ્વાને લખ્યું કે તે યૂરોપ અમેરિકાની અઢાર ભાષા જાણે છે તેથી અમે તેમને વિનાવેતને દર મિલનમાં હાજરી આપવાનું આમંત્રણ આપ્યું. પછી તે ગૃહસ્થ નિયમિત આવતા અને ઘણી ભાષાના જિજ્ઞાસુઓને સહાય કરતા. પોતે પણ એક પોલિશ બાઈ પાસેથી રશિયન ભાષા ઘણા શોખથી શીખતા.

આવી રીતે બેએક માસમાં આ કલબ બરાબર સ્થિર થઈ ગઈ અને દર અઠવાડિયે થોડીઘણી રકમ આવતી ગઈ. તેવામાં જ મારા જૂના વેપારી મિત્ર મણિભાઈ પટેલ તરફથી નવા ગુજરાતી ભોજનાલયની સ્થાપનાની ખબર થઈ ત્યારે એક દિવસ તે વિષે જાણવા અને જમવા પહોંચી ગયો.

આ ભોજનાલયના સંચાલક બોરસદ તાલુકાના મરઘાભાઈ પટેલ છેલ્લી ૧૯૩૦–૩૧ની ગાંધીજીની લડત દરમ્યાન ના-કરની લડતને લીધે ખુવાર થઈ ગયેલા. હરાજીમાં ગયેલી તેમની જે થોડી જમીન

પાછી મળી તેથી તેમનું પૂરું થાય એમ નહોતું. તેથી ભારે જોખમ ખેડીને પોતાનાં સ્ત્રી-બાળકો સાથે આગલી સાલની આખરમાં લંડન પહોંચેલા. ત્યાં મણિભાઇનો સંપર્ક થતાં તેમણે ઘર રાખીને તેમાં મરઘાભાઈને ગયા માસથી ભોજનાલય ચલાવવાની બધી સગવડ કરી આપી. આખા ઘરમાં થોડી ઓરડીઓ કોઈ મહેમાનોને ભાડે અપાતી. તેવામાં બ્રિટિશ સરકારે પાર્લામેન્ટમાં હિન્દના બંધારણનો ખરડો રજૂ કર્યો હતો તે વિષે વિચાર કરવાને નીમાયેલી પાર્લામેન્ટની કમિટી આગળ જુબાની આપવાને દેશમાંથી ઘણા આગેવાન રાજપુરુષો, વેપારીઓ અને રાજા-મહારાજા લંડન આવી રહ્યા હતા, તે પૈકી સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસને, શ્રી વાલચંદ હીરાચંદને ને શ્રી મુકુંદરાવ જમકરને આ સ્થાનકનું ભોજન બહુ ગમી ગયું. તેથી સર પુરુષોત્તમદાસે વડોદરાના મહારાજા ગાયકવાડના માનમાં એક ભોજન સમારંભ ગોઠવીને બધા આગેવાન હિન્દીઓને આમંત્રણ આપ્યાં. પરિણામે મરઘાભાઈની પ્રતિષ્ઠા હિન્દી વર્તુળોમાં જામી ગઈ અને તેમની આમદાની પણ વધતી ગઈ.

આ સમારંભ પત્યા પછી હું મરઘાભાઈને ઘેર ગયો ત્યારે આ બધું સાંભળવામાં આવ્યુ. મને તો જૂના દેશસેવક તરીકે તેઓ ઓળખતા જ હતા તેથી મારી સાથે તેમનો સંબંધ તરત પાકો થઈ ગયો. પહેલેથી જ મને પૂરા વિશ્વાસમાં લઈને તેમણે જણાવ્યું કે મારો ધંધો મારાં કુટુંબીઓની અથાગ મહેનતને લીધે કંઈક સારો ચાલવા લાગ્યો છે, ત્યારે મણિભાઈ મહિનો માસ થાય એટલે અઠવાડિક ભાડું વધારતા જ જાય છે, તેથી હું ઘણો મૂંઝાઉં છું. વળી અમારે ત્યાં આવી મને નોકર હોઉં તેમ ફાવે તે ભોજન તૈયાર કરી અહીંના તેમના મિત્રમંડળને પીરસવાનો કે તેમને ઘેર મોકલવાનો હુકમ કરે તે અમે જેમ તેમ નભાવી લઈએ છીએ. પણ રોજ અમારું ભાડું વધે ને અમારી પસીનાની મજૂરી કમાય તે કેમ સંખાય? મેં

તેમને આશ્વાસન આપીને કહ્યું કે અમે નિર્ધન છીએ પણ અમારા જૂથની પૂરી નૈતિક તાકાત લગાવીને અમે મણિભાઈની નફાખોરી પર અંકુશ મૂકવાને જરૂર બનતું કરીશું. પછી મને તો જ્યારે ફાવે ત્યારે તેમને ત્યાં જમવાને કાયમનું નોતરું આપી મૂકયું અને મેં તેમને કંઈ નવો તગાદો થાય તો મને તરત ખબર આપવા કહ્યું.

થોડા જ વખતમાં આ ઘરનાં અઠવાડિક ભાડામાં દોઢેક પાઉન્ડ વધારે આપવાનું મણિભાઈએ કહ્યું ત્યારે મરઘાભાઈએ મને ખબર આપી. મેં સકલાતવાલા અને બીજા કેટલાય મિત્રોને વાત કરી. તરત જ ચારે બાજુએથી મણિભાઈ પર ટેલિફોનના સંદેશા વરસાવીને તેમની આવી નફાખોરી સામે સખત નફરત બતાવવામાં આવી. વળી અમે બધાયે મરઘાભાઈને બોલાવીને કહી દીધું કે જરૂર પડે તો લખીને તમારો જવાબ આપી દેશો કે તમે અગાઉ નક્કી કરેલા ભાડામાં જે વધારો માગો છો તે ગેરકાયદેસર અને અન્યાયી છે તેથી તે હવે હું આપીશ નહિ અને ગમે તેટલી ધમકી આપશો તો મારું કબજા ભોગવટાનું ઘર હું ખાલી કરીશ નહિ. આ બધા વિરોધને પરિણામે મણિભાઈના હાથ હેઠા પડયા. તેની સાથે મરઘાભાઈ પણ સમજી ગયા કે આ નાના ઘરમાં ધંધાનો સારો વિકાસ થઈ શકે એમ નથી. તેથી તેમણે સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસની ભલામણથી ઘનશ્યામદાસ બિરલા પાસેથી તેમનું આર્યભવનનું મકાન યોગ્ય શરતે પોતાને સોંપવાની વિનંતિ કરી. થોડા મહિનામાં આ પાસો પોબાર પડયો. બેલ્સાઈઝ પાર્કમાં સન ૧૯૨૮માં બિરલાએ સ્થાપેલાં આર્યભવનનો વહીવટ મરઘાભાઈને સન '૩૪ના એપ્રિલ માસથી મળી ગયો. ત્યારથી મરઘાભાઈ એ પૈસા કમાઈને નિશ્ચિંત થઈ ગયા.

સન '૩૩ના ઉનાળામાં સંગીતાચાર્ય પંડિત ઓમકારનાથ ને

તેમના ભાઈ લંડનમાં મરઘાભાઈના ઘરમાં રહેતા હતા. તેમને કોઈ વખત મારી ક્લબમાં પધારી તેમના સંગીતની પ્રસાદી અહીંના હિન્દીઓને તેમજ અમારા સભ્યોને ચખાડવાની વિનંતિ કરી, પણ તે તરત તેમના ધ્યાનમાં ઊતરી નહિ. તેમને લંડનના કોઈ મોટા મંચ પર તેમના સંગીતની લહાણી કરવાની તક જોઈતી હતી તે તેમને મળતી નહોતી તેથી જરા નિરાશ થઈને આખો દિવસ ઘરમાં જ રહેતા. છેવટે તેમની સાથે એવી સમજૂતી કરી કે હું મુંબઈના અંગ્રેજી સાપ્તાહિક 'બૉમ્બે ક્રૉનિકલ' માટે તેમની ખાસ મુલાકાત લઈને તેનો પૂરો હેવાલ ત્યાં મોકલી આપું અને તેઓ મારે ત્યાં એક ગુરુવારે સંગીતની પ્રસાદી આપે અને તેમના ભાઈ તબલા તરંગની કલાનો પરચો આપે. આ નક્કી થયું ત્યારે પહેલાં તેમની મુલાકાત લઈને તેનો હેવાલ મુંબઈના પત્રને મોકલ્યો અને પછી ક્લબની તેમની મુલાકાતનો દિવસ નક્કી કરીને અમારી ક્લબના સભ્યોમાં ને હિન્દી વિદ્યાર્થી મંડળોમાં તેની પૂરી જાહેરાત કરી.

આ વ્યવસ્થાનું ખરેખર ચમત્કારિક પરિણામ આવ્યું. એકસો ઉપરાંત હિન્દી અને અંગ્રેજ મહેમાનોથી અમારો નાનો ખંડ ઊભ-રાઈ ગયો. મરઘાભાઈ સાથે વખતસર પંડિતજી ને તેમના ભાઈ ક્લબમાં પધાર્યા. પંડિતજી સિતારના તાલ સાથે બુલંદ અવાજે એક પછી એક ગીત ગાતા હતા. ને પછી તેમના ભાઈ સાત-આઠ તબલાં પર સપાટાબંધ થાપટ મારીને અદ્દ્ભુત સ્વર સંભળાવતા ગયા. બધી રીતે આ જલસો સંપૂર્ણ સફળ થયો. પછીથી આવા કોઈ સંગીતકાર અમને મળ્યા નહિ અને ક્લબમાં આવો બીજો જલસો કદી થયો નહિ.

સકલાતવાલાના પ્રોત્સાહનથી મારી નવી ક્લબ તો સરસ ચાલતી

ગઈ. તે જ વખતે તેમની સાથે મારો રાજકીય સંબંધ ઓછો થતો ગયો. અગાઉ સન ૧૯૩૧માં ગોળમેજીમાં હાજરી આપવાને ગાંધીજી ને વિઠ્ઠલભાઈ પટેલ જેવા ઘણા આગેવાનો લંડનમાં પધારેલા તેથી જે ગરમી આવેલી તે ગાંધીજીની ૧૯૩૨માં ધરપકડ થઈ છતાં ક્યારનીયે ઓસરી ગઈ હતી.

'૩૨ના સપ્ટેમ્બરમાં ગાંધીજીએ હરિજનોના જુદા મતદાર મંડળની રચનાના વિરોધમાં આમરણાંત ઉપવાસ શરૂ કરેલા. પણ પાંચ જ દિવસમાં ડૉ. આંબેડકર, માલવિયાજી વગેરે આગેવાનો સાથે યરવડા જેલમાં જ મસલત કરીને ગાંધીજીએ સમાધાન કર્યું હતું અને બ્રિટિશ સરકારે પણ તે મંજૂર કર્યું તેથી ગાંધીજીએ પારણાં કર્યાં હતાં. '૩૩ના મે માસમાં સારા દેશનું ધ્યાન હરિજનસેવા પર એકાગ્ર કરવાને આત્મશુદ્ધિના એક માર્ગ તરીકે ગાંધીજીએ ૨૧ દિવસના ઉપવાસ શરૂ કરેલા, તે જ દિવસે સરકારે તેમને છોડી દીધેલા. પછી ગાંધીજીની સલાહથી કૉંગ્રેસ આગેવાનોએ છ અઠવાડિયાં સત્યાગ્રહ મુલતવી રાખ્યો છતાં સરકારે ગાંધીજી સાથે કંઈ વાટાઘાટો કરવાની ના પાડી તેથી ગાંધીજીએ ફરી વ્યક્તિગત સત્યાગ્રહ કરવાની જાહેરાત કરી તેથી તેમને ઑગસ્ટની પહેલીએ પકડવામાં આવ્યા. ત્યારે હજારો કૉંગ્રેસીઓ જેલમાં હતા અને બીજા વ્યક્તિગત સત્યાગ્રહ કરતા હતા.

ગાંધીજીએ અગાઉ હરિજનોને હિન્દુ સમાજમાં પૂરા ભેળવી દેવાને માટે દેશવ્યાપી પ્રચાર શરૂ કર્યો હતો તેથી કૉંગ્રેસના લડાયક કાર્યક્રમ પર ઠીક અસર પહોંચી હતી. દેશમાં કૉંગ્રેસ પર સરકારનો પ્રતિબંધ ચાલુ હોવાથી તેની કંઈક ગેરકાયદે બેઠકો મળી હતી અને તેમાં જતાં પંડિત માલવિયા જેવા કંઈક નરમ દળના આગેવાનો પકડાયા હતા. ગાંધીજીના કારાવાસથી દેશભરમાં ફરીથી વ્યક્તિગત સત્યાગ્રહ મોટા પાયા પર શરૂ થયો ત્યારે સરકારનું રાક્ષસી દમન પરાકાષ્ઠાએ પહોંચ્યું. ઑગસ્ટ માસમાં જેલમાં પહેલાંના જેવી સગવડો

મેળવવાને ગાંધીજીએ ઉપવાસ શરૂ કર્યો અને પાંચેક દિવસમાં તેમની તબિયત ઘણી જ બગડવાથી સરકારે તેમને છોડી મૂકયા. છતાં જેલમાં પોતે હોય એમ વર્તીને ગાંધીજી દેશભરમાં હરિજનસેવા માટે યાત્રા જ કરતા રહ્યા. છેવટે સન ૧૯૩૪ના જાન્યુઆરીમાં બિહારમાં ભયંકર ધરતીકંપ[1] થયો. પછી કૉંગ્રેસની મહાસમિતિએ મે માસમાં મળીને તાકીદના રાહતકાર્ય પર પૂરું ધ્યાન આપવાને સત્યાગ્રહની લડત રીતસર પાછી ખેંચી લીધી. ત્યારે જ સરકારે કૉંગ્રેસ કમિટીઓ પરના પ્રતિબંધ ઉઠાવી લીધા અને તેના આગેવાનોને સપાટાબંધ છોડવા માંડયા.

આમ સરકારી દમન ચાલુ હોવા છતાં દેશના રાજકારણમાં ઠંડી આવતી હતી તેથી તે વિષે લંડનમાં કંઈ કરવાનું હતું નહિ. વળી આયર્લૅન્ડના સાથીઓમાં જેવી ઊંડી રાષ્ટ્રભક્તિ હતી તેનો ચોખ્ખો અભાવ લંડનના જૂના સાથીઓ અને મિત્રોમાં મને દેખાયો. હવે તેમની સભાઓ અને સમારંભમાં હાજર રહેવાનો મને પહેલાંનો ઉત્સાહ રહ્યો નહિ. કોઈ વખત ઓચિંતાં સામ્યવાદીઓથી પ્રેરિત કોઈ કામદાર મંડળો ભારતની આઝાદી માટે પરિષદ બોલાવતાં ત્યારે તેમાં હાજરી આપતો પણ તેનાથી મારું દિલ અળગું થતું ગયું.

ભાષાની કલબને અંગે સકલાતવાલાના સુશિક્ષિત પુત્ર બહેરામનો વધારે પરિચય થયો. થોડા વખતમાં તેની સાથે મળીને મેં 'યાગ્સાક'[2] નામે એક સંયુક્ત સમાચાર સંસ્થા શરૂ કરવાનું ઠરાવ્યું. આ કામ માટે

---

૧. બિહારના આ ધરતીકંપમાં ૩૦ હજાર ચોરસ માઈલના વિસ્તારમાં ભારે નુકસાન થયું. દોઢ કરોડ માણસો પર તેની અસર થઈ. વીસ હજાર માણસો મરણ પામ્યાં. હજારો ઘર દટાઈ ગયાં કે તૂટી ગયાં. પચાસ હજાર કૂવા અને તળાવો નાબૂદ થયાં કે તૂટી ગયાં. દસ લાખ વીઘાનો પાક સાફ થઈ ગયો. થોડા મહિનામાં રાહતકામ માટે કરોડો રૂપિયા ભેગા થઈ ગયા.

૨. મારા યાજ્ઞિક નામમાંથી 'યાગ્' લીધું અને તેમાં સકલાતવાલા-નો 'સાક' જોડીને 'યાગ્સાક' નામ તૈયાર કર્યું.

બહેરામ મારા કાર્યાલયમાં આવતા અને દેશનાં, લંડનનાં અને બહારનાં પત્રોમાંથી ફકરા પસંદ કરીને અમારી પત્રિકા બનાવી લંડનનાં, હિન્દનાં અને બીજાં પત્રોને મોકલતા. જ્યારે અમે પહેલો પરિપત્ર છાપાંને મોકલ્યો ત્યારે જે કેટલાક જવાબ મળ્યા તે પ્રોત્સાહક હતા. પણ અમારી પત્રિકા નિયમિત મોકલતા ગયા ત્યારે પૈસા નજીવા જ મળતા ગયા. છેવટે અમારી શક્તિ અને ટપાલનો ખર્ચ પણ માથે પડવા માંડ્યો ત્યારે છેવટે અમે આ યોજના માંડી વાળી.

સકલાતવાલાના સંબંધને લીધે એક પારસી ચિત્રકાર અને તેની એક કુંવારી પોલિશ મિત્ર સાથે મારે ગાઢ સંબંધ બંધાયો. હું એ ચિત્રકારને ઘેર ગયો ત્યારે તેના સરસ સરસામાનથી સજ્જ કરેલા દીવાનખાનાની દીવાલો પર પાકા રંગથી ચિતરેલાં અનેક ચિત્રો ચોપાસ જોવાં મળ્યાં. તેમની સાથે એક પોલિશ કુમારીને જોતાં તેના દેશની પરિસ્થિતિની વાત કરવા ગયો ત્યારે તેણે કહ્યું કે, તે તો લંડનમાં જ ઊછરી છે અને પોતાના દેશ વિષે કશું જાણતી નથી. તેણે પારસી ઢબનાં સાડી–બ્લાઉઝ પહેર્યાં હતાં, કપાળે ચાંલ્લો કર્યો હતો અને આછાં દેશી આભૂષણ પહેર્યાં હતાં. તેના પારસી મિત્રના સારા સંસ્કાર તેના પર પડેલા દેખાયા. મારી મુલાકાતના અંતે તેમણે મને જણાવ્યું કે કામદાર પક્ષના જૂના આગેવાન લેન્સબરીનું જે ચિત્ર સામે દેખાતું હતું તે બ્રાઈટનની કામદાર પરિષદને ભેટ ધરવા મારે જવાનું છે; તેથી તેમણે મને પણ સાથે આવવાની વિનંતિ કરી તે મેં તરત જ સ્વીકારી લીધી.

થોડા દિવસમાં બ્રાઈટન જવાને અમે ત્રણે જણ રેલગાડીમાં બેઠાં અને ટહેલટપ્પાં મારતાં ગયાં. થોડીવારમાં પેલા પારસીભાઈને ઝોકું આવ્યું એટલે મેં પેલી પોલિશ કુમારિકા સાથે મારા બર્લિનના, પોલેન્ડના ને ડબ્લીનના પ્રવાસની ઘણી વાતો કરી તેથી તે કંઈક પ્રભાવિત થઈ. છેવટે અમે બ્રાઈટન પહોંચ્યાં ત્યારે અમે સાથે જ

કામદાર પરિષદના સભાગૃહ તરફ ગયાં. અમારા પારસી મિત્ર તેમનું ચિત્ર ભેટ કરવાની વિધિમાં રોકાયા ત્યારે મેં એ યુવતી સાથે ગપ્પાં મારવાનું ચાલુ રાખ્યું.

જમવાનો વખત થયો ત્યારે મારી અને એ યુવતી વચ્ચે કંઈક અંગત સંબંધ બંધાતો જોઈને તે છેક જ નારાજ થયા. છતાં જેમ તેમ કરીને અમે જમણમાં તો તેમને સાથે રાખ્યા. પણ પછી અમે સાથે ફરવા જવાનું કહ્યું ત્યારે તે રિસાઈને ચાલ્યા ગયા. તેથી અમારે જ બ્રાઈટનના દરિયાની સહેલગાહ[1] કરવી પડી અને લંડન પણ સાથે જ પાછા ફરવું પડ્યું.

પછી તો એ કુમારિકા એક દિવસ મારી સાથે મરઘાભાઈના ભોજનાલયમાં આવી. ત્યારે તે અને તેમનાં કુટુંબીઓ દેશી વસ્ત્રાભૂષણમાં સજ્જ થયેલી એક યૂરોપની કન્યાને જોઈને બહુ ખુશી થયાં. ફરી ફરીને એ ઘરમાં મારી સાથે સૌને મળવા અને શુદ્ધ દેશી ભોજન આરોગવા તે આવતી અને બહુ જ ખુશી થઈને જતી. તેના લગ્ન વિષે તેને કોઈ પૂછતાં ત્યારે તે કહેતી કે એક રશિયન જુવાનીઓ મને પરણવાને ઘણાં સવાસલાં કરે છે પણ હું તેને જરાયે મચક આપતી નથી. ખરેખર, હજી તો કોઈને પરણવાનો વિચાર જ મેં કર્યો નથી.

મારી સોબત ચાલુ હતી તે દરમ્યાન અનાયાસે એક બીજા પારસી જુવાન, જેઓ એક મોટા ખંડમાં પશ્ચિમી નૃત્યની મિજલસ ચલાવવાનો ધંધો કરતા હતા તેમનો ભેટો થઈ ગયો. તેમણે પોતાના ખંડને કંઈક પશ્ચિમી તેમજ દેશી ઢબના ચિત્રકામ, પડદા વગેરે સાધનોથી સજાવેલો હતો. તેથી ત્યાં દાખલ થતાં તેમાં કંઈક અદ્ભુત મોહિની

૧. 'બ્રાઇટનની સહેલગાહ' એ મથાળા નીચે આ આખી કહાણી મેં થોડા જ વખતમાં લખીને મુંબઈના અઠવાડિક પત્ર 'બે ઘડી મોજ'માં પ્રકટ કરી હતી.

દિલને ખેંચતી. તેમની સાથે વાત કરતાં જણાયું કે તેઓ યુવકોને તેમજ યુવતીઓને દેશી તેમજ વિલાયતી નૃત્યની પણ તાલીમ આપે છે. તેથી મેં જ્યારે મારી પોલિશ મિત્રને મફત તાલીમ આપવાને કહ્યું ત્યારે તેમણે તરત જ હા પાડી.

એક બે દિવસ પછી એ યુવતીને હાઈડ પાર્કમાં હું મળ્યો ત્યારે મેં તેને આ નૃત્યવિદ્યાલયની વાત કરી ત્યારે તે ત્યાં જોડાવાને ઘણી અધીરી થઈ ગઈ. છતાં પ્રથમ તો હું તેને હંમેશની માફક મરઘાભાઈને ઘેર જમવા લઈ ગયો અને ત્યાં પણ નૃત્યની તાલીમ લેવાની વાત ઘણી હોંશથી કરી. છેવટે જ્યારે તે નૃત્યાલયમાં ગઈ ત્યારે તો જાણે તેલમાં માખ ડૂબી ગઈ. જાણે આવી નૃત્યની તાલીમ લેવાને જ જાણે મારો સંબંધ તેણે સાધ્યો હોય તેમ ત્યાં જોડાયા પછી તે મને મળી નહિ અને તેનો કંઈ સંપર્ક રહ્યો નહિ.

’૩૩ના ડિસેમ્બરમાં કપિલા ઓચિંતી તારાબહેન માસ્તર સાથે લંડન આવી. મને પહેલેથી કંઈ ખબર આપ્યા વિના એક દિવસ સવારમાં તેણે મારા ઘરની ઘંટડી વગાડી. ઘર ઊઘડતાં તે મારી સાથે દેશની ને અંગત વાતો કરવા બેઠી. મારી કોટડી ને બધા દેદાર પરથી મારી ગરીબાઈ વિષે તેણે બાંધેલો અભિપ્રાય ખરો પડ્યો એટલે થોડી જ વારમાં મને ૧૦ પાઉંડ આપીને પોતાનું સરનામું આપીને તે વિદાય થઈ. કુદરતી રીતે હું તેને અને તારાબહેનને પછીથી મળ્યો. થોડા દિવસમાં તે લંડન છોડી દેશ ગઈ.

આમ મને અકસ્માત જે રકમ મળી તે મેં બેંકમાં મૂકી. તેના જોર પર મેં હવે ઑફિસમાં સૂવાને બદલે રાતવાસા માટે એક સસ્તી ઓરડી ભાડે રાખી. મારા હંમેશના સ્થાને જમી અને બધાં કામ

પરવારીને હું ત્યાં સૂવા જતો અને સવારમાં ઊઠતાવેંત જ કાયમના સ્થાને જઈને જ ચા–નાસ્તો કરતો.

થોડા મહિના પછી ’૩૪ની વસંતઋતુમાં હું એક દિવસ સવારે મારી ઓરડીથી મારા કાર્યાલય પર જતો હતો. તેવામાં રાજમાર્ગ પર મુંબઈના ત્રણ ફિલ્મી મિત્રો–દિગ્દર્શક નંદલાલ શાહ અને કૅમેરાના કસબી સુબેદાર તેમજ પાંડુને મેં ઓચિંતા જોયા. તરત જ હું તેમને મળ્યો ત્યારે તે ઘણા ખુશી થયા. એકાદ દિવસ પછી તેમની હૉટેલ પર જઈને હું તેમની સાથે નાસ્તો કરતો હતો ત્યારે તેમણે તેમની સાથે પૅરિસ જઈ તે શહેરનાં જોવાલાયક સ્થળો અને સમારંભો દેખાડવાનું મને આમંત્રણ આપ્યું. મેં તેમને સાફ જણાવ્યું કે પૅરિસનો હું ભોમિયો નથી. માત્ર યૂરોપના સામાન્ય અનુભવને લીધે જ તમને કંઈક મદદ કરી શકું. છતાં તેમણે મારા સાથનો આગ્રહ રાખ્યો ત્યારે મેં વળી કહ્યું કે તમે તો પૅરિસથી જર્મની જશો. તમારે મને અહીં પાછા આવવાની ટિકિટ આપવી પડશે. આ બધું તેમણે કબૂલ કર્યું. એટલે અમે એક દિવસ લંડનથી સવારે નીકળી પાછલા પહોરે પૅરિસ પહોંચી ગયા. તેઓ કંઈક વચલા વાંધાની હૉટેલમાં ઊતર્યા ત્યારે મેં છેક સસ્તી હૉટેલ પસંદ કરી.

નંદલાલના જૂથે લંડનથી જ પ્રવાસના સંયોજક થોમસ કૂકની અંગ્રેજોની કંપનીને પૅરિસનાં દૃશ્યો બતાવવાનું કામ સોંપ્યું હતું. મેં તેમને તરત જ આ કરાર રદ કરવાની સલાહ આપતાં કહ્યું કે બીજા ઘણા પ્રવાસીઓની માફક ઉતાવળે ફરવાથી તમે કશું પૂરું જોઈ કે સમજી શકશો નહિ. પછી અમે ટૅક્ષીમાં થોડું અંતર કાપીને કોઈ મધ્યસ્થ સ્થાને પહોંચીને ઑપેરા, રાજમહેલો, લુવ્રનું સંગ્રહસ્થાન, પ્લાસ દ કોંકોર્ડ, સાંઝે લીઝેના ભવ્ય રાજમાર્ગ, આર્ક દ ત્રિઓંફ, નોત્રદામનું ભવ્ય દેવળ વગેરે ઘણાં જગમશહૂર સ્થાનક અમે જોઈ વળ્યા. ફોલી બર્ઝરના રંગમંચ પર ફ્રેંચ નૃત્યના ઉત્તમ નમૂના જોયા. વળી અમે



પંડિત શ્યામજી કૃષ્ણવર્મા

સપાટાબંધ કેટલીય નાઈટ ક્લબ્સ ઓછામાં ઓછી રકમ ખર્ચીને સપાટાબંધ ફરી વળ્યા.

આવાં બધાં પર્યટન અને જલસામાં હું ભાગ લેતો હતો ત્યારે બાકીના વખતમાં હું વધારે ગંભીર કાર્યમાં રોકાતો ગયો. પેરિસ જવામાં મારી એક ખાસ નેમ સરદાર શ્રી રાણાને મળીને તેમની મારફત પંડિત શ્યામજી કૃષ્ણ વર્માના જીવન અને પ્રચારકાર્ય વિષે મારે પૂરી તપાસ કરવી હતી. તેથી મારી હૉટેલની પાસે જ આવેલી રાણાજીની ઑફિસે હું ગયો ત્યારે તેમણે પંડિતજીના જૂના માસિકની સન ૧૯૦૫-૧૯૧૦ની બાંધેલી ફાઈલો મને વાંચવા આપી. આ ઉપરથી પંડિતની પ્રતિભા, વ્યક્તિત્વ અને સર્વગ્રાહી રાજકીય કાર્ય વિષે મને ઘણું માન થયું. આ વાત મેં રાણાજીને કરી ત્યારે તેમણે મને કહ્યું કે અમારે પંડિતજીનું જીવનચરિત્ર લખાવવું છે અને જો તમે આ કામ ઉપાડી લો તો તમારે અહીં થોડોક વખત રહીને સામે પડેલી પેટીઓમાં ભરેલા કાગળો, છાપાં વગેરે વાંચીને નોંધ ઉતારવી જોઈશે. પછી તમે લંડન જઈને લખાણ મોકલશો તો ચાલશે. હવે ધંધાદારી સોદાની વિગતો નક્કી કરતાં થોડીવાર લાગે તેથી મેં ફિલ્મી મિત્રોના બર્લિન તરફ પ્રયાણ વખતે પાંચ-સાત દિવસ અત્રેના વાસની ગોઠવણ કરવા સૂચવ્યું જેથી દેશસેવાનું એક કામ હું સારી રીતે પાર પાડી શકું. તેઓએ ખુશીથી જોઈતી રકમ આપી ને વિદાય થયા. થોડા જ દિવસમાં જીવનચરિત્રના લેખન વિષે બધી શરતો નક્કી કરીને મેં બે મોટી ટ્રંકોમાં ભરેલા ભારોભાર કાગળો ને છાપાં, કાપલીઓ, પુસ્તિકાઓ, પત્રવ્યવહાર વગેરે બધું ઉકેલીને તેમાંથી નોંધ લેવા માંડી.

આ કામ થોડા દિવસ ચાલ્યું હશે એટલામાં મને ડાબી સાથળમાં સખત દર્દ થવા માંડ્યું. દાક્તરે અંદર ગૂમડું વર્ત્યું અને તે કપાવવાની સલાહ આપી. પેરિસના મિત્રોની ભલામણથી હું સ્થાનિક અંગ્રેજી

ઇસ્પિતાલમાં દાખલ થયો. થોડા દિવસમાં ગૂમડું પાકી ગયું ત્યારે ફ્રેંચ ઢબે[1] ઑપરેશન કરીને તેમાંથી પરુ કાઢી નાખવામાં આવ્યું. થોડા દિવસમાં ઇસ્પિતાલમાંથી છૂટીને હું જ્યારે જીવનચરિત્રની પ્રકરણવાર બધી છૂટીછવાઈ નોંધ ગોઠવવા બેઠો, તે વખતે પેરિસમાં રહેતાં હિન્દી મિત્રો–રાવ અને તેમનાં પત્નીએ મને ઘણી સહાય કરી. હું સવારથી તેમને ઘેર જઈને બપોરે તેમને ત્યાં સાદું ભોજન લેતો અને સાંજ સુધી નોંધ લખાવતો. આ કામ પૂરું થયું ત્યારે આ દંપતીનો અને રાણાજીનો આભાર માનીને હું લંડન રવાના થયો.

મારા કાર્યાલયમાં પંડિત શ્યામજીનું યથાયોગ્ય જીવનચરિત્ર લખવાનો શાંતિથી વિચાર કરવા લાગ્યો ત્યારે એ ઉગ્ર પ્રચારકનું જીવનચરિત્ર લખવાને, આયર્લૅન્ડના ક્રાંતિકારોના સંપર્કને લીધે મારું મગજ સારું ઘડાયેલું હતું. પંડિતજીએ કોઈ દિવસ ક્રાંતિકારી લડતમાં ઝુકાવવાનું સાહસ કર્યું નહોતું. પણ ભારતમાં બંગભંગને લીધે ચાલતી સ્વરાજ્યની લડત દરમ્યાન બૉમ્બ અને રિવૉલ્વરનો યુગ શરૂ કરવામાં તેમણે દૂર રહીને પણ મોટામાં મોટો ફાળો આપ્યો હતો અને તેમણે જ લંડનમાં સ્થાપેલા 'ઇન્ડિયા હાઉસ'માં ભારત-ભુવનમાં વીર સાવરકરે એ બંને હથિયારોની તાલીમ દેશના ચુનંદા યુવાનોને આપી હતી. વળી તેમણે તેમના માસિક પત્રમાં બ્રિટિશ સરકારની સામે શાંતિમય લડતનો જ આદેશ આપ્યો હતો. પણ તેની સાથે ઐતિહાસિક દૃષ્ટિથી અંગ્રેજ સરકારના અત્યાચારોના

---

૧. ફ્રેંચ દાક્તરે મારો પગ પિત્તળના સંચામાં બાંધી દીધો ને પછી સહેજ ઇથર નાક પર છાંટયું તેથી ઘડીભર બેભાન થયો. તે દરમ્યાન ગૂમડું ચપ્પુથી કાપ્યું તો ખરું, પણ પછી હું પૂરો જાગૃત થયો ત્યારે વધુ શસ્ત્રક્રિયા ચાલતાં મેં ચીસ પાડી ત્યારે દાક્તરે મને ધમકાવી નાખ્યો. આપણા દાક્તરો જેવા બાપાબચ્ચા કરે છે તેવા ત્યાં નથી કરતા.

સંદર્ભમાં તેમણે દેશમાં ચાલેલી સશસ્ત્ર લડતને અનિવાર્ય ગણાવી હતી. આમ આયર્લૅન્ડમાં જે માનસિક ભાથું ભરીને હું આવ્યો હતો તે પંડિતજીનું જીવનચરિત્ર લખવાને અણમોલ નીવડ્યું.

વળી પંડિતજીનો જન્મ સન ૧૮૫૭ના ભારતના જે સ્વાતંત્ર્ય-સંગ્રામના વર્ષ દરમ્યાન થયો હતો તે વિષે તેમણે જ કેળવેલા વીર સાવરકરે સરસ ગ્રંથ લખ્યો હતો. અંગ્રેજોના ઇતિહાસ વાંચીને તે સંગ્રામની જે છાપ મન પર પડી હતી તેને સાવરકરે એક સપાટે સાફ કરી નાખી. સ્વધર્મ અને સ્વરાજના સાચા સંગ્રામ તરીકે જ તેને તેમની જોશીલી જબાનમાં બિરદાવ્યો હતો. વળી સાવરકર પછીથી ગમે તેવા કોમ-વાદી બની ગયા, તોપણ તેમના અમર પુસ્તકમાં તો તેમણે હિન્દુ અને મુસલમાનોની જે બિરાદરીથી સરકારની સામે આવું પ્રચંડ યુદ્ધ શક્ય બન્યું તેને પણ કેવી પ્રેરણાત્મક રીતે બિરદાવી હતી! આવી વીર ગાથાના વાંચનને લીધે જ હું પંડિતજીના જીવનચરિત્રને પહેલા પ્રકરણથી જ ઊંચી રાષ્ટ્રીય ભૂમિકા પર ઉઠાવી શક્યો. ટિળક અને સ્વામી દયાનંદ સરસ્વતીના તેમના સત્સંગને એવી જ ઊંચી ભૂમિકા પર મૂકી શક્યો અને પછી લંડનના ભારતભુવનની સ્થાપનાને અને પેરિસમાં બૉંબ અને બંદૂકની વ્યવસ્થાને હું બિરદાવી શક્યો.

આ બધી સામગ્રી તો મારા મગજમાં તરત તૈયાર થઈ ગઈ. વળી વિઠ્ઠલભાઈનાં અમેરિકાનાં ભાષણ માટે રાષ્ટ્રીય પ્રવૃત્તિની જે વિગતવાર નોંધ મેં તૈયાર કરી હતી તે પણ મારી પાસે હતી. તેમ પેરિસથી પંડિતના પત્રવ્યવહારની અને અનેક મહારથીઓના સંપર્કની ભારોભાર નોંધ તૈયાર કરીને હું લાવ્યો હતો. પણ યથોચિત્ જીવન-કથા લખવાને ઘણી કડીઓ ખૂટતી હતી. ખાસ કરીને સન ૧૮૫૭થી તે ૧૮૭૫માં મહારાષ્ટ્રમાં ખેડૂતોનાં બંડ થયાં ને ૧૮૮૫માં કૉંગ્રેસની સ્થાપના થઈ તે ગાળામાં જનતાના દિલમાં કેવી હોળી સળગતી હતી

અને અંગ્રેજોમાં ’૫૭ની કેવી ભડક રહી હતી તે બરાબર જાણવું હતું. વળી ટિળક, દયાનંદ સરસ્વતી, મોનીયર વિલિયન્સ, મેડમ બ્લેવેટસ્કી વગેરે જે મહાન વ્યક્તિઓ સાથે પંડિતજીએ પત્રવ્યવહાર કર્યો હતો તેમનાં જીવનની આછી રૂપરેખા પણ મારે વાંચવી હતી. તેવી રીતે પંડિતજીના દીવાનકાળના અને પછી લંડનના સાથીઓ વિષે પૂરી માહિતી મારે મેળવવાની હતી. આ બધા અભ્યાસ ને સંશોધન માટે લંડનનું બ્રિટિશ મ્યુઝિયમ આદર્શ સ્થાનક હતું. તેથી લંડન આવ્યા પછી એએક માસ ત્યાં ગાળીને ઘણી જરૂરી હકીકત નોંધી લાવ્યો ત્યારે પંડિતજીનું જીવનચરિત્ર લખવાને તૈયાર થયો.

હવે મારું લેખનકાર્ય ધીરે ધીરે પણ ચોકસાઈથી આગળ વધતું ગયું. સદ્‌ભાગ્યે મારે ઘણા ફકરા બીજાં પુસ્તક, પત્રિકા કે પત્રવ્યહારમાંથી ટાંકવા પડતા તેથી લખાણ મુદ્દાદાર બનતું. કોઈ ઠેકાણે કોઈ પ્રસંગના સમય કે સ્વરૂપ વિષે શંકા પડતી તો પાછો પુસ્તકાલયમાં જઈ ને મૂળ પુસ્તક જોઈ આવતો. આમ દર અઠવાડિયે રાણાજીને લખાણ મોકલતો ગયો અને તેઓ નક્કી કરેલી રકમ મને ચેકથી મોકલતા.[1]

’૩૪ની સાલ પૂરી થઈ ત્યાં સુધીમાં મારું પુસ્તક પૂરું થયું. એટલે રાણાજીની સૂચનાથી તેમની સાથે આખા પુસ્તકની ચર્ચા કરવાને હું પેરિસ ગયો. ખરું જોતા ઝાઝી ચર્ચા કરવાની તો રહી નહોતી. પણ પહેલાં રાણાજીની ઑફિસમાં હું શ્યામજી સંબંધી પત્રો વાંચતો હતો ત્યારે, તેમ આ વખતે પણ, તેઓ પંડિતજીનાં નવાં નવાં સ્મરણોની હારમાળા મારી આગળ રજૂ કરતા ગયા. ખરું જોતાં આવી ઘણી સ્મરણમાળા ને પ્રસંગવર્ણનને લીધે જ હું પંડિતજીના અસા-

---

૧. લખાણ મળે તેમ તેમ પૈસા મોકલવાની વ્યવસ્થા કરતાં રાણાજીએ મને સમજાવેલું કે કેટલાયે આ જીવનચરિત્ર લખવાને બહાને પંડિતજીનાં પત્નીને ઘેર જીનીવામાં મોજથી રહી ગયા અને પૈસા પણ ઉપાડી ગયા છે. તેથી હવે લખાણ મળતાં પૈસા આપવાનું નકકી કર્યું છે.

ધારણ વ્યક્તિત્વને કંઈક ન્યાય આપી શકયો. પંડિતજીના સમકાલીન એક ઝવેરીને પેરિસમાં તેમની સાથે ગાઢ સંબંધ હતો. તેમણે મારું પુસ્તક વાંચીને જ્યારે મને પૂછ્યું : 'તમે પંડિતજીની આવી વાસ્તવિક મૂર્તિ કેવી રીતે ઉપસાવી શકયા?' ત્યારે મેં જવાબ આપ્યો કે, 'રાણાજીએ વખતોવખત જે અનેક પ્રસંગરંગ વર્ણવેલા તેના આધારે જ આ લેખન કર્યું છે.'[1]

આવી ઘણી ગોઠિ કરતા ગયા ત્યારે આ પુસ્તક છપાવવાનો પણ વિચાર કરતા ગયા. અંગ્રેજ રાજની નાબૂદીનો પ્રચાર કરતું આ પુસ્તક ઇંગ્લાંડમાં તો છાપવાનું અમને અશકય લાગ્યું તેથી તે વિષે અમે કંઈ યોજના કરી શકયા નહિ. પણ હું લંડન પાછો ફર્યો તે પછી પંડિતજીના જ જે એક જૂના સાથી–ગાઈ આલ્ડ્રેડ[1] તેમની લડતમાં સારો ફાળો આપેલો તેણે જ મને સ્કૉટલૅન્ડના તેના નિવાસસ્થાનથી કાગળ લખી આ પુસ્તક છાપવાની માગણી કરી. આ ખબર મળતાં મેં તેમને આખા પુસ્તકની એક નકલ મોકલી અને રાણાજીએ તેમને સારા પૈસા પણ મોકલ્યા. થોડા વખત પછી તેમણે થોડાં પ્રકરણનાં છાપેલાં પ્રૂફ પણ મોકલ્યાં. પછી બધો વહેવાર બંધ થયો. જ્યારે મેં કામ આગળ ચલાવવાની તાકીદ કરી ત્યારે તેમણે શેકડો જવાબ આપ્યો કે આવી રાજદ્રોહી ચોપડી છાપી શકાય જ નહિ. અને જો તમે વધારે તગાદો કરશો તો તમારી નકલ હું સરકારને સોંપી દઈશ. પછી કંઈ વધારે કરવાનો અવકાશ રહ્યો નહિ એટલે રાણાજી અને હું હાથ ઘસતા બેસી રહ્યા. સન ૧૯૪૭માં દેશ

૧. આ પુસ્તક લખતો હતો તે દરમ્યાન તે વિષે સકલાતવાલા સાથે મારે ટપાટપી થઈ. એક મિત્રને ઘેર જમણમાં અમે ભેગા થયા ત્યારે સકલાતવાલાએ મને કહ્યું : 'તમે પંડિત શ્યામજીનું જીવનચરિત્ર લખો છો? એ તો અંગ્રેજ સરકારનો જાસૂસ હતો.' મેં તતડીને કહ્યું : 'તમારી બાતમી તમને મુબારક. હું તો તેમને મોટા દેશભક્ત ગણું છું અને તેમની જીવનકથા લખીશ.'

આઝાદ થયો તે પછી એ પુસ્તક મુંબઈમાં સન ૧૯૫૦માં પ્રકટ થઈ શક્યું.

'૩૩માં હિટલરે જર્મનીમાં રાજસત્તા હાથ કરી તે પછી તેણે તેની ધારાસભા બાળવાનો આરોપ મૂકીને કેટલાય સમાજવાદી ને સામ્યવાદીઓને જકડી લીધા. તેના વિરોધમાં લંડનમાં એક પ્રતિષ્ઠિત બેરિસ્ટર ડી. એન. પ્રિટની આગેવાની નીચે આખા કિસ્સાની ઝીણી તપાસ કરવાને તટસ્થ માણસોનું એક કમિશન નિમાયું. લાઈપ્ઝીશની વરિષ્ઠ અદાલતમાં બલ્ગેરિયાના સામ્યવાદી આરોપી ડીમીટ્રોફના ધડાકા સંભળાતા ગયા અને છેવટે સર્વને સખત સજાઓ થઈ. તે પછી લંડનના કમિશનનો હેવાલ તૈયાર થયો. તેની જાહેરાતની સભામાં હું પણ પહોંચી ગયો.

આ કમિશને સાફ ઠરાવ્યું કે હિટલરના માણસોએ જ તેમના રાજકીય વિરોધીઓને ખતમ કરવાને માટે જ એ મકાનને આગ લગાડી હતી. અને પછી તે વિષે ખોટો આરોપ તેમના પર મૂક્યો હતો. વળી '૩૪ની સાલમાં ફાસીવાદીઓએ દુનિયામાં શિષ્ટ ગણાતાં પુસ્તકોના ભંડારની હોળી કરવા માંડી. સર્વ શાંતિવાદીઓ, યહૂદીઓ અને સામ્યવાદીઓ પર જે ભયંકર સિતમ તેમણે ગુજારવા માંડ્યો તેથી દુનિયાભરમાં તેમ લંડનમાં પણ લોકોના દિલમાં વિરોધનો દાવાનળ ભભૂકવા લાગ્યો. તરત જ જર્મન ફાસીવાદીઓના સિતમના ભોગ બનેલાની રાહત માટે એક વગદાર કમિટી નીમવામાં આવી. હવે બર્લિનની ભૂલ સુધારીને આ કમિટીમાં રૂઢિચુસ્ત, કામદાર, સ્વતંત્ર કામદાર, સામ્યવાદી અને તટસ્થ–સર્વ પક્ષના પ્રતિનિધિઓને સામેલ કરવામાં આવ્યા. તેના તરફથી જર્મનીથી મળતી બધી માહિતી અને ત્યાંથી નાસી છૂટેલા માણસોનાં નિવેદનો પરથી વખતોવખત સમાચાર-

પત્રિકા પ્રકટ થતી. તેમ '૩૫માં મેં લંડન છોડ્યું ત્યાં સુધી વખતોવખત મોટામાં મોટાં સભાગૃહમાં વિરાટ સભાઓ યોજાતી અને તેમાં સર્વ પક્ષના આગેવાનો હિટલર સરકારના દિલ કંપાવનાર સિતમની કરુણ કહાણીઓ રજૂ કરતા અને તેનાથી મરેલા, ઘવાયેલા ને બેહાલ બનેલાના આશ્રિતોને રાહત આપવાને સારો ફાળો ભેગો કરતા. ત્યાં જે પુસ્તિકાઓ વેચાતી તેમાંથી પણ કમિટીને સારી આવક મળતી.

કોઈવાર હિટલરના ભોગ બનેલા કોઈ માણસોનાં ભાંડુંને પણ સભાની વ્યાસપીઠ પર રજૂ કરવામાં આવતાં ત્યારે તો લોકોનો ઉત્સાહ માતો નહિ. એકવાર ધારાગૃહ બાળવાના કેસના આરોપી ડીમીટ્રોફનાં બે ભાંડુંને મંચ પર ઊભાં કરી ઓળખાવવામાં આવ્યાં ત્યારે તેમને તાળીઓના ગડગડાટથી વધાવી લેવામાં આવ્યાં. ઘણુંખરાં ભાષણો તેમને અને ડીમીટ્રોફને અનુલક્ષીને કરવામાં આવ્યાં. આરોપી તો તેની અસાધારણ હિંમત માટે આખા જગતમાં પંકાયો હતો. તે દિવસ કમિટીએ નાણાંની મદદ માટે જોરદાર હાકલ કરી, ત્યારે સભાના પ્રમુખ હૅરોલ્ડ લાસ્કીએ જ સારી રકમથી શરૂઆત કરી તેથી જોતજોતામાં સેંકડો પાઉન્ડ ભેગા થઈ ગયા. ત્યાં ઝોળીઓ પણ એક એક માણસ આગળ ફેરવવામાં આવતી તેમાં થોડાં થોડાં ચીલરમાંથી ઘણી સારી રકમ મળતી. આવી રીતે માત્ર લંડનમાં જ નહિ પણ સારાયે ઇંગ્લાંડમાં અને ઘણાખરા સુધરેલા દેશોમાં પ્રચારનો અને દાનનો પ્રવાહ વહેતો થયો. તેથી જ્યારે હિટલરે ૧૯૩૯માં લડાઈ શરૂ કરી ત્યારે તેમાંથી જોતજોતામાં વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું અને દુનિયાભરના કકડતા વિરોધને લીધે જ તેની પૂરી હાર થઈ.

'૩૫ના આરંભમાં પંડિત શ્યામજીનું જીવનચરિત્ર પૂરું લખીને પેરિસમાં રાણાજીને સોંપી આવ્યો તે પછી આયર્લૅન્ડની વિવિધ પ્રવૃત્તિઓ અને નીતિરીતિનું આપણા દેશ માટે સારદોહન કરવાનું મન

થયું. તેવામાં નોરા કોનોલીએ તેના પિતાના જીવનસંભારણાના પુસ્તકની કાચી નકલ મને મોકલી આપી. તે વાંચીને તેમાં રાષ્ટ્રવાદ અને સમાજવાદ-નો જે અદ્‌ભુત સમન્વય જોયો તેથી આયર્લૅન્ડનાં મિત્રાની મારી સ્મૃતિ એકદમ તાજી થઈ. હવે સમાજવાદ વિષે તો આપણા દેશમાં ઘણું કાચુંપાકું વાંચવા મળે છે. પણ આયર્લૅન્ડનો ઉગ્ર રાષ્ટ્રવાદ જાણે તેની લીલી ધરતીમાંથી અને તેની જનતાનાં હૂંફાળાં દિલમાંથી નિસરતો લાગેલો. ભરજુવાનીમાં અવસાન પામેલા આઈરીશ લેખક ડેવિસનું એક નાનું પુસ્તક મારી સાથે હતું અને ઑસ્ટ્રેલિયામાં કાળાપાણીની સજા પામેલા 'રાજદ્રોહી' જોન મીચેલની ડાયરી હું લાવ્યો હતો. ડબ્લીનમાં તો હું બધું જોવા જાણવામાં ને મારી જિંદગીનું નાવ ચલાવવામાં જ એટલો બધો ગુંથાયેલો રહ્યો હતો કે કશું શાંતિથી વાંચવા કે વિચારવાનો અવકાશ જ મળ્યો નહોતો.

હવે આ બંને પુસ્તક શાંત ચિત્તે વાંચતો ગયો તેમ મને આય-લૅન્ડના રાષ્ટ્રવાદ વિષે કંઈક લખવાનું મન થયું. તે માટે અમર શહીદ પિયર્સના લેખ અને જીવન વિષે બ્રુટનીના એક ફ્રેંચ સાહિત્યકાર લ. રૂએ[1] પ્રકટ કરેલા ગ્રંથના છ ભાગની મારે તાકીદે જરૂર હતી. સદ્‌ભાગ્યે એક સન્મિત્રે તેવામાં મને પાંચ પાઉંડ આપ્યા. તે મોકલીને આ અણમોલ પુસ્તક મેં મંગાવી લીધું. જેવું આવ્યું તેવો રાતનો દિવસ કરીને સપાટાબંધ વાંચી ગયો. એકદમ તેમાંથી આપણી પ્રજાને પ્રેરક નીવડે એવું પુસ્તક ગુજરાતીમાં ઉતારવાનું નક્કી કર્યું.

તેની[2] પ્રસ્તાવનામાં મૂળ ગ્રંથના સંપાદક લ. રૂએ જે સિદ્ધાંતો

---

૧. બ્રિટિશ રાજ્યમાં આયર્લૅન્ડનું આગળું સ્થાન હતું તેવું ફ્રાંસમાં બ્રિટનીની પ્રજાનું સ્થાન છે. તેની ભાષા, સંસ્કૃતિ વગેરે ઘણાં ભિન્ન છે તેથી લ. રૂને પિયર્સના લેખ અને જીવનમાં ઘણો રસ પડયો અને તેણે કેટલીય મહેનત કરીને છ ભાગમાં આ ગ્રંથ પ્રકટ કર્યો.

૨. 'શહીદનો સંદેશ' નામનું પુસ્તક લેખકે તે વખતે લંડનમાં લખ્યું અને બીજે વરસે અમદાવાદ આવીને પ્રકટ કર્યું.



શહીદ પેટ્રીક પીઅર્સ

અને દૃષ્ટિ ધ્યાનમાં રાખ્યાં છે તેની સમજૂતી આપી છે. પછી આઈરિશ પ્રજાની મૂળ ભાષા પર વારંવાર કેવા પ્રતિબંધ મુકાયા, તેની સામે લોકોએ કેટલીયે સદીઓ દરમ્યાન કેવી લડાઈઓ ચલાવી, છેવટે સન ૧૮૩૧થી અંગ્રેજીનું શિક્ષણ પ્રાથમિક શાળાઓમાં શરૂ થતાં મૂળ ભાષાનું કેવું ખગ્રાસગ્રહણ થયું અને હવે તેનો પુનરુદ્ધાર કરવાને 'ગેઈલીક લીગ' મારફત કેવા વ્યવસ્થિત પ્રયાસો એ દેશમાં થઈ રહ્યા છે તેનું વર્ણન આપ્યું છે. પછી 'પિયર્સની પિછાન'ના મથાળાં નીચે મેં તે અમર શહીદની જીવનકથા ટૂંકમાં આપી છે. પિયર્સના લેખો એ ભાગમાં આપ્યા છે:[1] પ્રથમ તો અંગ્રેજોએ સ્થાપેલા શિક્ષણતંત્રને તેણે સેતાની સકંજો ગણીને તેમાં રહેલી ગુલામી માનસ ઘડવાની નીતિની સખત શબ્દોમાં ઝાટકણી કાઢી છે અને તેણે પોતે સ્થાપેલી આઝાદ રાષ્ટ્રીય શાળા સેઈન્ટ એંડાની પાઠશાળાના વિકાસ, સાહસ, આનંદપર્યટન વગેરેનું આબેહૂબ વર્ણન કર્યું છે. છેવટે તેના પટ્ટશિષ્ય ડેઝમંડ રાયને તેમને સ્મરણાંજલિ આપી છે તે ઉતારી છે. તેમજ પિયર્સે બિરદાવેલો પ્રાચીન લોકકથા ને નાટકોનો સાર આપ્યો છે.

આ પુસ્તક '૩૫ના જુલાઈમાં મેં પૂરું કર્યું ને પછી દેશમાં પાછા ફરીને તરત 'શહીદનો સંદેશ' એ નામથી પ્રકટ કર્યું. આ પુસ્તક લખતાં અને તે માટે અભ્યાસ ને ચિંતન કરતાં મને સમજાયું કે, તેણે સન ૧૯૧૬ના ઈસ્ટરમાં જે સશસ્ત્ર બંડ જગાવ્યું તેનાં મૂળ સન ૧૯૦૫ના શીન ફેઈન આંદોલનમાં હતાં. તેમ તે લડતનો પાયો ભાષા, સાહિત્ય અને સંસ્કારમાં રાષ્ટ્રીયત્વ સ્થાપવાને સન ૧૮૯૩માં જે ગેઈલીક લીગ[2] સ્થપાઈ હતી તેના ઉપર રચાયો હતો. પિયર્સની

---

૧. જ્યારે વીર સાવરકર લંડનમાં પકડાયા ત્યારે તેમની મુક્તિ માટે સમિતિ નીમવામાં આવી હતી. તેના આ ગૃહસ્થ મંત્રી હતા. તેમણે ઉગ્ર પ્રચાર કરતાં કોર્ટની સખત સજા પણ ખાધી હતી.

૨. આઈરિશ લોકોની અસલ ભાષા ગેઈલીક હતી તેથી ગેઈલીક લીગનો અર્થ 'રાષ્ટ્રીય સાહિત્ય સંઘ' થાય.

સેઈન્ટ એન્ડાની માનીતી શાળામાં સ્વદેશી ભાષા, સાહિત્ય, ઈતિહાસ, સંસ્કાર, સંગીત, વ્યાયામ—આ બધું જ વણી લેવાયું હતું. તેમાં ગેઈલીક લીગના સારાયે આદેશ અપનાવી લીધા હતા ને તેમાં શીન ફેઈનનું રાષ્ટ્રીય સ્વાશ્રયનું રાજકારણ ભળ્યું. પછી '૧૪નું મહાયુદ્ધ ફાટી નીકળતાં આયર્લૅન્ડને હોમરૂલ આપવાની બ્રિટિશ સરકારની નીતિ સામે સશસ્ત્ર સંગ્રામ ચલાવવાનું બીડું અલ્સ્ટરના નેતા સર એડવર્ડ કાર્સને ઝડપ્યું ત્યારે તેને પિયર્સ જેવા આયર્લૅન્ડના ક્રાંતિકારીએ સામો પડકાર ફેંકયો. 'ઇંગ્લાંડની મુશ્કેલી એ આપણી સર્વોત્તમ તક છે' એ વુલ્ફ ટોનનું જૂનું સૂત્ર હૈડે ધરીને પિયર્સ અને કોનોલીએ સંગ્રામમાં ધોળે દિવસે ઝુકાવ્યું અને અમર શહીદી વહોરી લીધી.

હવે પિયર્સ વિષે મારું પુસ્તક લખતો ગયો ત્યારે ગેઈલીક લીગની પહેલાંની લડતો વિષે વિચાર કરતો ગયો. સન ૧૮૮૪માં રાષ્ટ્રીય વ્યાયામ મંડળ રચાયું હતું તે પણ સહેલાઈથી મારા ધ્યાનમાં આવ્યું, કારણ કે ડબ્લીનમાં આ મંડળની સુવર્ણ જયંતી આગલા વર્ષમાં પૂરા ભપકાથી ઉજવાયેલી ને તે વખતે પ્રકટ થયેલા એક વિશેષાંકની નકલ મને મળેલી. હવે આ અભ્યાસને અંગે પહેલીવાર મેં તે વાંચવા લીધો. એક નાનાં ગામડામાં માત્ર સાત ઉત્કટ રાષ્ટ્રવાદીઓએ અંગ્રેજોની રમતોના આક્રમણના વિરોધમાં આ મંડળ સ્થાપેલું ને તેને ધર્મગુરુ ક્રોકે તેની અનુપમ શૈલીમાં આશીર્વાદ આપેલા. કાળક્રમે આ મંડળ ફૂલતાં-ફાલતાં આયર્લૅન્ડની ધરતી પરથી ક્રિકેટને દેશવટો મળ્યો, હોકીને બદલે હર્લી ને કમોગી દાખલ થયાં, અને પછી નૃત્ય, સંગીત-શિક્ષણ વગેરે ક્ષેત્રમાં પણ રાષ્ટ્રીયત્વની આગેકૂચ થતી ગઈ.

આ રાષ્ટ્રીય વ્યાયામ મંડળ વિષે દળદાર અંક હું વાંચતો ગયો તેમ આપણી રાષ્ટ્રીય પ્રવૃત્તિ આ દિશામાં જરાયે જામી નથી તેની શરમ

મને આવવા લાગી. અલબત્ત આપણે ત્યાં જે જૂની ઢબના અખાડા ચાલે છે, તેમાં શરીરને સુદૃઢ ને નીરોગી બનાવવાને ઘણી તાલીમ અપાય છે. અંબુભાઈ પુરાણીએ સારાયે ગુજરાતમાં અખાડા સ્થાપીને યુવાનોની શારીરિક ને નૈતિક તાલીમને નવો વળાંક આપ્યો હતો; પણ આ અખાડા પ્રમાણમાં સાંકડા વર્તુળમાં ફાલતા ગયા ત્યારે દેશના વિશાળ ક્ષેત્ર પર તો ક્રિકેટ ને હોકી જ રમાતી. તેની રમતો અને મેચો જોવાને હજારો માણસોની ઠઠ જામતી અને અખબારો ને રેડિયોમાં તેનું પ્રભુત્વ દેખાતું. આ પરિસ્થિતિ મને અસહ્ય લાગી. તેથી જે ભારોભાર સાહિત્ય મારી પાસે હતું તેમાંથી આ મંડળ વિષે એક ટૂંકો લેખ અંગ્રેજીમાં લખીને તરત પ્રકટ કરવાને દેશમાં મોકલી આપ્યો. કમનસીબે તે મહિનાઓ સુધી પડી રહ્યો અને હું દેશ પાછો ફર્યો તે પછી જ તે પ્રકટ થયો.

આ રાષ્ટ્રીય વ્યાયામમંડળની પૂર્વભૂમિકા તો તેના ત્વરિત વિકાસ પરથી પરખાય એમ હતું. ધર્મગુરુ ક્રોકની સાથે જે નવજુવાન હતા તે માઈકલ ડેવિડની શુભેચ્છા તેને સાંપડી હતી. તેણે જ સન ૧૮૭૯માં લેન્ડ લીગ—અર્થાત્ આયર્લૅન્ડમાં પહેલી કિસાનસભા સ્થાપી હતી. નવાઈની વાત એ હતી કે, સન ૧૮૪૮ના ભયંકર દુકાળ પછી જેમ્સ ફીન્ટન લેલર જેવા રાષ્ટ્રવાદીએ અંગ્રેજ અમીર-ઉમરાવોની જમીનદારીની સખતમાં સખત ટીકા કરી હતી. છતાં લગભગ ૩૦ વર્ષ પછી જ એક નવજુવાને સન ૧૮૬૭ના સશસ્ત્ર બળવાની નિષ્ફળતા જોયા પછી અને અમેરિકામાં ઘણા આઈરિશ આગેવાનો સાથે મસલત કર્યા પછી જ ખેડૂતોની અને દેશની આઝાદી માટે આ સંસ્થા સ્થાપી હતી. પાર્લામેન્ટમાં વર્ષો સુધી ભાષણો કરવાથી ને જમાનાજૂનાં સશસ્ત્ર બંડ કરવાથી જે લોકલડત નહોતી ઊપડી તે સપાટાબંધ આખા દેશમાં ફેલાઈ ગઈ.

આ ખેડૂત સભાએ પરદેશી જમીનદારોને તેમનું ગણોત ન

આપવાની અને કોર્ટ તરફથી કંઈ માલસામાનની હરાજી કે જપ્તી થાય તો સૌએ સાથે મળીને તેનો સક્રિય સામુદાયિક સામનો કરવાની સૂચના અપાઈ, આથી ઠામ ઠામ જે ધમાલ મચવા માંડી તેને પરિણામે વરસેકમાં કેટલાયે અંગ્રેજ જમીનદારોએ ખેડૂતોના ગણોતમાં ઘટાડો કર્યો. આ લડત વિરાટ બનતી ગઈ તેમ હજારો ખેડૂતો તેમાં જોડાતા ગયા, જમીનદારોની જાતખેતીના ઊભા પાક લણવાનો પણ બૉયકૉટ –બહિષ્કાર થતો ગયો અને પાર્લામેન્ટમાં આઈરિશ નેતા પાર્નેલે પણ તેના ટેકામાં ગર્જના કરવા માંડી. સરકારે આ આંદોલનને એકા ખેડૂત બંડનું સ્વરૂપ પકડતું જોઈને એ સંસ્થાના આગેવાન માઈકલ ડેવીડ પાર્નેલ વગેરેની ધરપકડ કરી. છતાં છેવટે તેમને છોડતી વખતે ઇંગ્લાંડના વડા પ્રધાન ગ્લેડસ્ટનને પણ થોડે થોડે તબકકે આખી જમીનદારી પ્રથા નાબૂદ કરીને ખેડૂતોને જ તેમના કબજાની જમીન સોંપવાનો અને તેનું વળતર વાર્ષિક હપ્તાથી વસૂલ કરવાનો એક કાયદો પસાર કરવાની ફરજ પડી.

પછી વરસો સુધી ખેડૂતો પાસેથી આ હપ્તા વસૂલ કરીને અંગ્રેજ સરકાર અને ૧૯૨૧ પછી કોઝગ્રેવની સરકાર અંગ્રેજ ઉમરાવોને આપવા સારુ ઇંગ્લાંડની સરકારને આપતી હતી પણ હવે ડી’ વેલેરાની સરકાર રચાતાં તેણે આ વળતરની રકમ અંગ્રેજ સરકારને આપવાની ના પાડી તેથી બે સરકાર વચ્ચે ચકમક ઝરી હતી.

તપાસ કરતાં ખબર પડી કે અંગ્રેજ જમીનદારીની નાબૂદી વિષે તે લડતના વિધાતા માઈકલ ડેવિડે એક દળદાર પુસ્તક લખ્યું છે. તે પુસ્તક મેળવીને નિરાંતે વાંચતાં ત્યાંના ખેડૂતોએ તેમની લૅન્ડ-લીગ-કિસાન-સભાના નેતૃત્વ નીચે કેવાં કેસરિયાં કરીને થોડાં જ વર્ષમાં ગ્લેડસ્ટન જેવા ઇંગ્લાંડના મોટા વડાપ્રધાનને સદીઓથી જમાવેલી અંગ્રેજોની જમીનદારીની પ્રથા ખતમ કરવાની ફરજ પાડી હતી, તે જાણ્યું. જેમ આ પુસ્તક વાંચતો ગયો તેમ આયર્લૅન્ડની માફક ભારતની પણ મોટા

ભાગની ખેડૂત પ્રજાના સંગઠન અને આંદોલનની શકયતાઓ વિચારવા લાગ્યો. તે પરથી ભારતમાં પણ આ પાયાના સંગઠન પર ધ્યાન આપવાને કિસાનસભાના સર્વોપરી મહત્ત્વ પર એકાગ્ર થતો ગયો.

આમ આયર્લૅન્ડમાં મેં જે જોયું ને શીખ્યો તે પરથી ગુજરાતી પુસ્તક અને અંગ્રેજી પુસ્તિકા લખ્યા પછી એ દેશની સર્વ પ્રકારની ગુલામીનાં બંધન તોડીને તેની પ્રજા કેવી રીતે આઝાદ થતી ગઈ છે તેની સાંગોપાંગ કથા લખવાનો વિચાર થયો. તેને માટે આયર્લૅન્ડનાં કંઈક પુસ્તક મેં વસાવ્યાં અને વાંચ્યાં. પ્રાચીનકાળથી તેનો ઇતિહાસ લખતો ગયો તેમ મને વધારે રસ પડતો ગયો. પછી એક પછી એક અંગ્રેજ સરકારે તલવાર ચલાવી અને આગ લગાડીને જ્યાં ત્યાં રાખના ઢગ અને હાડકાંના ડુંગર ખડક્યા. તેનું વર્ણન કરતાં દિલમાં કમ-કમાટી છૂટતી ગઈ અને રોષ જામતો ગયો. તેની સાથે સદીઓથી વારંવાર જે ખૂનખાર લડાઈઓ ખેડૂતોએ અને નાગરિકોએ ચલાવી હતી તેના પર આફરીન પોકારતો ગયો. આ પુસ્તકમાં ખાસ તો મારે દેશના ખેડૂતોએ જ મરણિયા લડત ચલાવીને અંગ્રેજોની જમીન-દારી નાબૂદ કરી તેનું વિગતવાર બયાન આપવું હતું. કમનસીબે '૩૫ના સપ્ટેમ્બરમાં મેં લંડન છોડ્યું તેથી તે તરત છપાય એમ નહોતું. તે પૂરું કરી શકું ત્યાં સુધીમાં લખાણનો ઘણો ભાગ ઉધઈ ખાઈ ગઈ તેથી એ બધીયે મહેનત પાણીમાં ગઈ.

આમ આયર્લૅન્ડ વિષે વાંચતો ગયો ને લખતો ગયો તેમ અજા-ણ્યે ભારતની નજીક આવતો ગયો. સાચી સર્વાંગી રાષ્ટ્રીય ભાવનાનો જે સંદેશ મેં આયર્લૅન્ડમાં સાંભળ્યો તે પિયર્સના પુસ્તક મારફત ગુજરાતને આપ્યો. રાષ્ટ્રીય વ્યાયામનો જે આદેશ ત્યાંની રાષ્ટ્રીય પ્રવૃત્તિમાંથી મળ્યો તે મેં અંગ્રેજી પત્રિકાના આપ્યો અને આય-

લૅન્ડના સમગ્ર ઇતિહાસમાં પુસ્તકમાં ત્યાંના શૂરા ખેડૂતોની લડતનો આબેહૂબ ચિતાર આપવા ધાર્યો હતો. આમ અજાણ્યે મારું દિલ સ્વદેશ તરફ ધસતું હતું. તેવામાં મારા જૂના મિત્ર શ્રી નંદલાલ શાહે દેશમાંથી મને કાગળ લખ્યો ત્યારે જવાબ લખતાં મારા દિલને તપાસીને સ્વદેશ પાછા ફરવાની મારી વૃત્તિનો ઉલ્લેખ કર્યો. પછીથી શારદાબેનને કાગળ[1] લખ્યો ત્યારે દિલ વધારે ખોલીને દેશ પહોંચવાનો દિવસ પણ જણાવ્યો.

સ્વદેશ પાછા ફરવાનો નિર્ણય કરવાનું મારે માટે સહેલું નહોતું. સન ૧૯૩૫માં મારી ક્લબ સ્થિર ધોરણે ચાલતી હતી અને જરૂરી આવક મળતી હતી, તેથી ફાવે તેટલો વખત હું લંડનમાં રહી શકું એમ હતું; વળી ત્યાં ગમે તે વિષયનાં ગમે તે પુસ્તકો મેળવવાનું અને વાંચવાનું કામ આસાન હતું. છેલ્લાં પાંચેક વર્ષમાં ગાંધીજી, પંડિત શ્યામજી કે આયર્લૅન્ડ વિષે મનમાં વસ્યું તે લખ્યું—બહારના કોઈ અંકુશ કે મર્યાદાનો વિચાર આવ્યો નહોતો. પણ દેશમાં સરકારનાં અને શ્રદ્ધાળુ પ્રજામતનાં બંધન પણ ધ્યાનમાં લેવાં પડે. લંડનને મુકાબલે હિન્દ વિરાટ કેદખાનું લાગતું તેથી તેમાં દાખલ થવું જરા કપરું લાગ્યું. પણ છેવટે જે દેશનો હું વતની થવાનું અભિમાન ધરાવું છું તેનાં કરોડો ભાઈ-બહેનોનાં સુખદુઃખના ભાગીદાર થવાની અનિવાર્ય ફરજ સમજાતાં મેં સપ્ટેમ્બરમાં લંડનથી રવાના થઈ ઑક્ટોબરમાં મુંબઈ પહોંચવાનો નિર્ણય કર્યો.

આ વાત લંડનના મિત્રો આગળ મેં કરવા માંડી ત્યારે પહેલાં તો તેઓ હસવા લાગ્યા. પણ જ્યારે તેમણે મારા નિશ્ચયની ગંભીરતા પિછાની ત્યાર પછી દેશસેવાના માર્ગ વિષે હળવી ચર્ચા કરવા લાગ્યા.

’૩૫ના આરંભમાં મેં પેરિસથી પાછા ફરીને આયર્લૅન્ડની અનેક લડતોનો સાંગોપાંગ અભ્યાસ કરવા માંડ્યો ત્યારથી જ દેશ

---

૧. ૧૫-૪-’૩૫નો આ કાગળ પરિશિષ્ટ નંબર ૬માં આપ્યો છે.

પાછા ફરવાનો નિશ્ચય પાકો થતો ગયો. પહેલાં તેમાં પિયર્સને માર્ગે રાષ્ટ્રીય ભાષા, સાહિત્ય, ઇતિહાસ ને સંસ્કારનો પ્રચાર કરવાનો ઉદ્દેશ હતો. પછી આયર્લૅન્ડનાં રાષ્ટ્રીય વ્યાયામ મંડળનો દાખલો લઈ દેશમાં પરદેશી રમતોનો બહિષ્કાર કરીને અથવા તેની સાથે સાથે દેશી રમતો પણ ખૂબ પ્રચલિત થાય, પ્રતિષ્ઠિત સ્થાન મેળવે તે માટે ઝુંબેશ ચલાવવાનો હતો. પછી જ્યારે આયર્લૅન્ડની જમીનદારીની નાબૂદીની લડત વિષે ડેવિટનું પુસ્તક વાંચતો ગયો ત્યારે દેશમાં જઈ કિસાન જેવા મોટામાં મોટા શ્રમજીવી વર્ગનું સંગઠન કરી તેની અને દેશની મુક્તિ માટે પ્રબળ આંદોલન ચલાવવાનો વિચાર મનમાં ઘૂમતો ગયો. મારી જાણ મુજબ દેશમાં નાના મોટા ઉદ્યોગના કામદારોનાં સંગઠન ઘણાં વખતથી ચાલતાં હતાં. પણ ઉત્તરમાં કોઈવાર કિસાનોની લડતો વિષે વાંચ્યું હતું તે સિવાય ગુજરાતમાં કે દેશભરમાં વધારેમાં વધારે વિરાટ શ્રમજીવી વર્ગનું સંગઠન થયું નહોતું. તે શરૂ કરવા હું તલપી રહ્યો. વળી આયર્લૅન્ડના કિસાનોએ સન ૧૮૮૦થી જાગૃત થઈને દેશની આઝાદીની લડતમાં જ્વલંત ભાગ લીધો હતો. હવે ભારતભરના કિસાનો પણ પરદેશી શાહીવાદનો ખાત્મો કરવામાં વધારેમાં વધારે યશસ્વી કેમ ન નીવડે?

આવી રીતે હું દેશના કિસાનોનાં સંગઠનને સર્વોપરી સ્થાન આપવા લાગ્યો હતો ત્યારે '૩૫ના ઉનાળામાં ગરીબ હિન્દીઓને મફત કપડાં વહેંચવાને લંડનના પૂર્વ વિભાગમાં એક સભા મળી. ત્યાં અચાનક મુંબઈના અગ્રગણ્ય રાજપુરુષ ભૂલાભાઈ દેસાઈ મને મળી ગયા. તેમણે સહેજમાં મારી પ્રવૃત્તિ વિષે પૂછ્યું ત્યારે મેં કહ્યું કે હું પાછો દેશ જવાની તૈયારી કરી રહ્યો છું. પછી જ્યારે તેમણે પૂછ્યું કે ત્યાં જઈને શું કરશો? ત્યારે જવાબ આપ્યો કે મારો વિચાર

કિસાનોનું સંગઠન કરવાનો છે. તેમણે ટપ લઈને કહ્યું: 'કિસાનોનું આંદોલન ગુજરાતમાં કરશો? ઉત્તરમાં જમીનદારી પ્રથા છે ત્યાં કિસાનોની પ્રવૃત્તિ કરો એ સમજી શકાય. પણ ગુજરાતમાં તો રાયતવારી પ્રથા છે અને દરેક ખેડૂત પોતાની જમીનનો માલિક છે એટલે ત્યાં તમે શું કરશો?'

આ સવાલનો જવાબ મારી પાસે નહોતો. એટલે તે વિષે વિચાર કરવાનું કહીને હું છૂટો પડ્યો. થોડા જ દિવસમાં મને યાદ આવ્યું કે વકીલાતની પરીક્ષા આપતાં મેં દખ્ખણના ખેડૂતોની રાહતના કાયદા વિષેના વાંચેલું ને તે કાયદો ગુજરાતને પણ લાગુ પાડવામાં આવેલો તે ઉપરથી મનમાં થયું કે દખ્ખણમાં ખેડૂતોનાં કંઈ બંડ થયાં હતાં અને તે વિષે તપાસ કરીને પછી રાહતનો કાયદો અંગ્રેજ સરકારે કર્યો હતો. હવે જો સરકારે એ બંડની તપાસ કરાવી હોય તો તે વિષે સરકારી હેવાલ પણ હોવો જ જોઈએ. આવાં અનુમાન કરીને એક દિવસ સવારે ઇન્ડિયા હાઉસ પર પહોંચી ગયો ત્યારે તેની પુસ્તકાલયની કર્મચારીએ જરા ટીખળમાં હસીને પૂછ્યું: 'આટલા મોડા કેમ આવ્યા?' કારણ કે તેની પાસેથી ભારે પુસ્તકો આયર્લૅન્ડ લઈ ગયેલો તે મહિનાઓ પછી લંડન આવીને ઘણે વખતે પાછાં આપેલાં. મેં એની પાસેથી દખ્ખણનાં તોફાનોના હેવાલ વિષે પૂછ્યું એટલે તરત પોતાનાં કાર્ડની થોકડી તપાસીને કહ્યું: 'અહીંયાં તો નથી. પણ ઊભા રહો. હું હિન્દી વજીરની લાયબ્રેરીમાં પૂછી જોઉં.' થોડીવારમાં ત્યાં તે પુસ્તક છે એવી માહિતી મળી એટલે તરત મને બીજે દિવસે ત્યાં આવીને લઈ જવા સૂચવ્યું. બીજે દિવસે દખ્ખણનાં તોફાન વિષે હેવાલનાં જરા જર્જરિત થયેલાં બે ભારે પુસ્તક લઈને હું ઘેર ગયો.

આ પુસ્તક વાંચતા રાયતવાડી ખેડૂતોની પરિસ્થિતિ પર વેધક પ્રકાશ પડયો. સન ૧૯૪૦ના અરસામાં દેખીતી રીતે જમીન મહે-

સૂલની ઘણી હળવી રોકડ રકમ આંકવામાં આવી હતી. પણ ખેડૂતના ઘરમાં પાક આવે તે પહેલાં તે આપવાની રહેતી. પરિણામે બધાયે ખેડૂતોને થોડું થોડું દેવું કરવું પડતું. પછી વરસો વરસ ભારે વ્યાજ ચઢતાં અને બીજ, ઢોર, ખાવટી, લગ્ન વગેરે માટે ઉપાડ થતાં ખેડૂતને માથે દેવાના ડુંગર ખડકાતા. તેની પાસેથી ઘણોખરો પાક પડાવી લેવામાં આવતો. તેની કિંમત ઓછી મુકાતી તેથી ખેડૂતને પહેલી જમીન શાહુકારને ત્યાં ગીરો મૂકવી પડતી અને પછી ઘણાંને વેચાણ પણ કરવી પડતી. સન ૧૮૭૫ના અરસામાં પૂનાની પાસેના ગામડામાં એક ખેડૂતના ઘરનો દેવમંદિરનો સરસામાન શાહુકારની હરાજીમાં વેચાયો ત્યારે સારાયે વિસ્તારના ખેડૂતોમાં શાહુકારોની સામે રોષ ભભૂકી ઊઠ્યો અને તેમણે તેમના ચોપડા અને ખાતાં પતરાંની જ્યાં ત્યાં હોળી કરવા માંડી. આવાં તોફાન મહારાષ્ટ્રના ઘણા વિસ્તારમાં ફેલાયાં ત્યારે તેની તપાસ કરવાને નિમાયેલા કમિશને દેવાની ઉત્પત્તિનાં ઉપર સૂચવેલાં વાસ્તવિક કારણો શોધી કાઢ્યાં. પછી તેણે ખેડૂતોના લહેણાની વસૂલાત માટે દાવો થાય ત્યારે પાછલી ગમે તેટલી મુદતના હિસાબ કરવાની, વ્યાજબી વ્યાજ ઠરાવવાની, વ્યાજની જે રકમ વ્યાજબી ઠરે તેની વસૂલાત કરવાની અને ખેડૂતોને લાભદાયક થાય એવી બીજી કલમો ઘડીને એક કાયદો કરવાની સરકારને ભલામણ કરેલી તેથી દખ્ખણના ખેડૂતોને ગઈ સદીની આખરમાં ફાયદો થયો. તે ગુજરાતને પણ આ સદીના આરંભમાં લાગુ પાડવામાં આવ્યો.

દખ્ખણના ખેડૂતોના બંડની પૂર્વભૂમિકા પણ આ હેવાલમાં આપી છે: ૧૯૧૦ના કાળમાં દખ્ખણના ઘાટમાં દેવાદાર ભીલ મારવાડી શાહુકારોનાં નાક–કાન કાપતા હતા. તેમ ગુજરાતમાં પણ તે અરસામાં ખેડા જિલ્લામાં દેવામાં જમીન ખોઈ બેઠેલા કોઈ ખેડૂતોએ તેમના શાહુકારોનાં ખૂન કરેલાં. વળી આ દેશના આદીવાસીઓ ને મોટા ખેડૂતોને શાહુકારો દેવામાં જકડી લઈને તેમને ગુલામ તરીકે વેચતા

અને સરકાર પણ માલિકની ફરિયાદ પરથી એ ગુલામોને પકડીને તેમને હવાલે કરતી. પૂર્વમાં સંતાલ પરગણામાં આદીવાસી કિસાનોએ શાહુકારોના જુલમથી છંછેડાઈને સરકારની સામે સશસ્ત્ર બંડ કરેલું. તેનો હેવાલ પણ તે હેવાલમાં વાંચવામાં આવ્યો.

આ બધું વાંચતાં દક્ખણના કમિશનના એક સભ્ય સર ઑકલેન્ડ કોલ્વીને લખેલા એક વાક્યમાં તેનો સાર સમાયેલો લાગ્યો : ‘ આ રાયતવાડી નહિ પણ મારવાડી અર્થાત્ શાહુકારી પ્રથા છે.’ તે વખતે મહારાષ્ટ્રનાં ગામડાંમાં મોટે ભાગે મારવાડીઓ જ શાહુકારી કરતા તેથી આ ઉસ્તાદ અંગ્રેજે તેને શાહુકારી પ્રથા તરીકે વગોવી છે. પણ આ વાક્યથી આ રાયતવાડી પ્રથાનો આખો ભંડો ફૂટી ગયો. તે પરથી રોકડ વસૂલાત દોષિત ઠરી, શાહુકારોનાં ભારે દેવાં જૂઠાં ઠર્યાં અને શાહુકારોએ દેવામાં સર કરેલી ખેડૂતોની જમીન તેમને પાછી સોંપવાની અને દરમ્યાનમાં સાંથ ને ભાગમાં સખત કાપ મૂકવાની જરૂરિયાત સાબિત થઈ. આ બધા અભ્યાસ પરથી નિર્ધારેલી કિસાનસભાની ભૂમિકા રચવાને જોઈતી સામગ્રી મળી ગઈ. તેથી વધારે આત્મશ્રદ્ધાથી મારા ભાવિ કિસાનકાર્ય વિષે હું બધાની સાથે વાતો કરતો ગયો.

’૩૫ના કાળ દરમ્યાન મારા વસવાટ ને કલબના કાર્યમાં જે થોડા ફેરફાર થયા તેની નોંધ લેવી જોઈએ. ’૩૪ની આખરમાં મારી મંત્રી મિસ રોઝને ઓચિંતો તેના કોઈ પૂર્વજનો વારસો મળ્યો. તેથી મારી સલાહથી તેણે એક ભોંયરું ભાડે લઈ કલબ માટે તેને સરસ ખુરશી-ટેબલ વગેરે સરસામાનથી બરાબર સજાવવાનું ઠરાવ્યું. બ્રિટિશ મ્યુઝિયમના આલીશાન મકાનની બરાબર સામે ભોંયતળિયે એ ઓરડી ને પૂરતી સગવડવાળું ભોંયરું મળી ગયાં. તરત કલબની અઠવાડિક

સભા હવે ત્યાં મળવા માંડી. ત્યાં શરાડની[1] રમતનો કાર્યક્રમ કોઈ વખત અમે રાખતાં. કોઈ વખત કોઈ નૃત્યસમારંભ રાખતાં, તો કોઈ વખત કોઈ સભ્ય પોતાને દેશ પાછાં ફરતાં હોય તો ત્યારે તેમને વિદાયમાન આપતાં. એક દિવસ એક પોલેન્ડની બાઈના માનમાં અમે સભા રાખી ત્યારે તેણે લંડનને બાળકોના સ્વર્ગ તરીકે વર્ણવ્યું. કોઈ નાના બાળકને મોટરોની અવરજવરની વચ્ચે રસ્તો ઓળંગવો હોય તો લંડનનો પડછંદ પોલીસવાળો જેમ તેનો હાથ પકડીને બીજે છેડે મૂકી આવે છે તેમ બીજા કોઈ દેશમાં બનતું નથી. આ બાઈની વિદાયથી અમારા ૧૮ ભાષા જાણનારને રશિયન ભાષા શીખવામાં અડચણ પડી. પણ તેમણે તે કાર્યમાં આપેલી મદદ માટે તેનો આભાર માન્યો.

'૩૪ની ૩૧મી ડિસેમ્બરની રાતે નવા વર્ષનો આરંભ પણ અમે આ ઘરમાં જ ઊજવ્યો. નાચરંગનો કાર્યક્રમ રાતના દશેક વાગ્યાથી પૂરબહારમાં ચાલતો હતો. પછી બરાબર બાર વાગ્યાના ટકોરા થયા એટલે કડકડતી ઠંડીમાં બધાં સ્ત્રીપુરુષો દોડતાં દોડતાં ભોંયરામાંથી બહાર નીકળ્યાં ને સૂમસામ રસ્તા પર કંઈક સૂત્રોચ્ચાર સાથે આંટા મારીને નવા વર્ષને નવાજ્યું.

એ ગાળામાં જ હિન્દી સ્વાતંત્ર્ય સંઘની એક પરિષદ મળી તેથી તેના ઠરાવ ઘડવાને સજ્જાદ ઝહીર, દા. અશરફ, નિરહેન્દુ દત્ત, મઝમુન્દાર, આગરકર વગેરે મિત્રો સાથે હું પણ આ ઘરમાં જ મળ્યો. આઝાદ ભારતમાં કામદારોનાં વર્ચસ્વ નીચે જ લોકશાહી રાજ

---

૧. આ રમત રમનારાની બે ટોળી બને છે. દરેક એક એવો શબ્દ ધારે છે કે જેના જુદા જુદા ભાગ કોઈક વેશભૂષા ને હાવભાવથી ભજવી શકાય. દાખલા તરીકે ગ્રાઉન્ડ-નટ (ભોંય-શીંગ) ધારો તો પહેલાં ભોંય-ધરતીનું સૂચન ભાવ-અભિનયથી કરો અને પછી શીંગનું. સામસામા શબ્દો જે વધારે શોધી બતાવે તે જીતે.

સ્થાપવા વિષે આ મિત્રોએ ઠરાવ રજૂ કર્યો તેનો મેં સખત વિરોધ કર્યો. પ્રથમ તો બ્રિટિશ રાજસત્તાને હઠાવીને આઝાદ ભારતમાં પુખ્ત-વયના મતાધિકારના ધોરણે જે મહાસભા ચુંટાય તે જ યોગ્ય લાગે તે બંધારણ ઘડી શકે. ને બીજું એ કે ભારતના સંયોગોમાં હજી કામદારોની સંખ્યા ઘણી ઓછી છે તે વખતે તેમના વર્ચસ્વ નીચે રાજસત્તા સ્થાપવાની વાત મને અવાસ્તવિક લાગી. વળી મને દેશમાં મોટી જનસંખ્યા ધરાવતા કિસાનોના સંગઠનનો અભાવ તો બહુ જ સાલતો હતો. તેથી કિસાનની કંઈ ગણતરી કર્યા વિના મૂઠી-ભર કામદારોનું જ વર્ચસ્વ ઠોકી બેસાડવાની વાત મને છેક જ બેહૂદી ને અવ્યાવહારિક લાગી. મારા વિરોધ છતાં વધુમતીથી એ ઠરાવ પસાર થયો તેથી તે પરિષદની સમગ્ર કાર્યવાહીમાં હું મૂક પ્રેક્ષક જ બની રહ્યો.

'૩૫ના આરંભથી અમે વસવાટ ને ક્લબ માટે રાખેલી જગ્યા ખાલી કરીને રસેલ સ્કેવર પાસે મારા મિત્ર ડૉ. ચુનીભાઈએ દવાખાના માટે રાખેલા ઘરનો પહેલો માળ રોકી લીધો. અને ક્લબનું સંમેલન પણ પહેલાની માફક કોઈ હૉટેલમાં જ ભરવાનું રાખ્યું. આ મકાનમાં જ શહીદનો સંદેશ, આઇરિશ વ્યાયામ મંડળ ને આયર્લૅન્ડના ઇતિહાસનાં પુસ્તક લખ્યાં ને ત્યાંથી જ વિદાય લઈને હું સ્વદેશ સંચર્યો.

'૩૪ના એપ્રિલ માસમાં મરઘાભાઈએ આર્યભવનમાં ભોજના-લય ચલાવવા માંડ્યું ત્યારે તેમના માલિક મણિભાઈ તેમનાથી ઘણા ગુસ્સે થયા. પૂરી નોટિસ આપ્યા વિના તેમને માટે જ લીધેલું ઘર ઓચિંતું છોડીને પોતાના ભારે નુકસાનમાં ઉતારવા બદલ મણિભાઈ-એ મરઘાભાઈની સામે નુકસાનીનો દાવો લંડનની અદાલતમાં કર્યો. તે પહેલાં ઘણા મિત્રોએ તેમને વાર્યા પણ તમણે જીદ છોડી નહિ. પણ મરઘાભાઈના સત્યનો જય થયો અને દાવો કાઢી નાખતાં કોર્ટે

મરઘાભાઈનું ખર્ચ આપવાનો મણિભાઈને હુકમ કર્યું. આ ખર્ચની રકમ માંડી વાળવાને હવે મણિભાઈએ ઘણી વિનંતી કરી પણ મરઘાભાઈએ દાદ આપી નહિ. છેવટે મણિભાઈએ રકમ ન આપી તેથી તેમની ખુરશીઓ જપ્તીમાં લેવાનો વખત આવ્યો ત્યારે તેમને છેવટે રકમ ભરવી પડી. આવી રીતે કેટલાય વખત સુધી તેમણે જે ઘોર અન્યાય પોતાના જાતભાઈને કર્યો હતો તેનું કડવું ફળ તેમને જ ચાખવું પડ્યું !

આ કેસના કાળ દરમ્યાન હું મરઘાભાઈને વખતોવખત મળતો અને તેમને જરૂરી હિંમત આપતો. બાકી તો તેમણે જ વકીલ કર્યો, જુબાની પૂરવાની વ્યવસ્થા તેમણે જ કરી અને ખરું જોતાં પોતાના જ જોરે તે તરી ગયા. પણ ધીમે ધીમે અમારી મહોબત ઘણી ગાઢ થઈ હતી તેથી તે તો રોજ તેમને ઘેર જમવાનું નોતરું આપતા. પણ રોજિંદા મારા કાર્યને અંગે આવી ન શકું તેથી રવિવારે બપોરે, લંડનમાં રહ્યો ત્યાં સુધી, તેમને ઘેર જમવા જતો.

હંમેશ બહુ જ સાદા ભોજન પર મારો નિર્વાહ થતો. ક્લબમાં કોઈ દિવસ ખાસ સારી રકમ મળે તો વળી મિસ રોઝની સાથે લાયન્સ કોર્નર હાઉસમાં મધરાતે જઈને સારું ભોજન આરોગતો. પણ ત્યાં કે ઘેર ગમે તે ભોજન મળે પણ સ્વાદિષ્ટ ગુજરાતી ભોજન તો આર્યભવનમાં જ મળતું. તેથી રવિવારની જમણની સફરને હું ભૂખની કૂચ તરીકે વર્ણવતો. આર્યભવન સુધીનો અડધો રસ્તો તો હું મિસ રોઝની સાથે ચાલીને જ જતો, તેથી ભૂખ કકડીને લાગતી. પછી એક પેનીની ટિકિટ લઈને અમે આર્યભવન પહોંચી જતાં. ત્યાં જે ભારોભાર ખોરાક તૈયાર હોય તેના પર ભૂખ્યા બ્રાહ્મણની માફક તૂટી પડતો. તે પછી જ મરઘાભાઈ, તેમનાં કુટુંબીઓ કે બીજા મહેમાનો સાથે કંઈ વાતચીત કરતો.

પણ આટલેથી જ મને સંતોષ થતો નહિ. ઘીની ચોપડેલી

પાતળી રોટલીના થોકના થોક એળે જાય તે મારાથી ખમાય નહિ. તેથી બને તેટલી રોટલી અને મળે તે શાક કે બીજી વાનગી કાગળમાં લપેટીને મારી થેલીમાં મૂકી દેતો. ત્યાંની ઠંડીમાં કંઈ વાનગી બગડે નહિ. તેથી ખાસ કરીને રોટલીઓ તો ગૅસની સગડીમાં ગરમ કરીને તેમાંથી ઓસરતાં ઘી સાથે આરોગવાની ઘણી મજા પડતી. આવી મિજબાની ત્રણ ચાર દિવસ ચાલે એટલે પાછો રવિવાર નજીક આવે અને પાછી એવી ને એવી ભૂખની કૂચ શરૂ થતી.

સન '૩૩માં વિઠ્ઠલભાઈ પટેલ છેલ્લા ડબ્લીન આવીને અમારા સ્વાતંત્ર્ય સંઘના આગેવાનોને મારું રાજીનામું સ્વીકારવાનું કહી ગયા તે પછી જીનીવામાં પહોંચીને તે માંદા પડી ગયા. તેમની તબિયત વિષે જાણવાને મેં કાગળ લખ્યો તેનો જવાબ સુભાષબાબુએ આપ્યો. ત્યારથી તે '૩૫માં મેં લંડન છોડયું ત્યાં સુધી નેતાજી સાથે મારો પત્રવ્યવહાર ચાલતો રહ્યો. તેમના પત્રોમાં વિઠ્ઠલભાઈના હળવા ભારે મંદવાડના સમાચાર આવતા તેમ હિન્દના રાજકારણ વિષે પણ કંઈક મત દર્શાવતા.

સન '૩૪માં વિઠ્ઠલભાઈ લાંબા મંદવાડને અંતે ગુજરી ગયા ત્યારે તેમને અંજલિ આપવાને ભૂલાભાઈ દેસાઈના પ્રમુખપણા નીચે એક શાનદાર સભા ભરવામાં આવી. પ્રમુખે તો કહ્યું કે, વિઠ્ઠલભાઈ પોતાની માન્યતાઓ પ્રમાણે અંત સુધી દેશસેવા કરતા રહ્યા. કોઈએ તેમને કૉંગ્રેસના મહાન નેતા તરીકે, કોઈએ દિલ્હીની ધારાસભાના પહેલા પ્રમુખ તરીકે તો કોઈએ તેમને વિચક્ષણ ને મુત્સદ્દી રાજપુરુષ તરીકે બિરદાવ્યા. ત્યારે દેશના, લંડનના અને ડબ્લીનના મારા લાંબા સંબંધને યાદ કરીને બોલતાં હું ગળગળો થઈ ગયો. મેં તો તેમને રાજકારણમાં વાસ્તવવાદી સ્પષ્ટ વક્તા તરીકે ઓળખાવ્યા અને ભારતની કૉંગ્રેસમાં તેમનું આગવું અને અદ્વિતીય સ્થાન તો ખાલી જ રહેશે તે બદલ શોક દર્શાવ્યો. તેમને વિષે મુંબઈના એક પત્રમાં મેં

લખ્યું કે, જે ટેબલ પર હું આ લખી રહ્યો છું તેની પાસે જ બેસીને વિઠ્ઠલભાઈ મિત્રમંડળ સાથે કલાકો સુધી ચર્ચા કરતા હતા તે યાદ આવે છે ત્યારે મારી આંખો આંસુથી છલકાય છે.

વિઠ્ઠલભાઈના અવસાન પછી '૩૫માં સ્વદેશ પાછા ફરીને કિસાનોનું આંદોલન જગાવવાનું મેં સુભાષબાબુને લખ્યું ત્યારે મારા ઉદ્દેશને વધાવી લઈને કોઈ કોઈ પ્રદેશના સંયોગોમાં આ ચળવળથી કંઈ કોમી સંઘર્ષ ન ફેલાય તેની કાળજી રાખવા તેમણે મને ચેતવણી આપી. છેવટે જ્યારે લંડનથી ઉપડતાં મેં તેમને જીનીવામાં મળવાની ઇચ્છા દર્શાવી ત્યારે તેમણે જવાબમાં જણાવ્યું કે, તે જ વખતે જવાહરલાલજી તેમનાં પત્નીની સારવાર માટે જર્મની જાય છે ત્યાં મારે તેમને મળવાનું છે તેથી તમને નહિ મળી શકવા બદલ દિલગીર છું. પછી તો વરસો બાદ તે સન ૧૯૩૮માં હરિપુરાની કોંગ્રેસના પ્રમુખ થયા ત્યાં સુધી મારાથી તેમને મળી શકાયું નહિ.

તે રીતે લંડન છોડવાને થોડો જ વખત રહ્યો ત્યારે નેતાજીથી છેક સામી દિશામાં વિહરતા સરદાર વલ્લભભાઈને એક કાગળ લખીને મારા રાષ્ટ્રીય વલણની જાણ કરી. વલ્લભભાઈ આગલી સાલમાં બધા આગેવાનો પછી છેક છેલ્લા છૂટયા હતા ને ગાંધીજીના ચુસ્ત અનુયાયી તરીકે કામગીરી બજાવતા હતા. તે દરમ્યાન રાજેન્દ્રબાબુના પ્રમુખપણા નીચે કોંગ્રેસની બેઠક મુંબઈમાં મળી ત્યારે તેમના કંઈક ગંભીર મતભેદ જાહેર થયા તેથી તેમની ગાંધીભક્તિમાં કશો ફરક પડયો નહોતો.

મારા તાકીદના કાર્યક્રમમાં ત્રણ બાબત મેં તેમની આગળ રજૂ કરી: (૧) રાષ્ટ્રભાષાનો પ્રચાર, (૨) રાષ્ટ્રીય વ્યાયામ ને મેદાની રમતોનો વિકાસ અને (૩) રાષ્ટ્રીય કક્ષાએ કિસાનોનું આંદોલન.[1] આ બધું

૧. આ કામ રજૂ કરતાં મને યાદ હતું કે સરદાર પોતે આગલી સાલમાં ઉત્તરપ્રદેશમાં કિસાન પરિષદના પ્રમુખસ્થાને વિરાજ્યા હતા ને જીવનભર ખેડૂતોમાં તેમણે હંમેશ રસ લીધો હતો.

કામ પાર પાડવામાં મેં તેમની સલાહસૂચના અને સહાયની આશા દર્શાવી. મને થોડા જ વખતમાં જવાબ મળ્યો, તેમાં તેમણે ઉદારપણે લખ્યું: તમારે માટે બધા માર્ગ ખુલ્લા છે; ગાંધીજીને સિત્તેર થવા આવ્યાં, ને મને આવતી ૩૧ મી ઑકટોબરે સાઠ પૂરાં થશે, માટે તમે આવો ને બને તે સંભાળી લો. મેં ગાંધીજી અને કૉંગ્રેસની ભારોભાર ટીકા પ્રકટ કરેલી તે પછી પણ આટલી બધી મમતાથી તેમણે મને લખ્યું તે મારા દિલમાં ઊંડું વસી ગયું.

લંડનના સમાજવાદી અને ઉદ્દામ મંડળો તરફથી યોજાતાં સ્નેહસંમેલનોમાં ઘણીવાર હું અમેરિકા અને આફ્રિકાનાં હબસી યુવક–યુવતીઓને મળતો, તેમના તરફથી કંઈક ખાસ સમારંભો યોજવામાં આવતા તેમાં બધાયે રંગ અને વર્ણના ગોરા અને કાળા કામદારો, કિસાનો અને નાગરિકના સંયુક્ત મોરચાઓ ઉપર ભાર મૂકવામાં આવતો. તેથી હબસી મંડળોના સમારંભોમાં પણ ઘણાયે અંગ્રેજો, આરબો, ચીનાઓ અને હિન્દીઓ પણ સારી સંખ્યામાં ભળતા.

એક દિવસ હબસીઓના મંડળ તરફથી મને અમેરિકાના જગવિખ્યાત હબસી સંગીતસમ્રાટ પોલ રોબ્સનના સન્માનસમારંભમાં સામેલ થવાનું આમંત્રણ મળ્યું. હું ખૂબ ઉત્સાહથી ત્યાં ગયો ત્યારે એક નાના સરખા ખંડમાં છ ફૂટ ઊંચા અને ઝળકતી મોટી આંખો-માંથી તેજ રેલાવતા રોબ્સન સાથે હાથ મિલાવ્યા. તેમની સાથે બેસીને મેં ચા પીતાં પીતાં થોડી મિનિટ વાતો કરી ત્યારે તેમના બુલંદ અવાજથી અને તેમની અસાધારણ આત્મશક્તિથી હું ખૂબ જ પ્રભાવિત થયો. સ્વાભાવિક રીતે તેમણે અમેરિકાના હબસીઓની કંઈક વાત કરી ત્યારે મેં આપણા દેશની પરિસ્થિતિથી તેમને ટૂંકમાં વાકેફ કર્યા.

થોડીવારમાં જ્યારે ઘણા લોકો ભેગા થઈ ગયા ત્યારે તેમની આગ્રહભરી માગણીને માન આપીને રોબ્સને જગવિખ્યાત ગીત ‘ઓલ્ડ મેન રીવર’ એના અદ્‌ભુત સૂરથી ગાયું, અને સર્વેએ તેને ફરી ફરીને તાળીઓથી વધાવી લીધું.

થોડા દિવસ પછી લંડનના ઉદ્દામવાદીઓ તરફથી યોજાયેલા એક નાટકમાં રોબ્સનને તેમનો પાઠ ભજવતા જોવાની અને તેમનાં ગીત સાંભળવાની તક મને મળી. નાટકનો ખાસ સૂર તો દુનિયાના મૂડીપતિઓ અને શાહીવાદીઓને મહાત કરવાને બધી યે જાતિ અને વર્ણના લોકોને સંયુક્ત મોરચો રચવાનો આદેશ આપવાનો હતો. સ્વાભાવિક રીતે રોબ્સનની નટશક્તિ તેમજ સંગીતશક્તિ આ નાટકમાં પૂરબહારમાં ખીલી ઊઠી. પછીથી રેડિયો સિવાય કદી પણ પોલ રોબ્સનને મેં સાંભળ્યા કે જોયા નથી. અને તેમના જેવું અસાધારણ નાટક પણ મેં કદી જોયું નથી.

કિસાનોની પ્રવૃત્તિનો હું વિચાર કરતો હતો તેવામાં સન ૧૯૨૧નો વસ્તીગણતરીનો હેવાલ મારા જોવામાં આવ્યો. તેમાં સુરત જિલ્લામાં જમાનાથી ફાલી રહેલી હાળી પ્રથાનું વાસ્તવિક વર્ણન જોઈને હું ચકિત થયો. વળી એ જોઈને નવાઈ થઈ કે સન ૧૯૩૧ના હેવાલમાં જાણે આ પ્રથા રદ થઈ હોય તેમ આ આખો વિષય જ ઉડાવી દીધેલો. આમાં ગમે તે કારણ હોય પણ મહાદેવ દેસાઈએ બારડોલીની લડતના પુસ્તકમાં ત્યાં પ્રવર્તતી હાળી પ્રથાનો સામાન્ય ઉલ્લેખ કરેલો. તેના આધારે ગાંધીજી વિષેના મારા પુસ્તકમાં તેમણે સન ૧૯૨૧થી ૧૯૩૫ સુધી હાળીઓની ગુલામીની કરેલી સંપૂર્ણ ઉપેક્ષાની ટીકા મેં કરેલી. હવે આ સરકારી પ્રકાશનમાં સેજવિક જેવા એક અંગ્રેજ અધિકારીએ, લગ્નપ્રસંગે હાળી થોડું દેવું કરીને જીવનભર તેના

લહેણદારનો કેવો ગુલામ થાય છે, તેનો ધણીયાપો ફાવે ત્યારે તેની વ્યાજબી કિંમત લઈને બીજાને કેવી રીતે વેચી નાખે છે અને વહેલી સવારથી તે મોડી રાત સુધી તેને અને તેનાં બૈરાં-છોકરાંને પણ તેનું કેવું કમરતોડ વૈતરું કરવું પડે છે તેનું તાદૃશ વર્ણન આપ્યું હતું. મારી આગામી લડત માટે આ લખાણ અણમોલ લાગવાથી તેની નકલો ટાઈપ કરાવી લીધી. તેવી જ રીતે દખ્ખણનાં તોફાનો, ગુજરાતના ઉત્પાત, સંતાલોનાં બંડ વગેરેના હેવાલોની પણ નકલો સરકારી પુસ્તકમાંથી કરાવી લીધી હતી. દેશ પાછો ગયા પછી તે ' ખેડૂતોનાં બંડ 'નાં મથાળાં નીચે આ બધા ફકરા એક અંગ્રેજી પુસ્તિકામાં પ્રકટ કર્યાં.

આ બધું વાંચી ને પૂરું વિચારીને હું કિસાનસભાની ભૂમિકા ઘડવા બેઠો. ગુજરાતનાં જે ગામડાંનો હું ભોમિયો હતો તેમાં હું જઈને ખેડૂતોનું સંગઠન કરવા કહું તો શ્રીમંત ખેડૂતો અને તેમના ટેકેદાર શાહુકારો જ તેમાં દાખલ થઈ જાય એટલે પછી ગરીબ ખેડૂત કે મજૂર ગમે તેટલા દાખલ થાય તોયે સાચું એકધારું સંગઠન થાય નહિ. તેથી તેમના સંગઠનના આધારરૂપે મૂળભૂત માગણીઓ રજૂ કરવાની જરૂર લાગી-જેથી જે તેને મંજૂર કરે તે જ તેમાં દાખલ થઈ શકે. આવું નક્કી કરીને દેશભરના કરોડો કિસાનોની માગણીઓ ઘડવા બેઠો ત્યારે નીચેના ક્રમમાં તે મારા મનમાં સ્ફુરતી થઈ:

(૧) ગુજરાતમાં રાયતવાડી પ્રથા ચાલતી હોવાથી રમેશચંદ્ર દત્તના સિદ્ધાંત અનુસાર બધી જમીન સરકારની નહિ પણ ખેડૂત-ખાતેદારની માલિકીની જાહેર કરવી. પોતાની માલિકીનાં કારખાનાં કે સાંચા ચલાવનારને તેમ પોતાની જમીનમાં ખેતી કરનાર માણસને આવકવેરાનો જ કાયદો લાગુ પાડવો-અર્થાત્ બધો ખર્ચ બાદ કર્યા પછી અમુક રકમથી વધારે વાર્ષિક આવક મળે તે ખેડૂત પાસેથી કરજ લેવાય.

આથી હાલની સરકાર ખોટી રીતે બધી જમીન સરકારની

માલિકીની ગણીને તેના ભાડા પેટે જમીન-મહેસૂલ આંચકી લે છે એ રદ કરવું—બલકે આખો જમીન-મહેસૂલનો કાયદો જુદી ભૂમિકા પર રચાયો છે તે રદ કરવો જોઈએ.

(૨) આ વાત સ્વીકારીએ તો દફ્ખણના હેવાલ પ્રમાણે જમીન-મહેસૂલની આકરી વસૂલાતને લીધે જ ઘણા અસલ માલિકો તેમની જમીનના ગણોતિયા થઈ ગયા છે. તેથી જમીનની આ અન્યાયી ફેરબદલી રદ કરવી અને જે ખેડૂતો જમીન જાતે ખેડતા હોય તેમને જ તેના માલિક ગણવા અને માલિક બની બેઠેલા લહેણદારોને તેમના લહેણા માટે રીતસર અદાલતમાં મોકલવા. અને ગમે તેટલાં વરસોનો હિસાબ દફ્ખણના કાયદા મુજબ કરીને વ્યાજબી ઠરે તે ભરપાઈ કરવાને ખેડૂતોને માફકસરના હપ્તા બાંધી આપવા પણ ગમે તે લહેણાંની વસૂલાત માટે જમીન કે ખેતીનાં ઓજાર ને ઘરવખરી જપ્ત કરી શકાય નહિ.

(૩) આમ છતાં હાલમાં જેને જમીનના માલિક ઠરાવવામાં આવે છે તેની જમીન કોઈ જમીન વિનાના કે ઓછી જમીનવાળા ખેડતા હોય તેમની પાસેથી ભાગ લેવાની પ્રથા રદ કરવી. માત્ર તે જમીનનું મહેસૂલ હોય તેના દોઢ પટથી વધારે ગણોત આંચકી શકાય નહિ ને તે સિવાય કંઈ પણ લાગા કે મજરી લઈ શકાય નહિ.

(૪) કિસાનસભા સારા દેશ માટે સ્થાપવી હતી. તેથી બીજા પ્રાંતોમાં પ્રચલિત બધી જ જમીનદારી પ્રથાઓ વિનાવળતરે રદ કરવી અને જમાનાથી જે જમીન ખેડતા હોય તેમને જ એ જમીનના માલિક ગણવા.

(૫) જેણે ખેડૂતની જમીન કબજા–ભોગવટામાં કે ગીરોમાં લખાવી લીધી હોય તે લહેણદારોનાં લહેણાંમાં સખત કાપ મૂકવાને, દફ્ખણનાં ખેડૂતોની રાહતના ધોરણે કાયદો કરવો અને ભવિષ્યમાં ખેડૂતોને સસ્તા દરે નાણાં આપવાની વ્યવસ્થા કરવી.

(૬) હાળીઓ અને બીજા એવા ખેતમજૂરોની ગુલામીની તમામ જાતની પ્રથાઓ નાબૂદ કરવી અને તેમને માથે ગમે તેવું ગમે તેટલું દેવું હોય તેની ગણતરી કર્યા વિના તેમને જીવનનિર્વાહ માટે પૂરતી રોજીની મજૂરી મળવી જ જોઈએ.

કિસાનસભાના પાયારૂપ આ ૭ સિદ્ધાંતોનું લખાણ અંગ્રેજીમાં મેં તૈયાર કર્યું તેવું મેં સકલાતવાલાને બતાવ્યું. કિસાનસભા સ્થાપવાની મારી તમન્ના જાણીને અને તેની ભૂમિકારૂપે આ ૭ મુદ્દાનું લખાણ વાંચીને તે ઘણા ખુશ થયા. તેમણે દેશભરમાં મફત અને ફરજિયાત કેળવણીની, તંદુરસ્તીની જાળવણી કરવાની અને માંદા માટે દવા અને ઇસ્પિતાલની વ્યવસ્થા કરવાની કલમો મારા ખરડામાં ઉમેરવાની સૂચના કરી.

તેથી બધીયે માગણીઓને મેં મારા ખરડામાં ઉમેરીને આઠ મુદ્દાનું લખાણ તૈયાર કર્યું. પછી સકલાતવાલાની સૂચનાથી મેં લંડનના સામ્યવાદી અગ્રેસર બ્રેડલીનો સંપર્ક સાધ્યો. તેથી મારી નવી યોજનાની ચર્ચા કરવાને મને મળવાને તે સંમત થયા.

બ્રેડલી એ વખત મને મળવા આવ્યા અને કિસાનસભાની મારી લેખિત યોજના વાંચીને તે વિષે વિગતવાર ચર્ચા કરી. તેમણે સાફ કહ્યું કે, આજ સુધીમાં અમારા બિરાદરોએ જુદા જુદા ઉદ્યોગોના કામદારોનું સંગઠન કર્યું છે અને તેમની લડતો ચલાવી છે, હડતાળો પાડી છે અને સરકારનાં દમનનો પણ મુકાબલો કર્યો છે. મુંબઈની લાંબી હડતાળ અને મીરતની કોર્ટના ભારે સજાઓની વાત પણ કરી. પણ કિસાનોનું સંગઠન અમે વિચાર્યું નથી અને તેનો અનુભવી કોઈ માણસ અમારી પાસે નથી. આવા સંયોગોમાં હું ગામડાંની મોટી શ્રમજીવી જમાતમાં જે પહેલ કરવા માગતો હતો તેને તેમણે પૂરો ટેકો આપ્યો અને તે કામ આગળ ધપાવવામાં તેમના બિરાદરોનો પૂરો ટેકો મળવાની ખાતરી તેમણે આપી. તેમણે મુંબઈ જઈ

ત્યાંના બિરાદરોનો સંપર્ક સાધવાની મને સલાહ આપી અને છેવટે મારા કામમાં મને ફતેહ ઈચ્છીને તે છૂટા પડયા.

લંડન છોડતા પહેલાં છેલ્લા મહિના દરમ્યાન શહેરના મોટામાં મોટા સભાગૃહ 'આલબર્ટ હૉલ'માં એક દિવસ 'હાઈવાથા' નામના અમેરિકાના મૂળ વતનીઓ વિષે લખેલું નાટક હું જોવા ગયેલો. તેમાં સેંકડો લાલ હિન્દીને નામે ઓળખાતા મૂળ વતનીઓને શરીરે ઢોરનાં ચામડાં અને માથે રંગબેરંગી પીંછાંના તાજ પહેરીને ચોપાસ ઘૂમતા જોયા. તેમનાં કરુણ રસથી ભરેલાં તેમજ વીરરસથી છલકાતાં સમૂહગીત સાંભળીને હું પ્રભાવિત થયો. નાટકનો સાર એ હતો કે, રોજ ને રોજ યૂરોપમાંથી અમેરિકામાં આવતા અસંખ્ય ગોરા લોકોના દબાણથી અને હુમલાથી હારીને આ વતનીઓ દેશની ભીતરમાં કૂચ કરતા જાય છે અને તેમનાં ઘરબાર અને તેમની સંસ્કૃતિના અવશેષને દુઃખી દિલે પાછળ છોડતા જાય છે. આમાં એક બાજુએથી સત્તાધીશ ગોરાની વિજયવંત શક્તિ અને તેનાથી હારીને નાસતા સેંકડો વતનીઓનો નિષ્ફળ વિરોધ અત્યંત હૃદયભેદક લાગ્યાં. તેમના અંતકાળની વેદનાથી ભરેલા તેમના સમૂહગીતથી ઘણો જ દુઃખી થઈને હું ઘેર ગયો.

થોડા દિવસ પછી એ જ રંગમંચ પર યૂરોપની ઘણી પ્રજાઓના લોકરાસ જોવાની મને અણમોલ તક મળી. તેમાં ઇંગ્લાંડ અને ફ્રાંસ, ઈટલી અને હોલૅન્ડ, રશિયા અને ફિનલૅન્ડ એવા અનેક દેશનાં નૃત્યકાર સ્ત્રીઓ અને પુરુષો તેમની અસલ પુરાણી વેશભૂષામાં સજ્જ થઇને અને તેમનાં વિવિધ શસ્ત્ર કે સાધનો લઈને પોતપોતાની નૃત્યકળા બતાવતાં ગયાં, અને આખા ત્રણ માળની નાટકશાળાના ભરચક બેઠેલા પ્રેક્ષકોને હેરત પમાડતાં ગયાં. કોઈ કલાકારોએ તલવાર સાથે ને કોઈએ છરા સાથે નૃત્ય કર્યું, કોઈએ અધૂકડા બેસીને, કોઈએ ઊભે ઊભે ને કોઈએ ગોળ ચક્કરમાં ફરતાં તેમની કળાનો

પરચો બતાવ્યો. ઘણાંખરાં જૂથમાં સ્ત્રી-પુરુષો ભેગાં નૃત્ય કરતાં. કોઈ પોતાના સુરીલા સંગીતથી અને સર્વે પોતાના વિવિધ રંગની સજાવટોથી પ્રેક્ષકોને મુગ્ધ કરતા.

યૂરોપના આ લોકરાસના કાર્યક્રમનો મારો વિગતવાર અહેવાલ 'મુંબઈ સમાચાર' માં પ્રગટ થયો હતો. તેમાં યૂરોપની કળાનું વર્ણન કરીને મેં એવી ખ્વાહેશ રજૂ કરી હતી કે આ સભાગૃહમાં દરબાર ગોપાળદાસ સૌરાષ્ટ્રની તેમની રાસમંડળી સાથે ઊતરે તો કદાચ બીજા બધાયે કાર્યક્રમોને ઝાંખા પાડી દે. દરબારના રાસ મેં સન ૧૯૨૨ની આખરે ગયાની કોંગ્રેસમાં જોયેલા. પણ તેર વરસે તેની છાપ ઊભળી આવી. તે યૂરોપના કોઈ રાસથી ઊતરે નહિ પણ ઘણા ચઢી જાય એવી ઊંડી શ્રદ્ધા મેં વ્યક્ત કરી.

લંડન છોડતા પહેલાં ટાવર ઓફ લંડનના ભયાનક વિરાટ કિલ્લાની બહાર ઇંગ્લાંડના ઇતિહાસના કેટલાક પ્રસંગો આબેહૂબ ક્રમવાર 'પેજન્ટ'ના રૂપમાં રજૂ થયા, તે જોવાની પણ તક મને મળી. રાજકુમાર જોનનું ખૂન તેના કુટુંબીએ કર્યું હતું તે કિલ્લાની એક ઊંચી બારીની ભીતરમાં ભજવવામાં આવ્યું. મોટા ભાગનાં દ્રશ્યો કિલ્લાની બહારના વિશાળ માર્ગ ઉપર રજૂ કરવામાં આવ્યાં. મધ્યકાળમાં સર્વોચ્ચ પાદરીઓની આગેવાની નીચે ધાર્મિક સરઘસો કાઢવામાં આવતાં, તે જોયાં. તેમજ તેની સાથે જે પ્રાર્થનાનાં ગીત બુલંદ અવાજે ગવાતાં તે પણ સાંભળ્યાં. વળી જૂના કાળમાં કોઈ ભઠિયારો ઠરાવેલા વજનથી જરાયે હલકી પાઉં-રોટી આપતો તો તેને સખત સજા થતી, તે પણ મેં જોઈ. થોડી પૂછપરછ અને તપાસને પરિણામે ભઠિયારો ગુનેગાર ઠરે તો તેની સાથળને કોઈ થાંભલા સાથે લોખંડી સાંકળથી કે બેડીથી જડી દેવામાં આવતી. આવી બીજી કેટલીક પાશવી સજાઓ અને લોકનીતિ પ્રચલિત હતી તેના પરછા હજારો માણસો જોઈ શકે તેમ સફાઈથી રજૂ થયા.

આ બધું પ્રસંગનાટક પૂરું થયું ત્યારે આપણા દેશમાં આવાં કાર્યક્રમોનો અભાવ મને સાલવા લાગ્યો. ભારતમાં રામ અને કૃષ્ણના વખતથી કે શિવાજી અને પ્રતાપના મધ્યકાળના, પછી અંગ્રેજોના કાળના અને હાલના ગાંધીયુગના અનેકાનેક ઐતિહાસિક પ્રસંગોને આવા કાર્યક્રમમાં વણી શકાય અને જનતાને આપણા ઈતિહાસનો સાક્ષાત્કાર કરાવી શકાય. પણ જેમ આપણા દેશમાં લોકરાસની ઉપેક્ષા થઈ છે તેમ ઈતિહાસના કેટલાય ઝળકતા પ્રસંગો ઘેરા ભૂતકાળમાં ડૂબી ગયા છે. તેથી હિન્દુસ્તાન જવાનો વિચાર કરતો ત્યારે આવા કંઈક કાર્યક્રમો દેશમાં જઈને યોજવાના મનસૂબા કરતો.

આવી બધી તૈયારીઓ કરતો હતો તે દરમ્યાન મેં મુંબઈ જવાને આગબોટની ટિકિટની વ્યવસ્થા કરવા માંડી. સારા નસીબે તે વખતે તારાબેન માસ્તર તેમના દીકરાની તબિયત સાચવવાને લંડન આવી પહોંચ્યાં. તે પહેલાંના શિયાળામાં પણ તે મને મળેલાં અને તેમણે મારાં સુખસગવડની ખબર કાઢીને મારાં કપડાંલત્તામાં ખર્ચવાને એક મિત્રને થોડી રકમ આપેલી; કારણ કે જો મને રોકડી રકમ આપે તો હું કંઈ છાપવામાં કે પ્રચારકાર્યમાં ખર્ચીને જેવો ને તેવો જ દુઃખિયારો રહું એવો તેમને ડર હતો. હવે '૩૫ના ઉનાળામાં મેં તેમને મળીને સપ્ટેમ્બરમાં પાછા મુંબઈ જવાનો નિર્ણય જણાવ્યો અને તે સારુ ટિકિટની વ્યવસ્થા કરવા વિનંતિ કરી. મારો નિર્ણય ચકાસ્યા પછી થોડા દિવસમાં માસ્તર સાથે તેઓ લોઈડ ટ્રીસ્ટીનોની જે આગબોટમાં જનીવાથી તા. ૨૦-૯-૧૯૩૫ ના રોજ મુંબઈ જવાના હતાં તેમાં જ સસ્તા વિભાગની ટિકિટ લઈ મને આપી દીધી. તે મળતાં તો જાણે મુંબઈ પહોંચ્યાનો આનંદ મને થઈ ગયો.

પછી તો લંડનમાં મને વિદાય આપવાને ડૉ. ચુનીભાઈ, શ્રી

સકલાતવાલા, શ્રી સુંદર કબાડી વગેરે અનેક મિત્રોએ મિજબાનીઓ ગોઠવી. બીજાં ઘણાંને મળીને ગંભીર વાતો પણ કરી. માણેકલાલ ઝવેરી તો લંડનમાં વરસોથી નજીવા કામ પેટે ઠીક ઠીક સહાય આપતા તેમને પણ અમદાવાદમાં મળવાનું કહીને વિદાય લીધી. કેટલાયે મિત્રોને ઘેર બોલાવીને ચા-પાણી કર્યાં. આર્યભવનમાં તો મરઘાભાઈ સાથે ઘણો ઘરોબો હતો અને હું હમેશ તેમની પડખે ઊભો રહેલો તેથી તેમણે ઘણી ભાવિક વિદાય આપી. છેવટે મારી સ્થાપેલી કલબે મને સારી રીતે નવાજ્યો. વિદાય આપવાને ઘણાં સભાસદ પણ તે દિવસે ખાસ આવી પહોંચ્યાં. મારા માનમાં ઘણાં ભાષણો આપ્યાં. મેં સુયોગ્ય ઉત્તર આપ્યા. પછી છૂટા પડતાં એક મિત્રે સાફ કહી દીધું કે ફરી મળવાની વાત ખોટી—આપણે હવે નહિ જ મળીએ—માટે સદાની સલામ.

મિસ રોઝની સાથે લંડનથી હું સપ્ટેમ્બરની સોળમીએ પેરિસ ગયો. ત્યાં અમે છએક દિવસ રહ્યાં. તે દરમ્યાન દુનિયામાં નામાંકિત થયેલાં સ્થાનકો ઉપરાંત મેં પહેલીવાર ટીલુરીઝના અને વેર્સાઈના જૂના રાજમહેલ જોયા. વળી પેરિસનું એક ઓપેરા પણ જોયું અને ત્યાં અમારા જેવી એક કલબ ચાલતી હતી તેની મુલાકાત લેતાં ઘણી મજા પડી. મારા જૂના મિત્ર રાણાજીને અનેક વાર મળ્યા પછી દેશ જવાનો મારો નિશ્ચય જોઈને તે વયોવૃદ્ધ દેશભક્ત ઘણા ખુશ થયા; કારણ કે તેમણે લાંબા અનુભવ દરમ્યાન જોયું હતું કે એક વાર દેશના લોકોને લંડન-પેરિસનો શોખ વધી જાય છે તે પછી તે દેશ પાછા જવાના ઘણા મનસૂબા કરે છે તે છેવટે પાણીમાં જાય છે. રાણાજીએ હસતે હસતે એક જુવાનિયાનો કિસ્સો સંભળાવ્યો કે તેને ઘણું સમજાવીને આગબોટની ટિકિટ આપીને જીનીવા મોકલ્યો પણ થોડા જ દિવસમાં 'મોં પારી' 'મોં પારી' (મારું પારિસ)ની બૂમો પાડતો પાછો ત્યાં આવી રહ્યો.

પેરિસથી જીનીવા અમે પહોંચ્યા, ત્યાં અમે લુસર્ન સરોવરના કિનારે એક હોટેલમાં રહ્યાં. પછી અમે જૂના લીગ ઑફ નેશન્સનાં આલીશાન મકાન જોયાં તેમ ચઢતી-ઊતરતી ટેકરી પર વસેલું જૂનું શહેર પણ જોઈ આવ્યાં. પંડિત શ્યામજી જે મકાનમાં રહેતા હતા તે પણ અમે દૂરથી જોયું ને તેમની અને તેમની ભાનુમતીનાં સ્મરણાર્થે કંઈક કબર બાંધેલી છે તે પણ અમે જોઈ આવ્યાં. ખાસ તો ડેન્માર્કના પોલિટિકન નામના એક મોટા દૈનિક પત્રના મૂળ માલિકનાં પુત્રી મૅડમ હરપ અમને મળ્યાં તેથી મારી જીનીવાની યાત્રા સફળ થઈ. તેમની સાથે મેં હિન્દુસ્તાનના અને યૂરોપના રાજકારણની ઘણી વાતો કરી. તેમ વિઠ્ઠલભાઈ અને સુભાષબાબુ વિષે પણ ઘણી ચર્ચા કરી. તે બન્નેને બહુ સારી રીતે ઓળખતી હતી અને તેમનું કંઈક આગવું મૂલ્યાંકન તેણે કર્યું હતું. તેણે મને જીનીવા રહીને હિન્દની આઝાદી માટે કામ કરવાનો બહુ આગ્રહ કર્યો. જવાબમાં મેં કહ્યું કે જો હું જીનીવા પહેલો આવ્યો હોત તો અહીંયાં જરૂર રહી જાત; કારણ કે અહીં બધી રીતે સારો પ્રચાર કરવાની ઘણી સગવડ છે; પણ અત્યારે તો દેશ જવાની બધી તૈયાર કરી છે તેથી મારાથી રોકાઈ શકાય એમ નથી. જરા દુઃખી દિલે તેમની રજા લઈને અમે સીધાં જીનોઆ પહોંચ્યા.

ત્યાં કંઈ ખાસ જોવાનું નહોતું. બંદર સરસ હતું અને મારી આગબોટ ત્યાં ઊભી હતી. તેમાં ઊપડવાની ઘડી આવી પહોંચી તે વખતે મિસ રોઝની રજા લેતાં મને ભારે દુઃખ થયું. લગભગ પાંચ વર્ષ સુધી સગી બહેન ન કરે એવી મારી ખાતરબરદાસ્ત તેણે કરી હતી. તેણે મારી આખી ચોપડીઓ, અઠવાડિક સમાચારપત્રો અને ભારોભાર કાગળો લઘુલિપિમાં લખીને કે સીધા ટાઈપ કર્યા હતા. મને તેના મકાનમાં આશરો આપ્યો હતો અને જુદી ઓરડીમાં રહેવાની સગવડ થઈ ત્યારે પણ મારા ચા-નાસ્તાનો ને પૂરા જમણની

વ્યવસ્થા તેણે કરી હતી. તેણે ભાષાની ક્લબની મારી યોજનાને ખીલવવામાં અને અમલમાં મૂકવામાં અણમોલ કામગીરી બજાવી હતી અને મને સ્વાશ્રયથી નિર્વાહ કરવાની તક આપી હતી. જ્યારે તેને સારો વારસો મળ્યો ત્યારે તો તેણે મારા માટે જોઈતા પૈસા ખર્ચ્યા હતા. અને પેરિસ–જીનીવા–જીનોઆની પૂરી મુસાફરીનો બધો ખર્ચ તેણે ઉપાડયો હતો. આવી દિલોજાન ડાહી બહેન મને લંડનમાં મળી તેનાથી જીનોઆના બંદર પર છૂટો પડતાં હું ચોધાર આંસુએ રોઈ પડ્યો. અને પછી સપાટાબંધ આગબોટનાં પગથિયાં ચઢી ગયો.



# પરિશિષ્ટ ૧

## શક્તિની સાધના*

જે ભાવો અને વસ્તુઓ માણસને ગમે છે તેનું અનાદિકાળથી જુદે જુદે સ્વરૂપે પૂજન થતું આવ્યું છે. મનુષ્યજાતને લડાઈ અને શૂરાતન હંમેશાં ગમ્યાં છે તેથી વેદમાં, બાઈબલમાં ને કુરાનમાં તેના જુદી જુદી રીતે ગુણ ગવાયા છે. રામાયણ અને મહાભારતમાં, ઇલિયડ અને ઓડેસીમાં પણ ભયંકર યુદ્ધનાં અને શત્રુઓના નિર્દય સંહારનાં ઘણાં આબેહૂબ ચિત્રો આપવામાં આવ્યાં છે. તેમાં ધર્મ અને નીતિનાં રહસ્ય પણ ગૂંથેલા છે; છતાં કેવળ સત્તા અને શક્તિનું ગૌરવ વધારવાનો અને પછીના જમાનાના નરવીરોને પાણી ચડાવવાનો આશય ચોખ્ખો દેખાય છે.

આટલેથીયે માણસને સંતોષ નથી વળ્યો. તેથી શરીરની અને મનની, હૃદયની અને આત્માની, કુદરતની અને સમાજની નકરી શક્તિઓનું પણ પૂજન થયું છે. પ્રાચીનકાળથી પૂર્વમાં તેમજ પશ્ચિમમાં સૂર્ય ને ચંદ્રની, વીજળી ને વાદળની, સમુદ્ર ને નક્ષત્રની પૂજા થયેલી છે. લક્ષ્મી, સરસ્વતી અને કાળીનાં પૂજનમાં ધન, વિદ્યા અને સંહારની શક્તિઓનું જ ગૌરવ ગવાયું છે; અને જો આપણે પ્રાચીન

* 'યુગધર્મ,' પુસ્તક ૫, અંક ૨, પાન ૧૩૫ (સન ૧૯૨૫).

પુસ્તકોનાં અસંખ્ય કલ્પિત પાત્રોનું રહસ્ય તપાસીએ તો તે દરેકમાં કોઈ ને કોઈ શક્તિની ક્ષતિ કે નિંદા જોવામાં આવશે.

શક્તિપૂજાનો કેટલેક ઠેકાણે અનર્થ પણ થયો છે. કોઈ કોઈ શક્તિઓનું સ્વાભાવિક રીતે સ્ત્રી કે પુરુષનું સ્વરૂપ કલ્પવામાં આવ્યું છે. તેમ સ્ત્રી-પુરુષના સંબંધની ઉન્નત અને વિશ્વવ્યાપી ભાવના રચવા માટે તેમની વિશેષ શક્તિઓની પૂજા થઈ છે. પણ ધીમે ધીમે મૂળ હેતુ વિસારે પડ્યા અને જો કે આજે સર જૉન વૂડરોફ જેવા કોઈ વિદ્વાનો બંગાળમાં પ્રચલિત થયેલી શક્તિપૂજાની મલિન વિધિઓનાં સૂક્ષ્મ રહસ્ય સમજાવે છે તોપણ ઘણાખરા લોકો તેમાં પ્રજાની નબળાઈ અને અનીતિનાં મૂળ જુએ છે.

આમ બંગાળમાં રૂઢ થયેલી શક્તિપૂજા વિષે ભલે મતભેદ રહે. પણ તેથી તેના સનાતન રહસ્ય વિષે કંઈ શંકા રહેતી નથી. આપણે એ પણ કબૂલ કરવું જોઈએ કે આ જમાનામાં દુર્ગાની પૂજા કરનાર પ્રાંતમાંથી જ અનેકવિધ અમૂલ્ય શક્તિઓ કેળવવાનો સંદેશ આપણને મળ્યો છે. રાજા રામમોહન રાય અને કેશવચંદ્ર સેને પશ્ચિમના ઉત્તમ સંસ્કારોનો અને ધર્મભક્તિનાં નવાં સ્વરૂપનો પ્રૌઢ વાણીથી બોધ આપ્યો. પણ કદાચ, નૂતન બંગાળની ખરી સાધના બંકિમચંદ્ર ચેટરજીના આનંદમઠથી અને દક્ષિણેશ્વરમાં રામકૃષ્ણ પરમહંસની તપસ્યાથી શરૂ થઈ. પરમહંસ કાળી દેવીના પરમ ભક્ત હતા તેમ પરમ વેદાંતી અને સર્વ ધર્મના ઉપાસક પણ હતા. તેમની જ પ્રેરણાથી સ્વામી વિવેકાનંદે અને તેમના શિષ્યોએ આત્માની અનંત શક્તિનો દેશ-પરદેશમાં ઉચ્ચ સ્વરે જયઘોષ કર્યો. બંગભંગના જમાનામાં બંગાળ આગળ વધ્યું. અને શ્રીયુત અરવિંદ ઘોષ વગેરે અગ્રેસરોએ તેમજ અનેક યુવકરત્નોએ શરીરની અને શસ્ત્રની, બુદ્ધિ અને કલાની શક્તિના ગુણ દીપાવ્યા. આમ ત્યાં શક્તિપૂજાનું નવું શાસ્ત્ર અને સાહિત્ય જામ્યું છે. અને તેની પ્રબળ પ્રેરણાથી જ, થોડા વારાફેરા છતાં

પણ બંગાળ આપણા સમગ્ર રાષ્ટ્રીય જીવનમાં એકંદરે અગ્રસ્થાને રહ્યું છે.

આમ બંગાળે આ શક્તિઓની પૂજા આદરી છે. આપણી સ્થિતિ અને યુગ જોતાં એની જ ખાસ જરૂર છે. આપણામાં ધર્મનીતિના સારા સંસ્કાર છે છતાં કર્મમાં ઘણા જ વિકાર માલમ પડે છે. આપણામાંથી તીક્ષ્ણ બુદ્ધિના અને સર્વગ્રાહી વિચારનાં મૂળ નાબૂદ થયાં નથી. છતાં તેના પર અસંખ્ય રૂઢિઓ અને વહેમના ઢગ જામવાથી તે દબાઈને કચરાઈ ગયા છે. અને ધર્મમાં આપણે સૌના શિરોમણિ હોવાનો દાવો રાખીએ તોપણ વિદ્યા ને વિજ્ઞાનમાં તો આપણને કેટલાયે વખત સુધી પશ્ચિમના શિષ્ય બનવું પડશે એ તો દેખીતું છે.

એથી પણ વધારે સ્થૂળ પ્રદેશમાં આવીએ તો તો આપણી સ્થિતિ છેક જ નિર્બળ અને દીન માલમ પડે છે. આપણાં શરીર હાલહવાલ દશામાં છે. નથી આપણામાં સૈનિકની શક્તિ કે શસ્ત્રની સામગ્રીનું કલાવિજ્ઞાન. વેપારઉદ્યોગ પરદેશની હરીફાઈથી તૂટયા છે. અને એ બધા કારણના પરિણામરૂપે આપણે પરાધીન દશા ભોગવીએ છીએ. એટલે રાજવહીવટ કરવાની કે રાજનીતિના મોટા પ્રયોગો આદરવાની આપણને તક ન મળે અને શક્તિ પણ ન ખીલે.

આવી સ્થિતિમાં માત્ર આત્માની કે બુદ્ધિની જ શક્તિ ખીલવવાથી વળે તેમ નથી. આપણને જેમ આત્મા છે તેમ શરીર પણ છે. તેથી શરીરથી તે આત્મા સુધીની સર્વે શક્તિઓનો સંપૂર્ણ વિકાસ કરવો જ જોઈએ. પણ માણસ સૌ શક્તિઓને ને તે પણ એકી વખત ખીલવી ન શકે. તેથી જ પ્રાચીન શાસ્ત્રોએ વર્ણના અને આશ્રમના ભેદ કર્યા હશે. સૌ સર્વે શક્તિઓ બને તેટલી કેળવે. પણ પોતપોતાના ખાસ સંસ્કાર પ્રમાણે તેઓ અમુક શક્તિઓ ખાસ કેળવે

તેમજ એના એ જ માણસ પણ બાળપણથી વૃદ્ધાવસ્થા સુધીમાં જુદા જુદા આશ્રમમાં અમુક અમુક શક્તિઓ ખાસ ખીલવે. દાખલા તરીકે બ્રાહ્મણો શરીરબળ કેળવે છતાં આત્મબળ અને બુદ્ધિબળ ખાસ મેળવે. તેમ ક્ષત્રિયો આત્મશક્તિ સંપાદન કરે છતાં શસ્ત્રબળ ખાસ જમાવે. અને વળી જેઓ ગૃહસ્થાશ્રમમાં રાજપાટ ભોગવે અને ચોપાસ દિગ્વિજય કરે તેઓ જ વાનપ્રસ્થમાં કેવળ આત્મચિંતનમાં અને ધર્મકાર્યમાં જ લીન થાય. આમ પ્રાચીન પ્રણાલિકા ચાલી ત્યાં સુધી સર્વેની વિશેષ શક્તિઓનો પૂરો વિકાસ થતો અને રાજ્ય તથા સમાજના નિભાવ માટે જરૂરની સર્વે શક્તિઓ ખીલી રહેતી.

પણ મધ્યકાળમાં જૈન અને વૈષ્ણવ ધર્મનો અતિશય પ્રચાર થવાથી તેમ બીજાં અનેક ઐતિહાસિક કારણોથી આ વ્યવસ્થા તૂટી ગઈ. તેથી વ્યક્તિજીવન નિર્બળ થઈ ગયું અને સારો સમાજ અવ્યવસ્થા અને ગુલામીને શરણ થયો. પણ જો ફરીથી આપણે આગળ વધવું હોય તો એકાગ્રપણે શક્તિદેવીની આરાધના કરવી જ જોઈશે.

એ માર્ગમાં પણ અપરંપાર મુશ્કેલીઓ દેખાય છે. છતાં તે માટે પ્રાચીન સંસ્કૃતિ અને અર્વાચીન વિજ્ઞાન એક જ પ્રેરણા આપે છે કે, વધારે એકાગ્રપણે અને વધારે ઉત્કટ દિલથી શક્તિની આરાધના કરો. આપણે જાણીએ છીએ કે પ્રાચીન કાળમાં મોટા વીરોને કંઈ મોટી આફત આવી પડતી ત્યારે તે વિદારવાને તેઓ વરસો સુધી ભયંકર તપ આદરતા હતા. કૌરવોની પ્રચંડ સેનાને હરાવવાને અર્જુનને વિશેષ સિદ્ધિ ને શક્તિ જોઈતી હતી ત્યારે તેણે ખાસ સાધના કરી હતી. ઋષિઓને કંઈ મોટી આફત આવતી ત્યારે વરસો સુધી નૈમિષારણ્યમાં તપ કરતા. આજની વિકટ સ્થિતિમાંથી ઊગરવાને માટે આપણે પણ ગંભીર સાધના કરવી જ જોઈએ.*

* આ જ વિચાર લગભગ દોઢ વર્ષ પર આ માસિકમાં રા. અંબાલાલ પુરાણીએ જુદી રીતે દર્શાવ્યો હતો.

પણ આજનો જમાનો જુદો છે તેથી આજે તપ–સાધના પણ જુદી રીતે જ કરવાં પડશે. તે માટે સૌને એકાંતમાં બેસીને યોગ સાધવાની કે કુસ્તી શીખીને મલ્લ બનવાની પણ જરૂર નથી. માત્ર આપણે જૂના રૂઢિ–રિવાજોને છોડી દઈને તેના સારને ગ્રહણ કરવાનો છે અને પ્રજાશરીરનાં અંગેઅંગને ને તેની દરેકદરેક શક્તિને પૂરેપૂરી ખીલવવાની છે.

ઉપર ઉપરથી તો આ ટાહ્યલાં જેવું લાગે છે. છતાં આપણું એ દુર્ભાગ્ય છે કે આ ધોરી માર્ગે આપણે ઇરાદાપૂર્વક થોડી જ વાર ચાલીએ છીએ અને પાછા કંઈ ગલીકૂંચીમાં અટવાઈ જઈએ છીએ ને કેટલીયે વાર સુધી તેના ચકરાવામાં ફર્યા કરીએ છીએ. ૧૯૦૫–૭ની જાગૃતિ પછી થોડા વખત સુધી શક્તિપૂજાનો બંગાળનો સંદેશ દેશમાં જાગ્યો. પણ બંગાળીઓમાં ભાવ ને કલ્પનાનું ઘેન વિશેષ હતું, તેથી તે પેગામની અસર પણ લાંબી વાર રહી નહિ. વળી પાછો દેશ કાયદેસર ચળવળના કલમ અને જીભ ચલાવવાના કામમાં પડી ગયો. આથી જે કામ થયું તેનો દોષ નથી કાઢવાનો પણ તે અતિશય અધરું અને એકતરફી હતું તેની કોણ ના કહેશે?

સન ૧૯૧૯થી મહાત્મા ગાંધીજીનો યુગ બેઠો છે. તેમણે અંત્યજો અને ગરીબો, પાપીઓ અને પતિતો તરફ ધ્યાન ખેંચીને દેશના હૃદયને ખૂબ ખીલવ્યું અને પાવન કર્યું છે. તેમણે રાજકીય લડતને માટે પણ આત્માની–અર્થાત્ હૃદયની પ્રેમ ને ત્યાગની શક્તિ પર આધાર રાખ્યો છે. જીવનના સર્વે સવાલોનો આ રીતે જ ઉકેલ કરવાથી તેમણે દેશની હૃદય-વિશુદ્ધિ ઘણી જ કરી છે એ તો નિર્વિવાદ છે. પણ શાંતિથી વિચાર કરતાં એ પણ માલમ પડે છે કે માણસની એક જ—કેવળ હૃદયની જ શક્તિથી સારા જીવનને ભરી નાખવાની તેમની મુરાદથી શરીર અને બુદ્ધિની, તેમજ વહેવાર અને વહીવટની બીજી શક્તિઓ તરફ સ્વાભાવિક રીતે દુર્લક્ષ થયું છે.

ગાંધીજી સારામાં સારા જૈન કે વૈષ્ણવ સંતની ઝાંખી કરાવે છે. પણ જેમ જૂના તેમજ આ જમાનામાં એવા મહાપુરુષના પ્રતાપે એક જ શક્તિ ઉપર એકાગ્રતા થવાથી કંઈક નુકસાન પણ થાય એ સ્વાભાવિક છે.

ગાંધીજીએ વૃથા વાતો અને લખાણોનો યુગ સમાપ્ત કરીને હૃદયની શુદ્ધિનો અને પ્રેમધર્મનો પંથ દાખવ્યો છે. તેનાં ઉત્તમ તત્ત્વો સર્વકાળને માટે ઉપયોગી રહેશે એમાં કંઈ શક નથી. પણ હવે તેની અવધિ આવી છે અને પ્રજાને ફરીથી પોતાની સર્વે શક્તિઓ ખીલવવાના ધોરી માર્ગ પર પાછા ફરવાની જરૂર છે.

લગભગ ૧૯ વરસ પર બંગભંગથી અને પાંચ વરસ પર કાળા કાયદાથી આપણે જાગૃત થયા હતા તેમ આજે વાઈસરોયના ચમત્કારિક ફરમાનથી અને બંગાળની પકડાપકડીથી સચેત થયા છીએ. સૌ વિચાર કરે છે કે હવે શું કરવું? કેવળ ભાષણો અને ઠરાવોનો રસ્તો આપણે છોડયો છે તે હવે ફરીથી લઈ શકાય એમ નથી. ગાંધીજી તેમની દૃષ્ટિથી સવિનય ભંગ કરવા પણ સલાહ નથી આપતા. તેઓ માત્ર રચનાત્મક કાર્ય કરીને દેશને ધીમે ધીમે તૈયાર કરવાની સલાહ આપે છે. તે તેજવૃત્તિના યુવકવર્ગને રુચતી નથી. ત્યારે કરવું શું?

ફરી પાછો આપણને એ જ ઉત્તર મળે છે કે તૈયાર થાઓ— કેવળ દયાધર્મનું ને સમાજસેવાનું રચનાત્મક કામ કરીને નહિ પણ પ્રજાનાં શરીરને ને સૈનિકવૃત્તિને, બુદ્ધિને તેમજ વિચારશક્તિને, કલાને તેમજ કલ્પનાને, વ્યવહાર તેમજ વેપારને–પ્રજાની સૌએ શક્તિઓને શાંતિથી ને ચૂપકીથી કેળવીને.

જુદા જુદા રોગને માટે જુદાં જુદાં ઓસડ જોઈએ. આજે

આપણને અંતરના તેમજ બહારના અનેક રોગ લાગુ પડ્યા છે તેથી મહાત્માજીની પણ એકની એક જ જડીબુટ્ટી કામમાં નહિ આવે.

આત્માને જાગૃત કરવાને આપણે ધર્મનો અભ્યાસ કરીએ અને યોગચિંતન કરીએ. હૃદયને પવિત્ર કરવાને ગાંધીજીને પગલે ચાલીએ. આપણી ઠંડી પડી ગયેલી બુદ્ધિને સચેતન કરવાને અને જ્ઞાનથી સમૃદ્ધ કરવાને જૂનાં અને નવાં જ્ઞાનવિજ્ઞાન સેવીએ. વેપાર-ઉદ્યોગ કેળવવાને પશ્ચિમમાંથી બને તેટલું શીખીને આપણી સ્થિતિ અનુસાર તેનો ઉપયોગ કરીએ અને આપણા નબળા–પાંગળા શરીરને અસલ કસવાને માટે આપણે અખાડાઓ ઉઘાડવા જોઈએ. લાઠી ને સવારીના દાવ ખેલવા જ જોઈએ અને સરકારી સૈન્યમાં કે ખાનગી ટુકડીઓમાં સિપાઈગીરીની તાલીમ લેવી જ જોઈએ.

સરકારે આજે પ્રચંડ પશુબળ આપણી સામે છોડી મૂક્યું છે અને અદલ ચતુરાઈથી તે દાવ ખેલે છે. જેવો ઘા વાગ્યો છે તેવો જ ઉપાય યોજવો જોઈએ. જેવું નાણું મળે તેવું જ વળતર આપવું જોઈએ. સરકારે છેલ્લા પાસા ફેંકીને નવા જમાનામાં સ્ત્રી–પુરુષોને શરીર–શસ્ત્રની ને બુદ્ધિની–વ્યવસ્થાની અહિંસાનો ઉપદેશ આપશે કે સૌ અગ્રેસરો રેંટિયાની ત્રાક પર મહાસભાની ઈમારત રચશે તેથી કોઈનાં દિલ પલળવાનાં નથી. હવે તો એક જ માર્ગ પર ધીમે ધીમે મોડું કે વહેલું સૌનું મન એકાગ્ર થશે—સૌ શક્તિના અભાવથી આપણે હાર્યા છીએ અને કચરાઈએ છીએ; માટે તે શક્તિઓની જ સાધના કરીને સરકારને ચેતાવો ને હરાવો અને દુનિયામાં નામના કરો.

उत्तिष्ठत परंतप।

## પરિશિષ્ટ ૨

# બુધ્ધિનું બલિદાન*

**આપણા** પ્રાંતને એક કવિએ 'ગરવી ગુજરાત'નું નામ આપ્યું છે. કોઈ તેને 'ગાંડી ગુજરાત' પણ કહે છે. બીજા ઉપનામને સાર્થક કરે એવા ઘણા કિસ્સા આજે ગુજરાતમાં બની રહ્યા છે.

કોઈ જમાનામાં વેદશાસ્ત્રમાં વધારેમાં વધારે પારંગત હોય તે પંકાતા. કોઈ વખત બાણુ ને તલવાર વધારેમાં વધારે સરસ ખેલી શકે તે મશહૂર થતા. ત્યારે આજે તો ગુજરાતમાં જે **નરવીરો** વધારેમાં વધારે વળદાર અને એકસરખું સુતર–ને તે વધારેમાં વધારે વખત કાંત્યા કરે તે શિરોમણિરૂપ ગણાય છે.

ઘણાખરા વિચક્ષણ વિચારકો સમજ્યા છે–સમજવા લાગ્યા છે કે, સુતરનો મતાધિકાર મહાસભાએ પસાર કર્યો ત્યારથી ખાદી ને રેંટિયાની અધોગતિ થઈ. જે કામ બુદ્ધિ–હૃદયને પ્રેરીને ન થઈ શક્યું તેને રાજકીય ફરજ તરીકે ઠોકી બેસાડવાનો પ્રયાસ કરવામાં આવ્યો. આ અવનવા યત્નની નિષ્ફળતાની જે ભવિષ્યવાણી પહેલેથી જ સંભળાતી હતી તે હવે સફળ થવા આવી છે. અને તેથી કેટલાંક પત્રો કાંતવાના રાષ્ટ્રીય ધર્મનો ઉચ્ચ સ્વરે ઉપદેશ કરવા લાગ્યાં છે. તેને

* 'યુગધર્મ,' પુસ્તક ૫, અંક ૬ (સન ૧૯૨૫).

પણ વશ થઈને—એકંદર તો થોડા જ—પણ બીજા પ્રાંતોની સરખામણીમાં વધારેમાં વધારે શ્રદ્ધાળુ સભાસદોનું સમર્પણ કરનાર પણ ગુજરાત જ. ને તેમાં પણ જે સુરત ને બારડોલીની ઘણી વાહવાહ પહેલાં થયેલી તે તો જરા ઠેકાણે પડી ગયાં છે, ને જે કાઠીઆવાડને ફુલાવવા–ફુલાવવાનો ઘણો પ્રયાસ થયો છે તે તો જરા મિજાજમાં રહ્યું છે. પણ તેમાં અગ્રસ્થાને તો ચરોતરનો પ્રદેશ ને તેમાંય વડોદરા વિભાગ નહિ પણ ખેડા જિલ્લો જ.

અને આ ઉપરથી કોઈ એમ ધારે કે હવે એ આખા જિલ્લામાં અને ખાસ કરીને સત્યાગ્રહ છાવણીથી સુશોભિત થયેલા બોરસદ તાલુકામાં તો હવે સત્યયુગ વર્તવાની તૈયારી હશે. છતાં ગાંધીજીને પોતાને જ, ત્યાં મુસાફરી કરતાં, લોકોની સ્થિતિ ઘણી નિરાશાજનક માલૂમ પડી અને તેમના આળસની તેમણે 'નવી શોધ' કરી.

દાક્તર કે વૈદ જ્યારે કોઈ રોગીને કોઈ ઇલાજ બતાવે અને સારામાં સારી સારવાર કરનારા હોવા છતાં પણ ઉપચાર માફક ન આવે ત્યારે તેની નિષ્ફળતા કબૂલ કરીને નવાં ઓસડ શોધવામાં આવે છે. ત્યારે આટઆટલા ઉત્તમ કામદારોની સહાય છતાં પણ એકલા રેંટિયાથી લોકોમાં નવજીવન નથી આવતું તે જોયા છતાં પણ ગાંધીજી તો તેના જ ગુણગાનથી સંતોષ પામે છે. અને કેટલાયે બુદ્ધિશાળી સાગરીતો મનમાં ઘણીયે શંકાઓ નીપજવા છતાં ભાવપૂર્વક તેમની આગળ શિર ઝુકાવે છે!

પણ વધારે કમકમાટી ભરેલો બનાવ તો ગુજરાત વિદ્યાપીઠ વિષે બન્યો છે. જેમણે તે સંસ્થા રચવામાં અનહદ સહાય કરી છે તેમાંના લગભગ સર્વે ઉત્તમ કેળવણીકારોએ, સરસ્વતીદેવીને, રાજ-પ્રકરણની દાસી બનાવવાની ગાંધીજીની નવી વ્યાખ્યા હિંમતભેર રદ કરી. પણ બીજા ઘણાખરા બિનજવાબદાર કાર્યકર્તાઓ માત્ર

ત્રણની વધુમતીથી તે ઠરાવ પસાર કરી ગયા. અને એથી પણ વધારે ખૂબીની વાત તો એ છે કે આમ ઝીંકાયેલા ઠરાવનો અમલ મુલતવી રાખવાનું ગાંધીજીએ પણ યોગ્ય ન ધાર્યું !

આથી રાષ્ટ્રીય કેળવણીના ઘણાયે સાત્વિક હિમાયતીઓને પણું દુઃખ લાગ્યું છે. જેઓ આટલા વખત સુધી નીચું માથું રાખીને ગાંધીજીને અને વિદ્યાપીઠને પગલે પગલે અનેક કષ્ટ વેઠીને ચાલ્યા કરતા હતા તેમનાં દિલમાં હવે બંડ જાગી ઊઠ્યું છે. મોડાસા કેળવણી મંડળે વિદ્યાપીઠનો સંબંધ કાપી પણ નાખ્યો છે. ચરોતર કેળવણી મંડળની વ્યવસ્થાપક સભાએ પણ તે જ રસ્તો લેવાની સલાહ આપી છે. પણ તેની યે સામાન્ય સભામાં (જે ૨૨ મીએ ભરાવાની છે તેમાં) કેળવણીનો કક્કો પણ ન સમજનારા કોઈ શૂરા સુભટો દેશકાળની વિરુદ્ધ થઈને આખા સરસ્વતી સત્રને ભોગે પણ જબરો જંગ મચાવે એવો ભય રહે છે.

આમ શાણા ગુજરાતીઓ બુદ્ધિનું બલિદાન ક્યાં સુધી આપ્યા કરશે? જુવાનો પણ હજી નહિ જાગે?

## પરિશિષ્ટ ૩

# શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકનો પત્ર

મુંબઈ

૨૧-૩-'૨૭

**વહાલાં બહેન,**

ધરતીનો છેડો ઘર! ફરી ફરીને અઢી વરસે તમારે ઘેર આવ્યો ત્યારે જ દિલને એક દિવસમાંયે ઘણો વિસામો મળ્યો.

સરલાએ મને કહ્યું તેમ દોહદથી આવતાં રાતમાં ઘણીવાર એમ લાગ્યું કે મોટાં ત્રણ છોકરાં વિના ઘર કેવું લાગશે? મારે એ પણ કબૂલ કરવું જોઈએ, તમારાં નાનાં છોકરાં બહુ જ ગમ્યાં. બીજાં તો કોઈ એવાં લાડકવાયાં છોકરાં મારી સાથે રમવાને છે જ નહિ—પણ એ જરા નાનાં તો પડે જ ને! છતાં એકંદર મારા દિલને અણધારી શાંતિ મળી! સરલા તો જમવાને આવીને તેને ઘેર પણ જઈ આવ્યો એટલે તેની ખોટ તો ન સાલી! ને બીજાં વહાલસોયાં મુખડાંમાં પણ પ્રતિબિંબ તો તમારી અનુપમ જોડીનું જ—ને તેમની છાયા નીચે હું વસું તેમાં કાંઈ ખોટ કેમ લાગે? તમારા રસોડામાં તમારે હાથેથી આટલે વખતે ચા પીતાં અને ડોકટરની સાથે પાર્કમાં ફરતાં મારા દિલમાં જે અપૂર્વ આનંદ થયો છે તેનું વર્ણન હું કરી શકતો નથી.

તમારા બન્નેમાં-ડૉકટરમાં પણ અદ્ભુત Domestic Quality છે ને જો કે તેથી કેટલાંય અળવીતરાં કરતાં નથી રોકાયો તોપણ તેનો, મારાં આટલાં પરિવર્તન પછી મારા દિલ પર એટલો બધો પ્રભાવ કાયમ છે તે જોઈને હું પોતે જ ચકિત થયો.

× × ×

તમારાં ત્રણે ભૂલકાંને બહુ જ બોલાવશો.*

લિ. ઇન્દુલાલના સસ્નેહ પ્રણામ.

* શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક બે વર્ષના ગાળા પછી વડોદરે આવી ગયા ત્યાર પછીનો પત્ર: જુઓ, શારદાબહેન મહેતાનું પુસ્તક 'જીવનસંભારણાં,' પાન ૪૪૦.

## પરિશિષ્ટ ૪

# શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકનો પત્ર

મુંબઈ

તા. ૧૫–૭–'૨૭

**સૌ. શારદાબહેન,**

તમારો કાગળ ને રાખડી વખતસર મળ્યાં. તે માટે તમારો ઉપકાર શા શબ્દોમાં માનું? આટઆટલાં વરસોથી તમારી રાખડી મારી રક્ષા કરતી આવી છે અને હજી કરશે એવી ખાતરી છે.

તમે મને સરલાની માફક ગુજરાતમાં કૂદી પડવાની સલાહ આપો છો. તમે ખચીત માનજો કે તમારો ભાવ હું બહુ જ સારી રીતે સમજી શકું છું. મારે એ પણ કબૂલ કરવું જોઈએ કે મારા કઠોર દેખાતા દિલ પર આવા ભયંકર અકસ્માતથી કંઈક કંઈક અસર થઈ છે. પણ આવી જાતનું સંકટનિવારણનું કામ તો ગમે તેમ નાના પાયા પર–મેં પહેલાં કર્યું છે, ને તેવું કાંઈ ફરીથી (Repeat) કરવા તો નથી માગતો ને આથીયે વધારે મુદ્દાની વાત તો એ છે કે, ગુજરાતમાં હતો ત્યારે ભૂળમાં તો કોઈ પણ જાતના (આછા ક્રાંતિકારી હેતુથી) Vague revolutionary propose થી કામ કરતો

હતો. જે કરતે કરતે વચમાં કંઈ સંકટ દેખાય ત્યારે જ તેને માટે કામ કરતો હતો.

પણ તમે ને ડૉકટર કદાચ જાણીને રાજી થશો કે ફરીવાર મારા દિલમાં નવી તરેહનું Revolutionary Vision ખુલતું જાય છે. હું રશિયન રાજકીય પુસ્તકોમાં હમણાં ગિરફતાર થતો જાઉં છું–જેમાં સમાજજીવનની આખી ફિલસુફી બદલાતી જાય છે. અથવા બીજી રીતે કહું તો મારી કેટલીયે Antipathies, Predilections, Opinions (વિરોધી વૃત્તિઓ, પૂર્વગ્રહ, અભિપ્રાય) વગેરેનું નવું Interpretation (રહસ્ય) મને આ પુસ્તકોમાં મળતું જાય છે. વળી હું તો ખરું જોતાં રશિયામાં પેડેલા અગાધ દુ:ખની અને ચમત્કારિક કામની વાતો વાંચું છું તેથી મને કામ કરવાની નવી પ્રેરણા મળતી જાય છે; ને તેના પહેલા જ પરિણામરૂપે હવે મુંબઈના મજૂરોનું કેટલું કામ જોવાને આવતા પખવાડિયામાં કેટલાક સાથીઓની સાથે જવાનો છું.

વળી મારા Spiritual evolutionનો (આધ્યાત્મક વિકાસનો) કંઈક ખ્યાલ આપું. હૉટેલમાં ખાતો કરતો નથી. એક ગુજરાતી કુટુંબમાંથી મંગાવીને શાક-ભાખરી ને દૂધ બપોરે ખાઉં છું. બીડી પણ છોડી છે, રાતે ન જમવાનું પણ તાજું વ્રત લીધું છે. આમ ફરીથી જૂની જીવનપ્રણાલિકા જાગ્રત કરતો જાઉં છું તેથી નવું કામ કરવાની સ્ફુરણા પણ થતી જાય છે. આ બધું તમને બંનેને ઘણું જ Hopeful (આશાસ્પદ) લાગશે એવી મારી ખાતરી છે.

ડૉકટરને અવકાશે આ વંચાવશો.*

લિ. ઇન્દુલાલના સપ્રેમ પ્રણામ.

* વડોદરાના અને ગુજરાતના રેલસંકટ પછી પાઠવેલો પત્ર, ૧૯૨૭. જુઓ, ‘જીવનસંભારણાં.’

## પરિશિષ્ટ ૫

# ‘રણસંગ્રામ’ વગેરે નાટકોનો સાર

### ૧. રણસંગ્રામ

મેં સન ૧૯૩૦માં મુંબઈ છોડયું ત્યારે ગાંધીજીની મીઠાની અને સત્યાગ્રહની લડત પૂરપાટમાં ચાલતી હતી. મુંબઈની લડત સમિતિમાં હું કોઈવાર હાજરી આપતો, તો કોઈવાર સમાજવાદી કાર્યકર મહેરઅલીને મળતો ત્યારે તેમની વ્યૂહરચના મને સમજાવતા અને મને તેમના સમાજવાદી જૂથમાં દાખલ થવા આગ્રહ કરતા.

મુંબઈમાં તે વખતે મુસલમાનો, પારસીઓ, વેપારીઓ વગેરેના 'દિન ઉજવવાને મોટાં સરઘસો ને સભાઓ યોજવામાં આવતાં. તે પ્રણાલિકાને આગળ ધપાવીને મહેરઅલી કામદારોના પરેલ વિસ્તારમાં કૉંગ્રેસની છાવણી સ્થાપીને મજૂરદિન અને મજૂર–સપ્તાહ ઉજવવા માગતા હતા. આ માટે કૉંગ્રેસી શેઠિયાઓને એમ સમજાવતા કે આથી કામદાર વિસ્તારમાં રાષ્ટ્રીય લડતનો પ્રચાર થશે. બીજી બાજુ કામદાર આગેવાનોને તે સમજાવતા કે, તમારા સરઘસમાં રાષ્ટ્રીયની સાથે લાલ ઝંડો ફરકાવવો અને તમારાં સૂત્રો પણ પોકારવાં, જેથી તમારી લડત અને માગણીઓની છાપ કૉંગ્રેસના મૂડીપતિઓ ઉપર પડે.

લંડનમાં ‘રણસંગ્રામ’નું જે પહેલું નાટક લખ્યું તેના ઉપર

'૩૦ની સારીએ લડતની ને ખાસ કરીને કામદાર વર્ગને તેમાં ખેંચવાની મહેરઅલીની યોજનાની સારી છાપ પડી છે. મહેરઅલી જેવો કેકી નામનો પારસી યુવક કામદાર સરઘસની યોજના કૉંગ્રેસી શેઠ રઘુનંદન પાસે મંજૂર કરાવે છે. પછી કાંતિ જેવા ઉદ્દામ યુવકને અને રામરાવ જેવા કામદાર આગેવાનને પણ તેમાં ભળવાનું સમજાવે છે. પણ જ્યારે સરઘસને દિવસે કૉંગ્રેસી શેઠ રઘુનંદન મજૂરોની માગણીઓના મોટા પડદા જુએ છે અને 'ઇન્કિલાબ ઝિંદાબાદ'ની સાથે 'મૂડીવાલે સાવધાન' અને 'મિલમાલિકો સાવધાન' એવાં સૂત્રો સાંભળે છે ત્યારે તેઓ કૉંગ્રેસમાં પૈસા આપનાર વેપારીઓના ધ્યાન પર આ બધી બિના લાવીને તેમને વધુ પૈસા મળતા અટકાવવાની ધમકી આપે છે. વળી મજૂરોનું સરઘસ નીકળ્યા પછી થોડા જ વખતમાં ગાંધીજી સરકાર સાથે સમાધાન કરે છે. પરિણામ એ આવે છે કે, બ્રિટિશ માલના બહિષ્કારની લડતથી મિલવાળા અને વેપારીઓ ધૂમ નફો કરે છે ત્યારે તેઓ કામદારોને પગારમાં કંઈ પણ વધારો કે બીજી કંઈ પણ રાહત આપવાનો સખત વિરોધ કાયમ રાખે છે.

નાટકના નીચેના સંવાદ પરથી આ વિશેની ચર્ચાનો કંઈક ખ્યાલ આવશે :

રઘુનંદન :–અત્યારના કપરા સંજોગોમાં આ મજૂરોમાં આવા લાલ વાવટાનાં સરઘસો કાઢવાથી શો ફાયદો?......મજૂરોમાં તો મૂડીવાદને ખતમ કરવાની, મિલમાલિકોને નમાવવાની ને લાલ વાવટાના જયકારની બૂમો સંભળાય છે તે ખોટું છે.

કાંતિ :–સો વાતની એક વાત એ છે કે, સ્વરાજ્યનો સાચો અર્થ રોટી છે.

રઘુનંદન :–એ વળી શું? મોટી રોટીનું એક ચિત્ર તો જોયું.

રામરાવ :–એનો અર્થ એમ છે કે જે જે ચીજમાં જેની જેની રોટી સમાયેલી છે તેને તેને તેઓ સ્વરાજ્યને નામે ભજે છે. ખેડૂતોની રોટી કર કમી કરાવવામાં છે તેથી તેઓ કર ન આપવાની લડત ચલાવે છે. વેપારીઓની અને મધ્યમ વર્ગની રોટી વધારે ઊંચી નોકરીઓ મેળવવામાં ને હિન્દનો

વેપારઉદ્યોગ, બ્રિટિશરોને કાઢીને પોતાના હાથમાં લેવામાં સમાયેલી છે તેથી તેઓ સ્વરાજ્યની સાથે બ્રિટિશ માલ ને વેપારના બોયકોટના મંત્ર જપે છે. મજૂરોની રોટી પરદેશી તંત્રને દૂર કરવામાં જ નહિ પણ પોતાના પગાર વધારવામાં, કામના કલાક ઓછા કરવામાં ને સ્વાર્થી મિલમાલિકો ને મધ્યમ વર્ગ પાસેથી પોતાના પરસેવાનાં વધારે દામ વસૂલ કરવામાં છે. તેથી તેમની સ્વરાજ્યની લડત જરા જુદું રૂપ લે તેમાં નવાઈ શી ?

આ નાટકમાં લંડનના મારા ઉદ્દામવાદની ચોખ્ખી છાપ પડી છે. ત્યાં મારાં વર્તુળોમાં દેશની રાષ્ટ્રીય આઝાદીની લડતની સાથે સાથે સમાજવાદી ક્રાંતિ જમાવવાનો પણ ઘણો આગ્રહ રખાતો હતો તે આ નાટકમાં વ્યક્ત થયો છે. તેની સાથે એ નીતિની નિષ્ફળતા ઉપર ઉદ્દામો ગમે તેટલાં આંસુ સારે, પણ શાહીવાદ વિરોધી લડત એની મૂળ મર્યાદાને પાર કરી શકી નહિ, એ હકીકત પણ આ નાટકમાં રજૂ કરવામાં આવી છે.

આ મુખ્ય વસ્તુની સાથે બીજા નાના અંગત પ્રણયના કિસ્સા ઉતાર્યા છે તેનુ વર્ણન કરવાની જરૂર નથી.

## ૨. આશાનિરાશા

આ નાટક પણ ૧૯૩૦–૩૧માં બારડોલીના ખેડૂતોની લડતના જે સમાચાર લંડનમાં મળતા ગયા તેના આધારે ઉદ્દામ ગાંધીવિરોધી દૃષ્ટિથી લખવામાં આવ્યું છે. આગલા નાટક 'રણસંગ્રામ'ની માફક આનું પણ પ્રકાશન મુંબઈ સરકારે થોડો વખત અટકાવ્યું હતું.

આ નાટકનો આરંભ સન ૧૯૩૧ના આરંભમાં થાય છે. બારડોલીના ખેડૂતોએ સન ૧૯૨૮માં નાકરની લડત ચલાવેલી તેમાં તે જીતેલા. હવે નવી આઝાદીની લડતને અંગે પાછલી બાકી વસૂલ કરવાને કોચનર પોલીસની મદદ વડે મહેસૂલી અધિકારીઓ ભયંકર દમન ચલાવી રહ્યા છે. તેથી સન ૧૯૨૮ની માફક ઘરમાં પુરાઈ રહેવાને બદલે સત્યાગ્રહી ખેડૂતો પોતાની ઘરવખરી લઈને

ખેતરમાં ઝૂંપડાંમાં રહેવા જાય છે. એક મોટા સાચા સત્યાગ્રહી ખેડૂત બબાભાઈનો દીકરો કુંવરજી પાકો ઉદ્દામવાદી બન્યો છે. નાટકમાં જૂના સુરતના અનાવીલ આશ્રમના સત્યાગ્રહી દયાળજીભાઈને જ એક પાત્ર તરીકે ઉતાર્યા છે. તેમની પડખે કેવળરામ નામના કોંગ્રેસ છાવણીના એક આગેવાન, શ્રદ્ધાળુ નેતા ડૉક્ટર દેશાઈ અને વિલાયતથી તાજા જ આવેલા રણધીર સત્યાગ્રહની લડતની ચર્ચા પોતપોતાની દૃષ્ટિથી કરે છે.

બીજા અંકમાં બબાભાઈ પોતાના જ ખેતરમાં થયેલો બધો પાક જરા જોવાને જાય છે ત્યાં પોલીસવાળાઓ ઓચિંતા ચઢી આવે છે અને ત્યાં તેમના ઉપર ગેરકાયદેસર પ્રવેશ કર્યાનો આરોપ મૂકીને તેમને ધક્કો મારે છે અને તે પડી ગયા પછી તેમને ગડદાપાટુ મારે છે. એવામાં ગામના સ્વયંસેવકો આવતાં તે બચીને છાવણી પર આવે છે, ત્યારે ભારે શોર મચે છે અને તેમની સેવા કરવાને ચારે બાજુએથી બધા ભેગા થઈ જાય છે.

થોડા કલાક પછી મધરાતે સરકારની રાવણીસેના ખેડૂતોનાં ઝૂંપડાંઓને ઘેરો ઘાલે છે. એક નબળા ખેડૂતની પાસેથી રોકડા રૂપિયા બાજુએ મુકાવી તે લઈ લે છે. બીજી બાજુએ એક પોલીસ અમલદાર કમળા નામની એક ખેડૂતની દીકરી સાથે ચેનચાળા કરે છે એટલે જોશીલો કુંવરજી તેની વહારે ધાય છે. હવે તો પોલીસની આખી ફોજ કુંવરજી ઉપર તૂટી પડે છે. તેથી તે પટકાઈને ઘાયલ અને બેભાન થાય છે. આ વખતે કોઈ શ્રદ્ધાળુ ખેડૂતો મોંઘાં બલિદાન આપીને જીતવાની ગાંધીજીની નીતિને વખાણે છે ત્યારે ઉદ્દામવાદી રણધીર સારાયે ગાંધીવાદની સખત ટીકા કરે છે અને આવા ભોગ આપીને સરકારના દિલને પલટાવવાનું અશક્ય ગણાવે છે.

પછી સન ૧૯૩૧ના માર્ચ માસમાં ગાંધીજીએ સરકાર સાથે સમાધાન કર્યું તેના જે વિવિધ પ્રત્યાઘાત ખેડૂતોનાં વર્તુળોમાં પડે

છે તેનું આબેહૂબ દર્શન, આ સમાધાનને સમર્થન આપવા બારડોલીમાં સભા મળે છે તેમાં થાય છે. સરકારી દમનનીતિ, મોહાનો કાયદો, પિકેટિંગ અને છેવટે બારડોલીના ખેડૂતો વિષે સમાધાનની કલમોની સમજૂત અપાય છે ત્યારે કૉંગ્રેસી સ્વયંસેવકો ગાંધીવાદી સૂત્રો પોકારે છે અને નવજુવાન સંઘના સ્વયંસેવકો વિરોધનાં સૂત્રો લલકારે છે. સભામાં છેવટે ખેડૂતોની કલમોની ચર્ચા થતી હતી ત્યારે કંઈક સાજો થયેલો કુંવરજી, પ્રમુખ કેવળરામને સવાલો પૂછે છે અને છેવટે કરારની સખત ટીકા કરે છે. હવે બંને પક્ષોઓ વચ્ચે તકરાર થાય છે ત્યારે પોલીસ કુંવરજી ઉપર વેર લેવા માટે તેને મરણતોલ માર મારે છે. તરત તેને ઝોળીમાં નાખીને છાવણીમાં લઈ જવામાં આવે છે.

આ મૂઢમારથી કુંવરજીની તબિયત છેક જ લથડી જાય છે. તેને સનેપાત થાય છે ને ગમે તેમ લવરી કરે છે. બીજી બાજુએ નાટકનાં જુદાં જુદાં પાત્રો વચ્ચે ગાંધીજીની રાજનીતિ વિષે સખત ચર્ચા ચાલે છે. એવામાં સમાચાર આવે છે કે, ગાંધીજીને છેલ્લે વાઈસરૉયે મનાવી લીધા છે અને તેથી તેઓ લંડન જવા આગબોટમાં ઊપડે છે. આ ખબર કુંવરજીને પડે છે એટલે તે છેલ્લા બોલ બોલે છે:

'(આંખમાંથી અગ્નિ વર્ષાવતાં) મારા જેવા હજારો લાખો જુવાનો ને ખેડૂતો સારા દેશને દગો દઈ ને ગાંધીજી...ગાંધી બાપુ... પટ્ટણી બાપુ બિકાનેરના બાપુ...અને એવા બાપુઓ... સાથે મળીને વિલાયત દુશ્મનો સાથે સૂલેહ કરવા ચાલ્યા...ચાલ્યા...અને હું પણ હવે ચાલ્યો. (થાકી જઈને પથારીમાં પડતું મૂકતાં) ચાલ્યો...હાશ... ઈશ્વર...વિવેકાનંદ...રામકૃષ્ણ...(આમ બોલતાં બોલતાં મૂર્છા ખાઈને પડે છે. આ ખબર કુંવરજીને સમાધિમાં લીન થાય છે અને પડદો પડે છે.)

## ૩. શોભારામની સરદારી

સન ’૩૦માં લંડન જતાં પહેલાં મારા જાણવામાં આવેલું કે, બારડોલીમાં સન ૧૯૨૮માં સત્યાગ્રહ પતી ગયા પછી શ્રી નરહરિભાઈ પરીખ સરભોણુ ગામમાં એક શાળા ચલાવતા અને તેમાં સ્થાનિક દુબળા બાળકોને ભણાવતા. ગામના મોટા ખેડૂતોએ દુબળાના છોકરાંના ભણતરનો વિરોધ કર્યો. અને છેવટે એ શાળામાં ગામ-આગેવાનોના દબાણને લીધે એ બાળકો આવતાં બંધ થયાં. આ પ્રસંગે ખેડૂતોના વિરોધમાં નરહરિભાઈએ ઉપવાસ શરૂ કર્યા. ગામલોકોએ છેવટે સરદાર વલ્લભભાઈને ફરિયાદ કરી ત્યારે તેમના આદેશથી નરહરિભાઈએ ઉપવાસ તો છોડી દીધા. પણ તેથી દુબળા બાળકોના ભણતરનો સવાલ ઊકલ્યો નહિ. આ કિસ્સાના આધારે મેં લંડનના મારા વાસ દરમ્યાન આ નાટક લખ્યું હતું.

પહેલા અંકમાં પ્રોફેસર પંડ્યા જેવા પાકા સામ્યવાદી, શોભારામ જેવા ગાંધીવાદી કાર્યકર, મુંબઈના યુવક આગેવાન મોહન અને તેની મંડળીનો હસમુખો પેસી, કસરતબાજ રણમલ, શ્યામા અને રોહિણી જેવી યુવતીઓ વગેરે પાત્રોની પિછાન આપવામાં આવી છે.

બારડોલીના દેવડી ગામમાં રાનીપરજ પરિષદ, ગાંધીવાદી અગ્રેસર રામનાથ શાસ્ત્રીના પ્રમુખપણે મળે છે. તેમાં દુબળા અને રાનીપરજની આઝાદી વિષે નીચે મુજબનો ઠરાવ જુવાનીઓ મોહન રજૂ કરે છે :

(૧) કાળીપરજ અને દુબળા રાનીપરજ ને સર્વ દલીત વર્ગની શારીરિક, નૈતિક અને ખાસ કરીને આર્થિક અવદશા અને દરિદ્રતાનું મૂળ દુબળા જેવી કેટલીક કોમોની આ વિભાગમાં પરાપૂર્વથી ચાલતી ગુલામીની ત્રાસદાયક પ્રથામાં તેમજ બાકીના દલિત વર્ગ ઉપર ગુજરાત જમીનદારોના અને શાહુકારોના સિતમમાં સમાયેલી છે. એથી આ પરિષદની દૃઢ માન્યતા છે અને તેથી આ ગુલામીની પ્રથા ને આ રાક્ષસી દમન સદંતર અને સત્વર નાબૂદ કરવાને આ પરિષદ સર્વ દેસાઈઓ, શાહુકારો અને જમીનદારોને ભલામણ કરે છે.

(૨) આ ઠરાવ પસાર થયા પછી ત્રણુ માસમાં જો દલીત આ કોમો ઉપર ગુજરતા સર્વ પ્રકારના જુલમ નાબૂદ નહીં થાય તો આ પરિષદ સરકારની સામે લડવાનો, તમામ ઉપરી જમીનદારોને આપવામાં આવતી સહાય બંધ કરવાનો અને વળી તેમની સામે જ દલીત વર્ગનો સત્યાગ્રહનો સંગ્રામ જગાવવાનું ઠરાવે છે.

જુવાનીઆઓનો આ ઠરાવ ગાંધીવાદી શોભારામને ગળે એવી રીતે ઉતારવામાં આવે છે કે રાષ્ટ્રીય આઝાદીને માટે ગાંધીજીએ હરિજનોની આભડછેટ દૂર કરવાની શરત હિંમતભેર મૂકી હતી તેવી રીતે ખેડૂતોની લડત આગળ ચલાવવા માટે એમના જ ગુલામોનાં બંધન રદ કરવાની શરત મૂકવી જ જોઈએ. મોહનની આ સમજૂતીને લીધે શોભારામ જેવા પ્રમાણિક ગાંધીવાદી આ ઠરાવને ટેકો આપે છે. જ્યારે પાકા ગાંધીવાદી આગેવાનોએ તો દારૂબંધી અને ચરખો ચલાવીને દુબળા અને સર્વે રાનીપરજનું કલ્યાણ કરવાનો ઠરાવ કર્યો હતો. ગરમાગરમ ચર્ચા થયા પછી મોહનનો ઠરાવ ઊડી જાય છે અને સારી જુવાનીઆ ટોળી વિફરે છે.

આ પરિષદમાં બે દુબળા બીજે ગામથી આવ્યા હતા. ત્યાંની વાસ્તવિક સ્થિતિની તપાસ કરવાને માટે ચબરાક પેસી અને રોહિણી જાય છે. તેઓ ત્યાં પહોંચે છે ત્યારે ખબર પડે છે કે, પરિષદમાં ગયેલા એક દુબળાના છોકરાને એક દેસાઈએ માર માર્યો હતો. વળી એની દીકરી ઉપર અત્યાચાર કરવાને કારમો પ્રયાસ કર્યો હતો તે તેના મરણિયા વિરોધને લીધે જ નિષ્ફળ બન્યો હતો. બીજે દિવસે જ્યારે આખી જુવાન મંડળી શોભારામ સાથે તે ગામે પહોંચે છે ત્યારે આ બધીયે ખબર તેમને પડે છે. પેલી પરેશાન થયેલી દીકરીની તબિયત ધીમે ધીમે સુધરે છે. પણુ જુવાનિયા આ ગામમાં જઈને ખેડૂતોને પાઠ ભણાવવાને તૈયાર થાય છે ત્યારે શોભારામ આ વિસ્તારના જૂના ગાંધીવાદી કાર્યકર તરીકે ખેડૂતના અત્યાચારના વિરોધમાં લાંબા ઉપવાસ ઉપર ઊતરે છે. બીજી બાજુએ જુવાનીઆ ટોળી જ્યાં સુધી અત્યાચાર કરનાર ખેડૂત દુબળાઓની માફી ન માગે

ત્યાં સુધી ગામના સર્વે દુબળાઓની હડતાલ જાહેર કરે છે, અને તેમના વિસ્તારમાં ધજાપતાકાઓ સાથે મોટાં સરઘસો કાઢે છે. એકબે દિવસમાં દુબળાઓ પોતાના જ ખેતરનું પાકેલું અનાજ કાપીને માથા પર અને ગાલ્લીઓમાં પોતાને ઘેર લઈ આવે છે ત્યારે ઝેરીલા ખેડૂતો પોલીસને બોલાવીને બધો ચોરીનો માલ ગણાવીને ફરિયાદ કરે છે. હવે ગામના અને જુવાનીઆનાં દળ સામસામે લડવાની અણી ઉપર આવે છે તેવામાં પોલીસ પાર્ટી આવે છે. ગામલોકો સાથે મસલત કરીને અને જુવાનીઆઓની અને દુબળાઓની સંગઠિત તાકાત પિછાનીને પોલીસ અધિકારી દુબળાઓની ખેતીનો માલ જવા દે છે; માત્ર મોહનને અને એક દુબળાને પકડી જાય છે.

વળી એએક દિવસ પછી શોભારામ ઉપવાસથી ઘણા દુબળા પડી જાય છે ત્યારે તેમના અગ્રેસર શાસ્ત્રીજી તરફથી ઉપવાસ છોડી દેવાની સલાહ મળે છે. એટલે તરત જ દુબળાની જ ઝૂંપડીમાં દૂધ પીને તેઓ ઉપવાસ છોડે છે. તેવામાં ખબર આવે છે કે એક પારસી મૅજિસ્ટ્રેટે દુબળાને અને મોહનને છોડી મૂકયા છે અને એકબે દિવસ પછી અત્યાચાર કરનાર ખેડૂતના ગામે જઈ તપાસ કરવાની ખાતરી પેસીને આપી છે. દરમ્યાન તેમણે ગામનું વાતાવરણ હળવું કરવાને માટે હડતાલ પાછી ખેંચી લેવાની સલાહ આપી છે, તે મુજબ મોહન ગામે આવીને હડતાલ પાછી ખેંચી લે છે. એવામાં જ ખબર આવે છે કે અત્યાચાર કરનાર દેસાઈને પકડવામાં આવ્યો છે અને તે ધ્રુજતો ધ્રુજતો સરકારી તંબુમાં ગયો છે.

આવી રીતે જ્યારે ચોપાસ જુવાનિયા ટોળીનો વિજય થાય છે ત્યારે ગાંધીવાદી શોભારામની થતી ટીકાનો જવાબ આપતાં મોહન કહે છેઃ

૩ 'તું ભૂલી જાય છે કે શોભારામે એક વાર આ ગામમાં પગપેસારો કર્યો હતો અને તેમના પ્રતાપે જ આટલું બંડ જગાવી શકયા છીએ.'

છેવટે શોભારામના અને મોહનની જય બોલીને બધાયે આનંદના તાનમાં મહાલે છે ત્યારે પડદો પડે છે.

# પરિશિષ્ટ ૬

# શ્રી ઇન્દુલાલનો પત્ર

૧૮, કોરમ સ્ટ્રીટ,
લંડન
૧૫–૪–'૩૫

**સ્નેહી સૌ. શારદાબહેન,**

અત્યાર સુધી તમે મારા કાગળના જવાબ નથી લખ્યા, તેનું કારણ હું સમજી શકું છું. તમે મારા પાછા આવવાની આશા લગભગ મૂકી દીધી હશે. અને મારે કહેવું જોઈએ કે, પહેલાંના કોઈ વખત કરતાં આજે ફાવે તેટલો વખત લંડનમાં કે યુરોપમાં રહેવાની અનુકૂળતા મને મળી છે. પણ તે જ ક્ષણે હિન્દુસ્થાનમાં મારું દિલ ગિરફતાર થયું છે ને મારો દેહ વરસની આખર પહેલાં સ્વદેશની ભૂમિ પર પાંચ વર્ષે પગ મૂકશે એ પણ મારા નસીબની કંઈક ખૂબી જ કહેવાય!

હું જાણું છું કે મારો માર્ગ સહેલો નથી. અહીંયાંને મુકાબલે હિન્દના જેવો પરાધીન દેશ પીંજરા સમાન છે જ. તેમાં યે મારાં લખાણો ને આગલી કારકિર્દીને લીધે મારી વિરુદ્ધ મેં ઘણાં વહેણ ઊભાં કર્યાં છે છતાં હું પાછા આવવાનો છેવટનો નિશ્ચય કરી ચૂક્યો છું.

તેમાં એક કારણુ તો એ પણુ ખરું કે હવે જો બીજાં પાંચ વરસ જવા દઈશ તો તો પછી હું જિંદગીભર ભડભડ સળગતી સગડી આગળ મોટી ખુરશીમાં બેસીને વાંચવા કે લખવાને લાયક છેક જ થાથાપાપડ થઈ જઈશ?

× × ×

તમે જાણો છો કે હિન્દનું વાતાવરણુ મારા મનમાં એટલું બધું જામતું જાય છે કે ફરીવાર ૧૯૧૭–૧૮–૨૦ના અમદાવાદનાં સ્વપ્નાં ઘણીવાર આવ્યા કરે છે. તમારા કુટુંબના સહવાસથી મળેલી પ્રેરણા વિષે તમારા લેખમાં વાંચેલું ત્યારે તો મારા જીવનનું એક પુરાણું પ્રકરણુ વાંચતો હોઉં એમ લાગેલું. પણુ જ્યારે ડૉકટરે લખ્યું કે નંદલાલને લખેલો કાગળ સિદ્ધાર્થે વાંચ્યો. ત્યારે મને ઓચિંતી ખૂબ જ ચટપટી થઈ.

સિદ્ધાર્થ આખો કાગળ વાંચે! ને સમજી પણુ શકે! જે ગઈ કાલે મને 'ધુધુ' કહેતો હતો, ને રમકડાંની માફક તમારા ઘરમાં પડતો આખડતો હતો! અશોકની પછીનાં એ છોકરાંની ઘણી જ ઝાંખી છાપ મારા મન પર છે. વિચાર કરતાં તમારા હાલના આવાસનું ચિત્ર મારી કલ્પના આગળ રચાવા માંડ્યું. હવે તમારાં મોટાં ત્રણુ છોકરાં પોતાને તૂમડે તરતાં થયાં છે, એટલે અશોક–ઇન્દી ને સિદ્ધાર્થની મારે નવી દોસ્તી થશે. કેટલું વિચિત્ર છતાં કેવું રળિયામણું!

તેમાં અશોકના તરફ તો મારું દિલ ઘણું જ ખેંચાય છે. તેની મને ઘણી જ આશા છે. કોઈ પણુ પ્રકારે તેને લંડન ને બને તો અમેરિકા ભણવા મોકલી શકો તો તેનું ભવિષ્ય ને માનસ ઘણું જ સુધરશે.

'ઇન્દુલાલ એવા ને એવા તો નહિ જ હોય?' એમ દાક્તરે લખેલું વાક્ય તમારું જ ધારું છું. એવો ને એવો તો દશ વર્ષ કોણુ રહી શકે? રહે તે ગધેડો પણુ કહેવાય! મારા વિચારોમાં, પ્રેરણાઓમાં,

કાર્યક્રમમાં ઘણા ફેર થયા છે : પણ માણસ તરીકે મારામાં બહુ ફેર નહિ પારખો એમ હું ધારું છું.

મારામાં ઉત્સાહ, જુસ્સો, ઉદ્યમ, ઉતાવળિયાપણું, સપાટો—એ બધું એવું ને એવું છે. અહીંયાં પણ ભલભલા જુવાનિયા મારી સાથે ચાલતાં પાછળ પડી જાય છે. સિપાઇગીરીના ગુણ ઘણાખરા જે હતા તે સાચવી રાખ્યા છે. હજી પણ એને એ મગફળી, ખજૂર ને પાંઉ-રોટી જ મને વધારેમાં વધારે ગમે છે. બીજું ઘાણુંયે બને ત્યાં સુધી મફત મળે ત્યારે ખાઉં છું. પણ તે તો આવન–જાવન. તેનો શોહ નથી.

વળી આ જિંદગીમાં ‘settle’—સ્થિર દુનિયાદારીની ભાષામાં થવાનો નથી. ને બર્લિન ને પેરિસ, લંડન ને ડબ્લીન, જ્યાં ગયો ત્યાં જે કોઈ છોકરાંનો ભેટો થતો તેમની સાથે ધીંગાણું કરતો ત્યારે તમારા દીવાનખાનામાં અશોકની સાથે ક્રિકેટ રમતો તે યાદ આવતું !*

લિ. ઇન્દુલાલના સસ્નેહ પ્રણામ.

* ઇંગ્લાંડથી પાછા આવ્યા તે પહેલાં થોડા મહિના આગળનો પત્ર : જુઓ, ‘જીવનસંભારણાં.’

# સૂચિ


**અ**

અક્કલનું અપમાન—૨૨
અગ્નિ એશિયા—૯૬
અણાવાળા—૧૩૩
અન ફ્રેબ્લાકટ—૨૮૧,૨૮૬,૨૯૬
અનસારી ડૉ.—૯૬, ૯૮, ૯૯
અનાવિલ આશ્રમ—૩૮૦
અનિલ—૨૪૩
અફઘાનિસ્તાન—૭૨, ૭૩
અબ્દલ કરીમ—૪૨,૬૫
અબુ હુસેન—૫૯, ૬૦
અબ્રાહ્મણ પક્ષ—૬૦
અભ્યંકર, જી. આર.—૨૫૩
અમદાવાદ—૪૮, ૫૦, ૫૧, ૭૧, ૭૨, ૭૪, ૭૫, ૭૬, ૧૪૩, ૧૪૬, ૧૫૩, ૧૫૭, ૧૬૪, ૧૬૫, ૧૭૧, ૧૯૭, ૩૩૬, ૩૬૦
અમદાવાદના મિત્રો—૪૭
અમદાવાદનાં સ્વપ્નાં—૩૮૬
અમદાવાદની કૉલેજ—૧૩૪
અમદાવાદનું કાર્યાલય—૫૭
અમરચંદ મંગળદાસ—૧૪૧
અમાનુલ્લા—૭૨
અમૃતલાલભાઈ—જુઓ શેઠ અમૃતલાલ
અમેરિકન એક્સપ્રેસ કંપની—૧૭૬
અમેરિકન વિમેન્સ ક્લબ (બર્લિન) —૨૧૮
અમેરિકા—૩૬,૪૩, ૧૫૦, ૧૫૧, ૧૭૮, ૧૮૪, ૧૯૫, ૨૦૩, ૨૧૭, ૨૭૨, ૨૭૪, ૨૭૫, ૨૮૨, ૨૮૮, ૩૦૧, ૩૧૯, ૩૩૧, ૩૩૯, ૩૫૨, ૩૫૭.
અમેરિકાના હબસીઓ—૩૫૨
આરબ દેશો—૧૯૧
અરબસ્તાન—૪૨
અર્વીન, લૉર્ડ—૨૨૨, ૨૨૩
અલારખિયા, શિવજી—૮૨
અલ્સ્ટર—૨૮૦, ૨૯૭, ૨૯૮, ૩૩૮
અવનવો સત્યાગ્રહ—૧૫૩
અશરફ ડૉ.—૩૪૭
અશોક—૩૮૭
અસહકારની લડત—૭૮, ૯૯,૧૯૦
અંગ્રેજ જમીનદારો—૨૮૪
અંગ્રેજ રાજ—૩૩૩
અંગ્રેજ શાહીવાદીઓ—૪૦, ૭૯, ૨૮૫

